દાદા ભગવાન પ્રરૂપિત

# આપ્તવાણી

## શ્રેણી - ૯

સંકલન : ડૉ. નીરુબેન અમીન

# સમર્પણ

અનંત અવતાર ચઢ્યા પરમપદ પામવા,
મથ્યા, હાંફ્યા, થાકયા, ને અનંતીવાર પછડાયા,

સાધક સીધી વાટ મેલી, લીધી બાધક ગલી,
સો કમાવા જતાં, કષાયો થતાં બસો ખોટ મળી.

આપોપું, કપટ, મમતા, લોભ, લાલચ, ચતુરાઈ,
માન, સ્પર્ધા, ટીકા, ગુરુતા, અહમ્ ને જુદાઈ.

કાચાકાન, પારકું સાંભળવું, પૂજાવાની કામના,
આરાધના અટકાવી કરાવે કંઈ વિરાધના.

આવડતનો અહમ્, લાલચ, પલટાવે પાટો,
'હું જાણું છું' કેફ, જ્ઞાનીના દોષ દેખી ખાય ખોટો.

આડાઈ, સ્વચ્છંદ, શંકા, ત્રાગું, રિસામણ, ઉદ્વેગ,
મોક્ષમાર્ગી સાધકોનાં હેલ્થી મનમાં પ્રસારે 'પ્લેગ'!

મોક્ષમાર્ગનાં બાધક કારણોને કોણ બતાડે ?
કોણ છોડાવે ? કોણ પાછો ત્યાંથી મૂળ માર્ગે વાળે ?

માર્ગના 'ભોમિયા' પ્રકાશે સર્વ બાધક કારણ,
સૂક્ષ્મ ફોડકારી 'આપ્તવાણી' સાધકોને સમર્પણ !

❖❖❖❖❖

## ત્રિમંત્ર






નમો અરિહંતાણં

નમો સિદ્ધાણં

નમો આયરિયાણં

નમો ઉવઝ્ઝાયાણં

નમો લોએ સવ્વસાહૂણં

એસો પંચ નમુક્કારો;

સવ્વ પાવપ્પણાસણો

મંગલાણં ચ સવ્વેસિં;

પઢમં હવઈ મંગલં ૧

ૐ નમો ભગવતે વાસુદેવાય ૨

ૐ નમઃ શિવાય ૩

જય સચ્ચિદાનંદ





## દાદા ભગવાન પ્રરૂપિત આધ્યાત્મિક પ્રકાશનો


૧. ભોગવે તેની ભૂલ
૨. બન્યું તે જ ન્યાય
૩. એડજસ્ટ એવરીવ્હેર
૪. અથડામણ ટાળો
૫. ચિંતા
૬. ક્રોધ
૭. માનવધર્મ
૮. સેવા-પરોપકાર
૯. હું કોણ છું ?
૧૦. દાદા ભગવાન ?
૧૧. ત્રિમંત્ર
૧૨. દાન
૧૩. મૃત્યુ સમયે, પહેલાં અને પછી
૧૪. ભાવના સુધારે ભવોભવ
૧૫. વર્તમાન તીર્થંકર શ્રી સીમંધર સ્વામી
૧૬. પ્રતિક્રમણ (ગ્રંથ, સંક્ષિપ્ત)
૧૭. પતિ-પત્નીનો દિવ્ય વ્યવહાર (ગ્રં., સં.)
૧૮. મા-બાપ છોકરાંનો વ્યવહાર (ગ્રં., સં.)
૧૯. પૈસાનો વ્યવહાર (ગ્રં., સં.)
૨૦. સમજથી પ્રાપ્ત બ્રહ્મચર્ય (ગ્રં., સં.)
૨૧. વાણીનો સિદ્ધાંત
૨૨. કર્મનું વિજ્ઞાન
૨૩. પાપ-પુણ્ય
૨૪. સત્ય-અસત્યના રહસ્યો
૨૫. અહિંસા
૨૬. પ્રેમ
૨૭. ચમત્કાર
૨૮. વાણી, વ્યવહારમાં....
૨૯. નિજદોષ દર્શનથી, નિર્દોષ
૩૦. ગુરુ-શિષ્ય
૩૧. આપ્તવાણી-૧
૩૨. આપ્તવાણી-૨
૩૩. આપ્તવાણી-૩
૩૪. આપ્તવાણી-૪
૩૫. આપ્તવાણી-૫-૬
૩૬. આપ્તવાણી-૭
૩૭. આપ્તવાણી-૮
૩૮. આપ્તવાણી-૯
૩૯. આપ્તવાણી-૧૦ (પૂ.,ઉ.)
૪૦. આપ્તવાણી-૧૧ (પૂ.,ઉ.)
૪૧. આપ્તવાણી-૧૨ (પૂ.,ઉ.)
૪૨. આપ્તવાણી-૧૩ (પૂ.,ઉ.)
૪૩. આપ્તવાણી-૧૪ (ભાગ ૧થી ૪)
૪૪. આપ્તસૂત્ર
૪૫. ક્લેશ વિનાનું જીવન
૪૬. સહજતા


**(ગ્રં.-ગ્રંથ,સં.-સંક્ષિપ્ત, પૂ.-પૂર્વાર્ધ, ઉ.-ઉત્તરાર્ધ)**

હિન્દી, અંગ્રેજી, મરાઠી, તેલુગુ, મલયાલમ, પંજાબી, ઉડીયા, જર્મન તથા સ્પેનીશ ભાષામાં ભાષાંતરિત થયેલા પરમ પૂજ્ય દાદા ભગવાનના પુસ્તકો પણ ઉપલબ્ધ છે.

**'દાદાવાણી' મેગેઝિન દર મહિને ગુજરાતી, હિન્દી તથા અંગ્રેજી ભાષામાં પ્રકાશિત થાય છે.**

## 'દાદા ભગવાન' કોણ ?

જૂન ૧૯૫૮ની એ સમી સાંજનો છએક વાગ્યાનો સમય, ભીડમાં ધમધમતાં સુરતનાં સ્ટેશન પર બેઠેલા એ.એમ.પટેલ રૂપી દેહમંદિરમાં 'દાદા ભગવાન' સંપૂર્ણપણે પ્રગટ થયા અને કુદરતે સર્જ્યું અધ્યાત્મનું અદ્ભૂત આશ્ચર્ય ! એક કલાકમાં એમને વિશ્વદર્શન લાધ્યું ! 'આપણે કોણ ? ભગવાન કોણ ? જગત કોણ ચલાવે છે ? કર્મ શું ? મુક્તિ શું ?' ઈ. જગતનાં તમામ આધ્યાત્મિક પ્રશ્નોનાં સંપૂર્ણ ફોડ પડ્યા.

એમને પ્રાપ્તિ થઈ તે જ રીતે માત્ર બે જ કલાકમાં, અન્યને પણ પ્રાપ્તિ કરાવી આપતાં, એમના અદ્ભૂત જ્ઞાનપ્રયોગથી ! એને અક્રમ માર્ગ કહ્યો. ક્રમ એટલે પગથિયે પગથિયે, ક્રમે ક્રમે ઊંચે ચઢવાનું. અક્રમ એટલે ક્રમ વિનાનો, લિફ્ટ માર્ગ ! શોર્ટકટ !

તેઓશ્રી સ્વયં પ્રત્યેકને 'દાદા ભગવાન કોણ ?'નો ફોડ પાડતા કહેતાં કે, ''આ દેખાય છે તે 'દાદા ભગવાન' ન્હોય, અમે તો જ્ઞાની પુરુષ છીએ અને મહીં પ્રગટ થયેલા છે તે દાદા ભગવાન છે, જે ચૌદલોકના નાથ છે, એ તમારામાંય છે, બધામાંય છે. તમારામાં અવ્યક્તરૂપે રહેલા છે ને 'અહીં' સંપૂર્ણપણે વ્યક્ત થયેલા છે. હું પોતે ભગવાન નથી. મારી અંદર પ્રગટ થયેલા દાદા ભગવાનને હું પણ નમસ્કાર કરું છું.''

## આત્મજ્ઞાન પ્રાપ્તિની પ્રત્યક્ષ લિંક

પરમ પૂજ્ય દાદા ભગવાન (દાદાશ્રી)ને ૧૯૫૮માં આત્મજ્ઞાન પ્રગટ થયું. ત્યાર પછી ૧૯૬૨ થી ૧૯૮૮ સુધી દેશ-વિદેશ પરિભ્રમણ કરીને મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવતાં હતાં.

દાદાશ્રીએ પોતાની હયાતીમાં જ આત્મજ્ઞાની પૂજ્ય ડૉ. નીરુબેન અમીન (નીરુમા)ને આત્મજ્ઞાન પ્રાપ્તિ કરાવવાની જ્ઞાનસિદ્ધિ આપેલ. દાદાશ્રીના દેહવિલય બાદ પૂજ્ય નીરુમા તે જ રીતે મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ નિમિત્ત ભાવે કરાવતા હતા.

આત્મજ્ઞાની પૂજ્ય દીપકભાઈ દેસાઈને પણ દાદાશ્રીએ સત્સંગ કરવા માટે સિદ્ધિ આપેલ. વર્તમાનમાં પૂજ્ય નીરુમાના આશીર્વાદથી પૂજ્ય દીપકભાઈ દેશ-વિદેશમાં આત્મજ્ઞાન નિમિત્ત ભાવે કરાવી રહ્યા છે.

આ આત્મજ્ઞાન મેળવ્યા બાદ હજારો મુમુક્ષુઓ સંસારમાં રહીને સર્વ જવાબદારીઓ પૂરી કરતાં પણ મુક્ત રહી આત્મરમણતા અનુભવે છે.

# સંપાદકીય

અનંત અવતારથી મોક્ષે જવા જીવ ઝંપલાયેલો છે. કેટલીય વાર ચઢે છે ને કેટલીય વાર પડે છે. ધાર્યું પરિણામ આવતાં રોકે છે કોણ ? મોક્ષની સાધના કરનાર-કરાવનારાં 'સાધક-કારણો'ને કેટલેક અંશે પામી શકે છે, કિંતુ 'બાધક-કારણો' જાણી-જોઈને તેનાથી વિરક્ત રહે છે ફક્ત કો'ક કાળે પ્રગટેલા જ્ઞાની જ ! જ્ઞાની પુરુષ જ્યારે પ્રગટ પ્રત્યક્ષ સાંપડે ત્યારે જ મોક્ષમાર્ગ આખો ખુલ્લો થઈ જાય છે, એટલું જ નહીં પણ ઠેઠ સુધી પહોંચી જવાય છે !

એ મોક્ષમાર્ગમાં ઊંચે ચઢવાનો માર્ગ ક્યાંક ક્યાંક મળી આવશે. પણ ઊંચે ચઢતાં ચઢતાં જે 'ડેન્જરસ પોઈન્ટસ' આવે છે તેની લાલબત્તીઓ ક્યાંય મળતી નથી. ચઢવાના રસ્તાની જેટલી મહત્તા છે તેના કરતાં લપસણિયા સ્થાનકોની જાણકારી-તકેદારી અનેકગણી મહત્ત્વની છે અને તે તકેદારી વિના ગમે તેટલો પુરુષાર્થ આદરે તો ય તે પછડાયા જ કરવાનો.

આત્મસાધના કરતાં કરતાં સાધક ક્યાં ક્યાં પોતે પોતાને જ બાધક બની જાય છે, તેની અત્યંત તીક્ષ્ણ જાગૃતિ વિના સાધના સિદ્ધ થતી નથી. અર્થાત્ આ પુરુષાર્થમાં નફો પ્રાપ્ત કરવા કરતાં ખોટ કેમ અટકાવાય એ અતિ અતિ અગત્યનું છે.

જ્ઞાની પુરુષ ભેટી જાય અને જ્ઞાની પુરુષની ઓળખાણ થઈ આરાધન શરૂ થાય ત્યાર પહેલાં તો સંસારમાં જ, વ્યવહારમાં જ અટવાયેલા, તેઓ જ સંસારની સાધના કરનારાઓ જ, હવે મોક્ષમાર્ગની સાધના તરફ વળે છે. હવે બાકી રહેલો વ્યવહાર જ્યારે ફરજિયાત પૂરો કરવાનો રહે છે ત્યારે જાણ્યે-અજાણ્યે સંસારની સાધના યે થઈ જતી હોય છે, એ લીકેજ કોણ દેખાડે ? એ તમામ લીકેજને સીલ કરવાના વ્યવહાર જ્ઞાન, અધ્યાત્મજ્ઞાન તેમજ અધ્યાત્મ વિજ્ઞાન સુધીનું જ્ઞાન, જ્ઞાનકળા ને બોધકળા અત્રે પ્રગટ જ્ઞાની પુરુષ દ્વારા ખુલ્લાં થાય છે.

મોક્ષમાર્ગ એટલે મુક્તિનો માર્ગ, સંસારી બંધનોથી મુક્ત થવાનો

માર્ગ. મુક્તિનાં સાધન માનીને સાધક જે જે કરે છે, એનાથી એને મુક્તિ અનુભવમાં આવતી નથી. કેટલાં કેટલાં સાધન કર્યા પછી પણ એનું બંધન તૂટતું નથી. એમાં કઈ ભૂલ રહી જાય છે ? છૂટવા માટે છૂટવાનાં કારણો સેવવાં જોઈએ. અને જે જે કારણો સેવે, એનાથી એને છૂટવાપણું-મુક્તિ અનુભવમાં આવતી જાય તો જ એણે સેવેલાં કારણો છૂટવાનાં છે એમ કહી શકાય, પણ આ તો છૂટવાનાં કારણો સેવે છે છતાં બંધન છૂટતું નથી, તે શાથી ?

જ્ઞાની પુરુષે સંપૂર્ણ મોક્ષમાર્ગને જોયો છે, જાણ્યો છે, અનુભવ્યો છે અને તે માર્ગને પૂરો કર્યો છે. તેથી તે માર્ગને બાધક દોષો, તે માર્ગમાં આવતાં વિઘ્નો-આવતી અડચણો કે આવતાં જોખમો જણાવી શકે. એ માર્ગે આવનારાઓને દોષો કેવી રીતે નિર્મૂલન કરી શકાય તેનું સર્વ જ્ઞાન, સર્વ ઉપાય દઈ શકે.

જગતમાં જે દોષોથી બંધાયેલા છે એવા દોષો, જે જગતનાં લોકોની દૃષ્ટિમાં આવી શકતા નથી. તેથી લોકો નિરંતર એવા પ્રકારના દોષોથી બંધાઈને, તે દોષોને પોષણ આપીને મોક્ષમાર્ગમાંથી વિમુખ જ રહ્યા છે.

પૂર્વે થઈ ગયેલા જ્ઞાનીઓ મોક્ષમાર્ગે નડતા દોષોની લોકોને ચેતવણી આપી ગયેલા. પરંતુ મોક્ષમાર્ગની પ્રાપ્તિ થયા પૂર્વે નડતા દોષો, મોક્ષમાર્ગની પ્રાપ્તિ થયા પછી નડતા દોષો, તે સર્વનું વિગતવાર વિવરણ હોય તો મોક્ષમાર્ગનો સાચો અભિલાષી સાધક તે માર્ગને પૂરેપૂરો પામી શકે, તે માર્ગે પોતે પ્રગતિમાં પ્રયાણ રાખી શકે. છતાં ખરો માર્ગ તો જ્ઞાની પુરુષના ચરણમાં રહીને જ પૂરો કરવાનો રહે છે.

પૂર્વેના જ્ઞાનીઓ કહી ગયા કે ક્રોધ-માન-માયા-લોભ, એનાથી બંધન છે. એ દોષ ખલાસ થયે મુક્તિ થાય. બધા દોષો ક્રોધ-માન-માયા-લોભમાં સમાય છે, પણ વ્યવહારમાં એ દોષો કેવા સ્વરૂપે ઉઘાડા પડતા હોય છે, કેવા સ્વરૂપે થયા કરતા હોય છે ? એ તો, જ્ઞાની પુરુષ ફોડ પાડે ત્યારે જ સમજાય.

જ્ઞાની પુરુષ એટલે પૂર્ણ પ્રકાશ. અને એ પ્રગટ જ્ઞાનપ્રકાશમાં સર્વ દોષોથી છૂટકારો થવા જ્ઞાની પુરુષ પાસે આલોચના ખૂબ જ અનિવાર્ય

બની જાય છે. પોતાને જ્યાં જ્યાં દુઃખમય પરિણામ વર્તતાં હોય, ગૂંચામણ થતી હોય, મૂંઝવણ થતી હોય, કંઈ અનુભવની ઝાંખી થતી ન હોય, કઈ ગ્રંથિ હેરાન કરે છે, તે સર્વ કાંઈ વિગતવાર જ્ઞાની પુરુષને આલોચના કરે તો સત્સંગ દ્વારા જ્ઞાની પુરુષ મહીંલા દોષોને ખોતરી કાઢી આપે. જ્ઞાની પ્રકાશ ધરે, ને તે પ્રકાશમાં દોષો દેખી શકાય અને દોષોથી છૂટકારો પામી શકીએ તેવો માર્ગ જડે.

મુખ્ય વાત તો એ છે કે આ દોષો ગ્રંથિસ્વરૂપે રહેલા હોય છે. તે ગ્રંથિ હંમેશાં 'અંડર ગ્રાઉન્ડ'-ભોંયમાં દટાઈ રહેલી હોય છે. સંજોગો મળતાં, પાણી છંટાતાં જમીનમાં રહેલી ગાંઠમાંથી કૂંપળો ફૂટે અને પાંદડા-ડાળાં વૃદ્ધિને પામે એ પરથી ગ્રંથિનું સ્વરૂપ ઓળખાય કે ગાંઠ શેની છે, કયો રોગ મહીં પડ્યો છે ? પણ દોષનું સ્વરૂપ નથી ઓળખતો ત્યાં સુધી એ દોષો પોષાયા જ કરતાં હોય છે. જ્ઞાની પુરુષના સત્સંગમાં આવ-આવ કરવાથી, એમની વાણી સાંભળ-સાંભળ કરવાથી, વાતને સમજ-સમજ કરવાથી કંઈક જાગૃતિ ઉત્પન્ન થાય અને નિજદોષો ઓળખવાની, જોવાની શક્તિ આવે. એ પછી કૂંપળો ઊખેડવા સુધીની જાગૃતિ ઉત્પન્ન થયે કાર્યકારી રીતે પુરુષાર્થ માંડે તો એ ગાંઠનું નિર્મૂલન થાય. પણ એ સર્વ સાધના જ્ઞાની પુરુષની આજ્ઞાપૂર્વક અને જ્ઞાની પુરુષ એને દોષો વિગતવાર ઓળખાવે તેમ તેમ એ દોષોનું સ્વરૂપ પકડાય, એ જડે, પછી એ દોષોથી છૂટવા માંડે.

આમ મોક્ષમાર્ગની પૂર્ણાહુતિ થાય.

પ્રસ્તુત ગ્રંથમાં પ્રગટ જ્ઞાનાત્મસ્વરૂપ સંપૂજ્ય દાદાશ્રીની વાણીમાંથી પ્રગટ થયેલા મોક્ષમાર્ગના બાધક કારણોની સુંદર તલસ્પર્શી હૃદયભેદી છણાવટ મોક્ષમાર્ગીઓની સમક્ષ થઈ છે તે અત્રે સંકલિત થાય છે, જે સાધકને પ્રત્યેક પગથિયે પડવામાંથી ઉગારનારું નીવડશે. ગ્રંથમાં સુજ્ઞ વાચકને ક્ષતિ-ત્રુટિ ભાસતી હોય તો તે જ્ઞાની પુરુષની વાણીને કારણે નહિ પણ સંકલનાની ખામીને કારણે છે. તે બદલ ક્ષમા પ્રાર્થના.

**ડૉ. નીરુબેન અમીનના**
**જય સચ્ચિદાનંદ**

# ઉપોદ્‌ઘાત

અનાદિકાળથી પ્રકૃતિ સ્વાભાવિક રીતે સંસારભાવમય જ બંધાયેલી છે. અને જ્યારે પોતાને 'જ્ઞાની પુરુષ' પ્રાપ્ત થાય ત્યારે પોતે અધ્યાત્મમાં પ્રવેશે છે. પણ પૂર્વભવે બંધાયેલી સંસારી સ્વભાવમય પ્રકૃતિ સંજોગોના ભીડામાં ઉદયમાન થયા વિના રહેવાની નથી. અને આવાં દુષમકાળમાં એ પ્રકૃતિમાં ઉદયકર્મો મોક્ષમાર્ગની વિમુખતાવાળાં જ-મોક્ષમાર્ગમાં બાધકતાવાળાં જ પ્રાયે વિશેષ હોઈ શકે. તેવાં કાળમાં પ્રકૃતિમાં વણાયેલો સંસાર-અભિમુખ માલ અને પોતાની આત્મસાધનાના અધ્યાત્મિક પુરુષાર્થના સંઘર્ષમાં પોતે મુક્તિદશાને વિજય પામવાની અનેક અનુભવી-સમજણોનો જ્ઞાની પુરુષ અત્રે ફોડ પાડી આપે છે.

## ૧. આડાઈ : રિસાવું : ત્રાગું

સીધો ને સરળ મોક્ષ તો સીધા ને સરળ હોય એને જ મળે. બધી રીતે પાંસરા થયેલા જ્ઞાની પુરુષના ત્રિકાળસિદ્ધ વચનો જેને સમજાઈ જાય, તેને મોક્ષ હાથવેંતમાં છે. જ્ઞાની પુરુષ તો કહે છે કે મોક્ષે જતાં આડાઈઓ જ નડે છે ને પાંસરા થવાય તો પરમાત્મપદ પ્રાપ્ત થાય. લોકોના માર ખાઈને પાંસરા થવું એના કરતાં જાતે સમજીને પાંસરા થવું શું ખોટું ?

પોતાની આડાઈઓના સ્વીકારથી તે જાય ને અસ્વીકારથી વધારે મજબૂત બને. આમ આડાઈઓને જુએ-જાણે અને કબૂલે તો જ આડાઈ જીતાઈ જાય.

પોતાની આડાઈઓ જોવાનો અધિકાર છે. તે પણ નિષ્પક્ષપાતી દૃષ્ટિ થાય તો જ પોતાની આડાઈઓ દેખાય. નહીં તો આપણી આડાઈઓને કોઈ ચીંધે તો એ પોતાને પોતાની આડાઈઓની તપાસ કરવાનો ને કાઢી નાખવાનો સ્કોપ મળ્યો કહેવાય. નહીં તો પછી બીજાંની આડાઈઓ દેખી, તે પણ એક જાતની પોતાની આડાઈ જ ગણાય.

આડાઈઓ સંપૂર્ણ જાય ત્યારે ભગવાન થાય. પોતાની આડાઈઓને પોતે દેખે ત્યારથી એ જવા માંડે.

દિલ ઠરે એવી સાચી વાતનો ય સ્વીકાર ના કરે તે જ આડાઈનું

સ્વરૂપ. એવાઓ પોતાને મતે જ વર્તે. જ્ઞાનીના મતે ચાલે તેની આડાઈઓ ખલાસ થાય.

પ્રકૃતિના ટોપમોસ્ટ ગુણો મોક્ષમાર્ગે વાટખર્ચીમાં સાંપડે. અત્યંત નમ્રતા-અત્યંત સરળતા-સહજ ક્ષમા-આડાઈ તો નામે ય ના હોય-એવાં ગુણો પ્રગતિનું પ્રમાણ કહી શકાય.

પોતાની આડાઈઓનું ભાન રહેવું એ જ 'જાગૃતિ' છે !

આડાઈઓ મંદતાને પામેલી હોય છતાં મમતાવાળો સંસારમાં જ ગરકી ગયેલો હોય, જ્યારે મમતારહિતપણું હોય અને સૂક્ષ્મમાં સૂક્ષ્મ આડાઈઓ ઓળંગે તો એ ઠેઠ જ્ઞાનીપદ પ્રગટાવે !

આડાઈનું મૂળ અહંકાર છે. આડાઈ કરીશું તો જ બધા પાંસરા થશે એવું જ્ઞાન સાંભળ્યું-શ્રદ્ધામાં આવ્યું કે પછી આડાઈઓ વર્તનમાં આવ્યા વગર રહે નહીં.

જ્ઞાની પુરુષ પાસે કોઈ આડાઈ કરે તો તેને જ્ઞાની પુરુષ તરફથી ક્યારેય ટેકો-ઉત્તેજન ના મળે. ત્યાં પેલાએ પાંસરા થયે જ છૂટકો ! નિસ્પૃહતા આગળ આડાઈઓ હેઠી પડે, સંપૂર્ણ સર્વાંગી સરળ એવા જ્ઞાની પુરુષનો રાજીપો તો સરળતા ગુણથી સહેજે મળે જ !

પોતાની આડાઈ પોતે જાણે ત્યારે એ પાછો ફર્યો કહેવાય. સ્વરૂપ જ્ઞાન હોય તો જ આડાઈ ઓળખાય. અને તો જ એ આડાઈ ખપતી જાય. પરિણામે એક દહાડો આડાઈ ખલાસ થઈને ઊભી રહેશે. બાકી, આડાઈવાળો તો આખો મોક્ષમાર્ગે ય ચૂકી જાય.

પોતાનું ધાર્યું બીજા પાસે કરાવવા જાય તો આડાઈ ઊભી થાય ને પારકાના ધાર્યા પ્રમાણે કરવા જતાં આડાઈઓ ખલાસ થતી જાય.

''આ જે આડો છે તે હું ન્હોય એવું જ્ઞાન થવું, એનું નામ અક્રમ વિજ્ઞાન ને આડો તે હું છું અને સીધું મારે થવાનું છે, તેનું નામ ક્રમ !''

- દાદાશ્રી

રિસાવું એ પણ આડાઈનો જ પ્રકાર છે. રિસાય તેમાં ખોટ કોણ ખાય ? રિસાય તેના માટે ગાડી ઊભી રહે ખરી ? રિસાય તેની સામે તો કેટલી ગાડી ઉપડી જાય. કારણ કે જગત કંઈ અટકવાનું નથી.

સામો રિસાય છે તે રિસાળ પર રિસાય છે અને જે રિસાળ છે તે રિસાનારને જુએ છે. જે રિસાળ છે તે આપણું સ્વરૂપ ન્હોય. અને જે રિસાય છે તે આત્મા ન્હોય. આત્મા આત્માને જ જુએ, શુદ્ધ જ જુએ. એમાં મોક્ષમાર્ગ સમાયેલો છે.

જ્ઞાની પુરુષ પાસે કોઈ રિસાય ત્યાં જ્ઞાની પુરુષનું ડિલિંગ કેવું હોય ? એ વીતરાગતાની સમજ જ્ઞાની પુરુષ જ પમાડી શકે ! વીતરાગતા સાથે નિષ્કારણ કરુણા એ જ પ્રત્યક્ષ જ્ઞાની પુરુષની વિશેષતા છે કે પરિણામે સામો દોષમુક્ત થઈને મોક્ષમાર્ગે સ્થિર થાય ને આત્મકલ્યાણ સાધી શકે.

આડાઈની ચઢતી અવસ્થાઓમાં રિસાયને તો ય ધાર્યું ના થાય ત્યાં પછી ત્રાગું કરીને ય ધારેલું સામા પાસે કરાવીને જ જંપે.

ધાર્યું કરાવવા ધમપછાડા કરવા, માથાં કૂટવાં, રડવું અને સામાને એવા સકંજામાં મૂકી દે કે, ગભરાઈને ય સામો વશ થઈ જાય એ બધા જ ત્રાગાનાં લક્ષણો ! તેવાઓની પાસે સમજાવટથી સમાધાન થાય નહીં તો ત્યાંથી ખસી જવું એ જ ઉપાય લેવો રહ્યો.

ત્રાગું કરવું એ ય કળા છે. ભયંકર શક્તિઓ વેડફી નાખે છે એમાં. ભયંકર ખોટ ખાય છે પરિણામે તિર્યંચ ગતિ ઓળંગે એવી જોખમદારી ય આવી પડે !

અક્રમ વિજ્ઞાની, ત્રાગામાંથી બચવાના ઉપાય દેખાડી દે છે. પ્રત્યેક વિકૃત પ્રકૃતિઓને બધાં જ ફેઝીઝથી જોઈને-અનુભવીને તેનાથી મુક્તિ પામવાની દૃષ્ટિ જ્ઞાની પુરુષ ખુલ્લી કરે છે, જેથી બીજાઓને પણ તે દૃષ્ટિ ખૂલે-ખીલે ને જીવનમાં આડાઈઓથી, રિસાવાથી, ત્રાગાંથી પોતે છૂટી શકે અથવા તો આડાઈઓવાળાથી, રિસાનારથી કે ત્રાગાંવાળાથી પોતે છટકી શકે. પોતાની પ્રકૃતિથી છૂટી જવાની જ્ઞાનકળાઓ અને સામાની પ્રકૃતિના સકંજામાં ન ફસાતાં તેની જોડે સમાધાની નિકાલ થવાની સમ્યક્ પ્રકારની સમજણો અક્રમ વિજ્ઞાન દ્વારા જ્ઞાની પુરુષ કહી જાય છે, જે મોક્ષમાર્ગે બાધકતા નિવારવા અત્યંત ઉપકારી થઈ પડે !

## ૨. ઉદ્વેગ : શંકા : નોંધ

સામા પાસે ધાર્યું કરાવવાની રીતમાં આડાઈથી શરૂઆત કરીને

રિસાવાની રીત અજમાવે ને તેમ છતાં સફળ ના થાય તો ત્રાગાં આદરે. પણ તો ય ધાર્યું ના થાય તો પોતે અત્યંત ઉદ્વેગને પામે છે. ધારેલું કરાવવાની દાનત ઘસાય તો ઉદ્વેગના દુઃખ-ભોગવટાથી છૂટતો જાય.

મોહની પરાકાષ્ટાઓથી ઉદ્વેગ સર્જાય છે અને ઉદ્વેગમાં ભયંકર કર્મો બંધાઈ જાય છે.

પ્રકૃતિના વેગ-આવેગ ને ઉદ્વેગના સૂક્ષ્મ ફોડ જ્ઞાની પુરુષ જ જણાવી શકે ! અને ઉદ્વેગના નિમિત્ત-કારણોથી મુક્ત થવાની સરળ ચાવીઓ પણ એવા જ્ઞાનીપુરુષ પાસેથી સંપ્રાપ્ત થાય.

ઉદ્વેગથી બચવા તેના નિમિત્તો ખોળી તેનાથી છેટા રહેવું ઘટે અગર તો એ વસ્તુ ગમે તેટલી અમૂલ્ય કેમ ના હોય, પણ તો ય છોડી દેવી પડે, પણ ઉદ્વેગના કારણને મૂળથી ઉખેડી નાખવાં પડે. કારણ કે સહેજ પણ ઉદ્વેગ થાય ત્યાંથી જ એ મોક્ષમાર્ગ નથી.

અક્રમ વિજ્ઞાનમાં જે ઉદ્વેગમાં ફસાય છે તેને પોતે જોયા કરે એટલે પોતે મુક્તિ માણે. આ તો ઉદ્વેગમાં હું ફસાયો - એવું અજ્ઞાનતાથી જાત પર લેતાં જ ખરેખર પોતે ફસાય છે !

ઉદ્વેગ કરાવનારું કોણ ? બુદ્ધિ. વેગમાંથી આવેગમાં ને ઉદ્વેગમાં એ જ લાવે છે અને બુદ્ધિ છે એ જ શંકાઓ જન્માવે છે.

બુદ્ધિશક્તિથી ઉકેલ ન આવતાં ગૂંચાય, એ પછી શંકાઓ ઉત્પન્ન કરાવે. શંકા એટલે ઘોર અજ્ઞાનતા.

અક્રમ વિજ્ઞાનમાં શંકાની પ્રકૃતિથી બચવા 'વ્યવસ્થિત'ની નિઃશંક દશામાં સ્થિર રહેવાની વૈજ્ઞાનિક સમજણ જ્ઞાની પુરુષ દ્વારા આજ્ઞા સ્વરૂપે પ્રાપ્ત થાય તેમ છે.

ઘરમાં સાપ પેઠો, એ નિમિત્તે જે શંકા પેઠી એ સાપ ઘરમાંથી બહાર જતો જોવામાં ના આવે ત્યાં સુધી શંકાનો કીડો ટાઢો પડે નહીં અને 'વ્યવસ્થિત'નું જ્ઞાન સમજાય ત્યાં શંકા ઉત્પન્ન થાય જ નહીં.

જ્ઞાની શ્રીમુખે પ્રગટેલું વિજ્ઞાન તો અનેક અવતારોના અનુભવોના પૃથક્કરણનો નિચોડ છે. અનેક પ્રકૃતિના પ્રત્યેક પર્યાયોમાંથી અનુભવપૂર્વક પસાર થઈ લાધેલું મુક્તિનું મૂળ જ્ઞાન એ શોધખોળ છે જ્ઞાની પુરુષની !

મનુષ્યોના જીવનમાં કેટલાય પ્રસંગો એવા બની જાય છે તેમાં જે બને છે ત્યાં એને શંકા હોતી જ નથી, જ્યાં કુદરતી ક્રમે બધું બની રહ્યું હોય ત્યાં શંકા જ શાને માટે ? ખોરાક ખાધા પછી તે પચવાની બાબતમાં શંકા પડે છે કે પચશે કે નહીં ?

શંકા શું હેલ્પ કરે છે ? શંકાશીલ તો જીવતો હોવા છતાં મરેલા જેવી જ સ્થિતિમાં રહ્યો છે ! દીકરીઓ ભણવા જાય તેની પર શંકા રાખે તો શું થાય ? એ શંકા તો નર્યો અજંપો કરાવે. એ પોતાને જ દુઃખદાયી છે.

કોઈના ચારિત્ર સંબંધમાં શંકા લાવવી એ તો ભયંકર જોખમ છે. એ જોખમ કેમ ખેડાય ? દેખ્યું ના હોય ત્યાં સુધી નિઃશંક રહેવાય. પણ પૂર્વે તેવું ન હતું ? આ કંઈ રાતોરાત ઊભું થઈ ગયું ? ના. માટે શંકા થતી હોય ત્યાં તો આ પહેલેથી આમ જ હતું એમ સમજી જવું. જગત તો પોલંપોલ જ છે. આત્માને વાઈફે ય હોતી નથી ને દીકરી ય હોતી નથી. મોક્ષમાર્ગે પ્રયાણ પછી ન ચૂકનારાઓને તો આત્મા સિવાય ક્યાંય ઊંડું ઊતરવા જેવું જ નથી.

કળિયુગના પ્રભાવમાં ધણી-બૈરી વચ્ચે મોરાલિટી તૂટી, સિન્સિયારિટી તૂટી ત્યાં શાં સુખ ભોગવવાં ? કળિયુગમાં વાઈફ પોતાની થાય નહીં. નર્યું કપટ અને દગાફટકા-વૃત્તિઓ જ એમાં વહેતી હોય ! તો પછી શંકા રાખવા જેવું રહ્યું જ ક્યાં ? એક પતિવ્રત ને એક પત્નીવ્રત એ જ શ્રેષ્ઠ ચારિત્ર, નહીં તો પછી સંડાસ જ કહેવાય ને ? - જ્યાં બધા જ જાય !! એક વિષયની લાલચ જ શંકા જન્માવે છે ને ? વિષયથી છૂટ્યા તો શંકાથી ય છૂટ્યા. નહીં તો આ ભવ તો બગડે ને અનંત અવતાર બગાડી નાખે ! મોક્ષે જનારાએ શંકાનો નિષેધ કરવો.

શંકા થતાં જ સામા જોડે જુદાઈ પડી જાય. શંકાના પડઘા સામા પર પડ્યા વગર રહે નહીં. માટે શંકા રાખવી નહીં ને શંકા પડવાની થાય ત્યાં જાગૃત રહી એને ઉખેડી નાખવી.

દીકરીઓ કોલેજમાં જાય ને મા-બાપને તેમના ચારિત્ર પર શંકા પડે તો શું થાય ? દુઃખનું જ ઉપાર્જન થાય પછી ! ઘરમાં પ્રેમ પમાતો નથી, તેથી છોકરાં બહારના પાસે પ્રેમ ખોળવા જતાં લપસે છે. મિત્રની જેમ પ્રેમપૂર્વક રહે તો આ પરિણામ ટળે. છતાં દીકરીનો પગ આડે રસ્તે પડી ગયો તો કંઈ ઘરમાંથી કાઢી મૂકાય છે ? પ્રેમપૂર્વક આશરો આપીને

નુકસાન સમેટી લેવું જ રહ્યું ! પહેલેથી જ સાવધાની આવકારપાત્ર છે પણ શંકા તો નહીં જ !

જ્યાં શંકા નથી ત્યાં કોઈ પ્રકારનાં દુઃખ રહેતાં નથી.

શંકા પડવી એ ઉદયકર્મ છે પણ શંકા રાખવી એ ઉદયકર્મ નથી. એ શંકાથી તો પોતાનો ભાવ જ બગડે છે.

શંકા એ મોટામાં મોટી નિર્બળતા છે, આત્મઘાતી છે એ.

જ્ઞાની પુરુષ પર કોઈ શંકા વ્યક્ત કરે તો જ્ઞાની પુરુષ જાણે બધું ય છતાં કંઈ જ બન્યું ના હોય તેવી સહજ દશામાં જ વર્તે અને શંકા કરનારા જોડે ય કિંચિત્ ભેદ એમનામાં ના હોય. એમની અભેદતા જ સામા માણસને શંકામાંથી મુક્ત કરાવે.

શંકા કરવા કરતાં તો તમાચો મારવો સારો કે ઝટ ઉકેલ આવી જાય પણ શંકા તો દિન-રાત કોરી ખાય, ઠેઠ મરતાં સુધી.

શંકાશીલનું કોઈ કાર્ય સિદ્ધ જ ના થાય. નિઃશંકતાને જ સિદ્ધિ વરે. નિઃશંકપણાથી શંકા જાય.

મરવાની શંકા કોઈને થાય ? ત્યાં તો ઝટ ખંખેરી નાખે.

પ્રગટ જ્ઞાની પુરુષ ઉપલબ્ધ છે ત્યાં સુધી તો તમામ પ્રકારની શંકાઓનાં નિઃશંક સમાધાન થાય એવું છે ને તો જ મોક્ષમાર્ગે સહેજે ય આડખીલી નહીં આવે.

શંકામાં બે ખોટ. એક તો પોતાને પ્રત્યક્ષ દુઃખ ભોગવવાનું ને બીજું સામાને ગુનેગાર દેખ્યો !

અક્રમ વિજ્ઞાન શું કહે છે કે શંકા-કુશંકા કરનારને 'પોતે' કહેવું કે શંકા ના રાખશો. કહેનાર જુદો ને કરનાર જુદો !

એક્સિડન્ટની શંકાવાળા ડ્રાયવરને ગાડી સોંપાય ? શંકાશીલનો સાથ જ ન કરાય. નહીં તો પોતાને ય શંકામાં નાખી દે.

જેને શંકા પડે તેને જ મુશ્કેલી આવે એ કુદરતનો કાયદો છે અને જે શંકાને ગાંઠે નહીં એને કોઈ અડચણ જ નથી.

આંખે દીઠેલું ખોટું ઠરે એવા જગતમાં શંકા શું સેવવી ?

શંકાનું એક જ બી આખું જંગલ કરી નાખે ! શંકાનો છેદ તો બીજ ગણિતની જેમ ઉડાડી દેવો. છેવટે જ્ઞાનપૂર્વક પોતે પોતાની જાતથી જુદા રહીને શંકા કરનારને ધમકાવી, લઢીને ય શંકા ઊડાડવી.

શંકા કર્યાનો ભોગવટો તુરત આવે જ. પણ જોડે જોડે નવું બીજ નંખાય તે આવતા ભવે ય ભોગવટો લાવે !

શંકા યથાર્થ પ્રતિક્રમણથી દૂર થાય. શંકા સામે પ્રતિક્રમણ કરવાનાં છે, નિષ્ક્રિકરા નથી થવાનું. જેણે શંકા કરી, જે અતિક્રમણ કરે છે તેની પાસે પ્રતિક્રમણ કરાવવાનું છે.

પુરુષ થયા પછી મહીં મન આડું-અવળું દેખાડે તો તેને કેમ ગાંઠીએ ? લેપાયમાન ભાવો એ બધા પુદ્‌ગલ ભાવો છે, જડ ભાવો છે, પ્રાકૃત ભાવો છે. આત્મભાવો તે નથી જ. પોતે અનંત શક્તિનો ધણી, તેને કોઈ શું કરી શકે ? એમ શૂરવીરતા જ નિઃશંકતામાં પરિણમે છે !

શંકાની સામે જાગૃતિ વધારવાની જ જરૂર છે. ને જાગૃતિ હોય તો જ જ્ઞાતા-દ્રષ્ટા રહી શકાય. ને ત્યાર પછી શંકા પણ નિર્મૂલનપણાને પામે છે.

આપણા પર કોઈ શંકા કરે, તે કંઈ ગપ્પું નથી. આમાં આપણો જ કંઈક દોષ છે. ભલે અત્યારનો નહીં હોય તો પાછળનો, તો જ આવું બને. કાયદાની બહાર જગત એક સેકન્ડ પણ ગયું નથી.

મિથ્યાજ્ઞાન પર વહેમ એક જ્ઞાની પુરુષ જ પાડી આપે. અને જે જ્ઞાન પર શંકા પડી, તે જ્ઞાન ઊડી જાય. સાચા જ્ઞાન પર ક્યારે ય શંકા ના પડે.

'પોતે કોણ છે ?' પોતાના નામધારીપણા પર તો ભવોભવથી નિઃશંક છે, ત્યાં શંકા કરવાની છે ! પોતાની અવળી ગાઢ માન્યતાઓ પર શંકા પડે તો સમકિત થવાની તૈયારીઓ ગણાય.

આત્મા શું હશે ? કેવો હશે ? એ સંબંધની શંકા જવી અતિ કઠિન છે. ક્રોધ-માન-માયા-લોભ કોના ગુણો હશે, એ શી રીતે સમજાય ? એ તો પ્રત્યક્ષ જ્ઞાની પુરુષ સમજાવે તો જ સમજાય ને તો શંકાથી મુક્ત થાય.

આત્મા કેવો હશે ? શું હશે ? એની વિચારણામાં જીવન વિતાવવાનું છે, નહીં કે બેડરૂમમાં ને સિનેમા-હોટલોમાં !

જાત જાતના સંદેહ ક્યારે જાય ? વીતરાગ ને નિર્ભય થાય ત્યારે.

આત્માની શંકા કોણ કરે છે ? મૂળ આત્માને એવી શંકા જ નથી. આ તો 'પોતે' જ 'મૂળ આત્મા'ની શંકા કરે છે.

આત્માસંબંધી નિ:શંક થાય, તેને નિરંતર મોક્ષ જ છે ને !

અત્યાર સુધી જે જ્ઞાન લઈને ફર્યા, જે જે જ્ઞાનનાં સાધનો કર્યા, તે સર્વ પર શંકા પડી ત્યાંથી માંડીને આત્માસંબંધી સંપૂર્ણ નિ:શંકતા ના થાય ત્યાં સુધીની અધ્યાત્મમાં શંકા કહી. એ નિ:શંકતા થયે નિર્ભયપદ પ્રાપ્ય બને ! અને નિર્ભયતા ત્યાં સર્વ સંગોમાં ય અસંગતા !

અક્રમ વિજ્ઞાનની અજાયબ બલિહારી છે કે એક કલાકના અદ્ભુત જ્ઞાનપ્રયોગથી પોતે આત્માસંબંધી કાયમનો નિ:શંક બની જાય છે.

પુસ્તક વાંચી આત્માસંબંધી શંકા ના જાય. ત્યાં તો પ્રત્યક્ષ જ્ઞાની જ જોઈએ. વધારે જાણ્યું તેની વધારે શંકા. 'હું કંઈ જ જાણતો નથી' થતાં જ નિ:શંકતા. જેનાથી કષાય જાય તે જાણેલું સાચું ! જ્યાં શંકા ત્યાં સંતાપ. નિરંતર નિ:શંકતા એ નિશાની છે આત્મા જાણ્યાની.

શંકા પડવી એ એક પ્રકારની જાગૃતિ છે. 'આ મેં કર્યું કે કોણે કર્યું ?' એ શંકા પડવી એ ઊંચી જાગૃતિ કહેવાય. 'હું તન્મયાકાર થઈ ગયો.' એવી જે શંકા પડે છે, એ પણ એક પ્રકારની જ્ઞાનજાગૃતિ જ છે. અંતિમ જ્ઞાન જાગૃતિમાં તો 'તન્મયાકાર થવાનું જ નથી' એવું ભાન જ રહે.

જ્ઞાની પુરુષની દશામાં વ્યવહાર બધો પુદ્ગલ કરે ને પોતે વીતરાગ રહે. પ્રતિ પળ વ્યવહારમાં હોવા છતાં કશાની નોંધ નહીં. નોંધ થાય તો દૃષ્ટિ મલિન થઈ જાય. આ જ્ઞાની પુરુષની આંખમાં નિરંતર વીતરાગતા જ ભળાય.

સાચો પ્રેમ ત્યાં નોંધ નથી. નોંધ નહીં ત્યાં ટેન્શનરહિત દશા !

જગતનો પ્રેમ નોંધવાળો પ્રેમ છે, એને આસક્તિ કહેવાય. જે પ્રેમમાં વધ-ઘટ થાય, તે આસક્તિ કહેવાય.

'તે દહાડે તમે મને એવું કહ્યું હતું' એવું મહીં થતાં જ નોંધ થઈ કહેવાય ને પરિણામે ત્યાં પ્રેમ પરવારી જાય. જે પોતાની ગણાય એવી પત્નીની પણ નોંધ રાખી, તેનાથી જ પ્રેમમય જીવન પણ વિષમય બની જાય.

'નોંધ રાખવી એ ખોટું છે' એ પ્રથમ એની પ્રતીતિમાં બેસે. પછી તે અનુભવમાં આવે. પછી આચારમાં આવે. આચારમાં લાવવામાં આ સાયન્ટિફિક રીત છે.

નોંધ હોય તો ત્યાં મનમાં વેર રહે. નોંધ ના રાખીએ તો અરધું દુઃખ ઊડી જાય. જ્ઞાનીપુરુષને તો ક્યારેય નોંધ ના હોય. આપણે નોંધ રાખીએ એટલે સામો નોંધ રાખે જ.

પ્રથમ તો નોંધ લેવાની શરૂઆત થાય. એટલે માનસિક યુદ્ધ શરૂ થયું, પછી વાચિક યુદ્ધ ને છેવટે કાયિક યુદ્ધ સુધી જઈ શકે. માટે મૂળ જ ઊખેડી નંખાય, તે ઉત્તમ !

મોક્ષે જનારને તો નોંધવહી જ કાઢી નાખવી પડે. નોંધ લેવાની અટકી, તેનો સંસાર અટક્યો.

સંસારમાં ચોક્કસ તે મોક્ષ માટે અચોક્કસ. સંસારની ચોકસાઈ એટલે સંસારના ટેકાઓ !

નોંધ કરવાની પ્રકૃતિને ઓગાળવા અક્રમ વિજ્ઞાન શું કહે છે ? કે એ નોંધ પ્રકૃતિ કરે છે, તેને 'આપણે' જાણીએ. પ્રકૃતિ નોંધ કરે એનો વાંધો નથી, પણ એની જોડેની 'આપણી' સહમતિ ઊડી એટલે નોંધ ઊડી.

'નોંધ કરવાની' ટેવ વિજ્ઞાન વિના છૂટે નહીં. સંસારી સ્વભાવ તો મરણ પસંદ કરે પણ નોંધ છોડવાનું નાપસંદ કરે.

જ્યાં કર્મોનો ઉદય ને અસ્ત નિરંતર થતો હોય એવાં બદલાતાં કર્મોની નોંધ તે કેમ લેવાય ?

નોંધ કઈ રીતે લેવાઈ જાય છે ? કોઈ પણ નિમિત્તથી સહેજ પણ પોતાને અરૂચિ કે રૂચિ થઈ તો તેની નોંધ લેવાઈ જ જાય. પણ ત્યાં એ નિમિત્ત જોડે નોંધ ન રહે તો એ પુરુષાર્થ મોક્ષને પમાડે.

નોંધ થાય ત્યાં પોતે પુદ્‌ગલમાં તન્મયાકાર થઈ જ જાય. પછી સત્તા ય પુદ્‌ગલની જ વર્તે. પોતાની સ્વસત્તા ત્યાં આવરાય.

નોંધ લેવાથી મન તે પ્રત્યે ડંખીલું થાય ને જેને નોંધ લેવાની બંધ થાય, તે વીતરાગ દશા તરફ વળ્યો ગણાય.

## ૩. કોમનસેન્સ : વેલ્ડીંગ

આ કાળમાં કોમનસેન્સ કોરાણે મૂકાણી છે, એવું વર્તમાન જ્ઞાની પુરુષ બેધડક કહે છે.

'કોમનસેન્સ એટલે એવરીવ્હેર એપ્લિકેબલ, થીયરેટિકલ એઝ વેલ એઝ પ્રેકિટકલ.' કોમનસેન્સની આ વ્યાખ્યા તદ્દન મૌલિક અને અદ્‌ભુત છે.

કોમનસેન્સવાળો તો ગમે તેવા કાટ ખાધેલાં તાળાં ય ઉઘાડી નાખે. કોઈની જોડે અથડામણમાં ના આવે. અથડામણને કોમનસેન્સથી જ ટાળે, ઘરમાં બહાર-ઓફિસમાં બધે જ. ઘરમાં તૌ બૈરી જોડે મતભેદ જ ના પડવા દે.

ગમે તેટલો બુદ્ધિશાળી હોય પણ તેનામાં વ્યવહારુકતા ના હોય, એટલે કે કોમનસેન્સ ના હોય તો ઝઘડા જ થાય.

જેટલો અહંકાર ડાઉન થાય તેટલું ગમે તેની જોડે 'ડિલિંગ' સુંદર રીતે થઈ શકે.

બધાની સાથે મિલનસારપણાથી જાત જાતની વાતોચીતો કરવાથી કોમનસેન્સ ખીલે. વ્યવહારનો તિરસ્કાર કરવાથી કોમનસેન્સ ખલાસ થાય. કોમનસેન્સવાળાનો બધા જોડે સૂર મળતો આવે.

વ્યવહારમાં ડિસીસન લેવા અથડામણ ટાળવા કોમનસેન્સ જ કામ લાગે. સરળ માણસ છેતરાય પણ બદલામાં કોમનસેન્સ એની વધતી જાય.

કોમનસેન્સ તો ત્યાં સુધી કાર્યકારી બને છે કે કોઈ ગમે તેટલું અપમાન કરે તો ય 'ડીપ્રેશન' ના આવવા દે.

સ્વાર્થ-ઘાટ હોય ત્યાં કોમનસેન્સ ના ખીલે. કારણ કે કોમનસેન્સ ઘાટમાં જ વપરાઈ જાય.

કોઈ પણ એક બાબતમાં એકસ્પર્ટ થયો કે તેની કોમનસેન્સ રૂંધાઈ.

કોમનસેન્સવાળાને સામાઓની પ્રકૃતિનો સ્ટડી હોય તેથી જ તો એ ગમે તેવું તાળું ખોલી શકે.

કોમનસેન્સ એ એક પ્રકારની સૂઝ છે અને સૂઝ એ કુદરતી બક્ષિસ છે. જ્યારે બુદ્ધિ નફો-ખોટને દેખાડનારી છે અને પ્રજ્ઞા તો જ્ઞાન-પ્રકાશ લાધ્યા પછી જ ઉત્પન્ન થાય. કોમનસેન્સ સંસારના તાળાં ઉકેલી શકે પણ મોક્ષનું એકુંય નહીં, જ્યારે પ્રજ્ઞા મોક્ષ તરફ લઈ જાય.

એડજસ્ટ એવરીવ્હેર થવા માટે જ્ઞાની પુરુષ કઈ રીતે બધે એડજસ્ટ થઈને ચાલતા હોય છે તેનું નિરીક્ષણ કરવાથી આવડી જાય. ને જે એડજસ્ટ એવરીવ્હેર થતાં શીખી ગયો, તે સંસાર તરી ગયો.

ફરિયાદ કરવા કરતાં 'એડજસ્ટ' થઈ જવું ઉત્તમ. આપણી 'લાઈટ' વધુ હોય તો તેને ડીમ કરી, ડીમ લાઈટવાળા જોડે એડજસ્ટ થઈ જવું.

મતભેદ ટાળવા જ્ઞાની પુરુષ ચાવી આપે છે કે, ''આપણે બધા એક છીએ અને આપણામાં જુદાઈ નથી.'' આટલું દરરોજ પાંચ વખત સવારમાં બોલવું. તો એક દહાડો કોઈની જોડે મતભેદ નહીં રહે એવી વેળા આવીને ઊભી રહેશે.

આપણી એકતા પર કોઈ ફાચર મારવા આવે જ કેમ કરીને ? એ જ ઘાલમેલિયા. એને પેસવા જ કેમ દેવાય ? કાચા કાનના રહ્યે કેમ પાલવે ?

હંમેશા કોઈનું તૂટતું હોય ત્યાં 'વેલ્ડીંગ' કરી આપવું. પોતે અડચણ વેઠીને ય સામાને 'વેલ્ડીંગ' કરી આપવું એ બહુ ઊંચામાં ઊંચો ગુણ કહેવાય.

આ કાળમાં વેલ્ડીંગ કરનારો માર ખાય. બે જણનું વેલ્ડીંગ કરી આપ્યું. એ બંને એક થઈ ગયાં તો ય વેલ્ડીંગ કરનારને ભાગે તો નુકસાન જ ! આવો માર પડે એટલે વેલ્ડીંગ કરનારો પાછો પડે. પણ આત્માનું જેને સુધારવું છે તેણે તો માર ખાઈને ય વેલ્ડીંગ કરવું !

વેલ્ડીંગ કરતાં ના ફાવે તો ય મનમાં 'વેલ્ડીંગ કરવું છે' એવા ભાવ રાખી છોડી દેવું, પણ 'વિખૂટા પડે તો સારું' એવો દુર્ભાવ તો ના જ સેવાય.

ફ્રેકચર કરી આપનારા ઠેર ઠેર મળે પણ વેલ્ડીંગ કરનારો તો વિરલો જ મળે.

## ૪. મમતા : લાલચ

ટૂંકું જીવન તેમાં એક મિનિટ પણ કેમ બગાડાય ? સંસારમાં ક્યાંય કાદવ અડે નહીં એ રીતે નીકળી જવાનું છે. જ્યાં કિંચિત્ માત્ર કોઈ પણ જાતની અપેક્ષા નથી, ડાઘ નથી ત્યાં સંપૂર્ણ શુદ્ધતા હોય, તે જ જ્ઞાની

દશા ! જ્ઞાની પુરુષને દેહનું પણ મમત્વ ના હોય. જ્ઞાની પુરુષ અહંકાર ને મમતા રહિત હોય.

મમતા એટલે 'મારું' છે અને તેથી 'હું' ખડું રહ્યું છે. મમતાનો વિસ્તાર તો 'મારો દેહ'થી માંડીને 'મારી વહુ, મારું ઘર, મારું ગામ, મારો દેશ, મારી દુનિયા' સુધી વિસ્તરે તેમ છે.

મમતા બાઉન્ડ્રીપૂર્વકની હોવી જોઈએ. મમતાની બાઉન્ડ્રી એટલે આપણે જીવતાં હોઈએ ત્યાં સુધી જ એનું અસ્તિત્વ હોય. દાખલા તરીકે આ દેહ, તો એથી આગળની મમતા આપણી જવી જોઈએ, એ પછી એકના એક દીકરા માટેની પણ ! નહીં તો એ વિસ્તારેલી મમતા દુઃખદાયી જ છે.

ઇન્સ્યોરન્સ લીધેલી સ્ટીમર ડૂબે તો ઇન્સ્યોરન્સવાળાને કેટલી ચિંતા થાય ? એવી મમતા હોય તો કશી ઉપાધિ ના કરાવે.

બંગલો વેચ્યાના દસ્તાવેજ થઈ ગયા પછી બંગલો બળી જાય તો કંઈ થાય ? ના. દસ્તાવેજના કાગળિયાથી મમતા ઊડી જાય તો શું સાચી સમજણથી મમતા ના જઈ શકે ? બાકી, બંગલો તો કહે છે કે 'શેઠ, કાં તો હું જઈશ કાં તો તું જઈશ.'

સંગ્રહસ્થાનની શર્તો શું ? મહીં જોવાની-ફરવાની બધી જ છૂટ પણ જોડે લઈ ના જવાય. એવું આ મનુષ્યોને બધું જ અહીંનું અહીં જ મૂકીને નિરાંતે ઠાઠડીમાં માનભેર સૂતાં સૂતાં જવાનું ! એવા જગતમાં આ બધી શી માથાફોડ ?!

કકળાટ થાય તે મમતા શું સૂચવે છે ? જે વાઈફ ખરેખર પોતાની નથી, તે મરી જાય તો દુઃખ કેમ થાય છે ? લગ્નવેળાએ જ ચોરીમાં 'મારી વહુ, મારી વહુ....' એમ મમતાના આંટા મારતો ગયો. તેનાથી સાયકોલોજિકલ ઈફેક્ટ થઈ ને વહુ પર મારાપણું પેઠું. તેનું દુઃખ થાય છે તેને 'ન્હોય મારી, ન્હોય મારી' કરે તો તે મારાપણાના આંટા ઉકલી જાય, તો દુઃખમુક્તિ થાય.

સંસારની વસ્તુઓ નડતી નથી, મમતા નડે છે. જે વસ્તુ પર મમતા કરી તે વસ્તુથી બંધાયા. ખરી રીતે આપણી કઈ વસ્તુ છે ? અંતે તો દેહે ય સથવારો નથી દેતો ને !

મમતા વગર મરે તેને મોક્ષ છે. મમતા સાથે મોક્ષમાં પ્રવેશ નથી મળતો.

'મમતા એ ખોટી વસ્તુ છે' એ જ્ઞાન થવું મોટામાં મોટી કમાણી છે.

અક્રમ વિજ્ઞાન તો તેટલે સુધી ફોડ પાડે છે કે જેને મમતા છે તે 'આપણે' ન્હોય.

સ્વરૂપજ્ઞાનીને મમતા હોય તે ડ્રામેટિક મમતા હોય, ડ્રામામાં મમતા હોયને એવી !

મમતા વગરનો ભોગવટો કેવો મુક્ત મનનો હોય !

જિંદગીમાં લાલચ જેણે કરી નથી, એ ભગવાનને ખોળી કાઢે !

એક પ્રકારની લાલચવાળાને લોભિયો કહેવાય. લાલચુ અને લોભિયામાં ફેર. લોભિયો એક જ દિશામાં લોભી હોય. જ્યારે લાલચુને બધી જ વસ્તુઓની લાલચ હોય. જેમાં ને તેમાં સુખ ભોગવી લેવાની લાલચ. લાલચુનો છૂટકારો ય મુશ્કેલ છે. લાલચ તો પોતાનો ધ્યેય ચૂકાવે. લાલચુ જ ફસાય બધે. લાલચુ તો પોતાનું સર્વસ્વ અહિત કરનારો કહેવાય.

લાલચ તો ભૌતિક સુખ ભોગવી લેવાની દાનતના આધારે ઊભી થાય. એમાં પછી નિયમ કે કોઈ કાયદો ના હોય. જ્યાંથી ત્યાંથી-યેનકેન પ્રકારે ય સુખ પડાવવું !

વિષયની લાલચ ભયંકર દુઃખો નોતરે. વિષયમાં ઘૃણા તો વિષયથી છૂટકારો થાય. વિષયની લાલચ છે ત્યાં સુધી અથડામણો થવાની જ. અરે, ભયંકર વેર પણ બંધાય. વિષયના લાલચુ અંતે દબડાવીને પણ ભોગવી લે.

વિષયની લાલચ વિષયમાં લાચાર બનાવી દે. ત્યાર પછી વહુ એને માંકડાની પેઠ નચાવે. પણ સામસામે બદલો લીધા વગર રહે કે પછી ?

લાલચુ તો વિષય એકલાંનો જ નહીં, પણ ખાવાનો-પીવાનો, ફરવાનો, બધી જ વાતનો લાલચુ હોય.

લાલચના વિચાર આવે, તેને ફેરવવા, એ પુરુષાર્થ થયો. તો પછી એ જોખમી નથી અને તે ફેરવ્યા વગર ગયા તો તે જોખમી બને છે.

લાલચુ લાલચનો માર્યો ગમે તેવી જવાબદારી વહોરી લે.

લાલચુને બધું જ ખપે. જેમ દર્દ દવાને ખેંચે તેમ લાલચુ પાસે તેની લાલચની બધી જ વસ્તુઓ ખેંચાઈ આવે.

પ્રકૃતિમાં હોય એટલા જ ધંધા કરાય. લાલચના માર્યા આભાસી ધંધાઓ કરવા જતાં માર પડે.

નાશવંત વસ્તુઓની લાલચ શી ? 'આ જગતની કોઈ પણ વિનાશી ચીજ મને ખપતી નથી.' એ નિશ્ચય કર્યો કે લાલચ જાય.

લાલચ જન્મજાત વસ્તુ છે અને મરે ત્યારે ય એ બીજ જોડે જ જાય. ને બીજે અવતારે ફરી પાછું એ બીજ ઊગે.

લાલચની સામે અહંકાર ઊભો કરે તો તે જાય. પણ પછી એ અહંકારને પાછો ધોવો તો પડે જ. જ્ઞાની પુરુષની હાજરીમાં ગમે તે રોગ હોય તે નીકળી જાય. લાલચમાંથી છૂટવાનો બીજો ઉપાય એ છે કે લલચાવનારી બધી ચીજો બંધ કરી દે. એને યાદ જ ના કરે અને યાદ આવે તો ય પ્રતિક્રમણ કર્યા કરે, તો એમાંથી ક્યારેક છૂટે.

લાલચુ એ દગાખોર કહેવાય. જ્ઞાની પુરુષની આજ્ઞા ઓળંગી જાય, એટલે ત્યાં જ્ઞાની કૃપા ય ના ઉતરે. જ્ઞાનીની આજ્ઞામાં જ રહેવાનો દૃઢ નિશ્ચય થાય ને મન-વચન-કાયાથી ખૂબ ખૂબ સ્ટ્રોંગ થાય તો કંઈક લાલચ જાય.

લાલચુ તો જગતમાં કોઈને સુખ ના આપે, બધાને દુઃખ જ આપે.

કુસંગથી લાલચ પેસી જાય. કુસંગનો પાસ તો ઝેર કરતાં ય વસમો.

લાલચ મૂળ જ્ઞાનને પ્રગટ ના થવા દે. એ બુદ્ધિજ્ઞાનમાં જ જઈને અટકે.

પ્રથમ પોતાની ભૂલો દેખાય, તેની પ્રતીતિ બેસે. ખાતરી થાય પછી પુરુષાર્થ માંડીને લાલચની ભૂલો ભાંગી શકે.

પૂજાવાની લાલચ તો રીતસરની ટોળકીઓ ઊભી કરાવીને પોતાને પૂજાવડાવે. તેનું ફળ શું આવે ? નર્કગતિ. ગુરુ થઈ બેસવું ને તે પદ ભોગવવું એ ય લાલચ ! આ તો ભયંકર રોગ ગણાય. સંસાર રોગ

નિર્મૂળ કરવો હોય તો એક ભવ જ્ઞાનીની આધીનતામાં કાઢવો. તેનાથી જુદી દંડુકી ના વગાડાય.

જેને કંઈ પણ લાલચ નથી, તેને ભગવાન પણ પૂછનાર નથી.

## ૫. માન : ગર્વ : ગારવતા

મોહનીય કાર્ય પૂરું થાય ત્યારે જ્ઞાનાવરણ તૂટે એવું જણાવતા જ્ઞાની પુરુષ કહી જાય છે કે, 'અમને શેનો મોહ હતો ? અમને કોઈ પણ પ્રકારનો મોહ નહોતો. પૈસા આપો કે વિષય, કોઈ મોહ નહોતો. એક માનનો જ મોહ.... પાછું અભિમાનનું જોર નહીં. અભિમાન તો, મમતા હોય ત્યારે અભિમાન થાય. આ તો મમતા વગરનું માન !''

અપમાન, અપમાન ને અપમાન જ જેને નાનપણથી મળ્યાં હોય, તેને માનની ભૂખ જબરજસ્ત રહે. માન, માન ને માન જ જ્યાંથી ત્યાંથી મળ્યું હોય, તેને માનની ભૂખ મટી જાય.

માનીને માન મળે તો તેની લોભની ગાંઠ છૂટતી જાય, જ્યારે લોભિયાને ગમે તેટલું માન મળે તો ય લોભની ગાંઠ ના છૂટે.

માન હોય તો પણ તે ચલાવી લેવાય. પણ 'ક્યાંથી માન મળે, ક્યાંથી માન મળે' એવો ઉપયોગ રાત-દહાડો રહે તે ભયંકર જોખમી. માનનો તો નિકાલ થઈ શકે પણ માનની ભૂખનું મુશ્કેલ છે.

લોક માન આપે તે નિરાંતે ચાખવું પણ તેની ટેવ ન પડી જવી જોઈએ. વળી જે માન આપે, તેની પર રાગ ના થઈ જાય તે જોવું જોઈએ.

માન ચાખવામાં જાગૃતિ મંદતાને પામે ને માનમાં કપટ પેઠું તો અંધારું ઘોર થઈ જાય. માન ચાખવાનો વાંધો નથી પણ મનની વિકૃતિ કેફમાં પરિણમે તેનો વાંધો છે. માનનું અસ્તિત્વ જ કદરૂપું બનાવે પછી તે આકર્ષણરૂપ ના થઈ શકે. સામાને હલકો માન્યો તેથી માન ટક્યું છે.

માનનો પ્રેમી એટલો જ અપમાનનો પ્રેમી થઈ શકે ? પોતાનું અપમાન ક્યાંક ન થઈ જાય એનું જ લક્ષ રહ્યા કરે. એ માનની ભીખ પેઠી કહેવાય.

આ માન-અપમાન કોને સ્પર્શે છે ? આત્માને ? ના. એ અહંકાર ભોગવે છે. જો 'તમે' 'આત્મસ્વરૂપ' હો તો તમારું કોઈ અપમાન કરી

શકે જ નહીં. આત્માને કંઈ માન-અપમાન વળગે ?

અક્રમ વિજ્ઞાનમાં 'જેનું' અપમાન થાય છે, તે 'પોતે' ન્હોય કહેતાં જ પોતે છૂટો પડી જાય છે.

અપમાન કરનારો ઉપકારી દેખાય તો માન કપાય.

અજ્ઞાનતામાં અપમાનનો ભય જતો રહે તો નફ્ફટે ય થઈ જાય, ને જ્ઞાન પછી અપમાનનો ભય જતો રહે તો સંપૂર્ણ સ્વતંત્ર થઈ જાય.

માનના અનેક પર્યાયો છે. અભિમાન, ઘમંડ, તુમાખી, તુંડમિજાજી, ઘેમરાજી, મચ્છરાળ, સ્વમાન, મિથ્યાભિમાન. 'મારું નામ લલવો' કહે તો જાણવું એકલો અહંકારી કહેવાય. 'મારું નામ લલ્લુભાઈ' કહે તો એ માની પણ કહેવાય. 'હું લલ્લુભાઈ વકીલ, મને ના ઓળખ્યો ?' એ અભિમાની. કશો ય માલ ના હોય તો ય કહેશે, 'હું ગમે તેને હરાવી પાડું' એ ઘમંડ. નહીં સમજણનો છાંટો કે નહીં લક્ષ્મીનો, છતાં મિજાજ પાર વગરનો, એ તુંડમિજાજી. તુમાખીવાળો તો ગમે તેવાં મોટા શેઠ જેવા માણસને ય હડધૂત કરી મૂકે ! જેને ને તેને છીટ્ છીટ્ કર્યા કરે, ને પોતાથી બે માઈલે ય ના જવાતું હોય તો ય કહેશે, કે આખી દુનિયા ફરી આવું, એ ઘેમરાજી !

હમ જુદો, અહંકાર જુદો. અહંકાર જાય, પણ 'હમ' ના જાય જલ્દી. જ્યાં કશો જ માલ ના હોય ત્યાં હમ ઊભું થાય. 'હમ' જુદું ને 'હું કંઈક છું' એ ય જુદું !

જ્યાં પોતે નથી ત્યાં પોતાપણાનો આરોપ કરવો, એનું નામ અહંકાર. અહંકારનું અસ્તિત્વ દરેકમાં હોય જ, જ્ઞાની પુરુષ સિવાય.

વિસ્તરેલો અહંકાર એટલે માન. મમતાસહિત માન એ અભિમાન. આ મારો બંગલો, આ મારી મોટર એમ પ્રદર્શિત કરે એ અભિમાન.

અભિમાન છે ત્યાં સંયમ નથી ને જ્ઞાને ય નથી, ત્યાં અજ્ઞાન છે.

'હું ચંદુભાઈ છું' એ જ અહંકાર ને 'હું શુદ્ધાત્મા છું' તો એ નિર્અહંકાર. સ્વરૂપજ્ઞાન પછી મૂળ અહંકાર ગયો પણ અહંકારના પરિણામ રહ્યાં. અહંકારનાં સર્વપરિણામ ખતમ થાય ત્યારે કેવળજ્ઞાન થાય.

'આપણા અહંકારના પરિણામથી કોઈને કિંચિત્માત્ર દુઃખ ન હો'

એવો ભાવ કરવાનો. છતાં કોઈને દુઃખ થઈ જાય તો તેનું પ્રતિક્રમણ કરી આગળ ચાલવા માંડવાનું.

માન અને સ્વમાનમાં શું અંતર ? માન એટલે ઈગો વીથ રીચ મટેરિયલ્સ. અને સ્વમાન એટલે પોતાની જે લાયકાત છે તેટલા પૂરતું જ માન. પોતાના માનને સહેજે ય સળી ના થાય, તે જુએ એ સ્વમાન. વ્યવહારમાં સ્વમાન એ સદ્ગુણ છે પણ જ્યારે મોક્ષે જનારાઓને સ્વમાનથી ય મુક્ત થવું પડે. અપમાન સામે રક્ષણ કરે તે સ્વમાન.

અભિમાની તો હોય, તેનું જ પ્રદર્શન કરે ને મિથ્યાભિમાની તો કશું ય ના હોય તો ય 'અમારે આમ છે ને તેમ છે' એમ ઠોકાઠોક કરે.

અપમાન થવાં એમાં માન માપવાનું થર્મોમિટર છે. અપમાન કરે ને તે અડે તો જાણવું કે એ જબરજસ્ત માની છે.

નિર્માનીને 'હું નિર્માની છું' એવો અહંકાર. નિર્માનીપણાનો અહંકાર તો વધારે સૂક્ષ્મ ! એ અહંકારે ય શૂન્ય થાય તો જ કામ થાય.

જ્ઞાની પુરુષ સસ્પૃહ-નિસ્પૃહ હોય. સામાના પુદ્ગલ માટે સંપૂર્ણ નિસ્પૃહ ને એના આત્મા માટે સંપૂર્ણ સસ્પૃહ.

જ્ઞાની પુરુષમાં ઉન્મત્તતા ના હોય. લોકોને તો ગજવામાં જરા રકમ પડી હોય કે છાતી ટાઈટ થઈ જાય, ને ઉન્મત ! અને જ્ઞાનીને તો જબરજસ્ત વૈભવ સામેથી આવીને પડે છતાં ય એમનામાં કિંચિત્માત્ર ઉન્મત્તતા ના હોય.

જ્ઞાની પુરુષને પોતાપણું ના હોય. મન-વચન-કાયા પ્રત્યે પોતાપણું જ ના હોય ને !

જ્ઞાની પુરુષમાં ગર્વ ના હોય. 'હું કરું છું, મેં કર્યું' એ બધું ય ગર્વ. સ્વરૂપમાં આવે તો ગર્વ મીટે. 'મેં કર્યું' એવું થતાં જ મહીં મીઠો ગર્વરસ ઉત્પન્ન થયા વગર રહે જ નહીં. 'હું હતો તો થયું' એ જ ગર્વરસ. જગતમાં ગર્વરસ જેટલો મીઠો રસ કશામાં ના હોય.

ગર્વરસ શી રીતે જાય ? એ વિજ્ઞાન જાણવાથી જાય. કયું વિજ્ઞાન ? 'આ કોણ કરે છે' તે જાણે તો પોતે કરતો નથી એ સમજાય. ને પછી 'હું કરું છું'નો ગર્વરસ ઉત્પન્ન જ ના થાય. જ્ઞાની પુરુષને કોઈ

ક્રિયા 'મેં કરી' એવું ના હોય.

'હું જાણું છું'નો કેફ ચઢે તે તો ભયંકર જોખમ ! જ્ઞાની વિના એ રોગ ક્યારેય ના જાય, ઝેર કરતાં ય ભયંકર. અહમ્ રાખવો હોય તો 'હું કંઈ જ જાણતો નથી'નો રાખવો.

સામો પ્રશંસા કરે તેનાથી આખો દહાડો મસ્તીમાં રહે તે સર્વ પ્રશંસા. ને ગર્વરસ તો 'મેં કેવું સરસ કર્યું !' 'હું કરું છું' એવો અહંકાર ગર્વરસ ચાખવાની ટેવ પાડે.

ગર્વરસ ના ચખાય, તે માટે શું કરવું ? કશું કરવાનું જ નથી. સ્વરૂપજ્ઞાન પ્રાપ્ત થયું હોય, તેણે જ્ઞાન જ જાણવાની જરૂર કે ગર્વરસને ચાખનારા આપણે ન્હોય અને આપણે શુદ્ધાત્મા છીએ એ લક્ષમાં રાખવું જોઈએ.

જ્ઞાની પુરુષ ગારવતામાં ના હોય. ગારવતા એટલે ઉનાળામાં કાદવમાં બેઠેલી ભેંસને કાદવની ઠંડક કાદવમાંથી બહાર નીકળવા ના દે, તેમ ભૌતિકસુખમાં પડેલાઓને રસ-ગારવતા, રિદ્ધિ-સિદ્ધિ ગારવતા, શાસ્ત્ર-ગારવતા સંસારમાંથી બહાર નીકળવા ના દે. એ તો જ્ઞાની પુરુષ કરુણા કરી બહાર કાઢે ત્યારે નીકળાય.

જ્ઞાની પુરુષની સમજણથી એને સમજાય કે ભૌતિકમાં સુખ નથી, સુખ આત્મામાં જ છે એવી પ્રતીતિ બેસે. પોતે તેમ દઢ નક્કી કરે ત્યારે ગારવતા છૂટવા માંડે. અક્રમ વિજ્ઞાન એમ કહે છે કે શુદ્ધાત્મા પદ પ્રાપ્ત થયા પછી ગારવતાની અસર જેને થાય છે તે પોતે નથી અને એ ખ્યાલમાં જાગૃતિ રહે. એટલે ગારવતા ખલાસ થતી જાય.

ગર્વ નથી, ગારવતા નથી, અંતરંગ સ્પૃહા નથી, ઉન્મત્તતા નથી, પોતાપણું નથી, એવી ગજબની જ્ઞાનદશામાં વર્તતા પ્રત્યક્ષ જ્ઞાની પુરુષને આશ્રયે જવાથી અનંત અવતારની ખોટ એક અવતારમાં ભાંગી જાય ને મોક્ષપ્રાપ્તિની ગેરંટી મળી જાય.

## ૬. લઘુતમ : ગુરુતમ

જ્ઞાની પુરુષની દશા, એ વ્યવહારમાં લઘુતમ ને નિશ્ચયમાં ગુરુતમ ! જ્ઞાની પુરુષ કોઈના ગુરુ ના હોય. એ કોઈના ઉપરી નહીં,

તેમ જ એમનો કોઈ ઉપરી નહીં, ભગવાન પણ નહીં. ભગવાન તો જ્ઞાની પુરુષને વશ વર્તે. જે કોઈનામાં અહંકાર ને મમતા ના હોય, તેને ભગવાન વશ વર્તે !

આખી દુનિયામાં સૌથી 'જુનિયર' થાય, તે આખા બ્રહ્માંડનો 'સિનિયર' થાય.

ગણિતમાં નાનામાં નાની અને અવિભાજ્ય હોય એવી રકમ તે લઘુતમ. અને તે વ્યાખ્યા ઉપરથી જ્ઞાની પુરુષને નાનપણમાં જ, પૂર્વાશ્રમમાં જ ભગવાન જડી ગયા કે ભગવાન જ લઘુતમ છે. ત્યારથી લઘુતમ તરફ ઢળતાં ઢળતાં છેવટે સંપૂર્ણ લઘુતમ થયા ને બીજી બાજુ ગુરુતમે ય થયા.

લઘુતમ તો કાયમની સલામતી બક્ષે. લઘુતમને પડવાનો ભય જ નહીં ને !

જગતમાં સહુ કોઈને ગુરુતમ થવું ગમે. લઘુતમ ના ગમે. ગુરુતમ થવા ગયો, તે ચાર ગતિમાં રખડવાનો ને લઘુતમ થયો તે વહેલો મોક્ષે જાય.

અક્રમ વિજ્ઞાન શું કહે છે ? રિલેટિવમાં લઘુતમ, રિયલમાં ગુરુતમ ને સ્વભાવમાં અગુરુ-લઘુ ! રિલેટિવમાં લઘુતમ તે રિયલમાં ગુરુતમ થાય જ નિયમથી ! ત્યાં ભગવાન ભેટે જ.

જગદ્ગુરુ થવાનું નથી, જગતને ગુરુ કરવાનું છે. ગુરુકિલ્લી વિનાના ગુરુ એટલે એ ભારે થઈ બેઠા કહેવાય. એ પોતે ડૂબે ને ઉપર બેસનારને ય ડૂબાડે. ગુરુકિલ્લી તો જ્ઞાની પુરુષ પાસેથી જ મળેલી હોવી જોઈએ. ગુરુકિલ્લી એટલે 'હું શિષ્યનો ય શિષ્ય છું, લઘુતમ છું' એવી નિરંતરની જાગૃતિ.

દરેકના આધ્યાત્મિક ડેવલપમેન્ટના આધારે ગુરુ જોઈએ. કિન્ડર ગાર્ટનના ગુરુ, ફર્સ્ટ સ્ટાન્ડર્ડના, સેકન્ડ સ્ટાન્ડર્ડના... કોલેજના અને છેલ્લા ગુરુ તો આખા જગતને ગુરુ કરે.

જ્યાં સુધી વ્યવહારમાં ગુરુતમભાવ નહીં જાય, 'હું કંઈક છું' એવું જાય નહીં ત્યાં સુધી લઘુતમભાવ આવે નહીં.

લઘુતમ પદ પ્રાપ્ત થવું બહુ મુશ્કેલ છે. એ તો જેને રિયલ ને રિલેટિવની ભેદરેખા નિરંતરની પડી ગઈ હોય, જ્ઞાની પુરુષ થકી તેને જ તે પદ પ્રાપ્ત થાય. જ્ઞાની પુરુષની આજ્ઞામાં જે વર્ત્યો, તે લઘુતમ પદને પામી જાય. દૃષ્ટિ લઘુતમ તરફની થઈ ગઈ, ધ્યેય લઘુતમ તરફનો થઈ ગયો તો તે પદ પ્રાપ્ત થાય.

લઘુતમ થયાની નિશાની શું ? ગાડીમાંથી નવ વખત ઉતારી પાડે ને નવ વખત પાછાં બોલાવે તો દરેક વખતે જરાય અસર થયા વિના પોતે તેમ વર્તે તો જાણવું કે પોતે લઘુતમ થયો.

''લઘુતમભાવમાં રહેવું અને અભેદદૃષ્ટિ રાખવી એ અક્રમ વિજ્ઞાનનું ફાઉન્ડેશન છે.'' - દાદાશ્રી

ગુરુતમ અહંકારથી સંસાર સર્જાયો ને લઘુતમ અહંકારથી સંસાર આથમ્યો.

ગુરુતમ થવા જતાં રેસકોર્સ મંડાય. લઘુતમમાં તો હરીફાઈ જ નહીં ને !

ગુરુતમની ઘોડદોડમાં દોડીને હાંફી હાંફીને મરી જાય બધા અને ઈનામ લાગે એકને જ !

ટીકા, સ્પર્ધા એ અહંકારના મૂળ ગુણો છે. સહુ સહુનાં કર્મો ભોગવે છે તેમાં કોઈની ટીકા કેમ કરાય ? ટીકા કરવી એટલે પોતે પોતાનું બગાડવું !

આવડતવાળાઓ તો ઘોડદોડમાં હાંફી મરે. એના કરતાં આવડત જ નથી કરીને બાજુએ બેસી રહેવામાં મઝા છે. જ્ઞાની પુરુષ તો ચોખ્ખે ચોખ્ખું કહી દે છે કે અમને દાઢી કરતાં ય નથી આવડતી, આટલાં વર્ષે ય !

આવડતનો અહંકાર લઈને ફરનારાને ખબર નથી કે એમની ભૂલો તો આ કુદરતે બક્ષેલી 'ફેક્ટર ઓફ સેફટી' નીચે દબાઈ જાય છે ને પોતે માની લે છે કે મને કેવું સરસ આવડ્યું !

જેમાં આવડતનો અહંકાર છે ત્યાં સુધી એ કામ કર્યે જ જવાનાં. જેને કંઈ આવડે નહીં તેને શું કરવાનું ? આવડત અહંકારના આધારે ટકેલી છે. જ્યાં અહંકાર જ નથી-ખલાસ થયેલો છે ત્યાં આવડત શી રીતે ટકે ?

જ્ઞાની પુરુષ તો પોતાને કંઈ જ આવડતું નથી, એમ ઠોકી ઠોકીને કહે છતાં લોક માને તો ને ? લોક તો એમ જ કહે કે દાદાને તો બધું જ આવડે છે. ત્યારે તેઓશ્રી એમ કહે છે કે ''હું તો આત્માની વાત જાણું છું. 'આત્મા' જ્ઞાતા-દ્રષ્ટા છે તે જાણું છું. 'આત્મા' જે જે જોઈ શકે છે એ 'હું' જોઈ શકું છું. બીજું કશું આવડતું નથી.''

સામો ખેંચે ત્યાં જ્ઞાની ધીમે રહીને ઢીલું મૂકી છોડી દઈને આગળ ચાલવા માંડે. સામો ખેંચે ને પોતે ય ખેંચે તો પ્રગતિ રૂંધાય. જેને જેવું દેખાય તેની તે પકડ પકડે તેમાં એનો શું દોષ ?

જેને મોક્ષે જવું છે તેને તો જગત ગાંડા કહે, મારે, કાઢી મૂકે તો ય ત્યાં હારીને બેસી જવું. સામાને જીતાડીને જગત જીતી જવાની જ્ઞાનીઓની રીત ! એટલે હારવાનું જગતમાં શીખવા જેવું છે. તો જ આ જગતથી છૂટાય. બાકી, જીતવા ગયો ત્યાં સુધી એ હાર્યો જ કહેવાય. જ્ઞાનીઓની આ શોધખોળ ખરેખર એડોપ્ટ કરવા જેવી છે.

જ્ઞાની પુરુષ પોતે અબુધ થયા હોય, જ્યારે જગત તો પોતે અક્કલવાળા થવા કે કહેવડાવવા ફરતું હોય !!

'એકસ્પર્ટ' બહુ ત્યારે એક સબ્જેકટનો થઈ શકે. તેનાં કરતાં 'સબમેં બબૂચક' એ સૌથી સારું ! બધામાં બબૂચક હોય તેનું ગાડું સારી રીતે ચાલે. કારણ કે દરેકના એકસ્પર્ટ ભાડે મળે. વકીલ ભાડે મળે, ડૉક્ટર, સી.એ., સોલિસીટર... અરે, કારખાનું ચલાવવા મેનેજરે ય ભાડે મળે !

'મારામાં કંઈ બરકત નથી' કહ્યું કે આપણે આ લોકોની રેસકોર્સમાંથી છૂટ્યા. કોઈ બીજો આપણને બરકત વગરનો કહે, તેના કરતાં જાતે જ ના કહી દઈએ તો છૂટાય તો ખરું આ જગતથી !

રેસકોર્સના સરવૈયામાં સાર શું સાંપડ્યો ? આજે પહેલો નંબર આવે તો ય પાછો છેલ્લો નંબર ક્યારે તો આવવાનો જ. એટલે ઉપરથી ભગવાન આવીને ય પણ ઘોડદોડમાં દોડવા લલચાવે તો ના પાડી દેવી !

રેસકોર્સમાંથી ખસી જતાં જ વ્યક્તિત્વ ઝળકવા માંડશે. રેસકોર્સને ને પર્સનાલિટીને બંનેને મેળ પડે નહીં !

અક્રમ વિજ્ઞાનનો ટૂંકો ને ટચ કોર્સ કરી લીધો, તેનું અનંત

અવતારનું સાટું એક કોર્સમાં પૂરું થઈ જાય એવું છે. પછી કાયમની નિર્ભયતા, અસંગતા, વીતરાગતા !

## ૭. ખેંચ : કપટ : પોઈન્ટમેન

'અક્રમ વિજ્ઞાન' એ જ્ઞાની પુરુષના અનુભવપૂર્વકનું વિજ્ઞાન છે અને તે વિજ્ઞાન વ્યવહારની કે અધ્યાત્મની તમામ પ્રકારની ગૂંચો ઉકેલી નાખે તેવું છે.

અક્રમ વિજ્ઞાન પ્રાપ્ત થયું, તેનું જીવન કેવું હોવું ઘટે ? બિલકુલ ખેંચ વગરનું. પોતાની સાચી વાતને જાહેર કરે પણ કોઈ સ્વીકારે નહીં તો તેને સાચી ઠરાવવાની ય જરૂર ના જાણે. અને વખતે ખેંચ ઊભી થાય પ્રકૃતિમાં ભરેલા માલને હિસાબે, તો તેને પણ 'જોવી' તો 'પોતે' મુક્ત થઈ જાય.

મોક્ષમાર્ગમાં કાયદો નથી. સહેજાસહેજ જે બને તે ખરું ! નો લૉ-લૉ ! બાકી, એક કાયદો કરવા જતાં કાયદાઓનો ડુંગર ખડો કરવો પડે. કાયદો છે ત્યાં સહજતા નથી. મોક્ષ તો સહજ થાય તેનો છે.

ચડસે ચઢ્યો એટલે પોતાનું સ્થાન છોડીને નીચે પડવું. પોતાનું સાચું હોય છતાં ય જો એની પકડ પકડે તો ય એ અહંકાર ગણાય. જગતનું સત્ય એ નિરપેક્ષ સત્ય નથી, સાપેક્ષ સત્ય છે. તેની પકડ શી પકડવાની ? જ્ઞાની પુરુષ તો સંપૂર્ણ નિરાગ્રહી હોય.

મતભેદ વિનાના થયા તો જાણવું કે સાચે માર્ગે છીએ. ક્યાંય પકડ ના પકડે. વાળો તેમ વળી જાય, તેને સરળ કહેવાય.

બધા કષાયોમાં કપટ બહુ ભારે. કારણ કે કપટ હંમેશાં મીઠું લાગે ને દેખાય નહીં. કપટ બધા હિસાબ બંધાવે. કપટ તો બેભાન કરી દે. એટલે પોતાનાં કપટની પોતાને જ ખબર ના પડે તેથી તેને કાઢવું ય મુશ્કેલ.

સંસારના લાભો ઊઠાવવા બીજાને પોતાના અભિપ્રાય પ્રમાણે ખેંચવા, પોતાના વિશ્વાસમાં લેવા એ કપટ. એ કપટની પોતાને ખબર ના પડે. 'મોક્ષ સિવાય મને કંઈ જ ખપતું નથી' એવી નિરંતરની જાગૃતિ રહે ત્યારે એ કપટ જવા માંડે. રોજ સવારે પાંચ વાર એમ બોલવું, એનાથી જાગૃતિ આવતી જાય.

ચતુરાઈથી સામાને વશ કરે, કપટને લઈને અને કપટનો દાવ પૂરો રમવા માટે. જેને પોતાના હિતની વાત છે કે અહિતની એ સમજાય તો તે સામાની ચતુરાઈમાં ના ફસાય.

'પોતાના સર્વ દોષ કાઢવા જ છે, મોક્ષે જવું જ છે.' તે ભાવના ભાવ ભાવ કરવાથી છૂટાય.

સંસારમાં ક્યાંય મીઠાશ વર્તે છે ત્યાં સુધી નિજ સ્વભાવનું અખંડ ધ્યાન ના વર્તે. એ ખંડિત થઈ જ જાય. કડવામાં વાંધો ના આવે. મીઠાશમાં મટકું મરાઈ જાય.

જ્ઞાની પુરુષ મળ્યા પછી મોક્ષના સ્ટેશને પહોંચવા આપણી ગાડી મેઈન લાઈન પર હોય. પણ વચ્ચે કોઈ 'પોઈન્ટમેન' ભેટી જાય તો ગાડી કયે ગામ લઈ જાય તેનું ઠેકાણું નહીં. આખો પાટો જ બદલાવી નાખે ! એવું બોલે કે આપણને ચકરાવે ચઢાવી નાખે !

જ્ઞાની પુરુષ ચેતવે ત્યારે ખબર પડે કે પાટો બદલાઈ ગયો. પછી ઝીણવટથી પૃથક્કરણ કરે તો ખબર પડી જાય કે ક્યાંથી શરૂઆત થઈ, શું થયું, કોણે કર્યું, શા આધારે થયું, આપણી કઈ લાલચ લલચાવી ગઈ, મહીં નિરાકુળતા હતી તે ગઈ ને આકુળતા ક્યારથી પેઠી. જાગૃતિમાં એ બધી ખબર પડે. જેનો વ્યવહાર ડગ્યો, તેનો નિશ્ચય ડગી જ જાય.

કાચા કાનના ના થાય, પાટો ના બદલાય તો પ્રગતિ થાય. સમ્યક્ વાતને જ વળગી રહેવાય. એને છેદતી વાતને મનમાંય ના ધરાય. જ્ઞાની એવા ભોળા ના હોય. એટલે કોઈ બીજા પાટે લઈ જવા ફરે તો ય ના ચૂકે ને !

કપટ ત્યાં ભોળપણ હોય. કોઈ અવળું કાનમાં રેડી જાય ને માની જાય તે ભોળપણ. ત્યાં ઉપાય તો એ જ કે ડ્રામેટિક સાંભળીએ ખરું, તેને આંતરીએ નહીં. પણ આધાર તો સમ્યક્ પર જ રાખવાનો. સહુ સહુની સમજણ પ્રમાણે બોલે. પણ આશરો તો સમ્યક્ વાતનો જ લેવાય.

અક્રમ વિજ્ઞાન એવું છે કે મોક્ષમાર્ગના ગમે તેવાં બાધક કારણો આવીને ઊભાં રહે છતાં ય પાર નીકળી જવાય તેમ છે. જે 'મુશ્કેલ છે, મુશ્કેલ છે' કરે, તેને માટે મુશ્કેલ બની જાય.

'મારે શું ?' એવું કોઈથી બોલાય નહીં. એ ભેદ પાડ્યો કહેવાય.

'મારે શું ?' એવું હોય ત્યાં પ્રતિક્રમણ કરી કરીને પાછા ફરવું. 'મારે શું ?' કહે એટલે નિસ્પૃહ થઈ ગયો. તે પોતાને ભયંકર નુકસાન કરે.

મોક્ષનો માર્ગ ચૂકાય નહીં એ જ જોયા કરવાનું છે !

'મારી પાછળ શું બોલતા હતા ?' એ થયું કે ત્યાંથી મોક્ષમાર્ગ ઊડ્યો. જેને જે બોલવું હોય, તે ભલેને બોલે. આપણે જાતને છૂપાવવી હોય તો આ પ્રશ્ન ઊભો થાય ને !

'કાન દઈને સાંભળે' તે ય ભયંકર રોગ કહેવાય. અને આપણો ગુનો હશે તો બોલે તેમાં શું વાંધો ? કોઈ આપણા માટે ગમે તે બોલે, એ ભલે બોલે. સારું જ છે. આપણે સ્ટ્રોંગ રહેવાની જરૂર છે. નાની ભૂલ પણ ભયંકર ભમાવી દે ! પોતાનામાં કપટ હોય તેથી તો કાન દઈને સાંભળવાનું મન થાય.

બીજાની વાત સાંભળીને તો આપણું મગજ બગડી જાય. એ વાત કહેનારો એના સહજ ભાવે કહી જાય. પણ આપણા દૂધપાકમાં મીઠું પડ્યું તેનું શું ? આપણી શી દશા થાય ?

કેટલાંક કહે છે કે અમારે ડરના માર્યા કપટ કરવું પડે છે. પણ ડર શેનો ? ગુનો હોય તેને ડર ને !

મોક્ષના કામી થઈ જાય તેને મોક્ષમાર્ગનું કોઈ બાધક કારણ અડે નહીં.

'હું જાણું છું' એ મોક્ષમાર્ગનું મોટામાં મોટું બાધક કારણ ! એ આપઘાત કરાવે. 'હું જાણું છું' એ નરી માદકતા લાવે, જે જવી મહા મુશ્કેલ ! જેને 'હું જાણું છું' કેફ નથી, એનું તો મોઢું ય રૂપાળું દેખાય. ભયંકર અજાગૃતિને કારણે તો આ રોગ ઉત્પન્ન થઈ જાય.

'હું જાણું છું' એમ માનીને પડેલી ભાંજગડનો નિકાલ કરવા જાય તો ઊલટું બફાઈ જાય.

'હું જાણું છું'ની મીઠાશ વર્તે કે કૂંપળો ફૂટે. ત્યાં તરત જ ભૂંસી નાખવું. કૂંપળો ફૂટતાં જ ચૂંટી કાઢવું. નહીં તો એ રોગ વધી જાય, જાગૃતિ ખલાસ કરી નાખે.

મોક્ષમાર્ગમાં બધા જ ભય-સિગ્નલો જ્ઞાની પુરુષ પાસેથી જાણી

લેવા જોઈએ, તો જ સેફ સાઈડ રહે. નહીં તો સ્ટીમર કયે ગામ જશે, તેનું ઠેકાણું નહીં.

જેને મોક્ષે જ જવું છે તેને સાચો માર્ગ જડી આવે જ એવો નિયમ છે.

## ૮. જાગૃતિ : પૂજાવાની કામના

જ્ઞાનીની સમજણે આપણી સમજણ મેળવી, તેમના સમાંતરે ચાલવાનું. નહીં તો માર્ગ ક્યારે ફંટાઈ જશે તે કહેવાય નહીં. મોક્ષમાર્ગે પોતાની સમજણનો એક અંશ પણ ચાલે તેમ નથી. પોતાને સાચી સમજણ જ નથી તેથી તો ભટકીએ છીએ ને !

સામાના પ્રશ્નોનું સમાધાન ક્યારે થાય કે જ્યારે અહંકાર સંપૂર્ણ ખલાસ થાય, ડિસ્ચાર્જ અહંકાર પણ ખલાસ થાય ત્યારે. જ્યાં સુધી ગર્વરસ ચખાય છે ત્યાં સુધી સ્યાદ્‌વાદ વાણી પણ ના નીકળે. એટલે બુદ્ધિનો, અહંકારનો રસ ના પડવો જોઈએ. અહંકાર ગયો ના હોય ને ઉપદેશક થઈ બેસે તો સામાને કંઈ ફાયદો થાય નહીં. એના કાનને સારું લાગે એટલે વાહ વાહ કરે. પણ એનાથી પોતાને ભયંકર નુકસાન થાય. અહંકાર જ બધો ખોરાક ખાઈ જાય ને આખો મોક્ષમાર્ગ ચૂકાવી દે !

અક્રમ માર્ગમાં ઉપદેશક થવા જનારાને જ્ઞાની પુરુષ લાલબત્તી ધરે છે કે, ''આપણા જ્ઞાનનો એક વાળ જેટલું કહેવા જાય તો લોકો તૂટી પડે. લોકોએ આવી શાંતિ જોઈ નથી, આવું સાંભળ્યું નથી એટલે તૂટી પડે ને ! પણ પેલો અહંકાર મહીં બેઠો બેઠો હસ્યા કરે.'' પૂર્ણાહુતિ કરવી હોય તો કોઈ જગ્યાએ, કોઈ પૂછે તો ય કાચા ના પડશો.

બુદ્ધિનો ક્ષય ના થાય, અહંકારનો ક્ષય ના થાય, પૌદ્‌ગલિક ઈચ્છાઓ ખલાસ ના થાય, વિષયનો વિચાર પણ આવે છે ત્યાં સુધી ભારેલો અગ્નિ જ છે. એ ક્યારે ભભૂકી ઊઠે, તે કહેવાય નહીં. ઉપશમ થયેલા કષાયો જ્યાં સુધી ક્ષય થયા નથી, ત્યાં સુધી ઉપદેશમાં પડવું એ ભયંકર જોખમ છે.

જ્યાં સુધી પોતાની જાત માટે પક્ષપાત રહેલો છે, ત્યાં સુધી પોતાની ભૂલો ના જડે. મૂર્છામાં ને મૂર્છામાં રાખે. કર્મના ઉદયનો ઝપાટો આવે ત્યારે ઉદય સ્વરૂપ થઈ જાય. જાગૃતિ આવરાઈ જાય ને ઉપયોગ

ચૂકે. એ તો જ્ઞાની પુરુષના સત્સંગમાં રહ્યા કરે તો પછી એ જાગૃતિ પાછી આવે.

જાગૃતિ વસ્તુ જુદી છે ને જ્ઞાન જુદી વસ્તુ છે. ઊંઘમાંથી જાગવું એ જાગૃતિ કહેવાય. જાગૃતિમાં કષાયો ઉપશમેલા હોય. પણ જ્ઞાન તો ક્યારે કહેવાય કે જ્યારે કષાયોનો ક્ષય થયો હોય. જેમ જેમ જાગૃતિ વધે તેમ તેમ કર્મો બંધાય નહીં ને મહીં એકદમ ચોખ્ખું કરી નાખે.

જ્યાં સુધી માનમાં કપટ હોય, તે જાગૃતિ ઉત્પન્ન ના થવા દે. કપટ એટલે ઢાંકવું ને ઊંધે રસ્તે જ લઈ જાય તે. કપટ ને અહંકાર-ક્રોધ, માન-માયા-લોભ જ ઊંધે રસ્તે લઈ જાય.

જ્યારે કોઈ પણ પ્રકારના કપટનો અંશ ના રહે, વિષયનો વિચાર શુદ્ધાં ના આવે, કષાયો નિર્મૂળ થઈ જાય ત્યારે જાગૃતિ છે એ 'જ્ઞાન'માં પરિણમે.

'જ્ઞાની પુરુષ'નો આશરો છૂટ્યો કે કષાયો વંશાવાળી સાથે ચઢી બેસે. અરે ! કષાયો તો ગમે તે રસ્તે જ્ઞાનીનો આશરો છોડાવવા ફરે. જરાક મીઠાશ વર્તી કે કષાયોને ખોરાક મળ્યો. કષાયોને ત્રણ વર્ષ સુધી નામે ય ખોરાક ના મળે તો તે નિર્વંશ થાય. પણ જો જરાક ખોરાક મળ્યો કે પાછા તગડા થઈ જાય !

જ્ઞાનીપદ ત્યારે મળે કે કષાયો ક્યારેય જમી ના જાય એટલી બધી જાગૃતિ જોઈએ. જ્ઞાની માથે હોય તો જ કષાયોને જીતી શકે. એમનો આશરો ના છોડવો.

જ્ઞાની પુરુષ જ્યાં સુધી સર્ટિફાય ના કરે ત્યાં સુધી ઉપદેશ અપાય જ નહીં. મહીં બધા દોષ તૈયાર જ બેસી રહેલા હોય તે તરત ચઢી બેસે. બધા ગુણો ક્ષાયક થાય ત્યારે એની મેળે એ પદ આવશે !

જાગૃતિ તો તેને કહેવાય કે ચોર ના પેસે. પોતાના દરેક દોષો દેખાય. અહંકાર પણ દેખાય. એ અહંકાર અહીં છે જ અને એ ગર્વરસ ચખાવડાવે છે. કોઈએ જરા કહ્યું કે તમે બહુ સરસ કર્યું કે તરત જ ગર્વરસ ચાખી લે. એ જ પછી પાડી નાખેને ! આ મીઠું, આ કડવું ભેદ ભાંગે ત્યાં જ્ઞાન છે.

સત્સંગમાં કોઈના પ્રશ્નોના ખુલાસા જ્ઞાની પુરુષ સિવાય કોઈથી ના કરાય. ફક્ત સહેજાસહેજ વાતચીત થાય પણ પોતાની જાતને જરાય વિશેષ માન્યું કે વિષ ફરી વળ્યું સમજો !

જાગૃતિ વધતી જાય તેમ તેમ ઉપશમ કષાયો ક્ષય થતા જાય. જેને જાગૃતિ ઉત્પન્ન થઈ, તેણે સામાયિકો-પ્રતિક્રમણો કરી કરીને દોષો ક્ષય કરવા માટે જાગૃતિનો ફાયદો ઊઠાવી લેવાનો.

'દાદા'ના બાળક બનીને સીધે સીધું ચાલ્યા જવામાં મઝા છે. દાદાના બાળક બન્યા તો દાદા ઊંચકશે ને મોટા થયા તો જાતે ચાલવાનું ને પછી રખડવાનું ! એ તો જ્યારે ટપલાં પડે ત્યારે પાછો આવે.

પૂજાવાની કામના એ ભયંકર રોગ છે, આત્મઘાતી છે, કોઈ જે'જે' કરે, તેની પછી ટેવ પડી જાય.

આત્મા તો પૂજ્ય છે જ અને દેહની રાખ થવાની તેને પૂજાવા ફરે છે ! આ રોગથી તો મોક્ષ અટક્યો છે.

જ્ઞાનીથી સહેજ સ્વતંત્ર માર્ગ કાઢ્યો કે ભયંકર ભૂલભૂલામણીમાં પેઠા. જ્ઞાનીની પૂંઠેપૂંઠે વહી જવાનું કહ્યું ત્યાં આડફાંટો કેમ પોષાય ? એ જોખમ કેમ ખેડાય ? એ બધું જ પછાડે છેવટે !

જે જે મોક્ષમાર્ગને બાધક કરનારું આવીને ઊભું રહે તેને તરત જ ઊખેડીને ફેંકી દેવાનું. તો ધ્યેયને વળગી રહેવાય. ધ્યેય મોક્ષનો કરવા જાય. પણ મહીં દાનત ખોરી હોય તો ધ્યેયને ઊડાડી મૂકે. ધ્યેયને તોડાવે તે જ દુશ્મન.

મોક્ષે જવું હોય તો પોતે એટલું મક્કમ થઈ જવાનું કે આ દેહનું જે થવાનું હોય તે થાવ પણ મોક્ષમાર્ગને નહીં ચૂકું, કામ કાઢી જ લેવું છે. તો તેનું કામ પૂર્ણ થાય. આટલો જ ભાવ કરવાનો છે, દૃઢ નિશ્ચય કરવાનો છે.

મોક્ષમાર્ગનાં આ ભયસ્થાનો જ્ઞાની પાસેથી જાણી લઈ ત્યાં નિરંતર ચેતતા રહેવાનું છે.

જે કંઈ ભૂલો થઈ હોય તેની જ્ઞાની પાસે આલોચના કરી પાછાં ફરી છૂટી જવા જેવું છે. મોક્ષમાર્ગમાં પૂજાવા જવાય નહીં. જગતકલ્યાણ

કરવાનો ધ્યેય કર્તાભાવે રખાય નહીં અને અહંકાર કરાય નહીં. મોક્ષમાર્ગમાં તો ગુપ્તવેશે ચાલી નીકળવાનું છે. ઠેઠ સુધી જ્ઞાની પુરુષનો સત્સંગ ને જ્ઞાની પુરુષનો આશરો છોડાય નહીં.

જ્ઞાની પુરુષના દોષ ના જોવાય. ભૂલ ના કઢાય. તેમની નવ વાતો સમજાય ને એક ન સમજાય તો તેને કોરાણે મૂકી 'વેઈટ એન્ડ વોચ' કરવું. એની મેળે પછી સમજાશે.

## ૯. પોતાપણું : પરમાત્મા

જ્ઞાની પુરુષને આખા જગત જોડે અભેદતા હોય. કોઈ જોડે જુદાઈ ના હોય. જ્ઞાની પુરુષમાં બુદ્ધિ હોય તો જ ભેદ પડેને ! અબુધ તો અભેદ હોય વિશ્વસંગે !

અભેદતા જ્ઞાનને પુષ્ટ કરે. જુદાઈથી શક્તિઓ વેરણ-છેરણ થઈ જાય. પોતાપણું જાય તેની જુદાઈ જાય, એ અભેદ થાય બધાથી.

આ એ. એમ. પટેલે આપાપણું છોડી ભગવાનને સમર્પિત કર્યું છે. જેનું આપોપું ગયું, તે ભગવાન જોડે અભેદ થઈ ગયો, જાણવું.

જ્ઞાની પુરુષને પોતાપણાનું ઉન્મૂલન થયેલું હોય. સંપૂર્ણ સંયોગાધીન વર્તે, નિર્અહંકારપણે, પોટલાની જેમ જ્યાં જવું પડે ત્યાં જાય ! પોતાપણું છૂટે ત્યારે સહજ રહેવાય. પોતાનો કોઈ મત જ ના હોય એમને ! છતાં એમનો વ્યવહાર બધો જ આદર્શ હોય. આખો દહાડો એ ડ્રામેટિક જ હોય. પોતાપણું જાય તે જ ડ્રામેટિક રહી શકે.

પ્રકૃતિનું રક્ષણ કરે એ પોતાપણું કહેવાય. કપટ કરીને પ્રકૃતિનું રક્ષણ કરે એ ગાઢ પોતાપણું કહેવાય.

પોતાપણું ગયું છે તેની પરીક્ષા શી ? નવ વખત ગાડીમાંથી ઉતારી પાડે ને નવ વખત પાછાં બોલાવે તો ય મોઢા પર કે મહીં જરા ય ફેરફાર ના થાય તે ! 'વ્યવસ્થિત'નું જ્ઞાન પોતાપણું છોડાવે.

જ્ઞાની પુરુષ સિવાય બધાને જ પોતાપણું હોય. પોતાપણું જાય તો એ ભગવાન થયો !

એક ફેરો પોતાપણું ગયું એટલે એ કાયમનું ગયું.

'જ્ઞાન' પ્રાપ્ત થયા પછી ચાર્જ અહંકાર જાય પણ ડિસ્ચાર્જ અહંકાર

રહે. એને પોતાપણું કહેવાય. અને એ ય ખલાસ થઈ જાય, તેનું પોતાપણું ગયું કહેવાય.

જેટલી જાગૃતિ એટલા પ્રમાણમાં પોતાપણું જાય. પોતાપણું જવા માટે ક્યા પ્રકારની જાગૃતિ જોઈએ ? કે 'આ હું ને આ હું ન્હોય,' 'પોતે' કોણ છે એ નિરંતર લક્ષમાં હોય, જ્ઞાની પુરુષની આજ્ઞા પળાતી હોય, સામી વ્યક્તિ નિર્દોષ અકર્તા દેખાતી હોય....

ગમે તેવાં પરિણામ આવે છતાં આ હું ન્હોય કહ્યું કે છૂટ્યા !

પોતાપણું ગયું ત્યાં ગર્વ કે ગારવતા ના હોય.

અહંકારના પક્ષમાં, અજ્ઞાનતાના પક્ષમાં બેસવું, ઉપયોગ ચૂકાય, એ બધું પોતાપણું કહેવાય.

'વ્યવસ્થિત' પ્રમાણે ઉદયમાં તન્મયાકાર ના થવું એ પુરુષાર્થ છે. પ્રજ્ઞા પ્રકૃતિના ઉદયમાં તન્મયાકાર ના થવા દે, જ્યારે અજ્ઞા પ્રકૃતિના ઉદયમાં તન્મયાકાર કરી નાખે.

ઉદયમાં પોતાપણું બધાને વર્તે, 'જ્ઞાન' પ્રાપ્તિ પછી જેમ જેમ ઉદય આવે તેમાં પુરુષ થઈને પુરુષાર્થ કરે તેમ તેમ પોતાપણું ખલાસ થાય.

જ્ઞાની પુરુષનું આપોપું ગયેલું જેને દેખાયું તેનું કામ થઈ ગયું.

આપોપું ગયું તે થઈ ગયો પરમાત્મા ! પછી 'વ્યવસ્થિત' તેમનું ચલાવી લે !

જય સચ્ચિદાનંદ.

**- ડૉ. નીરુબેન અમીન**

# અનુક્રમણિકા

## ૧. આડાઈ : રિસાવું : ત્રાગું


| | | | |
|---|---|---|---|
| સમજવા જેવી વાત 'જ્ઞાની'ની | ૧ | એ ન હોવું ઘટે | ૨૩ |
| પાંસરા તો થવું પડશે ને ? | ૨ | 'વાંકો', તે 'પોતે' ન્હોય | ૨૩ |
| આડાઈ કબૂલ્યે આડાઈઓની હાર | ૩ | એવું આ 'અક્રમ વિજ્ઞાન' | ૨૪ |
| આડાઈ, કોમન : અન્‌કોમન | ૪ | રિસાયા ? તો 'ગાડી' જશે | ૨૫ |
| આડાઈઓ, સ્ત્રી-પુરુષમાં | ૪ | તેમાં ખોટ કોને ? | ૨૭ |
| જોવાનું, પોતે પોતાનું | ૫ | પછી ફરી ના રિસાયા કદી | ૨૮ |
| આડાઈ છૂટી જતાં... | ૫ | 'રિસાળ' જ રિસાયેલાને જુએ | ૨૯ |
| નડે માત્ર આડાઈઓ | ૭ | વીતરાગતાની અનોખી રીત | ૩૦ |
| આડાઈનું સ્વરૂપ | ૭ | 'વીતરાગ' છતાં ય 'ખટપટ' | ૩૧ |
| સમજણથી સરળતા | ૮ | એનું નામ ત્રાગું | ૩૨ |
| મોક્ષમાર્ગની વાટખર્ચી | ૯ | એ ત્રાગું ન કહેવાય | ૩૩ |
| નાનપણની આડાઈઓ | ૧૧ | એવાંને છેટેથી નમસ્કાર | ૩૪ |
| અહંકારના આધારે | ૧૪ | ત્રાગાંના પરિણામ | ૩૫ |
| 'નથી થતું' ના બોલાય | ૧૫ | ત્રાગાં કરનારાની સામે | ૩૫ |
| એ જ્ઞાન જ વર્તનામાં | ૧૬ | એ તો નાગાઈ કહેવાય | ૩૮ |
| આડાઈઓ દરેકની જુદી | ૧૬ | તાયફાની સામે | ૩૮ |
| એ આડાઈઓ, અંતવાળી | ૧૭ | આ રીતે ય મતભેદ ટાળ્યો | ૩૯ |
| સરળ, છતાં સૂક્ષ્મ આડાઈઓ | ૧૭ | ત્રાગું, એ ય એક કળા | ૪૪ |
| ત્યાં તો આપણે જ ચેતવાનું | ૧૮ | ત્યાં સમજણપૂર્વક ચેતેલા | ૪૪ |
| એને 'જ્ઞાની' જ પાંસરો કરે | ૧૮ | એને ત્રાગું ભારે પડ્યું | ૪૫ |
| સરળતાથી રાજીપો પ્રાપ્ત | ૧૯ | પ્રકૃતિમાં જ વણાયેલું | ૪૬ |
| નાટકીય અહંકાર | ૨૦ | ત્રાગાંવાળાથી ચેતતા રહીએ | ૪૬ |
| એ આડાઈ 'જાણવા'થી જાય | ૨૦ | બચવાનું 'એડજસ્ટમેન્ટ' | ૪૮ |


## ૨. ઉદ્વેગ : શંકા : નોંધ


| | | | |
|---|---|---|---|
| ઉદ્વેગની સામે | ૫૧ | નહીં તો શંકા ના રાખવી | ૧૦૪ |
| ધારણા નહીં, તો ઉદ્વેગ નહીં | ૫૨ | ચેતો ખરા, પણ શંકા નહીં | ૧૦૫ |
| વેગ, આવેગ અને ઉદ્વેગ | ૫૩ | જાણે બધું, તો ય શંકા નહીં | ૧૦૬ |
| ઉદ્વેગ, કેટલી બધી મુશ્કેલી ! | ૫૫ | 'કહેનાર' ને 'કરનાર', બે જુદાં | ૧૦૭ |
| એ પરિબળોથી ખસી જાવ | ૫૭ | ત્યાં શૂરવીરતા હોવી ઘટે | ૧૦૭ |
| બુદ્ધિ જ લાવે ઉદ્વેગ | ૫૭ | આ તો 'પ્રીકોશન' કે ડખો ? | ૧૦૯ |

| | |
|---|---|
| જેને ઉદ્વેગ થાય, તે 'પોતે' ન્હોય | ૫૮ |
| શંકાનું મૂળ | ૬૦ |
| સંશયાત્મા વિનશ્યતિ | ૬૧ |
| શંકા જુદી, જિજ્ઞાસા જુદી | ૬૨ |
| ભક્તો માટે તો.... | ૬૩ |
| રાખવી, વહેમની દવા | ૬૪ |
| એ તો પરમાણુઓ પ્રમાણે | ૬૫ |
| 'પ્રેજ્યુડિસ' પરિણમે શંકામાં | ૬૫ |
| શંકાનું સમાધાન | ૬૭ |
| પ્રત્યેક પર્યાયમાંથી પસાર | ૬૯ |
| 'તે' 'સેટલ' કરે, વ્યવહાર | ૭૦ |
| શંકા નુકસાન જ કરાવે | ૭૧ |
| શંકા તો ઠેઠ મરણ કરાવે | ૭૧ |
| સુંદર સંચાલન ત્યાં શંકા શી ? | ૭૨ |
| સર્વ કાળે શંકા જોખમી જ | ૭૩ |
| એનાં જોખમ તો ભારે | ૭૪ |
| અંધારામાં, કેટલીક આંખો તાણવી ? | ૭૪ |
| મોક્ષે જનારાઓને | ૭૭ |
| ચારિત્ર્ય સંબંધી 'સેફ સાઈડ' | ૭૭ |
| કેવી દગાખોરી આ ! | ૭૮ |
| આવાં દગામાં મોહ શા ? | ૭૯ |
| શંકાની પરાકાષ્ઠાએ સમાધાન | ૮૦ |
| એ તો ભયંકર રોગ | ૮૧ |
| શંકાની અસરો | ૮૧ |
| બુદ્ધિ બગાડે સંસાર | ૮૨ |
| શંકા, કુશંકા, આશંકા | ૮૩ |
| મોહથી મૂર્છિત દશા | ૮૪ |
| એવી ટીકા કરવા જેવી નથી | ૮૫ |
| ચેતો, છોડીઓનાં મા-બાપ | ૮૫ |
| શંકા ? નહીં, સંભાળ લો | ૮૭ |
| મોક્ષમાર્ગીય સંયમ | ૮૯ |
| શંકા માટે ઉપાય | ૯૦ |
| 'વ્યવસ્થિત'થી નિઃશંકતા | ૯૦ |
| મોક્ષે જવું હોય, તો.... | ૯૨ |
| બીમાંથી.... જંગલ | ૧૧૧ |
| શંકાશીલ મન જુદું, 'આપણે' જુદાં | ૧૧૬ |
| પ્રતિક્રમણથી 'પ્યૉરિટી' | ૧૧૭ |
| ત્યાં 'ચાર્જ' થાય | ૧૧૮ |
| પુદ્ગલભાવને ગાંઠવા નહીં | ૧૧૯ |
| 'શંકા' સામે જ્ઞાનજાગૃતિ | ૧૨૦ |
| સામાના સંશયની સામે | ૧૨૧ |
| શંકા કરવાની ત્યાં જગ નિઃશંક (?) | ૧૨૩ |
| જૂઠા જ્ઞાન પર વહેમ (!) | ૧૨૪ |
| વહેમ 'અહંકાર' પર જ | ૧૨૫ |
| ભવોભવથી નિઃશંકતા | ૧૨૫ |
| આત્મા સંબંધી નિઃશંકતા... ? | ૧૨૬ |
| આમ મનુષ્યપણું ના ગુમાવાય | ૧૨૭ |
| ત્યારે સંદેહ જાય | ૧૨૮ |
| 'આત્મા'ની શંકા કોને ? | ૧૨૮ |
| પ્રજ્ઞા આત્માપક્ષી જ | ૧૩૦ |
| નિઃશંકતા-નિર્ભયતા-અસંગતા-મોક્ષ | ૧૩૧ |
| ત્યારે થાય નિઃશંકતા | ૧૩૨ |
| ભેદ વિજ્ઞાન, 'અક્રમ' થકી | ૧૩૩ |
| પછી જોખમદારી જ નહીં | ૧૩૪ |
| પુસ્તકથી ન છૂટે સંદેહ | ૧૩૬ |
| એ જાણેલું તો શંકા કરાવે | ૧૩૬ |
| એ ભૂલ ખોળવાની | ૧૩૯ |
| એવી શંકા ? ત્યાં 'જ્ઞાન' હાજર | ૧૪૦ |
| નિજ શુદ્ધત્વમાં નિઃશંકતા | ૧૪૧ |
| શંકા રાખવા જેવું છે જ ક્યાં ? | ૧૪૨ |
| 'ડિલિંગ' પુદ્ગલના, 'પોતે' વીતરાગ | ૧૪૩ |
| પ્રેમ ત્યાં નોંધ નહીં | ૧૪૪ |
| ભૂલ ભાંગવી, 'સાયન્ટિફિકલી' | ૧૪૭ |
| 'નોંધ' તો બંધાવે વેર | ૧૪૮ |
| 'વ્યવસ્થિત' ત્યાં નોંધ નહીં | ૧૪૯ |
| પણ એ સંસારમાં જ ખૂંપાવે | ૧૫૦ |
| તો તૂટ્યા ટેકા સંસારના | ૧૫૦ |
| 'સહમત' નહીં, તો છૂટયા | ૧૫૨ |

એ તો પોતાની જ નિર્બળતા ૯૩
શંકા સુણતાં ગૈબી જાદુથી ૯૪
છતાં નથી દંડયા 'હું-તું'થી ૯૫
શંકા કરવા કરતાં... ૯૭
થાપણ મૂકયા પછી શંકા ? ૯૮
ધીરેલું યાદ આવ્યું ને ૯૮
નિઃશંકતા, ત્યાં કાર્ય સિદ્ધિ ૧૦૦
એ શંકા કોઈ ના કરે ૧૦૧
સમાધાન જ્ઞાની પાસેથી ૧૦૨
તો શંકા ઠેઠ સુધી રાખો ૧૦૨
'નોંધનારા'થી જુદાં 'આપણે' ૧૫૩
બદલાતાં કર્મોની નોંધ શી ? ૧૫૪
નોંધ લેવાનો આધાર ૧૫૫
અભિપ્રાય આપવાનો અધિકાર (?) ૧૫૬
નોંધ ત્યાં પુદ્ગલ સત્તા જ ૧૫૭
નોંધ : અભિપ્રાય ૧૫૭
જાગૃતિની જરૂર, નોંધની નહીં ૧૫૯
નોંધ, ત્યાં ડંખીલું મન ૧૫૯
'જ્ઞાની'નું સર્વાંગ દર્શન ૧૬૦
વીતરાગતાની વાટે... ૧૬૧

## ૩. કોમનસેન્સ : વેલ્ડીંગ

'કોમનસેન્સ'ની કચાશ ૧૬૨
'એવરીવ્હેર એપ્લીકેબલ' ૧૬૨
'કોમનસેન્સ'નું પ્રમાણ ૧૬૪
વ્યવહારુકતા વિનાના ૧૬૫
'ડાઉન' અહંકાર, તો 'ડિલીંગ' 'બેસ્ટ' ૧૬૫
'મિલનસાર'થી વધે 'કોમનસેન્સ' ૧૬૬
સૂર મેળવતાં મેળવતાં... ૧૬૭
એ અથડામણ ટાળે ૧૬૮
તો રોકાય સ્વચ્છંદ ૧૬૮
સરળતાથી વધે 'કોમનસેન્સ' ૧૬૯
'સોલ્યુશન' 'કોમનસેન્સ'થી ૧૭૦
ઘાટ, ત્યાં પૂર્ણતા નહીં ૧૭૦
એનાથી સૂઝ જુદી ૧૭૧
'કોમનસેન્સ' સર્વાંગી ૧૭૨
....અને બુદ્ધિ, સૂઝ, પ્રજ્ઞા ૧૭૬
બધાં 'તાળાં'ની ચાવી 'એક' ૧૭૭
સંસારમાં શીખો આટલું જ ૧૭૮
ફરિયાદ ? નહીં, 'એડજસ્ટ' ૧૭૮
'ડાઉન' સાથે 'લેવલિંગ' ૧૭૯
અભેદતા આમ સધાય ૧૭૯
કાચા કાનના ના થવાય ૧૮૦
'વેલ્ડીંગ', સૂક્ષ્મ સંધાણ ૧૮૧
'વેલ્ડીંગ' કરનારાને... ૧૮૩
'ભાવ'માં પાછું ના પડાય ૧૮૪
પહેલેથી જ સૂઝ, 'વેલ્ડીંગ'ની ૧૮૪
'વેલ્ડીંગ', એક કળા ૧૮૫
'વેલ્ડીંગ'થી સર્વત્ર આનંદ ૧૮૭
'જ્ઞાની'ની મૌલિક વાતો ૧૮૮
તોડે બધા, સાંધે વિરલો ૧૮૮

## ૪. મમતા : લાલચ

કાદવથી છેટા સારા ૧૮૯
નિરપેક્ષ જીવન ભાળ્યા 'જ્ઞાની'નાં ૧૮૯
મમતા નામે ય નહીં ૧૯૦
સંપૂર્ણ નિર્મમત્વ ત્યાં પરમાત્મપણું ૧૯૦
એ જ લક્ષણ મમતાનાં ૧૯૨
મમતાનો વિસ્તાર ૧૯૨
મમતા 'બાઉન્ડરી'પૂર્વકની ૧૯૪
વિષયની લાલચ, કેવી હીન દશા ! ૨૧૫
એનાથી જ અથડામણ ૨૧૭
ને લાલચમાંથી લાચારીમાં ૨૧૮
લાલચુનો સ્પર્શ બગાડે સંસ્કાર ૨૧૯
એ જ પુરુષાર્થ ? ૨૧૯
લાલચુ વહોરે જોખમો જ ૨૨૦
લાલચુની નજર જ ભોગમાં ૨૨૧

| | | | |
|---|---|---|---|
| વિસ્તારેલી મમતા | ૧૯૫ | આની લાલચ શી તે ? | ૨૨૧ |
| રાખવી મમતા પણ... | ૧૯૬ | સ્વચ્છંદ, અટકણ ને લાલચ | ૨૨૨ |
| મિટાવો મમતા સમજણથી | ૧૯૭ | લાલચની ગ્રંથિ | ૨૨૩ |
| 'મ્યૂઝિયમ'ની શરતો | ૧૯૯ | એવો નિશ્ચય છોડાવે લાલચો | ૨૨૩ |
| સાયકોલોજિકલ ઈફેક્ટ જ | ૨૦૨ | અહંકારે કરીને કઢાય | ૨૨૪ |
| મમતા વગેરેય બધું પ્રાપ્ત | ૨૦૩ | ત્યારે લાલચ જાય | ૨૨૫ |
| લાલચનાં પરિણામે ફસામણ | ૨૦૩ | લાલચ ખાતર તો દુઃખ આપે | ૨૨૬ |
| એવો સ્વભાવ, છતાં સૂક્ષ્મ અવલોકન | ૨૦૪ | આવો દુરુપયોગ થતો નથી ને ? | ૨૨૬ |
| માન્યતા જ વળગાડે મમતા | ૨૦૫ | કુસંગનો પાસ | ૨૨૭ |
| જે મમતાવાળો, તે 'પોતે' ન્હોય | ૨૦૫ | એનાં આવરણ ભારે | ૨૨૮ |
| ડ્રામેટિક મમતા, ડ્રામા પૂરતી | ૨૦૬ | આજ્ઞાપાલન જ અંતિમ ઉપાય | ૨૨૮ |
| ભોગવટો, પણ મમતા વગર | ૨૦૭ | પૂજાવાની લાલચ | ૨૩૪ |
| તેને મોક્ષ મળે | ૨૦૭ | એક ભવ 'જ્ઞાની'ની આધીનતામાં | ૨૩૬ |
| લાલચમાં, નિયમ પણ નહીં | ૨૦૮ | આધીનતા, પણ ઉપર નહીં | ૨૩૭ |
| લાલચ તો ધ્યેય ચૂકાવે | ૨૦૮ | હેતુ, પૂર્ણકામનો ઘટે | ૨૩૮ |
| જોખમી, લોભ કે લાલચ ? | ૨૧૦ | શાસ્ત્રમાં નથી, સાંભળ્યામાં નથી... | ૨૩૯ |
| જ્યાં ત્યાંથી સુખની જ લાલચ | ૨૧૩ | | |


## ૫. માન : ગર્વ : ગારવતા


| | | | |
|---|---|---|---|
| માન, મમતા વગરનું | ૨૪૧ | દેહાભિમાન, શૂન્યતાને પામેલું | ૨૭૬ |
| મનમાં માનેલું માન | ૨૪૨ | સ્વરૂપજ્ઞાન પછી... | ૨૭૮ |
| એ બધું ય માન માટે જ | ૨૪૪ | સ્વમાન એટલે... | ૨૮૦ |
| ક્રોધથી ભયંકર ઉત્તાપના | ૨૪૫ | અજ્ઞાન દશાનો શ્રેષ્ઠ સદ્‌ગુણ | ૨૮૨ |
| ગમતો અહંકાર દુઃખદાયી બન્યો | ૨૪૫ | અભિમાની : મિથ્યાભિમાની | ૨૮૪ |
| ખાનદાનીનો અહંકાર | ૨૪૭ | એનું નામ મિથ્યાભિમાન | ૨૮૫ |
| માનની ભૂખ | ૨૪૯ | રાઈ ભરી મગજમાં | ૨૮૬ |
| માનના 'સ્વાદ'માં લોભ છૂટે | ૨૫૦ | માન માપવાનું થર્મોમિટર | ૨૮૭ |
| માન : માનની ભીખ | ૨૫૦ | નિર્માની : નિર્‌અહંકારી : નિર્મોહી | ૨૮૯ |
| માન ચાખો, પણ... | ૨૫૧ | સત્‌પુરુષ એ જ કે જેને... | ૨૯૧ |
| માનમાં કપટ : માનની વિકૃતિ | ૨૫૨ | ... સ્પૃહા નથી | ૨૯૧ |
| અપમાન કરનારો, ઉપકારી | ૨૫૩ | ... ઉન્મતત્તા નથી | ૨૯૩ |
| અપમાનનો પ્રેમી | ૨૫૪ | ... પોતાપણું નથી | ૨૯૪ |
| ગણતરની હેલ્પ ? | ૨૫૪ | ગર્વ મીઠાશથી ઊભો સંસાર | ૨૯૪ |
| પ્રતિકાર, ત્યાં પ્રતિક્રમણ | ૨૫૫ | 'વિજ્ઞાન' જ છોડાવે ગર્વરસ | ૨૯૭ |
| અપમાનની નિર્બળતા | ૨૫૬ | 'જ્ઞાની'ને ગર્વ નથી | ૨૯૮ |

આત્માને માન-અપમાન ૨૫૬
જેનું અપમાન, તે 'પોતે' ન્હોય ૨૫૭
વળગેલી વંશાવળી કષાયની ૨૫૯
'કરનારા'ની જગ્યા 'ચેન્જ' ૨૬૧
માન, એ હિંસક ભાવ જ ૨૬૨
માનના પર્યાયો અનેક ૨૬૨
'હમ' નડે મોક્ષે જતાં ૨૬૭
અહંકાર, માન, અભિમાન...એક નથી ૨૭૦
ગર્વરસ ચઢાવે કેફ ૩૦૧
અહમ્ રાખવો 'જાણતો નથી'નો ૩૦૨
ગર્વ, સ્વપ્રશંસા વખતે... 'જાગૃતિ' ૩૦૩
'જ્ઞાની', ગારવતામાં નથી ૩૦૫
આ પણ બધી ગારવતા... ૩૧૦
ગારવતામાંથી છૂટવું કઈ રીતે ? ૩૧૨
મુક્તિ સાધવી 'જ્ઞાની' આશ્રયે ૩૧૫

## ૬. લઘુતમ : ગુરુતમ

'લઘુતમ' 'ગુરુતમ' પદમાં 'જ્ઞાની' ૩૧૭
ભાવમાં તો લઘુતમ જ ૩૧૮
ત્યારે ભગવાન વશ વર્તે ૩૧૯
'જુનિયર'ના ય 'જુનિયર' ૩૨૦
લઘુતમ ભણતાં જડ્યા ભગવાન ૩૨૧
મહત્ત્વ, લઘુતમ પદનું જ ૩૨૧
લઘુતા જ લઈ જાય, ગુરુતા ભણી ૩૨૨
લાચાર થવા કરતાં... ૩૨૨
ગુરુતમ થવા ગયા, તો... ૩૨૩
લઘુતમને જ વરે ગુરુતમ ૩૨૬
સાધવો યોગ લઘુતમનો ૩૨૮
જગદ્ગુરુ ? નહીં, જગતને ગુરુ ૩૨૯
ગુરુકિલ્લી એટલે ? ૩૩૦
લઘુતમથી 'એક્ઝેક્ટનેસ' ૩૩૦
વર્લ્ડનો શિષ્ય જ, વર્લ્ડનો ઉપરી ૩૩૨
'જ્ઞાન' આપ્યું કે મેળવ્યું ? ૩૩૩
ઓળખવું પદ 'જ્ઞાની'નું ૩૩૩
વર્તવું 'પોતે' લઘુતમ ભાવે ૩૩૪
'લાઈન ઓફ ડિમાર્કેશન' ૩૩૬
'રિલેટિવ'માં લઘુતમ ભાવ ૩૩૭
પૂર્ણ લઘુતમ, ત્યાં પૂર્ણત્વ ૩૩૮
ધ્યેય, લઘુતમ પદનો ૩૪૦
લઘુતમ ભાવની ખુમારી ૩૪૦
'સ્વ'-ભાવ પામવો એ જ ગુરુતમ ૩૪૨
એની 'ટેસ્ટ એક્ઝામિનેશન' ૩૪૨
'ફાઉન્ડેશન' અક્રમ વિજ્ઞાનના ૩૪૩
લઘુતમ અહંકારથી મોક્ષ તરફ ૩૪૩
એમાં 'રેસકોર્સ' જે નહીં ૩૪૪
દોડે બધાં, ઈનામ એકને ૩૪૪
ટીકા, પોતાનું જ બગાડે ૩૪૫
આમ ઘોડદોડમાંથી છટકાય ૩૪૭
આને આવડત કેમ કહેવાય ? ૩૪૮
ત્યાં થઈ ગયો અહંકારશૂન્ય ૩૫૦
જગત જીતાય, હારીને ૩૫૧
નહીં તો પ્રગતિ રુંધાય ૩૫૩
છૂટવા માટે ગજબની શોધખોળ ૩૫૪
એકમાં 'એક્સ્પર્ટ', પણ બધે... ૩૫૫
'રેસકોર્સ'ના સરવૈયે ૩૫૮
ઈનામ 'પહેલા'ને, હાંફવાનું બધાને ૩૬૦
તો 'પર્સનાલિટી' પડે ૩૬૧
જીતાડીને જવા દો ૩૬૨
કોર્સ, અક્રમ વિજ્ઞાનનો ૩૬૩

## ૭. ખેંચ : કપટ : પોઈન્ટમેન

અક્રમ વિજ્ઞાન, ઉકેલે ગૂંચો સર્વે ૩૬૫
જીવન, ખેંચ વગરનું ૩૬૫
કપટ, ચતુરાઈ બાધક મોક્ષમાર્ગમાં ૩૭૧
'પોઈન્ટમેન', મોક્ષમાર્ગમાં... ૩૭૯

| | | | |
|---|---|---|---|
| એની પકડ ના હોય | ૩૬૮ | 'મારે' શું ? | ૩૮૬ |
| સરળ થઈ ઉકેલ લાવવો | ૩૭૦ | કાન દઈને સાંભળવું.... | ૩૯૦ |
| ભરેલા માલનો પક્ષ ના લઈએ | ૩૭૧ | 'હું જાણું છું', આપઘાતી કારણ | ૩૯૪ |


## ૮. જાગૃતિ : પૂજાવાની કામના

| | | | |
|---|---|---|---|
| 'જ્ઞાની'ની સમજણે સમજણ | ૪૦૧ | સમકિત થકી ક્ષાયક ભણી | ૪૧૦ |
| પૂર્ણાહુતિ કરવી હોય, તો... | ૪૦૨ | ત્યાં ખૂબ ખૂબ ચેતીને ચાલવું | ૪૧૦ |
| ઉપશમ, એ ભારેલો અગ્નિ જ | ૪૦૩ | બાળક બનવું, 'જ્ઞાની'ના | ૪૧૧ |
| 'પોતે' પર પક્ષપાત, સ્વસત્તા આવરાય | ૪૦૪ | પૂર્ણતા વિના પછાડે 'ઉપદેશ' | ૪૧૨ |
| ત્યારે 'જાગૃતિ' પરિણમે 'જ્ઞાન'માં | ૪૦૬ | અપૂજ્યના પૂજાવામાં પતન | ૪૧૩ |
| 'જાગૃતિ', ત્યાં કષાયો 'જમે' નહીં | ૪૦૬ | મોક્ષમાર્ગનાં ભયસ્થાનો | ૪૧૫ |
| 'ક્ષાયક', પછી સેફસાઈડ | ૪૦૮ | ગુપ્તવેશે ચાલી જવું | ૪૧૭ |
| મીઠું લાગ્યું, ત્યાં પડે માર | ૪૦૮ | 'જ્ઞાની' સંગાથે પાંસરા ચાલીએ | ૪૧૮ |
| 'વિશેષતા', ત્યાં વિષે | ૪૦૯ | અહો ! કારુણ્ય 'જ્ઞાની' તણું ! | ૪૧૯ |


## ૯. પોતાપણું : પરમાત્મા

| | | | |
|---|---|---|---|
| અભેદતા, આખા વિશ્વ સંગે | ૪૨૨ | 'ડિસ્ચાર્જ' અહંકારી એ પોતાપણું | ૪૪૧ |
| આપાપણું સોંપી દીધું | ૪૨૩ | પ્રમાણ 'જાગૃતિ'નું, 'ડિસ્ચાર્જ' પોતાપણું | ૪૪૧ |
| 'જ્ઞાની'ને પોતાપણું નથી | ૪૨૪ | યથાર્થ જાગૃતિ જુદાપણાની | ૪૪૩ |
| 'જ્ઞાની' અસહજ નથી | ૪૨૬ | અનુભવ પ્રમાણ, ઓગાળે પોતાપણું | ૪૪૬ |
| પછી જ ડ્રામેટિક કહેવાય | ૪૨૬ | આ બધું પોતાપણું | ૪૪૬ |
| છતાં રહ્યું પોતાપણું | ૪૨૭ | રહ્યો આ જ પુરુષાર્થ | ૪૪૭ |
| સત્તા ગઈ, પોતાપણું રહ્યું | ૪૨૯ | ત્યાં બળ પ્રજ્ઞા તણું | ૪૪૮ |
| હું, વકીલ, મંગળદાસ | ૪૩૦ | એમ અનુભવ વધતો જાય | ૪૪૮ |
| રક્ષણ, તે લક્ષણ પોતાપણાના | ૪૩૧ | સમજવી જ્ઞાનભાષાની ઝીણી વાતો | ૪૪૯ |
| ત્યાં ગાઢ પોતાપણું | ૪૩૨ | 'અક્રમ વિજ્ઞાન'ની લબ્ધિ | ૪૫૧ |
| જોનારાને નથી પોતાપણું | ૪૩૪ | આધીનતા વિના મોક્ષમાર્ગ નથી | ૪૫૨ |
| 'ટેસ્ટ' પોતાપણાનો | ૪૩૪ | જ્ઞાનીદશાનું પ્રમાણ | ૪૫૩ |
| ત્યારે જશે પોતાપણું | ૪૩૫ | 'વિજ્ઞાન'માં વાત જ સમજવી રહી | ૪૫૩ |
| છોડવો શોખ પોતાપણાનો જ | ૪૩૭ | ઓળખનારો જ પામે | ૪૫૪ |
| 'ભાવ' થકી આદરવો પુરુષાર્થ | ૪૩૮ | આપોપું ગયું, થયો પરમાત્મા | ૪૫૫ |
| 'ઉદય'માં વર્તતું પોતાપણું | ૪૪૦ | | |


❖❖❖❖❖

# આપ્તવાણી

## શ્રેણી - ૯

## [૧]

## આડાઈ : રિસાવું : ત્રાગું

### સમજવા જેવી વાત 'જ્ઞાની'ની

'જ્ઞાની પુરુષ'ની વાત દરઅસલ સીધી છે. મોક્ષ પણ સીધો છે. મોક્ષમાં બધાને પેસવા દે છે. કંઈ ના પેસવા દે એવું છે નહીં. પણ મોક્ષને માટે લાયક હોવો જોઈએ. ત્યાં તો મોક્ષમાં વાંકાચૂંકા ચાલે તો પેસાય એવું નથી. એના કરતાં પહેલેથી પાંસરા થઈ જઈએ એ શું ખોટું ? મોક્ષ અઘરો નથી, પણ 'જ્ઞાની પુરુષ'ની વાત સમજાઈ તો કામનું છે. ના સમજાઈ તો ગૂંચો પડશે. કારણ કે 'જ્ઞાની પુરુષ'ની ત્રિકાળ સિદ્ધ વાત કહેવાય. એ એક ફેરો બોલ્યા હોય ને, તે તીર્થંકરો ય એ જ કહેતા હોય.

આપણે 'જ્ઞાની પુરુષ'ના કહ્યા પ્રમાણે ચાલવું; કારણ કે 'જ્ઞાની પુરુષ' કોને કહેવાય ? જે બધી રીતે પાંસરા થઈ ગયેલા હોય ! તે ગાળો લેવામાં ય પાંસરા ને ગાળો આપવામાં ય પાંસરા. પણ ગાળો આપતી વખતે તો ગાળો આપે નહીં. કારણ કે પાંસરા થયેલા હોય એટલે આપે જ નહીં ને ! અમે તો પહેલેથી જ પાંસરા થઈ ગયેલા છીએ. ને તમારે ય આડાઈ તો કાઢવી જ પડશે ને ? બધી આડાઈ ક્યાં સુધી ચાલશે તે ? એ તો મહીંથી કોઈક ફેરો નીકળે ત્યારે આડાઈની ખબર પડે. નહીં તો 'જ્ઞાની પુરુષ'ની પાસે આવે ત્યારે ખબર પડે કે 'ઓહોહો, હજુ આટલી આડાઈ ભરાઈ છે !'

## પાંસરા તો થવું પડશે ને ?

**પ્રશ્નકર્તા :** આડાઈઓ કેમ જતી નથી ?

**દાદાશ્રી :** શી રીતે જાય તે ? ઘણા દહાડાનો મુકામ કરેલો. અને પાછું ભાડાનો કાયદો, પેઠા પછી ખસે નહીં. અહીં રહેવા આવેલી એ આડાઈ ખસે કે પછી ?

મેં એક જણને કહ્યું, 'આટલી બધી આડાઈ શું કરવા કરો છો ? થોડી આડાઈ ઓછી કરો ને ?' ત્યારે એ કહે છે, 'દુનિયામાં આડાઈ વગર તો ચાલે નહીં.' ત્યારે મેં કહ્યું, 'આ સાપનેય દરમાં પેસતી વખતે સીધું થવું પડે. જો મોક્ષે જવું હોય તો પાંસરા થાવ ને ! નહીં તો લોક પાંસરા કરશે, ત્યાર પછી મોક્ષે જવાશે. એના કરતાં જાતે જ પાંસરા થઈ જાવ ને !' લોક તો મારી મારીને પાંસરા કરે, એના કરતાં જાતે પાંસરા થઈ જઈએ, એ શું ખોટું ? માટે જાતે જ પાંસરા થઈ જાવ. લોક મારી મારીને પાંસરા કરે કે ના કરે ?

**પ્રશ્નકર્તા :** કરે. પણ તો ય લોકો પાંસરા થતાં નથી ને ?

**દાદાશ્રી :** પણ જ્યારે ત્યારે તો પાંસરા થયા વગર છૂટકો જ નથી ને ! કડવો અનુભવ થાય ને, પછી આડાઈ એની મેળે જ છૂટી જાય. આ તો આડાઈઓ પાર વગરની છે. કોઈ અવતારમાં કોઈ પાંસરો કરનાર મળ્યો નથી. અને જો મળ્યો હોત તો આમ ભટકત નહીં. એટલે બધું થાય, પણ પાંસરો ના રહે. તે આ જગત શું કરે છે ? મારી મારીને પાંસરો જ કરે છે. હજુ પાંસરો નથી થતો ? તો મારો એને ! તે પછી બઈ મારે, છોકરાં મારે, બધા લોક મારે, ને એને પાંસરો કર કર કર્યા કરે.

મને તો કેટલાંય અવતારથી લોકોએ મારી મારીને પાંસરો કરી નાખ્યો, ત્યારે હું ડાહ્યો ડમરો થઈ ગયો. જ્યારે હું પાંસરો થયો ત્યારે જુઓ, મારે 'આ' જ્ઞાન મળી ગયું ને ! આમ તો હું ય પાંસરો નહોતો. એટલે આ જગત આખું ય પાંસરો કરે છે. જે પાંસરા ના થયા હોય તેને ય પાંસરા થવું જ પડશે ને, જ્યારે ત્યારે ? ત્યારે આ તો ધોળા આવ્યા પછી ય આડો થાય હવે ! આ જેવી તેવી વંશાવળી નથી અને પાછો ઘરમાં જ આડો થાય.

ઘરમાં બાબો મરી જાય, પછી આ તો રડારોળ કરે કે મારા બાબાનો બાબો, એકનો એક બાબો હતો ! જાણે એ પોતે મરવાનો ના હોય ને, એવું એ ય રડે. પોતે મરવાનો નહીં હોય ? દાદો થયો તો ય ? પણ તો ય બાબાના બાબાનું રડે. અલ્યા, જવાનું થયું તો પાંસરો રહે ને ! દાદો થાય તેને જવાનું ના થયેલું હોય ? સિગ્નલ તો પડી ગયું હોય. દાદો થયો ત્યાંથી સિગ્નલ પડ્યું. તો ય જાણે પોતાની ગાડી ના ઊપડવાની હોય એવી વાત કરે. તે આ સિગ્નલ પડી ગયું છે, માટે ચેતો જરા હવે.

**પ્રશ્નકર્તા :** ગાડી ઉપડવાની નિશાનીઓ આવી ગઈ છે.

**દાદાશ્રી :** હા, સિગ્નલ પડી ગયો છે. હવે નિરાંતે ગાડીની ઊપડવાની તૈયારી છે. હવે પાંસરું થવાની જરૂર છે.

## આડાઈ કબૂલ્યે આડાઈઓની હાર

એ આડાઈ શું હશે ? તમે ઘણાં ય વખત લોકોની પાસે બોલો છો કે, 'અરે ભઈ, આડાઈ કેમ કરો છો તમે ?' અગર તો તમને કોઈ કહે કે, 'આડાઈ કેમ કરો છો ?' ઓળખો તો ખરાં કે ના ઓળખો આડાઈને ?

**પ્રશ્નકર્તા :** આડાઈ તો ઓળખાય ને !

**દાદાશ્રી :** કેટલાં વર્ષથી ઓળખો ?

**પ્રશ્નકર્તા :** જ્યારથી સમજ આવી ત્યારથી.

**દાદાશ્રી :** એટલે આડાઈનો 'સ્ટોક' રહેવા દીધો હતો કે વેચી દીધો ? રહેવા દીધો ? તમે તો 'હા' કહો છો. 'ના' કહેતા હોય તો અત્યારે આડાઈ નીકળી જાય ને ?

**પ્રશ્નકર્તા :** 'હા' કહેવાથી નીકળી જાય.

**દાદાશ્રી :** એમ ? 'ના' કહેવાથી ના નીકળી જાય ?

**પ્રશ્નકર્તા :** નહીં, 'ના' કહેવાથી તો આડાઈ વધારે મજબૂત થાય.

**દાદાશ્રી :** ત્યારે લોક કહે છે ને, 'ના' કહેવી ? કે ના, મારામાં કોઈ આડાઈ નથી.

## આડાઈ, કોમન : અનૂકોમન

કોને આડાઈનો અનુભવ ના હોય ? જેટલી બુદ્ધિ વધારે એટલી આડાઈ વધારે. સમજદાર માણસો આડાઈ ઓછી કરે. અને જાડી ખાલના માણસો બહુ આડાઈ કરે. એ આડાઈને છોડે નહીં. હવે એ આડાઈને શું કહેવાય ? લોકોની આડાઈ ને એની આડાઈમાં ફેર શું ? 'વોટ ઈઝ ધી ડિફરન્સ બિટવીન કોમન એન્ડ અનૂકોમન' આડાઈ ? 'અનૂકોમન' આડાઈ એટલે ગાઢ આડાઈ હોય. એ આડાઈ પછી છૂટે નહીં. જેમ આ ગાઢ સમકિત છૂટતું નથી, તેમ આ ગાઢ મિથ્યાત્વ છૂટે નહીં. પછી ગમે એટલું એને સમજાવીએ તો ય એ એમનું સ્થાન છોડે નહીં. તમે લાવી લાવીને કિનારે લાવો તો ય પણ મૂળ સ્થાન છોડે નહીં. એવું 'અનૂકોમન' આડાઈ પણ એનું સ્થાન છોડે નહીં.

## આડાઈઓ, સ્ત્રી-પુરુષમાં

આડાઈ તમારામાં થોડીઘણી ખરી કે નહીં ? થોડી ખરી ? તો આમને કહો ને, કે કાઢી આપે. જરા ગોદા મારે કે આડાઈ નીકળે !

**પ્રશ્નકર્તા :** એટલે ગોદા મારે ત્યારે જ આડાઈ નીકળે ?

**દાદાશ્રી :** ત્યારે બીજું શું ? એ ગોદા મારતા નથી કોઈ દહાડો ?

બાકી આ તો નર્યો આડાઈનો જ માલ ભરેલો છે. આડાઈ ના હોય એને સરળ કહેવાય, વાળ્યો વળે તેમ.

**પ્રશ્નકર્તા :** પુરુષો પોતે કંઈ એવું કબૂલ કરે કે અમે આડા છીએ ? એ તો એની બૈરી જ કહે ત્યારે ખબર પડે.

**દાદાશ્રી :** એ તો સ્ત્રીઓ ય બહુ આડી હોય છે. આ કંઈ એકલાં પુરુષોની જ વાત કરતા નથી. આ તો બન્નેવ આવાં હોય ત્યારે જ છોકરાં આવાં થાય છે ને ! અને સ્ત્રીઓને આડી કરનારા આ પુરુષો. એ આડી નથી હોતી, મૂળ જન્મજાત આડી નથી હોતી. આ પુરુષ તો જન્મતાં જ આડો હોય છે. એ તો માતાને મહીં આમ આમ કૂણીઓ મારે. પુરુષ જાતિ તો માને આમ કૂણીઓ મારે. માથી સહેજ મરચું વધારે ખવાયું હોય તો

મહીં કૂણીઓ મારે. અને સ્ત્રી, એ જન્મજાત એવી આડી નથી.

## જોવાનું, પોતે પોતાનું

આ તો લોકોની આડાઈનું કહે કહે કરે. જાણે એમણે પોતાની એવી આડાઈ કાઢી નાખી છે (!) એટલા હારું લોકોને કહે છે. 'આ આડો છે' એવું ના કહેવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** દાદા, સામો માણસ આડો દેખાય એ પણ પોતાની જ આડાઈ ને ?

**દાદાશ્રી :** એ મોટામાં મોટી આડાઈ ને !

**પ્રશ્નકર્તા :** એટલે આડાઈઓ બધી પોતાની જ જોવાની છે ?

**દાદાશ્રી :** તો બીજા કોની ? બીજાને કહેવા જાવ તો એ સામો થઈ જાય.

**પ્રશ્નકર્તા :** આડાઈઓની પણ કેટલીક વખત અમને ખબર નથી પડતી. એ અમને સીધઈઓ લાગે.

**દાદાશ્રી :** એ ખબર ના પડે. એ તો મહીં ઊંડા ઊતરવું પડે. આડાઈઓ જોવા માટે નિષ્પક્ષપાતી વલણ લેવું પડે.

કોઈ આપણને કહે કે, 'આડાઈ શું કરવા કરો છો ?' ત્યારે આપણે કહીએ, 'જુઓ ને, મૂરખો છે ને ! હું આડાઈ કરું છું કે એ કરે છે ?' સામો ઊલટો આપણને તપાસ કરવાનું કહે, તો મહીં તપાસ કરો. આ તો આપણે આપણી આડાઈઓની તપાસ નથી કરતા, પણ તેની આડાઈઓની આપણે તપાસ કરીએ છીએ. કેમ મને નથી કહેતા કે આડાઈઓ તમે કેમ કરો છો ?! હવે મારામાં આડાઈઓ દેખે, તો એ કહ્યા વગર રહે નહીં. જગત તો જેવું દેખે એવું કહે.

## આડાઈ છૂટી જતાં....

આ લોક તો કહેશે, 'તારી બનાવેલી ચા નહીં પીઉં.' ઓહોહો,

ત્યારે કોની બનાવેલી ચા પીશ હવે ? એટલે એ ધણી છે તે દબડાવે પેલીને. શું કહેશે ? 'તેં ચા બગાડી ને, એટલે હવે ફરી તારા હાથની ચા નહીં પીઉં.' દબડાવે બિચારીને, આડો થાય. કેટલી બધી આડાઈઓ ! તેનાં દુઃખ પડે છે ને !

એટલે આડાઈ જ નડે છે. મોહ તો કશુંય ના નડે. એ તો બે વખત મોહ રહે પાછો, ને ત્રીજી વખત મહીં કંટાળો આવે.

સરસ જમવાનું હોય, પણ મોઢું ચઢાવીને જમાડે તો ? ના ગમે, નહીં ? 'બળ્યું તારું જમવાનું' એમ કહે ને ? અરે, હીરા પણ મોઢું ચઢાવીને આપે તો ના ગમે. આ સાહેબનું મોઢું ચઢેલું હોય ને હીરા આપી જાય તો તમે શું કહો ? 'લો તમારો હીરો તમારે ઘેર લઈ જાવ.' આમ કહે કે નહીં ? તો હીરાની કિંમત વધારે છે કે મોઢું ચઢ્યાની ? આપણા લોકો હીરા ના લે. જ્યારે ફોરેનમાં તો વિલિયમનું મોઢું ચઢ્યું હોય તો ય લેડી ખાઈ લે. અને આપણે ત્યાં તો આવી બને. છતાં આ સ્ત્રીઓ ના કરે. આ તો આર્ય સંસ્કારી સ્ત્રીઓ ! ફોરેનમાં ચાલ્યું જાય. ફોરેનમાં તો મોઢું ચઢાવીને આ હીરા આપે ને, તો કહે, 'છો ને, મૂઓ બૂમાબૂમ કરે. આપણે તો હીરા આવી ગયા ને !' અને અહીં આ ના ચાલે. આ તો આર્ય સન્નારી કહેવાય. તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** એટલે આપણે ઘરમાં મોઢું ના ચઢાવીએ તો હીરા કરતાં વધારે છે ને ?

નાનો બાબો હઉ રૂપિયા અડવા ના દે. કહેશે, 'આ તો મારા રૂપિયા, લાવો જોઈએ.' એક બાબતમાં સરળ હોય ત્યારે બીજે આડાઈ હોય. એ આડાઈ ના નીકળે ત્યાં સુધી છૂટાય નહીં. આડાઈ જાય તો ભગવાન થાય એવું પદ છે, આ જગ્યા છે એવી. 'દાદા' આડાઈથી શૂન્ય થઈ ગયેલા છે !

દરેકની આડાઈ જુદી જુદી રીતની હોય. તમે જેને આડાઈ કહેતા હો એ તમારી આડાઈ તમને ના દેખાય. તમારી આડાઈ તમને દેખાય

તો તો તમે ભગવાન થઈ જાવ. પોતાની આડાઈ પોતાને દેખાય એ ભગવાન થાય. હજુ તમારી આડાઈ તમને ક્યાં દેખાય છે ? નહીં તો તમે ભગવાન થઈ જાવ.

## નડે માત્ર આડાઈઓ

માટે સીધા થવાની જરૂર છે. જો હું સીધો થઈ ગયો છું, તો છે ભાંજગડ કશી ? કેટલાય અવતારનો માર ખા ખા કરીને આ સીધો થઈ ગયો છું. કશું આડાઈ જ નથી ને, હવે. તમે કહો કે 'નીચે હેંડો' તો નીચે હેંડીએ. અમારે આડાઈ નામ ના હોય. તો ય કોઈ કહેશે, 'તમે આવાં છો, તેવાં છો.' પણ એ તો એવો 'જે' છે તેને એ કહે છે. હું પેલાને ખોટો ય નહીં કહું કે તું ખોટો છે. અને એ કોને કહે છે તે ય હું સમજી જઈશ. એ મને કહેતો નથી, પણ મારા 'પાડોશી'ને કહે છે.

**પ્રશ્નકર્તા :** તમારા પાડોશી કોણ ?

**દાદાશ્રી :** આ 'એ. એમ. પટેલ' ઈઝ ધી ફર્સ્ટ નેબર. 'હી ઈઝ કોન્ટ્રાક્ટર ઓલ્સો, ઈન્કમટેક્ષ પેયર ઓલ્સો'! એને એ કહે છે.

લોક કહેશે, 'સંસારમાં જ્ઞાન થાય નહીં.' અરે, 'ઈન્કમટેક્ષ પેયર' છે અને 'કોન્ટ્રાક્ટ'નો નાગો ધંધો કરે, તો ય 'જ્ઞાન' થયું ! એ જુઓ તો ખરાં ! માટે આ સંસારમાં શું નડે છે ? તારી આડાઈ જ નડે છે અને મેં તો મારામાં બહુ આડાઈઓ દેખી હતી. અને એ આડાઈઓ બધી ખલાસ થઈ તો હું 'જ્ઞાની' થઈ ગયો. મહીં આડાઈ ના રહે તો જાણવું કે જ્ઞાની થઈ ગયા.

## આડાઈનું સ્વરૂપ

**પ્રશ્નકર્તા :** આડાઈનું સ્વરૂપ શું સમજવું ?

**દાદાશ્રી :** દિલ ઠરે એવી વાત હોય તો ય સ્વીકાર ના કરે, પોતાનાં મતે જ ચાલે. અમે કોઈને કશુંય કહીએ નહીં, દબાણ ના કરીએ. છતાં કોઈને કશું કહીએ અને જો કદી એ ના માને તો એને આડાઈ જ કહેવાય ને ? પોતાના મતે જ ચાલવું છે ને ? કે 'જ્ઞાની'ની આજ્ઞાથી ચાલવાનું ?

**પ્રશ્નકર્તા :** ખરેખર 'જ્ઞાની'ની આજ્ઞાથી જ ચાલવાનું છે.

**દાદાશ્રી :** બધી આડાઈ જ હોય. બધે જ્યાં હો ત્યાં આડાઈથી જ બધું ઊભું રહ્યું છે ને ! ફક્ત અમારામાં આડાઈ ના હોય. અમે આડાઈ શૂન્ય થઈ ગયેલા છીએ. કોઈ દબાણ કરે કે, 'તમારે ફલાણું કામ કરવું જ પડશે. નહીં તો અમે બધાં ઉપવાસ કરીશું.' દુ:ખમાં પડતાં હોય તો અમે કહીએ કે, 'લે ભઈ, કરીએ. પણ ઉપવાસ ના કરશો.'

**પ્રશ્નકર્તા :** એ આડાઈ ના કહેવાય ?

**દાદાશ્રી :** ના. આડાઈ આ કહેવાય કે 'અમે ઉપવાસ કરીશું.' અહીં જગત આખું અટક્યું છે.

**પ્રશ્નકર્તા :** અને જ્યારે આપ કહો તો એ વખતે તેવું ના કરવું, એને આડાઈ કહેવાય ?

**દાદાશ્રી :** આડાઈ જ કહેવાય ને ! ત્યારે બીજું શું ? કંઈ 'દાદાજી' એવું કહે ખરાં કે આમ કરી લાવ ? કંઈ આપણા હિતનું હોય તો જ કહે ને ! માટે ત્યાં આડું ના થવું.

## સમજણથી સરળતા

તમે આડાઈ જોયેલી કે કોઈનામાં ? એ આડાઈ માણસોમાં હોય છે એવું જોયેલું ?

**પ્રશ્નકર્તા :** મારા પોતાનામાં જ હતી ને, દાદા. ભયંકર આડો હતો હું.

**દાદાશ્રી :** એમ ? જે આડો હતો, તેને ય 'પોતે' જાણે ! કારણ કે જાણનાર જુદો ને ! કે આડો થનાર તે જ જાણનાર હશે ? ના, આડો થનાર તે ન્હોય જાણનાર. આમાં જાણનાર જુદો છે, જાણનાર 'પોતે' છે. પછી આડાઈ બધી તમારી જતી રહી, નહીં ?

**પ્રશ્નકર્તા :** હજુ છે, દાદા.

**દાદાશ્રી :** તો પાંસરું થવું પડશે. આડાઈ તો ના ચાલે. અને જો આપણા આ 'જ્ઞાન'થી પાંસરા નહીં થાવ, તો લોક મારી-ઠોકીને પાંસરા

કરશે. એના કરતાં સમજણથી જ પાંસરા થઈ જઈએ આપણે. એટલે ભાંજગડ મટી ગઈ ને ! હંમેશાં ય ડખોડખલ કરે ને, એટલે ધડ કરીને વાગે. એટલે એ એને પાંસરો જ કરતી જાય. ડખોડખલ જ પાંસરા કરે છે. એ આડાઈનાં શીંગડાં બધાં અહીં તૂટી જાય તો રાગે પડી જાય ! એ બધી આડાઈઓ પાશવતા જેવી હોય. સારા બે માણસ કહે કે, 'અલ્યા ભાઈ, અમારી વાત માનને !' ત્યારે એ શું કહેશે ? 'ના, એ મારા માન્યામાં નથી આવતું.' એ એની આડાઈ આપણી સામે ઉઘાડી પાડી. એ આડાઈ જશે ત્યારે મોક્ષ થશે.

## મોક્ષમાર્ગની વાટખર્ચી

આ અમને કોઈ કહે, 'દાદા, આ બધાંને પગે લાગો.' તો બધાંને પાંચ પાંચ વખત પગે લાગી આવું. અમે તો વાઘરીને ય પગે લાગીએ. જે રીતે પગે લાગવું હોય ને, તે રીત અમારી પાસે હોય. એક આત્માને પગે લાગવું અને પેલા વાઘરીને ય પગે લાગવું, બન્ને રીત અમારી પાસે હોય. એ કહેશે, 'આત્માને પગે ના લાગશો, વાઘરીને પગે લાગો.' તો વાઘરીને હઉ પગે લાગીએ. એટલે નમ્રતા હોવી જોઈએ. તદ્દન નમ્ર, એવો ઓગળી ગયો પાણીમાં તેનું કલ્યાણ થશે. અને જ્યાં સુધી મહીં ગાંગડું હશે ત્યાં સુધી ઓગળ્યો નથી, ત્યાં સુધી ચક્કર ફર્યા કરશે.

જેમ 'મોટા માણસ'ની સ્થાપના થઈ તેમ નમ્ર વધારે હોય, અકડાઈ ના હોય. અકડાઈ તો હલકા માણસનામાં હોય. આ 'જ્ઞાન' મળ્યા પછી અકડાઈ કોને હોય ? હલકા માણસને ! નહીં તો અકડાઈ હોતી હશે ?

પછી, સાચી વાત હોય તો તરત માની જાય, એને સરળ કહેવાય.

**પ્રશ્નકર્તા :** પણ એ તો કોઈ કહે અને આપણે માનીએ ને, એમાં ઘણી વખત આપણને ગોથાં ખાવાનો ય વખત આવે.

**દાદાશ્રી :** ગોથાં ખાવા સારાં. એવું છે ને, એક સંતે કહ્યું કે, 'હું માણસ જાતનો વિશ્વાસુ છું.' ત્યારે કોઈ કહે, 'કોઈ તમને છેતરી જશે તો ?' ત્યારે એ કહે, 'એક છેતરશે, બે છેતરશે, પણ કોઈક દહાડો એવો

માણસ મને મળી આવશે કે મારું કામ થઈ જશે.' એટલે એ શું કહે છે ? છેતરાતાં છેતરાતાં કામ સારું થશે. અને જે છેતરાવા ના રહ્યા એ તો ભટકી ભટકીને મરી જશે, તો ય ઠેકાણું નહીં પડે. કારણ કે વિશ્વાસ જ ના બેસે ને ! શંકાશીલ થયા, એનો ક્યારે પાર આવે ? તમને સમજાય છે આ 'થીઅરી' ?

સરળતા એટલે બીજા કહે કે તરત માની લે, ભલે છેતરાવાનું થાય. એક છેતરશે, બે છેતરશે, પાંચ છેતરશે, પણ સાચો માણસ પછી ત્યાં મળશે એને ! નહીં તો સાચો મળે જ નહીં ને ! 'સીસ્ટમ' સારી છે ને ? છેતરાય, એ તો આપણા પ્રારબ્ધમાં લખ્યું હશે તો છેતરશે. નહીં તો છેતરશે શી રીતે ? એટલે છેતરાતાં છેતરાતાં આગળ જશો તો પેલું સાચું મળી આવશે.

તે સરળ કોનું નામ કહેવાય ? કે 'આ ગાડી અહીંથી અમદાવાદ જાય છે' કહ્યું એટલે એ બેસી જાય. એનું નામ સરળ. અને પેલો કહેશે કે 'એની શી ખાતરી ? આપણે બીજે તપાસ કરીએ તો ?' ત્યાર પહેલાં ગાડી ઊપડી જાય. ગાડી ઊપડી જાય કે ના ઊપડી જાય ? આવી તો કેટલીયે ગાડીઓ ઊપડી ગયેલી અને ભઈ ત્યાં ને ત્યાં !

સરળ એટલે શું ? ખેતરમાંથી ભીંડા લાવ્યા અને તરત વઘાર મૂકીને મૂક્યા કે તરત દશ મિનિટમાં વરકો વળી જાય. અને અસરળ એટલે શું કે ફ્રીઝમાં મૂકેલા ભીંડા ! ફ્રીઝમાં બે દહાડા ભીંડા મૂકીએ તો શું થાય ? પછી એ અસરળ ભીંડા કહેવાય ! એટલે ભગવાને શું કહ્યું ? સરળનું કામ થશે. સરળનો મોક્ષ છે. અસરળનું ત્યાં આગળ કામ ચાલે નહીં.

**પ્રશ્નકર્તા :** આ તો એમ લાગે છે કે કોઈપણ જગ્યાએ જઈએ ત્યાં બધું હશે, પણ સરળતાનો અભાવ હોય છે.

**દાદાશ્રી :** હોય જ નહીં સરળતા ! આટલી વસ્તુ ક્યાંય દેખાય નહીં, સહજ ક્ષમા. તમે એને કશું કહી આવો તો એ નોંધ રાખ્યા વગર રહે નહીં. એ નોંધમાં રાખી મૂકે, છ મહિના સુધી ભૂલે નહીં. નોંધ ના રાખે, એનું નામ સહજ ક્ષમા કહેવાય. પછી બીજું શું હોય ? કઠોરતા હોય. દરેક જાતની કઠોરતા હોય. પછી આગ્રહ બધી જાતના હોય. અને

પછી સરળતા એમનામાં ના હોય, એટલે તમે વાળો તો એ વળે નહીં. નમ્રતા તો હોય નહીં, પણ સરળતા ય હોય નહીં. 'ટોપ' પરની સરળતા જોઈએ. પછી 'ટોપ' પરની નમ્રતા જોઈએ. નમ્ર એટલે શું ? કે સામો વેંત નમે ત્યાર પહેલાં એ આખો ય નમી જાય. કોઈ અકડાઈ કરે તેની જોડે ય પેલો નમે. બાકી, મનુષ્યનો સ્વભાવ કેવો ? સામો અકડાઈ કરતો હોય, તો એ અકડાઈ કરે, પણ ત્યાં ય નમે તો એ મોક્ષે જવાની નિશાની કહેવાય. પછી નિર્લોભતા હોય. લોભે જ પકડી રાખેલાને, લોકોને ! તેથી ભગવાને કહેલું કે જાત્રાએ જઈ આવજો, આમ કરી આવજો ને પૈસા વાપરી નાખજો. એટલે રૂપિયા વપરાય તો પેલી લોભની ગાંઠ ઓછી થઈ જાય. નહીં તો નવ્વાણુંના ધક્કાની પેઠ લોભ વધતો જાય. એટલે આ દુનિયામાં કોઈ ચીજની જરૂરિયાત નથી એવો ભાવ રહેવો જોઈએ. એટલે આ બધા ગુણો આવવા જોઈએ. પેલા બધાં ભૂતાં નીકળી જશે અને સરળ થઈ જશો ત્યારે મોક્ષ થશે.

## નાનપણની આડાઈઓ

અમારા વખતમાં કહેતા હતાં કે ;

''દુનિયા દિવાની કહેવાશે રે, ભૂંડી ભીંતોમાં ભટકાશે.
પાપે ય એનું જ્યારે પ્રગટ થાશે, ત્યારે ભૂવા-જતિ ઘેર જાશે.''

પાપ જ્યારે એનું પ્રગટ થશે, ત્યારે ભૂવા-જતિઓને ત્યાં જઈને દોરા-ધાગા કરાવે ને ફલાણું કરાવે. એટલે પાપ એનું પ્રગટ થાય પછી એ ભૂવા ખોળે, જતિ ખોળે. એવું કોઈ કવિએ ગાયું છે.

**પ્રશ્નકર્તા :** દાદા, આ પદ ક્યારે વાંચેલું તમે ?

**દાદાશ્રી :** આ તો પંચાવન વર્ષની વાત. એ બહુ જૂની નથી. બે-પાંચ હજાર વર્ષની વાત નથી.

**પ્રશ્નકર્તા :** પણ તમને યાદ બધું કેમનું રહે છે ?

**દાદાશ્રી :** અમને કશું યાદ ના હોય. આ સોમવાર છે કે મંગળવાર છે તે જ મને યાદ ના આવે ને !

**પ્રશ્નકર્તા :** તો આ બધું ક્યાંથી નીકળ્યું, દાદા ?

**દાદાશ્રી :** આ તો અમને દેખાય આમ ! આમ ફર્યા કે તરત પેલું દેખાય, એટલે અમે બોલીએ. માફક આવે એવી ચીજ દેખાય, તે બોલી નાખીએ. અમે આવું ક્યાં યાદ રાખીએ ? અમને ઠેઠ સુધીનું, નાનપણમાં હતો ત્યાં સુધીનું બધું દેખાયા જ કરે. બધા પર્યાય દેખાય. આવું હતું..... આવું હતું, પછી આવું હતું, સ્કૂલમાં અમે ઘંટ વાગ્યા પછી જતા હતા, એ બધું ય અમને દેખાય. સાહેબ ચિઢાયા કરે. કહેવાય નહીં ને ચિઢાયા કરે.

**પ્રશ્નકર્તા :** આપ ઘંટ વાગ્યા પછી કેમ જતા હતા ?

**દાદાશ્રી :** એવો રોફ ! મનમાં એવી ખુમારી. પણ એ પાંસરા ના થયા ત્યારે જ આ દશાને ! પાંસરો માણસ તો ઘંટ વાગતા પહેલાં જઈને બેસી જાય.

**પ્રશ્નકર્તા :** રોફ મારે એ અવળો રસ્તો કહેવાય ?

**દાદાશ્રી :** આ તો અવળો જ રસ્તો ને ! ઘંટ વાગ્યા પછી ભાઈ આવે, સાહેબ પહેલાં આવ્યા હોય ! અને સાહેબ મોડા આવે તો ચાલે, પણ છોકરાં તો ઘંટ વાગ્યા પહેલાં નિયમથી આવે ને ! પણ આ આડાઈ. 'શું સાહેબ એના મનમાં સમજે છે ?' કહેશે. લે ! અલ્યા, ભણવા જવું છે કે તારે બાખડી બાંધવી છે ? ત્યારે કહે, 'ના, બાખડી બાંધવાની પહેલાં.' બાખડી બાંધવાની કહેવાય એને. તમે બાખડી શબ્દ સાંભળેલો ? તમે હઉ સાંભળેલો ? ત્યારે સારું.

**પ્રશ્નકર્તા :** તો સાહેબ તમને કશું કહી ના શકે ?

**દાદાશ્રી :** કહે ય ખરા, પણ કહેવાય નહીં. એને ભડક લાગે કે બહાર પથરો મારશે, માથું તોડી નાખે.

**પ્રશ્નકર્તા :** દાદા, તમે આવાં તોફાની હતા ?

**દાદાશ્રી :** ખરા, તોફાની ખરા. માલ જ તોફાની બધો, આડો માલ.

**પ્રશ્નકર્તા :** અને એમાં આવું 'જ્ઞાન' થઈ ગયું, એ તો બહુ કહેવાય.

**દાદાશ્રી :** 'જ્ઞાન' થઈ ગયું. કારણ કે મહીં ચોખ્ખું હતું ને ! મમતા નહોતી. વાંધો જ આ અહંકારનો હતો. પણ મમતા નહોતી એટલે આ દશા થઈ ! સહેજે મમતા નહીં, લાલચ નહીં પણ મારું નામ દીધું કે પેલાનું આવી બન્યું. એટલે કેટલાંક તો મારી પાછળ એવું કહે, આની મિયાંપણી બહુ જ છે. ત્યારે કેટલાંક તો કહેશે, 'અરે, જવા દો ને, તુંડમિજાજી છે.' એટલે મારા માટે શું શું વિશેષણ વપરાય, તે બધું પાછળ રહીને જાણું પાછો. પણ મને મમતા નહોતી. એ મુખ્ય ગુણ સરસ હતો, એનો પ્રતાપ આ ! અને મમતાવાળો સો ગણો ડાહ્યો હોય તો ય સંસારમાં જ ઊંડો ઊતરેલો હોય. અમે મમતારહિત, તે ખરેખર મઝા આવી. આ મમતા એ જ સંસાર છે. અહંકાર એ સંસાર નથી.

ને તે મને ય લાગ્યું કે હવે પાંસરો થઈ ગયો હું. કોઈએ પાંસરો કરવો ના પડે મને.

**પ્રશ્નકર્તા :** કેવી રીતે પાંસરા થઈ ગયા, દાદા ?

**દાદાશ્રી :** લોકોએ મારી-ઠોકીને, ઊંધું-ચત્તું કરીને, આમતેમ સકંજામાં લઈને પણ પાંસરો કરી નાખ્યો.

**પ્રશ્નકર્તા :** એ આગલા અવતારોમાંથી ચોખ્ખું થતું ગયેલું ને ?

**દાદાશ્રી :** કેટલાંય અવતારથી આ પાંસરા થતાં આવેલાં, ત્યારે આ અવતારમાં પૂરો પાંસરો થયો. બાકી, હિન્દુસ્તાનનો માલ પાંસરો ના હોય, આડો જ હોય. કેટલાંક તો જન્મ લેતી વખતે માથું નીચે હોય, તેને બદલે માથું ઉપર હઉ હોય. અને કેટલાંક તો ગર્ભમાં આડા થઈ જાય છે. તે એની માને ય મારે, એ ય મરે અને બધાંયને મારે, ને ડૉક્ટરને ય ફજેત કરે.

**પ્રશ્નકર્તા :** પણ એમાં એની એવું કરવાની ઈચ્છા ન હોય. એ તો થઈ જાય ને ?

**દાદાશ્રી :** મૂળથી આડો સ્વભાવ એટલે, જ્યાં જાય ત્યાં આડો થાય. ગર્ભમાં ય આડો. એ જ્યાં જાય ત્યાં આડો ! અને સીધો હોય તે જ્યાં જાય ત્યાં સીધો ચાલે.

**પ્રશ્નકર્તા :** હિન્દુસ્તાનના લોકોમાં આડાઈ છે અને મોક્ષના અધિકારી પણ એ જ છે.

**દાદાશ્રી :** એવું છે ને, આડા હોય તે જ મોક્ષે જાય. અને આડાઈ તો, સમજણવાળો કરે કે અણસમજણવાળો કરે ? સમજણવાળો જ કરે, આડાઈઓ ?

**પ્રશ્નકર્તા :** પણ એ ઊંધી સમજણ છે ને, દાદા ?

**દાદાશ્રી :** એ સમજણ અંતરાઈ તેથી ! અને ત્યાં ફોરેનમાં આડાઈ નહીં. એને તો જેવું હોય એવી સીધી વાત.

**પ્રશ્નકર્તા :** એ સમજણ અંતરાઈ, એ ફોડ પાડો ને, દાદા.

**દાદાશ્રી :** આપણી વધેલી સમજણ એ અંતરાઈ. આપણી સમજણ 'હેલ્પ' ના કરે તો સમજણ અવળે રસ્તે ચાલે.

આડાઈ જાય તો ઉકેલ આવી ગયો. આડાઈ ખરી રીતે અહંકાર ગણાય છે. એ અહંકારનો ફણગો જ છે.

## અહંકારના આધારે

આડાઈ ગમે છે તમને ?

**પ્રશ્નકર્તા :** ગમતી તો નથી, પણ જતી ય નથી.

**દાદાશ્રી :** એ તો હું કાઢી આપીશ. આડાઈઓ ઊભી થાય છે. જતી નથી, એ તમને ભાન થાય છે ને ? તે જ જાગૃતિ છે. નહીં તો એ ભાન જ ના થાય ને ! આડાઈઓ ઊભી થાય છે, એ ભાન જ ક્યાં છે ?! એ આપણે કહ્યું હોય કે, 'આવી આડાઈ કરો છો ?' ત્યારે એ કહે, 'તમે જ આડા છો' એવું તરત સામું મારે કે ના મારે ? 'બોસ' એમ કહે, 'તમે આડાઈ કરો છો.' તો મોઢે ના બોલે, 'બોસ' છે એટલે. પણ અંદરખાને મનમાં કહ્યા વગર રહે નહીં. કારણ કે અહંકાર શું ના કરે ? અહંકારથી જ ઊભું રહ્યું છે. અહંકારના આધાર ઉપર ઊભું રહ્યું છે. અહંકાર વિલય થાય એટલે પરમાત્મા જ છે.

**પ્રશ્નકર્તા :** પણ ત્યાં તો અમારાથી 'આ ખોટું છે' એવું કેટલીક વખત કહેવાઈ જાય છે.

**દાદાશ્રી :** હા, કહેવાઈ જાય. એ તો અનાદિની ટેવ છે ને, આપણી ! તે આપણને ખબરે ય પડે કે આ ખોટું થયું. એવું કહેવાઈ ગયા પછી ખબર પડે ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** પણ અનાદિની ટેવ છે. એટલે 'એક્શન-રીએક્શન'નો નિયમ છે ને ! એટલે એકદમ કંઈ બંધ ના થાય.

## 'નથી થતું' ના બોલાય

હવે તમારે 'આડાઈ જતી નથી' એવું ના કહેવું. કારણ કે હું લોકોને પૂછું છું કે, 'શું થાય છે ?' ત્યારે એ કહે છે, 'સાહેબ, જાણીએ છીએ બધું, પણ થતું નથી.' અલ્યા, કઈ જાતનાં માણસો છો ? આત્માની આવી દશા કરી નાખી ?! આત્મા તો જેવો કલ્પે એવો થઈ જાય, એ હું કહું છું, તો ય તમે આવું બોલો છો ? 'જાણું છું બધું ય, પણ થતું નથી' કહો છો ? તો પછી આત્મા એવો જ થઈ જાય, પાંગળો થઈ જશે. એવું ના બોલાય કે 'જાણું છું બધું ય, પણ થતું નથી.' 'થતું નથી' એવું તો બોલાય જ નહીં. હા, ના થતું હોય તો એ ય જાણ્યા કરો. પણ તેથી કરીને 'નથી થતું' એમ બોલાય નહીં. મને તાવ કોઈ વખત આવે, તો કોઈ પૂછે કે, 'તમને તાવ આવ્યો છે ?' ત્યારે હું કહું કે, 'હા, ભઈ, એ.એમ.પટેલને તાવ આયો છે તે હું જાણું છું.' 'મને તાવ આવ્યો' એવું કહું તો મને ચોંટી જાય. જેવો કલ્પે એવો થઈ જાય તરત. એટલે હું એવું ના બોલું.

આત્માનો મુખ્ય સ્વભાવ, જેવો કલ્પે એવો થઈ જાય. તમે કહો કે હું ભગવાન છું, તો તેવાં થઈ જાવ. અને તમે કહો કે, 'હું નાલાયક છું' તો તેવાં થઈ જાવ. કહેતાંની સાથે જ તે રૂપ થઈ જાવ. ભગવાન થવું જોઈએ એમ કહો, તે ઘડીએ ભગવાન થઈ જાય ખરા, પણ કહેશે, 'હવે શું કરું તે ?' એટલે તમને આવડે નહીં, તે પાછાં હતા એવાં ને એવા ડફોળ થઈને ઊભા રહો. આવડવું જોઈએ ને ? આપણે જે પદ પામ્યા,

ત્યાં આગળ હવે મારે શું કરવું એ આવડવું જોઈએ ને ? નહીં તો પાછાં હતા તેવાં ને તેવાં થઈ જાવ. એટલે આત્મા જેવો ચિંતવે એવો થઈ જાય, એવો હોવાથી અનેક જાતનાં રૂપો ને રૂપાંતર બધું થયા જ કરે છે. અને ચિંતવે છે તે ય સ્વતંત્રપણે ચિંતવતો નથી. આજુબાજુના ભીડાને લઈને તેવું ચિંતવે છે.

## એ જ્ઞાન જ વર્તનામાં

**પ્રશ્નકર્તા :** તો આડાઈનું 'રૂટ કોઝ' શું ?

**દાદાશ્રી :** અહંકાર.

**પ્રશ્નકર્તા :** પણ એ 'કોઝિઝ' કરેલાં એટલે એની 'ઈફેક્ટ'ને ?

**દાદાશ્રી :** આ 'ઈફેક્ટ' છે. પણ 'કોઝિઝ' કર્યા ત્યારે ને ! 'કોઝિઝ' કેવી રીતે પડે છે ? કે પહેલું આડાઈનું જ્ઞાન થાય કે આડા થઈ જઈશું ને, એટલે બધાં ઠેકાણે આવી જશે. એવું એને જ્ઞાન થાય. 'ઘરનાં બધાં માણસોને ઠેકાણે લાવવા આડા થઈશું, આડાઈ કામ લાગે ખરેખરી.' એ જ્ઞાન થાય એને. એ પછી આ શ્રદ્ધા બેસે એની. આ શ્રદ્ધા એ જ્ઞાનને 'સ્ટ્રોંગ' કરે. શ્રદ્ધા વગરનું જ્ઞાન હોય ને, તો તો ઊડી જાય. પણ શ્રદ્ધા બેઠી એટલે શ્રદ્ધા એને મજબૂત કરે. અને પછી એ આડાઈ ચારિત્રમાં આવે અને જો મઝા (!) પછી આવે !

## આડાઈઓ દરેકની જુદી

**પ્રશ્નકર્તા :** બધાંને એકસરખી આડાઈ ના હોય ને ?

**દાદાશ્રી :** આડાઈ જુદી જુદી જાતની હોય. ત્યારે શાકે ય એક જ જાતનાં હોય છે બધાં કંઈ ? શાકે ય જુદી જાતનું, આડાઈ યે જુદી જાતની, કઢીનો સ્વાદે ય જુદી જુદી જાતનો, 'હાઈટે' ય બધાની જુદી જાતની, રંગે ય બધાના જુદી જાતના. બધું જુદી જુદી જાતનું જ છે ને !

આ 'જ્ઞાન' મળે એટલે આડાઈ જતી રહે અને કોઈને આડાઈ રહી હોય તો એ દેખાય ને ! એની પોતાની ઇચ્છા એને સંઘરવાની ના હોય.

સંઘરો કરવાની ઈચ્છા ના હોય કે લાવ બેંકના ખાનામાં મૂકી આવીએ, એવું ના હોય.

## એ આડાઈઓ, અંતવાળી

**પ્રશ્નકર્તા :** આપણે નક્કી કરીએ છીએ છતાં 'એડજસ્ટ' નથી થવાતું, એની પાછળ કારણ શું રહ્યું છે ? કાં તો આપણી આડાઈ છે કે કાં તો પછી આપણું 'વ્યવસ્થિત' એવું છે માટે આ પ્રયત્નો સફળ થતા નથી ?

**દાદાશ્રી :** ના, આડાઈઓ રહી છે એથી. બધી જ આડાઈઓ છે. જેને આડાઈ ગઈ એને પછી બધો ગૂંચવાડો ગયો. તમારે આડાઈઓ જવા માંડી છે તે એક દહાડો ખલાસ થઈ જશે. કારણ કે ટાંકીનો નળ ખુલ્લો મૂકી દીધો છે ને નવી આવક બંધ છે. એટલે ટાંકી એક દહાડો ખાલી થઈ જવાની. હવે આડાઈઓનાં કારખાનામાં નવું ઉત્પાદન થતું નથી ને જૂની આડાઈઓ નીકળ્યા કરે છે. એક આડાઈ આવે ને એનો અંત આવે. પછી પાછી બીજી આડાઈ આવે. એ ગઈ કે પછી પાછી ત્રીજી આડાઈ આવે. જેટલી આડાઈ આવે એટલી પછી જાય.

## સરળ છતાં સૂક્ષ્મ આડાઈઓ

**પ્રશ્નકર્તા :** આપ્તસૂત્રમાં વાક્ય આવે છે કે, ''જ્ઞાન થતાં પહેલાં અમે આખો આડાઈનો સમુદ્ર ઓળંગ્યો. એટલે એક એક આડાઈને અમે ભાંગી ત્યારે આ જ્ઞાન પ્રગટ થયું.''

**દાદાશ્રી :** હા, બધી બહુ આડાઈઓ હતી. લોકોને દેખાય નહીં, પણ અમને લાગે કે મહીં આડાઈઓ છે. લોકોને જો કે સરળ લાગે. એ નાની નાની આડાઈઓ, સૂક્ષ્મ આડાઈઓ, અહંકારી આડાઈઓ હતી. દેહની આડાઈઓ નહીં, રિસાય એવી નહીં. અહંકારની આડાઈ ! મને પોતાને ખબર પડે કે આ ભાઈની જોડે અવળું ફર્યું છે આ. પેલાને આ ખબર ના પડે.

**પ્રશ્નકર્તા :** એ આડાઈમાં જાય ?

**દાદાશ્રી :** ત્યારે બીજું શું ? સામાની સાચી વાત હોય ને આપણે

બધું અવળું કરીએ તો એ અહંકાર, ગાંડપણ જ કહેવાય ને !

**પ્રશ્નકર્તા :** તો આડાઈ છે એ અહંકારની જ વિકૃતિ છે ને ?

**દાદાશ્રી :** અહંકાર જ. બુદ્ધિને કશું લેવાદેવા નહીં.

**પ્રશ્નકર્તા :** પણ એ અહંકારની વિકૃતિ જ ને ?

**દાદાશ્રી :** વિકૃતિ જ. વિકૃતિ એટલે કેવી ? લોક પાછળ કહેશે, 'જવા દો ને, જરાક ક્રેક છે, એનું નામ ના લેશો.' અલ્યા, ઈંજીન ચાલે છે ને હેડ શી રીતે ક્રેક ?

## ત્યાં તો આપણે જ ચેતવાનું

**પ્રશ્નકર્તા :** ઘણાં ય એવાં હોય છે કે આપણે સહેજ વાત કરીએ કે 'ભાઈ, આનું આમ.....' તો સામે બચકું જ ભરે !

**દાદાશ્રી :** હા, હોય. પણ તે આપણે વાત કરતાં પહેલાં ચેતવું જોઈએ. નહીં તો શું નું શું થાય ! વઢમ્‌વઢા થઈ જાય. કારણ કે આપણે શું કહેવા માગીએ એ એને પહોંચે નહીં. એટલે એ આને ઊંધું સમજે. આપણી ભલી લાગણીને એ સમજે નહીં. એને ઊંધું સમજે. એટલે પછી એ સામો થઈ જાય. એટલે આપણે સમજી જવું કે મારી વાત આ ભાઈને પહોંચતી નથી, હું ફોન કરું છું તે આ ભાઈને વાત પહોંચતી નથી. એટલે આપણે આગળ વાત કરવી બંધ રાખવી. ને એની વાત સાંભળ્યા કરવી, પણ આપણી વાત પહોંચાડવી નહીં. એ આપણા 'વ્યૂ પોઈન્ટ'ને સમજતો નથી.

## એને 'જ્ઞાની' જ પાંસરો કરે

**પ્રશ્નકર્તા :** કોઈ આડાઈ કરે ત્યાં શું કરવું જોઈએ ?

**દાદાશ્રી :** એ હિંમત લોકોને ના હોય ને ! એ સ્થિરતાનું અમારું કામ. અમારી પાસે તો ફરી આડાઈ કરે જ નહીં ને ! એ આડાઈ કરે તો તે દહાડે કશું જ દેખે નહીં. એ હિસાબ કાઢી જુએ, તે ફરી આડાઈ કરે જ નહીં અમારી પાસે. આ તો આડાઈને ઉત્તેજન મળેલું ને, એટલે આડાઈ વધારે 'સ્ટ્રોંગ' થયેલી. આ લોક તો બિચારા નબળા માણસ અને

એમાં કોઈ આડાઈ કરે, એટલે એ નબળો માણસ શું કહે ? 'જવા દો ને, એને !' એટલે આ પ્રજા તો સુંવાળી પ્રજાને, તે આડાઈને ઉત્તેજન આપે છે. મારી પાસે આવે તો ખબર પડી જાય.

**પ્રશ્નકર્તા :** હવે આ આડાઈ એ પૂર્વભવનો માલ ભરી લાવેલો, એવું ખરું ?

**દાદાશ્રી :** તે બધું પૂર્વભવનું જ છે ને ! આ બધું આ ભવનું કશું નથી.

**પ્રશ્નકર્તા :** તો પછી આ ઉત્તેજન મળે પછી મજબૂત થાય ?

**દાદાશ્રી :** હા, મજબૂત થાય ને, પછી. પણ નિઃસ્પૃહ આગળ કોઈ પહોંચી ના વળે.

## સરળતાથી રાજીપો પ્રાપ્ત

'જ્ઞાની'ની નિઃસ્પૃહતા આગળ કોઈ પહોંચી ના વળે. જેને 'મારું પોતાનું-પરાયું' રહ્યું નથી, એ ચાહે સો કરે. એમનો રાજીપો લઈ લીધો હોય તો બ્રહ્માંડ ખુશ થઈ જાય. પણ એમનો રાજીપો જલદી થાય એવો નથી. કારણ કે 'જ્ઞાની પુરુષ' અત્યંત સરળ છે, એટલે એમનો રાજીપો મેળવવો મુશ્કેલ છે. એમનાં એક કલાકનો રાજીપો તો આપણું કામ કાઢી નાખે. હું કહું છું ને બધાને, મેં બધાને 'ગેરેંટી' આપી છે, કે એક કલાકમાં મારા જેવું પદ આપી શકું, જેને જોઈતું હોય તેને. પણ એવી સરળતા લાવવી મુશ્કેલ છે ને !

'જ્ઞાની પુરુષ' અત્યંત સરળ છે એટલે રાજીપો ના થાય. જો 'જ્ઞાની પુરુષ' અસરળ હોત ને, તો રાજીપો થાય. જ્યારે આ તો અત્યંત સરળ કહેવાય. હવે સરળને કેવી રીતે ખુશ કરવા ? પોતે સરળ થાય તો એ ખુશ થાય. હા, એ 'લેવલ'માં કંઈક નીચે ઊતરે તો ખુશ થાય. નહીં તો કેવી રીતે ખુશ થાય તે ?! બાકી, 'જ્ઞાની પુરુષ'નો એક કલાકનો રાજીપો આખા બ્રહ્માંડનો માલિક બનાવી દે, એટલો બધો રાજીપો હોય. 'જ્ઞાની પુરુષ', કે જેને આ 'વર્લ્ડ'માં કોઈ ચીજ જોઈતી નથી એ શું ના આપી

શકે ? પણ એ રાજીપો મેળવવો સહેલો નથી. એને માટે તો સરળ થવું પડે. 'જ્ઞાની પુરુષ' તો સરળ હોય, નાનું દોઢ વર્ષનું બાળક હોય ને, તેનાં કરતાં ય વધારે સરળ હોય. હવે સરળ આગળ આપણે અસરળ રહીએ તો પછી એ રાજીપો કેમ મળે ? 'લેવલ' જોઈએ આમાં ! તમને સમજાયું ને, આ બધું ?

## નાટકીય અહંકાર

**પ્રશ્નકર્તા :** આપ્તસૂત્રમાં છે કે ''વહેતા અહંકારનો વાંધો નથી, પણ અહંકારને સહેજ પકડ્યો, એનું નામ આડાઈ.'' હવે એ વહેતો અહંકાર છે એ કયો અહંકાર ?

**દાદાશ્રી :** આ સ્ત્રીઓનો અહંકાર જોશો તો એ બધો વહેતો અહંકાર. 'આ હમણે હું કઢી કરું છું, હમણે આમ શાક કરી નાખું, તેમ કરી નાખું' એ બધું બોલે તે બધો અહંકાર, પણ તે વહેતો ! અને પુરુષો તો અહંકારને પકડે. 'મેં આમ કહ્યું હતું ને તેં આમ કર્યું ?' એ આડાઈ.

**પ્રશ્નકર્તા :** એટલે વહેતો અહંકાર એ નાટકીય અહંકાર કહેવાય ?

**દાદાશ્રી :** એ નાટકીય જ અહંકાર. વહેતા અહંકારનો વાંધો નથી. પુરુષને વહેતો અહંકાર હોય તો ય વાંધો નથી. વહેતો અહંકાર પકડી રાખ્યો એ આડાઈ થઈ.

## એ આડાઈઓ 'જાણવા'થી જાય

**પ્રશ્નકર્તા :** પોતાને ખબર પડી કે આડાઈ થઈ છે પોતાની, હવે એમાં પાછું ફરી જવું હોય તો કેવી રીતે ફરે ?

**દાદાશ્રી :** આડાઈ થઈ એ જાણ્યું, એનું નામ જ પાછો ફરે છે. આડાઈને જાણતી વખતે જ પાછો ફરી જાય. જાણતો નથી ત્યાં સુધી પાછો ના ફરે, ને જાણ્યું એટલે પાછો જ ફરે.

**પ્રશ્નકર્તા :** એ પાછા ફરવામાં બીજાં કયા 'એડજસ્ટમેન્ટ' લેવાં પડે ?

**દાદાશ્રી :** બીજું કશું નહીં. એ તો એની મેળે પાછો જ ફરી જાય.

અને જે પ્રયોગ જોઈતા હોય એ બધા પ્રયોગ સાથે પાછો ફરી જાય, 'એડજસ્ટમેન્ટ' પ્રયોગ હોય તેનાથી. આપણું 'જ્ઞાન' લીધેલું હોય તો આડાઈને જાણે. નહીં તો જાણે જ નહીં ને ! અને આ તો પોતે પોતાના દોષો દેખે.

**પ્રશ્નકર્તા :** આડાઈને જાણે ત્યારે પાછો ફરી જાય. હવે એને જાણે કઈ રીતે ? આડાઈને ઓળખે કઈ રીતે ?

**દાદાશ્રી :** તરત ઓળખે. આપણું 'જ્ઞાન' લીધેલું હોય એટલે તરત ઓળખે કે આ આડાઈ કરવા માંડી. વ્યવાહારિકતા છે કે નહીં તે બધું તરત ખબર પડી જાય અને વ્યવાહારિકતાની બહાર કરવા માંડ્યું તે ય ખબર પડી જાય.

**પ્રશ્નકર્તા :** પણ પોતાની આડાઈ પોતાને કઈ રીતે ખબર પડે ?

**દાદાશ્રી :** આપણું જ્ઞાન હોય તો ખબર પડે. નહીં તો ખબર ના પડે. અને એ ખબર પડી હોય ને, તેની પર પછી ઢાંકી દે અને આડાઈમાં જ રહે. આપણાં 'જ્ઞાન'ના પ્રતાપે ખબર પડે.

**પ્રશ્નકર્તા :** ઢાંકી દે એ શું છે ?

**દાદાશ્રી :** એની પર ઢાંકી દે, એ 'ડબલ' આડાઈ.

**પ્રશ્નકર્તા :** તો પછી પેલી આડાઈ નીકળવાનો 'સ્કોપ' જ ના રહ્યો ને ?

**દાદાશ્રી :** વધે ઊલટી.

**પ્રશ્નકર્તા :** પણ આપણું તો મૂળથી આડાઈ ખલાસ કરવાનું લક્ષ હોય ને ? તો ત્યાં શું કરવું જોઈએ ?

**દાદાશ્રી :** તું તારી જાતે કરી લેવા જઈશ તો તને નહીં ફાવે. મને પૂછવું કે આ કેમનું છે, તે હું કહી દઈશ કે ભાઈ, આ કાઢ આડાઈ !

**પ્રશ્નકર્તા :** એક તો આડાઈ વસ્તુ ઊભી થઈ હોય, પાછું એને પોતે ઢાંકે એ 'ડબલ' આડાઈ. તો પછી એ પૂછવા જ ના દે ને, આડાઈ. તો

ત્યાં શું કરવું ?

**દાદાશ્રી :** પણ મારા જેવાં કહે ને, કે 'ક્યાં ચાલ્યો ? આપણે જવાનું કયે ગામ ?' ઘણાં એવા છે કે જો એને ચોખ્ખું કહીએ તો એ આડો ચાલે. એટલે મારે ફેરવીને બોલવું પડે છે. હજુ કાચું ને, બધું. પટાવી પટાવીને કામ લેવાનું. બાબાઓને તો સમજાય સમજાય કરીએ.

**પ્રશ્નકર્તા :** બધા બાબા જેવા દેખાય ને પટાવી પટાવીને તમારે મોક્ષે લઈ જવાના. તે વખતે આપને કેટલી બધી કરુણા રહેતી હશે !

**દાદાશ્રી :** આ બધા બાબા જેવા દેખાય. બાબો રિસાય ને, એવું. પણ પટાવી પટાવીને આગળ લઈ જવાના.

**પ્રશ્નકર્તા :** અને માફી માગીને ય પટાવતા તમને જોયા છે.

**દાદાશ્રી :** પણ આમને મોક્ષે લઈ જવાના છે, તે મારે ચેતીને ચાલવું પડે ને ?! એનું શું જાય ? એ તો એક ભાઈ હતો, તે કહે છે, 'દાદાજી, લો તમારાં પુસ્તક અને આ તમારું જ્ઞાન તમને પાછું આપ્યું.' મેં કહ્યું, 'હા, બહુ સારું થયું. તારો ઉપકાર માનું છું.' નહીં તો રસ્તામાં પુસ્તક ફેંકી દીધાં હોત. એના કરતાં આ તો ઘેરે આવીને પાછાં આપી ગયો. એને ગુણ ના માનવો પડે ? 'આ તમારું જ્ઞાન પાછું આપું છું' કહે છે. એ તો હું જ લઉંને નિરાંતે !

**પ્રશ્નકર્તા :** નિરાંતે, એટલે પાછું ઉપકારી દૃષ્ટિથી લો.

**દાદાશ્રી :** હા, આ કંઈ રસ્તામાં ફેંકી ના દીધાં, એટલે ડાહ્યો માણસ ! સારું કર્યું.

**પ્રશ્નકર્તા :** આ તો આપ 'જ્ઞાની પુરુષ' છો, તો સામાની આડાઈ નીકળી શકે.

**દાદાશ્રી :** વહેલી નીકળી જાય. નહીં તો માર ખાઈને, ખત્તા ખાઈખાઈને નીકળે એ. ખત્તા ખાય ને ખત્તાના અનુભવ થતા જાય ને, તેમ તેમ આડાઈ નીકળતી જાય. નહીં તો કેટલાંય અવતારે નીકળે.

## એ ન હોવું ઘટે

**પ્રશ્નકર્તા :** આ 'જ્ઞાન' લીધેલા મહાત્માઓને આડાઈ વધારે તકલીફ આપે છે કે અટકણ વધારે તકલીફ આપે છે ?

**દાદાશ્રી :** અટકણો ! આડાઈઓ તો બહુ નહીં. આડાઈઓને તો એ સમજે છે કે આ આડાઈ એ ખોટી વસ્તુ છે. આ 'જ્ઞાન' મળ્યા પછી આડાઈ એને માર ખવડાવે. એટલે આ ભરેલી આડાઈ છે, પૂરણ કરેલી છે તે ગલન થાય છે, એ માર ખવડાવે છે. એટલે આ આડાઈનો શોખ ના હોય. પણ અટકણ વધારે પજવે. હવે જો કે આ દોષો હજુ હેરાન કરે બધા, જ્ઞાન હોવા છતાં ય. આ માલ છે તે ના હોવો ઘટે. પણ હવે માર્કેટમાંથી ભરી લાવ્યો હોય, એને ના કહેવાય નહીં ને, આપણાથી ? જે ભરેલો માલ છે, જે પૂરણ થયેલો એ ગલન થશે. નવો પૂરણ થવાનો નથી. જૂનું ગલન થઈ રહ્યું છે. જૂનું પૂરણ કરેલું છે એ ગલન થઈ રહ્યું છે ને એ આપણું જ પૂરણ કરેલું છે. માટે આપણે 'જોઈ' 'જોઈ' અને શુદ્ધ કરી કરીને 'લેટ-ગો' કરવાનું, એને શુદ્ધિકરણ કરીને 'લેટ-ગો' કરવાનું. પછી તે ગમે તેવું હોય. છતાં કેમ કરી એ બધો વ્યવહાર ચોખ્ખો નીકળે એવું તો હોવું જોઈએ ને ?

## 'વાંકો', તે 'પોતે' ન્હોય

મેં તો તમને સીધાં કર્યા ને ! નથી કર્યા ? કારણ કે આડું કોણ હતું ? 'ચંદુભાઈ'. તે 'તમે' તો ચંદુભાઈ ન્હોય. તો 'આપણે' કહી દેવું કે 'આ હું ન્હોય. હું તો આ શુદ્ધાત્મા.' તો બોલો, તમારી આડાઈ જતી રહી ને ? તમને કેમ લાગે છે ?

એટલે આ અક્રમ વિજ્ઞાને બધા ગૃહસ્થીને સીધા બનાવ્યા. સીધા થવાને માટે સાધુ થવાની જરૂર છે. જો ગૃહસ્થી સીધા થયા તો તેનો ઉકેલ ને સીધા થવા માટે સાધુપણું કરવાનું છે. પોતાને ખબર પડે કે આ 'ચંદુભાઈ' વાંકો ને 'હું' સીધો. એટલે 'તમે તો સાધુ થયા વગર સીધા થઈ ગયા ને ! અક્રમ વિજ્ઞાન તો સારું છે ને !

તો ય પછી અમને લોક શું કહે ? 'આ ચંદુભાઈ હતા તેવાં ને તેવાં

જ છે.' પણ એ અમારે જોવાનું નહીં. ત્યાં લોકોને અમે શું કહીએ ? 'તમને જે ચંદુભાઈ દેખાય છે એ જુદા છે અને મને દેખાય છે એ જુદા છે.' લોક ખોડ કાઢે કે ના કાઢે ? કે આ 'દાદા'ની પાછળ પડ્યા ને હજુ તો એવાં ને એવાં છો, કહે કે ના કહે એવું ? તો ત્યાં 'આપણે' 'તે' વાંકા ના હોઈએ. પણ આપણે એ વાત સાંભળીએ, એટલે સાંભળીને પાછાં ઘેર જઈને 'આપણે' 'ચંદુભાઈ'ને કહીએ પણ ખરાં કે, ''તમે જેવા છો એવાં દેખાતા હોય એવું લોક કહેશે. માટે હજુ કંઈ પાંસરા થઈ જાવ. 'દાદા' ને 'હું' બેઠા છીએ. તો અમારી હાજરીમાં પાંસરા થઈ જાવ.'' તો એ પાંસરા થઈ જશે. બાકી, જાતે પાંસરું થવું હોય તો ના થવાય. કાં તો ગુરુ પાંસરો કરી આપે. પણ ગુરુ પાંસરા થયેલા હોવાં જોઈએ. પણ પાંસરા ગુરુ મળવા મુશ્કેલ છે ને !

## એવું આ 'અક્રમ વિજ્ઞાન'

એટલે આ તો આડાઈ જેને હતી, તે 'હું' ન્હોય. એમ આખી જગ્યા જ પોતે ખાલી કરી નાખી ને ! પછી રહ્યું જ શું તે ? ગુનેગારીમાં હતો, એ ગુનેગારીપણું છૂટી ગયું. અને મૂળ ગુનેગાર હતો તેને ત્યાં જ રહેવા દીધો. મૂળ ગુનેગાર તો 'એ' જ હતો. આ તો 'આપણે' વગર કામના મહીં 'પાર્ટનરશીપ' કરી નાખી હતી. પછી હવે સીધા થઈ ગયા ને ? 'તમે' પોતે સીધા થયા એટલે આની, 'ચંદુભાઈ'ની આડાઈ કાઢી નાખશો. જ્યાં સુધી 'પાર્ટનરશીપ' હતી ત્યાં સુધી આ 'ચંદુભાઈ'ની આડાઈ ના નીકળે. હવે 'પાર્ટનરશીપ' છૂટી ગઈ, એટલે 'તમે' ચંદુભાઈને ધમકાવીને પણ આડાઈ કાઢી નાખશો.

એટલે આ 'અક્રમ વિજ્ઞાન'નો પ્રતાપ કે જે વાંકો છે તે 'હું' ન્હોય, અને 'હું' તો આ શુદ્ધાત્મા !

**પ્રશ્નકર્તા :** એટલે જેને સુધારવા ફરે છે તો ય સુધરે નહીં, ને એની પાછળ આખો ભવ પૂરો થાય, પણ એ વસ્તુ જ 'પોતે' હોતો નથી ને ? એવું જ થયું ને ?

**દાદાશ્રી :** હા, તેથી પાર જ ના આવે ને ! તેથી તો અનંત અવતાર ભટકવાનું ને !

એ તો તેથી લોકોએ તીર્થંકર મહારાજને કહેલું કે હે ભગવાન ! આપને જે કડીબંધ લીંક મળી એ કો'ક મહાભાગ્યશાળીને મળે ! કડીબંધ લીંક એટલે અહીંથી આગળનો રસ્તો, એથી આગળનો રસ્તો, એથી આગળનો રસ્તો એમ મળી આવે. કડીબંધ ! અને ઠેઠ સુધી પાછું !!

અને આ લોકોને કડીબંધ લીંક મળે નહીં અને ક્યાંય ચાલ્યા જાય.

મને ય કડીબંધ લીંક મળી હતી. એવી મેં મારી જાત માટે શોધખોળ કરી કે આ કઈ જાતનું બન્યું ! પણ તે મને કડીબંધ લીંક મળેલી. તેથી આખું આ 'અક્રમ વિજ્ઞાન' પ્રગટ થયું ને !

એટલે આ ''જે આડો છે તે 'હું' ન્હોય'' એવું જ્ઞાન થવું, એનું નામ 'અક્રમ વિજ્ઞાન'. ને ''આડો તે 'હું' છું અને સીધું મારે થવાનું છે'', તેનું નામ ક્રમ !

## રિસાયા ? તો 'ગાડી' જશે

**પ્રશ્નકર્તા :** કોઈ રિસાય એ એની આડાઈનો પ્રકાર કહેવાય ?

**દાદાશ્રી :** ત્યારે બીજું શું કહેવાય ? નહીં તો રિસાવાની જરૂર જ ક્યાં રહે છે ? પણ આડો થયા વગર રહે નહીં. જરાક એને વાંકું પડ્યું એટલે આડો થઈને ઊભો રહે. વાંકું પડવું જોઈએ.

બાકી રિસાય ત્યારે આડું કરે ને ! સ્ટેશન પર એક ભાઈની વહુ રિસાયેલી આવેલી. તે ભાઈ એને કહે, 'ગાડીમાં બેસી જા ને ! ગાડી ઊપડી જશે, પછી રાત પડી જશે.' તો ય એ ના બેઠી. અને એને ય રખડી મરવું પડ્યું. રિસાયેલા માણસની આગળ તો બાર ગાડીઓ જતી રહે. ગાડી કંઈ રિસાયેલાને મનાવવા આવે ? જગત તો ચાલ્યા જ કરવાનું. જગત ઊભું રહે થોડી વાર ? તમે રિસાવ તો જાનવાળા ઊભાં રહે ? જાનવાળા છોકરો પૈણાવવા જતાં હોય ને તમે રિસાયા હો તે તમારા સારું બેસી રહે બે દહાડા ? ના. એવું છે આ જગત !

**પ્રશ્નકર્તા :** આ જાનની અંદર પિતરાઈ રિસાય ને છેવટે સંદેશો મોકલે કે તમે અમને મનાવવા આવો એટલે અમે માની જઈશું.

**દાદાશ્રી :** તે ગાડી ઊપડતાંના 'ટાઈમે' માને. એને અનુભવ થયેલો છે કે આ ગાડી ઊપડી જશે. જગત તો ચાલ્યા કરે છે. અમથો તું તારી જાતે આડાઈ શું કરવા કરે છે ?

એ તો એવું છે ને, કે આ ગાડીનાં ગાર્ડ જોડે કે ડ્રાઈવર જોડે હું રિસાયો, તો પેલો થોડીવારે કહે કે, 'ભાઈ, બેસી જાવ ને ! અત્યારે શું કામ ઝઘડો કરો છો ? બેસી જાવને !' પણ હું રિસાઉં કે 'બેસવાનો જ નથી, બસ !' તો પેલો હડહડાટ ટ્રેન ઉપાડી જાય કે ના ઉપાડી જાય ? જગત કંઈ ઊભું રહેતું હશે ? જગત તો ચાલ્યા જ કરવાનું. તમે એની જોડે 'એડજસ્ટ' થાવ. નહીં તો રખડી મરશો 'સ્ટેશન' ઉપર. પેલો તો સીટી વગાડે ને ? એ ય જોયેલું મેં તો. આવાં ય ખેલ જોયેલા બધા, પેલાએ ગાડી ઉપાડી મૂકીને આ રહી ગયેલા !

**પ્રશ્નકર્તા :** પછી એને લાગે ને, કે આ ગાડી ગઈ ને મને ખોટ ગઈ ?

**દાદાશ્રી :** એ શું માને કે, 'મેં કર્યું છે એ જ ખરું છે.' એ પણ એ ખોટ ગઈ એવું જો માને, એવી જો આવડત આવડે તો તો પછી ફરી ભૂલ રહે જ નહીં ને ! એટલી બધી સમજણ હોય નહીં. માણસ પોતે પોતાની ખોટને જોઈ શકે એવી ય સમજણ ના હોય એમાં. માણસનું ગજું નહીં ને ! એ તો બહુ જ શક્તિ જોઈએ. ગાડી ઉપડ્યા પછી મનમાં ના થાય કે એ તો આ 'કોર્ટ'ની તારીખ હતી અને આની જોડે ક્યાં ઝઘડો કર્યો ? પછી મનમાં પસ્તાવો ના થાય બળ્યો ? કોર્ટમાં તારીખ હોય અને કંઈ કારણસર આપણને સાચો ઝઘડો હોય, ભૂલ એ લોકોની હોય, આપણી ભૂલ ના હોય, છતાં ય પણ ગાડી ઉપડતાં પહેલાં એ ભૂલનો નિકાલ કરી નાખવો જોઈએ ને ? પેલા વિનંતી કરે કે, 'ભઈ, હવે મૂકોને, આને ઊંચું અહીંથી ! એ માસ્તરની ભૂલ થઈ.' એમ લોકો બોલે તો ય આપણે ના બેસીએ ત્યારે ઘનચક્કર જ કહેવાય ને ? પછી પેલો 'વ્હીસલ' જ વગાડે ને ! તે એવી રીતે આ જગત ચાલી જાય છે અને પેલા મૂરખા બેસી રહે છે બાંકડા પર.

**પ્રશ્નકર્તા :** એને પછી એક-બે જણાં કહેવાવાળા ય મળી આવે કે તમે બરોબર કર્યું છે.

**દાદાશ્રી :** હા. એવું કહેનારા પાછાં મળી આવે ને, કે 'બરોબર કર્યું છે. ચા લઈ આવું કે નાસ્તો લાવું ?' બે રૂપિયા હોય તે ય લોક પડાવી લે પાછાં. એકંદરે આમાં મઝા નથી.

આ 'દાદા'ની ગાડીમાંથી ઊતારીને કાઢી મૂકે, મારે તો ય પેસી જજો પાછળથી. અહીંથી કાઢી મૂકે તો આપણે બીજા ડબ્બામાં પેસી જવું. પાછા ત્યાં કોઈ કાઢી મૂકે તો ત્રીજા ડબ્બામાં જવું. પાછા ત્યાંથી ય કાઢી મૂકે ત્યારે ચોથા ડબ્બામાં જવું ! લોકોનો ધંધો શું ? કાઢી મેલવું. પણ આપણે તો ફરી કોઈ ડબ્બામાં પેસી જવું, ગાડી ચૂકી જવી નહીં.

## તેમાં ખોટ કોને ?

હું તો નાનપણમાં રિસાતો હતો, થોડું ઘણું. કો'ક દહાડો રિસાયો હોઈશ. બહુ રિસાયેલો નહીં. તો ય મેં સરવૈયું કાઢી જોયું કે રિસાવામાં તદ્દન ખોટ છે, એ વેપાર જ તદ્દન ખોટનો છે. એટલે પછી ક્યારેય પણ રિસાવું નહીં, એવું નક્કી જ કરેલું. કોઈ આપણને ગમે તે કરે તો ય રિસાવું નહીં. કારણ કે એ બહુ ખોટવાળી વસ્તુ છે.

એટલે મેં તો નાનપણથી રિસાવાનું છોડી દીધેલું. મને થયેલું કે બહુ મોટું નુકસાન છે આ તો. હું રિસાયેલો ખરો, પણ તે દિવસે સવારનું દૂધ ગયું ! તે પછી મેં તે દિવસે શું શું ગયું એનો હિસાબ કાઢયો, સાંજે હતા તેનાં તે પાછાં. મનાયા ત્યારે ઊલટું નુકસાન ગયું. તે મેં ખોળી કાઢ્યું. પછી મને મનાવ્યા રોફથી માન આપીને ! પણ સવારનું દૂધે ય બધું ગયું ને ! એટલે એક-બે ફેરા નાનપણમાં રિસાઈ જોયેલું. પણ એમાં ખોટ ગયેલી, એટલે ત્યારથી ફરી મેં રિસાવાનું છોડી દીધેલું. આ ખોટ જાય કે ના જાય ?

**પ્રશ્નકર્તા :** જાય.

**દાદાશ્રી :** હવે તો આપણે આત્મા થયા. હવે આપણને આવું ના હોય. તમે કો'ક દહાડો રિસાયેલા કે ? નહીં કે ? કોઈ રિસાય છે ખરું ઘરમાં ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** ત્યારે સારું છે.

**પ્રશ્નકર્તા :** આપે કહ્યુંને, કે દૂધ અમારું ગયું, રિસાયા તેથી. તે કઈ ઉંમરે ?

**દાદાશ્રી :** તે નવ-દસ વર્ષની ઉંમરે.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, નવ-દસ વર્ષની ઉંમરે અમેય એવી રીતે દૂધ ગુમાવ્યા હતા. તે અમને ય ખોટ પડે પેલી પેટની, એટલે એમ તો થાય કે આ ખોટ ગઈ. પણ તોય અમે ચાલુ રાખ્યું ને તમે બંધ કેવી રીતે કરી દીધું ?

**દાદાશ્રી :** મારે તો સવારનું દૂધ ને એ બધું ગયું. મેં હિસાબ કાઢ્યો હતો કે આ રિસાયો તેથી આટલી ખોટ ગઈ ! માટે રિસાવું એ નર્યું ખોટવાળું છે. માટે આપણે આ બંધ કરી દો. આડું થવું નહીં.

ત્યારે આ આડાઈ જ કહેવાય ને ! આપણે હઠે ચઢીએ કે 'મારું દૂધ આટલું ઓછું કેમ ?' અરે મેલને પૂળો, પી લે ને. ફરી વારકે આપશે. બાને હું શું કહેતો હતો ? 'મને ને ભાભીને બધાંને સરખાં ગણો છો તમે બા ? ભાભીને અચ્છેર દૂધ, તે મને ય અચ્છેર દૂધ આપો છો ? એને ઓછું આપો.' મારે અચ્છેર રહેવા દેવું હતું. મારે વધારવું નહોતું. પણ ભાભીને ઓછું કરો, દોઢ પાશેર કરો. ત્યારે બા મને શું કહે છે ? 'તારી બા તો અહીં છે. એની બા અહીં નથી ને ! એને ખોટું લાગે બિચારીને. એને દુઃખ થાય. એટલે સરખું આપવું પડે.' તો ય પણ મારે મેળ પડે નહીં. પણ બા મને સમજાવ સમજાવ કરે, થીંગડાં માર માર કરે. એટલે એક ફેરો આડો થયો, તે પછી ખોટ ગઈ. એટલે મેં કહ્યું કે હવે ફરી આડું થવું નથી. નહીં તો બધા ત્યારે કહેશે, 'રહેવા દો ત્યારે એને !' તે પછી એવું જ થાય ને !

## પછી ફરી ના રિસાયા કદી

**પ્રશ્નકર્તા :** આ ખોટને તરત ઓળખી, એ તો વાણિયા બુદ્ધિ થઈ ને ?

**દાદાશ્રી :** એ તો એવું કંઈ નહીં. વાણિયા બુદ્ધિ એટલે વણિક બુદ્ધિ કહેવાય. અને વણિક એટલે વિચારશીલ બુદ્ધિ કહેવાય, ડહાપણવાળી

બુદ્ધિ કહેવાય. પણ ખોટને ઓળખે પછી ફરી ખોટ ના ખાય ને ?!

રિસાય એટલે ખોટ જાય. તમે એક દહાડો રિસાઈને રાત્રે ધમપછાડા કરીને ના ખાવ તો પછી બધાં શું કરે ? બધાં જાગતાં રહે ? બધાં ય વખત થાય એટલે ઊંઘી જાય. એટલે ખોટ તમને જાય.

શું રિસામણાં ને મનામણાં પાછાં ?! અને મનાવે ય કોણ બળ્યું ? આ તો જમવાનું થાય એટલે કહેશે, 'ચાલો જમવા કાકા, જમવા હેંડો ને ! ત્યાં આગળ તૈયાર થઈ ગયું છે. બધાં બેસી રહ્યાં છે.' ત્યારે પેલા કહે, 'ના, અત્યારે જમવા નથી આવવાનો, જાવ.' તે પેલા લોકો એક-બે વખત વિનંતી કરે, પછી ? પછી ટેબલ પર જમવાનું તો ચાલુ થઈ જ જાય ને !

એટલે અમે ફરી રિસાયા નથી. અત્યારે ય, હજુ ય કોઈ દહાડો કોઈની જોડે અમે રિસાયા નથી. ભાગીદારની જોડે ય અમે રિસાયેલા નહીં. એ રિસાયેલા કોઈ વખત. પણ તે અમારામાં રિસાળ દેખે નહીં એટલે પછી એ પણ ફરી રિસાય નહીં.

## 'રિસાળ' જ રિસાયેલાને જુએ

એક ભાઈ મને કહેતા હતા કે, 'મારી વાઈફ મારી જોડે રિસાય છે.' ત્યારે મેં કહ્યું, 'રિસાય છે, તે એને જોનારો કોણ ? 'તું' નહીં. આ 'રિસાળ' છે તે જુએ છે. કોણ જુએ છે ? 'રિસાળ' છે તે જુએ છે, 'તું' ન્હોય ! એટલે 'તારે' જાણવું કે આ 'રિસાળ' જોઈ રહ્યો છે. જે 'રિસાળ' હોય, તે રિસાયેલાને જુએ. આત્મા, આત્માને જ જુએ ! આત્મા બીજી અવસ્થાને જુએ જ નહીં. ચિઢાયેલો હોય, તે ચિઢાયેલાને જુએ. એટલે મેં એ ભાઈને કહેલું કે, 'બઈ તો રિસાયેલી હતી, એ એનો આત્મા ન્હોય, એ તો બઈ છે. અને આ રિસાળ છે એ તારો આત્મા ન્હોય. આ બઈ કોની પર રિસાય છે ? રિસાળ ઉપર રિસાય છે, તે તું જો ! તું જોયા કર.'

આનાથી 'સોલ્યુશન' આવે ને ? નહીં તો 'સોલ્યુશન' કેમ આવે ? આ તો કોઈ રિસાયા કરે, કોઈ ગાળો ભાંડ્યા કરે અને એ તો એમ જ હોય. પણ આત્મા આ બધા પર્યાયોથી જુદો છે. આત્મા આમાં કોઈ જગ્યાએ છે નહીં. આ બધું થઈ રહ્યું છે, એ શેના આધારે ? સહુ સહુનાં

કર્મોથી છે બધું. આ કર્મફળ મળ્યા કરે છે, તેમાં 'આપણે' શું લેવાદેવા ? સહુ સહુનાં કર્મ ભોગવે, તેમાં 'આપણે' શી લેવાદેવા ? એવી રીતે આ છે. જો આત્મા પ્રાપ્ત કરવો હોય તો આત્મા જુઓ, બીજું જોવા જેવું નથી.

અમારી સમજણમાં કેવું હશે ? તમારી સમજણ ને અમારી સમજણમાં ફેર હશે ને ? અમને કશું દુઃખ અડતું નથી, એનું શું કારણ છે ? કારણ કે અમારી સમજણ છે અમારામાં. અમે અણસમજણને ખેંચી નથી લાવતા. અને આ તો અણસમજણને બહારથી, લોકોની પાસેથી ખેંચી લાવે ! આપણે લોકોની સાથે શું લેવાદેવા ? બધું 'વ્યવસ્થિત' છે, હિસાબ છે. હિસાબની બહાર કશો ફેરફાર થવાનો નથી. ચોપડાના હિસાબથી બહાર ફેરફાર થાય ખરો ? તો શેના સારું આ બધું ? અને વાઈફ રિસાઈ હોય, તેને રિસાળ હોય તે જ એને રિસાયેલી જોઈ શકે, એનો આત્મા ના જોઈ શકે. જે રિસાળ હોય તે જ જુએ. રિસાળ માણસ રિસાયેલાને જુએ છે. નહીં તો રિસાયેલો કેમ દેખાવો જોઈએ ? મારી પાસે રિસાયેલા નહીં આવતા હોય ? પણ મને રિસાયેલું કોઈ ના દેખાય. કંઈ હિસાબ તો કાઢવો પડશે ને ? આમ હિસાબ વગર ચોપડા ચાલતાં હશે ? હિસાબ તો જોઈએ ને ?

## વીતરાગતાની અનોખી રીત

**પ્રશ્નકર્તા :** આપની સામે કોઈ રિસાય તો એના પ્રત્યે આપ કેવી રીતે રાખો ?

**દાદાશ્રી :** બિલકુલ વીતરાગભાવથી ! ખેંચ-બેંચ અમને નહીં, એને મનાવવાની ભાવના નહિ. આપણને એમ લાગે કે મનાવવાથી વાંકું થાય એવું છે, તો બિલકુલ બંધ ! અને આપણને લાગે કે મનાવ્યાથી સીધું થાય એવું છે, તો એકાદ શબ્દ અમે કહીએ કે, 'ભાઈ, અમારી ભૂલચૂક થઈ હોય તો, બેસોને નિરાંતે. ભૂલચૂક તો મારી ય થાય ને તમારી ય થાય' એમ કહીને એને બેસાડીએ. પણ ખેંચ નહીં, વીતરાગતા હોય. નિરંતર વીતરાગતા હોય ! અને એના તરફ કિંચિત્‌માત્ર અભાવ નહીં અને ભાવ નહીં. અને પછી 'દાદા ભગવાન'ને કહી દેવાનું કે એની પર કૃપા ઉતારો. અને 'ચંદુભાઈ' અને 'ચંદુભાઈ'નાં મન-વચન-કાયા, ભાવકર્મ-દ્રવ્યકર્મ-

નોકર્મથી ભિન્ન એવાં 'તમારા' 'શુદ્ધાત્મા'ને કહી દઉં કે 'ચંદુભાઈ'ની ઉપર કૃપા ઉતારો. તે બધાં 'કનેક્શન' હું મેળવી આપું. પછી વીતરાગતાથી રહું. એ રિસાયેલો ને હું આ સીધો, વ્યવહાર અમારે ચાલ્યા કરે ! થોડો વખત એ મૂંઝાયા કરે, પછી નીકળી જાય બધું.

**પ્રશ્નકર્તા :** તો દાદા, એવું ખરું ને, કે રિસાળ માણસ હોય તેને સામેથી જો પ્રોત્સાહન ના મળે તો એની રીત એને આપોઆપ છોડવી પડે ?

**દાદાશ્રી :** એવાને અમે પ્રોત્સાહન આપીએ નહીં. કોઈ દહાડો ના આપીએ, જરા ય ના આપીએ. પ્રોત્સાહનથી એવો માણસ અવળો થાય છે.

આ છોકરાં જોડે ય વીતરાગતાથી રહેવાથી તે બહુ સારાં થાય છે. એ છોકરાંને ય પ્રોત્સાહન આપીએ તો છોકરાં અવળાં ચાલે. વીતરાગતા જોઈએ ! છોકરાં આવે એટલે હાથ ફેરવવો, ના આવે તો કંઈ નહીં, એવું ! આવે તો હાથ ફેરવવો ને 'હીટ હીટ' કરે તો કંઈ નહીં. પછી ફરી આવે તો એના ઊપર હાથ ફેરવવો. એ કશું કરે એ આપણે ધ્યાનમાં લેવાનું નહીં, આપણે વીતરાગ રહેવું. એ કશું કરે, તેને આપણે ગણવાનું નહીં, નોંધ કરવાની નહીં.

**પ્રશ્નકર્તા :** એ બહુ મોટી વસ્તુ છે ને !

**દાદાશ્રી :** નોંધ નહીં ! નોંધ તો ક્લેશ કરાવડાવે. નોંધ જરા ય નહીં. કોઈનાં સારુ નોંધ નહીં કરવાની. આ બધાને અમે વઢીએ, પણ નોંધ નહીં. એક કલાકે ય નોંધ નહિ. નોંધ રાખીએ તો અમારું મગજ બગડી જાય. અમે તો નોંધપોથી જ કાઢી નાખેલી.

## 'વીતરાગ', છતાંય 'ખટપટ'

**પ્રશ્નકર્તા :** તે દાદા, એ આંખની અંદર નિષ્કારણ કરુણા હોય ?

**દાદાશ્રી :** હા, એ જ. બીજું શું ? આ તો નિષ્કારણ કરુણા ! એના આત્મા ઉપર જ અમારી દૃષ્ટિ હોય, એના પુદ્ગલ ઉપર દૃષ્ટિ ના હોય. છતાં ય વ્યવહાર અમે સાચવીએ પાછાં કે આ સત્સંગને હિતકારી માણસ છે, એટલે 'આવો પધારો' એમ કહ્યા કરીએ. બીજા લોકોનું હિત કરે એવાં

માણસ હોય એને અમે બોલાવીએ. એ વ્યવહાર સાચવવો પડે, એ વ્યવહાર સાચવીએ અમે. અને પેલા તીર્થંકર ભગવાન છે તે એવું ના સાચવે. એમને ખટપટ નહીં ને ! અને આ તો ખટપટ અમારી !!

**પ્રશ્નકર્તા :** એ ખટપટનો વિભાગ આપનો રહ્યો છે, માટે તો અમે બધાં આમ આપની પાસે આવી શકીએ છીએ.

**દાદાશ્રી :** હા, તે જ. એને લઈને તો હું અટક્યો છું એ આ લોકોનું મારાં જેવું કેમ કલ્યાણ થાય, એટલું જ, એને માટે ખટપટ ! ખટપટે ય એને માટે ને ! આ બધો વેપાર જ એનો ને ! અને લોકોનું પણ કલ્યાણ થઈ જાયને ! લોકોને વીતરાગતા જોવાની મળે અહીં આગળ.

**પ્રશ્નકર્તા :** હવે પેલી વ્યવહારની બાબતની આડાઈ જે છે ને, કે આ દૂધ ઓછું આપ્યું એમાં રિસાયા. તો મોક્ષમાર્ગમાં આડાઈ કેવી હોય છે ?

**દાદાશ્રી :** આ નરી મોક્ષમાર્ગની જ આડાઈ, તેથી સંસાર ઊભો રહ્યો છે, મોક્ષ અટક્યો છે ! નહીં તો મોક્ષ તો તારી પાસે જ છે ને ! એ આડાઈ એની દીવાલો છે બધી. હજી આડાઈ છે, નરી આડાઈનું પોટલું ! એનું ધાર્યું જ કરે !!

## એનું નામ ત્રાગું

**પ્રશ્નકર્તા :** સામાની પાસે પોતાનું ધાર્યું કરાવવું એ આડાઈમાં ગણાય ?

**દાદાશ્રી :** બીજું શું ત્યારે ? આડાઈ નહીં ત્યારે બીજું શું ? અને એ રિસાઈ કરીને છેવટે ત્રાગું કરીને ય પણ ધાર્યું કરાવે. ત્રાગું તમે જોયેલું નહીં ? તમને તાવ ચઢી જાય, ત્રાગું જુઓ તો ! સામો માણસ ત્રાગું કરે તો તમને તાવ ના ચઢેલો હોય તો ય તાવ ત્રણ ડિગ્રીએ ચઢી જાય.

**પ્રશ્નકર્તા :** ત્રાગું એટલે શું ?

**દાદાશ્રી :** ત્રાગું એટલે પોતે એવું કરવું કે સામો ભડકીને પછી

પોતાની વાત 'એક્સેપ્ટ' કરી દે. પોતાનું ધાર્યું કરાવવા માટે ગમે તેવું કરે. માથું કૂટે, આમ કૂટે, કૂદાકૂદ કરે, રડે, છેડો વાળે. આપણને ચોગરદમથી બિવડાવી મારે, એનું નામ ત્રાગું કહેવાય.

**પ્રશ્નકર્તા :** ઢોંગ કરે અને ત્રાગું કરે એમાં ફરક શું ?

**દાદાશ્રી :** ઢોંગ કરે છે કે ત્રાગું કરે છે, એ બધું પોતાનું ધાર્યું કરાવવા માટે જ કરે છે !

અત્યારે બધાં જમવા બેસે ને એક ભાઈ કહેશે કે 'હું ખાવાનો નથી.' એ ત્રાગાં કહેવાય. આ તો સારાં લોક છે કે કહે છે, 'ના, ભાઈ, જમી લો, ના, ભાઈ, જમી લો !' તે જમાડે છે. પણ જો લોક ખસી જાય ને, તો એની મેળે ત્યાં પછી જમી લે. કોઈ ભૂખ્યો મરી જાય એવો નથી.

## એ ત્રાગું ન કહેવાય

**પ્રશ્નકર્તા :** કેટલાંક તો ગુસ્સો આવે ને, તો રૂમનાં બારણાં બંધ કરીને પેસી જાય. આ બધાં, આખું ઘર ઉપર-નીચે થાય, પણ બારણું ખોલે જ નહીં એ ત્રાગું કહેવાય ?

**દાદાશ્રી :** એ ત્રાગું નથી કહેવાતું. એ આડાઈ કહેવાય. ત્રાગું વસ્તુ જુદી છે.

**પ્રશ્નકર્તા :** છાતી કૂટે, માથું ફોડે પોતે પોતાનું, એ ત્રાગું કહેવાય ?

**દાદાશ્રી :** એ માથું ફોડે તે ય કેટલીક આડાઈ હોય છે ને કેટલુંક ત્રાગું હોય છે. ત્રાગું એ શબ્દ જુદી વસ્તુ છે. ત્રાગામાં એને પોતાને કશી અસર ના થાય. એ આડાઈમાં તો પોતાને મહીં ઉપાધિ થયા કરતી હોય. ત્રાગું એટલે ખાલી નાટક જ ! આ તો આડાઈ કહેવાય. ત્રાગામાં તો રડતાં જાય ને બૂમો પાડતા જાય, પણ એને મહીં અસર ના હોય. આ બારણાં વાસીને જે કરીએ છીએ, ઘરનાંને ભડકાવી મારીએ, એ આડાઈ બધી. એમાં તો પોતાને ઉપાધિ થતી હોય ને સામાને ય ઉપાધિ કરે. અને ત્રાગામાં તો એને અડે નહીં ને ત્રાગું કરે, એનું નામ ત્રાગું ! વ્યાખ્યા જોઈએ કે ના જોઈએ ? ગમે તેને તમે ત્રાગું કહો, એવું તો ના બોલાય ને !

## એવાને છેટેથી નમસ્કાર

ત્રાગું તો બહુ નુકસાન કરે.

**પ્રશ્નકર્તા :** ત્રાગું એટલે, એનો જરા દાખલો આપીને સમજાવો ને !

**દાદાશ્રી :** ત્રાગું કોઈ કરતો હોય તો તમને ના ખબર પડે ? ત્રાગું કરતાં ભલે ના આવડે. પણ ત્રાગું કોઈ કરતો હોય તો તે ખબર પડે ને ?!

**પ્રશ્નકર્તા :** આ સત્યાગ્રહ કરે એ ત્રાગું કહેવાય ?

**દાદાશ્રી :** એ એક પ્રકારનું નાનું ત્રાગું જ કહેવાય. પણ એને અલંકારી ભાષામાં બોલી શકાય એવું છે. અલંકારી ભાષામાં બોલાય કે આ સત્યાગ્રહ કરે છે. અને ત્રાગું એ તો, એને કોઈ સત્યાગ્રહ કહે જ નહીં ને !

ત્રાગું એટલે ટૂંકમાં કહેવામાં શો ભાવાર્થ છે કે પોતાને જ્યારે જે કંઈ કામ કરાવવું જ હોય અને બધાં રાજી ના હોય તો મારી-ઠોકીને કરાવવું. ત્રાગાં કરી કરીને, બિવડાવી બિવડાવીને, આમ બિવડાવે, તેમ બિવડાવે, આમ કરે, તેમ કરે ને છેવટે ધાર્યું કરાવે.

**પ્રશ્નકર્તા :** સામ, દામ, દંડ, ભેદ વાપરીને પણ કરાવવાના.

**દાદાશ્રી :** હા, પણ ધાર્યું બધું કરાવી લે, કરાવ્યા વગર છોડે નહીં, એનું નામ ત્રાગું ! એ ત્રાગાં મેં જોયેલાં છે, મેં તો પાંચ-સાત વખત જોયેલાં છે. પણ મેં તો છેટેથી નમસ્કાર કરેલા, કે 'હે ત્રાગું, તું ય ના દેખાઈશ અને કરનારો તો દર્શન જ ના આપશો.' આ ત્રાગું એ તો શીખેલી વસ્તુ છે. પાછાં કોઈ ગુરુ એને મળી આવે. આ કંઈ પોતે ઊભી કરેલી વસ્તુ નથી.

**પ્રશ્નકર્તા :** એટલે પોતાનું ધાર્યું કરાવવા માટે આગ્રહ રાખે એ ત્રાગું કહેવાય ?

**દાદાશ્રી :** આગ્રહ છે એ ત્રાગું ના કહેવાય. પણ ડરાવીને પેલાં લોકોની પાસે કરાવી લે. ડરાવે ને, કે નહીં તો હું આપઘાત કરીશ, નહીં

તો હું આમ કરી નાખીશ, તેમ કરી નાખીશ ?

**પ્રશ્નકર્તા :** ધાકધમકી, સામ, દામ, દંડ બધું કરીને.

**દાદાશ્રી :** સામ, દામ, દંડ બધું વાપરીને. અને બિચારાં સરળ માણસો તે શું કરે ? કહેશે, 'આપી દો. આપણું જે થવાનું હશે તે થશે.' ને બઈ બિચારી જણસો હઉ આપી દે.

**પ્રશ્નકર્તા :** ત્રાગું કરે એ તો સમજીને કરતો હોય ને ?

**દાદાશ્રી :** બધું સમજીને જ. ત્રાગું એટલે પોતાની જાતે જાણી-જોઈને બનાવટ !

## ત્રાગાંના પરિણામ

**પ્રશ્નકર્તા :** તો એનું પરિણામ શું ભોગવવું પડે ?

**દાદાશ્રી :** એ તો આખી તિર્યંચગતિ ઓળંગી લે ! આખી તિર્યંચગતિ ઓળંગી જાય, તો એ કંઈ જેવું તેવું ઐશ્વર્ય (!) કહેવાય કે ?!

**પ્રશ્નકર્તા :** એ રૌદ્રધ્યાનમાં આવે ?

**દાદાશ્રી :** રૌદ્રધ્યાન તો સારું એનાં કરતાં, બહુ રીતે સારું. એટલે આપણા અહીં કોઈએ એવો ગુનો કર્યો હોય તો મારી પાસે માફી માંગી લેજો. એવું બે-પાંચ વખત થશે ત્યારે એકાદ ગુનો જતો રહેશે. બહુ ખોટો ગુનો કહેવાય છે. આખી તિર્યંચગતિ ઓળંગીને નર્કગતિમાં જાય. એય પાછી રૌદ્રધ્યાનથી મળે એવી નર્કગતિ નહીં. આ તો જીવતાં જ લોકોને નર્કમાં નાખીને પોતે ત્રાગું કરીને કામ કઢાવી લે છે, ગમે તે ભોગે. ભોગ એટલે ગમે તે થાવ, પણ કરાવીને જ છોડે.

## ત્રાગાં કરનારાની સામે

**પ્રશ્નકર્તા :** આજે આ કાળમાં તો ઠેકઠેકાણે આવું ત્રાગું થયા કરે.

**દાદાશ્રી :** ના, દરેક ઠેકાણે નહીં. એ તો નાના પ્રકારનું. અને આ ત્રાગાં તો બહુ મોટાં હોય. એ તો માથા હઉં ફોડે. એવો એક ત્રાગાવાળો

મારી પાસે ત્રાગું કરવા માંડ્યો. ત્યારે કહ્યું, 'ભઈ, મહાદેવજી પાસે જઈને માથું વધેર. અહીં શું કરવા વધેરે છે ? આ તો મહાદેવજીના મહાદેવજી છે ! તું લાખ ત્રાગાં કરું ને, તોય પેટમાં પાણી ના હાલે એવો પુરુષ છે આ.' મને જ્ઞાન નહોતું તોય હું કહેતો'તો કે, 'તું મારી પાસે લાખ ત્રાગાં કરું તોય પેટમાં પાણી નહીં હાલે એવો હું છું.'

આ ત્રાગાંની કળા તો બહુ વસમી છે. અમે એનાથી દૂર ભાગીએ છીએ. એ કળા અમે જોયેલી. એટલે અમે તમને કહીએ.

**પ્રશ્નકર્તા :** એ ત્રાગાં કરનારનો ન્યાય બતાવવાનો હોય તો શું કરવું ? બન્ને ત્રાગાંવાળાં હોય તો ?

**દાદાશ્રી :** એમાં હું પડું નહીં. ત્રાગાંની બાબતમાં અમે ના પડીએ.

**પ્રશ્નકર્તા :** નહીં, પણ ન્યાય બતાવવાનો પ્રશ્ન આવે તો શું કરવાનું ?

**દાદાશ્રી :** અરે, ન્યાય બતાવનારો ય આખી તિર્યંચ ગતિ ઓળંગે એવું થાય. મારી પાસે કોઈ ત્રાગું કરવા આવ્યો હોય તો એ તો એની જિંદગીમાં ખો જ ભૂલી જાય. એ સમજી જાય કે આ ત્રાગું કરવું એ ગુનો છે.

એક ત્રાગાં કરનારી બાઈ, એમણે મને શું કહ્યું ? કે આટલાં બધાં માણસો મળ્યાં, કોઈની પાસે મારું ધાર્યું કરાવી શકી ના હોય તો તે તમે એકલાં જ છો. ત્યારે મેં કહેલું કે તમારાં જેવાને તો ઓટીઓમાં રાખીને ફરું છું.

**પ્રશ્નકર્તા :** ત્રાગું કરનારાની સામે એને ઓટીમાં ઘાલીને કામ લેવું, એ શીખવું પડે ! એ ય વિદ્યા છે ને !

**દાદાશ્રી :** એ અમને આવડે. પણ એમાં ય બહુ પડવા જેવું નથી. આ તો નાછૂટકે આવી પડેલું હોય તો હું પડું. બાકી, આ ઊભું કરવા જેવું નથી. અમે તો બીજી જગ્યાએ ય આવાં ત્રાગાં જોયેલાં. ધણી પેલીનો અંબોડો ઝાલીને ખેંચીને આવે, મારી પાસે ન્યાય કરાવવા. પેલી બાઈયે ત્રાગાં કરનારી ને આ ભઈયે ત્રાગાં કરનારો હોય ! એટલે આવું અમે

બહુ જોયેલું ! દુનિયા છે તે અમને શું રંગ જોવા ના મળ્યો હોય !

એટલે ત્રાગું તો એનું નામ કહેવાય કે બધાં માણસોને પોતાની ઈચ્છા વગરે ય દબાઈ જવું પડે અને હા એ હા કહેવી પડે. જેમ પોલીસવાળાને વશ થઈ જાય છે ને, એવું વશ થઈ જવું પડે. એને ત્રાગું કહેવાય.

**પ્રશ્નકર્તા :** એટલે એવી પેચમાં મૂકે એમ ને ?

**દાદાશ્રી :** હા, એને સકંજામાં મૂકે.

**પ્રશ્નકર્તા :** સામો ત્રાગું કરતો હોય તો એની સામે આપણું વર્તન કેવું હોવું જોઈએ ?

**દાદાશ્રી :** આપણે તો કહેવું કે ભઈ, આવું શા માટે કરો છો ? કયા સુખને માટે કરો છો ? આ જે પડાવી લીધેલું સુખ છે, એ તારી પાસે કેટલા દહાડા ચાલશે ?

**પ્રશ્નકર્તા :** છતાં ય પેલો સમજે નહીં તો શું કરવું ?

**દાદાશ્રી :** તો ખસી જવું.

**પ્રશ્નકર્તા :** એટલે એને નમતું આપી દેવાનું ?

**દાદાશ્રી :** એ નમતું આપ્યા બરાબર જ છે. ખસી જવાની રીત જ એ છે ને ! એટલે આમ ખસી જ જવાનું. સાપ પાછળ પડે તો સાપ ભાગે કે આપણે ભાગવું પડે ? આપણે ખસી જવાનું. એ સાપને તો શું ? આ ભેંસનો ભાઈ આપણી પાછળ પડ્યો હોય તો આપણે એમ કહીએ કે, 'મારી પાછળ તું શું જોઈને પડ્યો છે ?' એમ કહો કે, 'હું તો વડોદરાનો વકીલ છું'? એ તો રાજાને ય છોડે નહીં. એ તો ભેંસનો ભાઈ કહેવાય.

**પ્રશ્નકર્તા :** પણ આપે તો આપની સામે ત્રાગું કરનારને નમતું નથી આપ્યું. એને કીધું કે તારાં જેવાં તો કેટલાંયને ઓટીમાં ઘાલી દઉં. તો એ કઈ રીત ?

**દાદાશ્રી :** કેટલીક જગ્યાએ તો નમતું હઉ આપેલું છે. નમતું એટલા જ માટે કે આને બિચારાંને, આમ કરતો કરતો રસ્તે ચઢશે આ.

આ એક જ ભાવથી.

## એ તો નાગાઈ કહેવાય

વકીલોને ય એવાં ત્રાગાંવાળો ભેગો થાય ને ! કોઈ માણસ એવો ત્રાગાંવાળો હોય ને, તો વકીલે ય કહેશે, બળ્યું આનાથી તો છૂટો આપણે અહીંથી. પેલાને શું કહેશે ? કે 'ભઈ, તારો કેસ લઢી આપીશ. તું ફી ના આપીશ.' એટલે બધી જાતના લોક હોય.

**પ્રશ્નકર્તા :** ઘણી વખતે અમુક વકીલો ય ત્રાગું કરે છે કે પહેલા પૈસા આપો. પછી જ કોર્ટમાં ઊભો રહીશ, નહીં તો નહીં. પાછું એવું છેલ્લી ઘડીએ કહી દે કે અત્યારે પૈસા આપો તો કોર્ટમાં જઉં, નહીં તો નહીં.

**દાદાશ્રી :** ના, એ ત્રાગું ના કહેવાય. એ તો સામસામી ગરજની વાત છે.

**પ્રશ્નકર્તા :** એ તો એને ફી અપાઈ ગયા, પછી ય વધારેના પૈસા લેવા માટે કરે.

**દાદાશ્રી :** હા, તે ય કરે, તોય ત્રાગું ના કહેવાય. એ નાગાઈ કહેવાય. નાગાઈવાળાને જીતી શકાય. બાકી, ત્રાગું તો તિર્યંચગતિ ઓળંગે. વકીલો ય નાગું બોલે ને અસીલો ય નાગું બોલે કે, 'સાહેબ, મેં તમને રૂપિયા આપ્યા છે, હું ભૂલી નથી ગયો. તમે પાંચ-સાત જણ ઊભા હતા ને, ત્યારે મેં તમને આપેલા.' હવે આવું વકીલને અવળું ચોંટી પડે તો વકીલે ય શું કરે ? વકીલે ય માણસ છે ને ? 'આફટર ઓલ' એ માણસ છે ને ! શું કરે તે ?

## નાયકાની સામે

અમારાં એક સગા હતા, તે આવ્યા, એટલે એક બેને ત્રાગું કરવા માંડ્યું. એટલે પેલા ભાઈ, જે અમારાં સગા હતા ને, તે ગભરાઈ ગયા. 'એય, એય આમ ના કરાય.' મેં કહ્યું, 'એમ નહીં, એ જરાક કૂદી રહેશે. પછી આપણે ચા નિરાંતે પીએ, હમણે તું જો તો ખરો. જોવા જેવું છે સરસ. કેવું સરસ લાગે છે આ !' આટલું કહ્યું કે પેલાં બેન તરત બંધ

થઈ ગયાં, ને કહે છે, 'મારો તાયફો કરો છો ?' મેં કહ્યું, 'તાયફો કરો છો એટલે તાયફો જ જોઈએ ને ! બીજું શું કરીએ ?!'

**પ્રશ્નકર્તા :** જો અમે તાયફાવાળાને તાયફો કહીએ તો અમને ડબલ માર પડે.

**દાદાશ્રી :** એવું માર પડે તો તમારે તાયફો શબ્દ ના બોલવો. આપણે પહેલાં તો જરા ધીમે ધીમે લેવું પડે. મેં ય પહેલાં તો ધીમે ધીમે લીધેલું, પછી કઠણ કર્યું. એ આડુંઅવળું કહેવા માંડ્યા એટલે પછી ચાવી જોશથી વાસવા માંડી. જેમ પેલા 'સ્ક્રૂ' 'ટાઈટ' કરીએ છીએ ને, એવું. તે નરમ પડી ગયા પછી.

તાયફાથી તો જગત ઘણું ખરું બચે છે. પણ આ ત્રાગાથી તો ના બચે. આ ત્રાગાથી જ લોકોને બિચારાંને મારી નાખ્યા છે ! અને તે કેટલાંય લોકોને !! અને કેટલાંક તો પુરુષો હઉ ત્રાગાં કરે છે.

## આ રીતે ય મતભેદ ટાળ્યો

પોતાનું ધાર્યું ના થાય ત્યારે ત્રાગાં કરે. ધાર્યું કરાવવા માટે કરે એ ત્રાગું કહેવાય. પોતાનું ધાર્યું કરાવવા માટે, બીજાં બધાં માણસોને બિવડાવવા માટે તાગડો રચવો, એનું નામ ત્રાગું. માર તોફાન, તોફાન ! કોઈ માણસ હૃદયના પોચાં હોય, ઢીલાં હોય તે બધાં ગભરાઈ જાય બિચારાં !

અમે એક દહાડો ત્રાગું કર્યું હતું. એ વાસણો બધાં, ખાંડના, ચાના ડબ્બા, ઘાસતેલના ડબ્બા ને તેલના ડબ્બા બધું ફેંકાફેંક કરેલું. બધો રગડો કરેલો, ઓરડામાં રગડો રગડો થઈ ગયો બધો.

**પ્રશ્નકર્તા :** ધાર્યું કરાવવા ?

**દાદાશ્રી :** હા. આખી જિંદગીમાં એટલું ત્રાગું કરેલું. એને ત્રાગું કહેવાય. દબાવી મારવા ! તે ય પારકા સારું, ધર્મને માટે કરવું પડેલું. મારા પોતાના માટે કશું કરેલું નહીં. કારણ કે હીરાબાને અમે કહ્યું કે, 'આવું તમારાથી વર્તન ના કરાય.'

વાત એવી હતી, અમને 'જ્ઞાન' થયા પછી મામાની પોળમાં

બિચારી છોડીઓ વિધિઓ કરવા આવે. તે હીરાબાને તો બિચારાંને કશો રોગ નહીં, બિચારાં સરસ માણસ. પણ સામા બારણે બેસે ને, તે પેલાં બૈરાંઓએ બધાંએ એમને ચઢાવેલાં કે 'હાય હાય બાપ, આ બધી નાની નાની છોડીઓ દાદાને આમ પગે અડીને ટચ કરે છે. બહાર બધું ખોટું દેખાય. આ તે સારું દેખાય ? દાદાજી સારા માણસ છે, પણ આ ખોટું દેખાય છે. આમાં દાદાની શી આબરૂ ?' લોક જાતજાતના આરોપ કરે, અને તે આવું ઘાલી દીધું. તે આ હીરાબા બિચારાં ગભરાઈ ગયેલાં, કે આ તો આપણી આબરૂ જાય છે. આમ પોતે સારાં માણસ, તે લોકોએ નાખ્યું મહીં મીઠું. દૂધમાં મીઠું નાખે તો શું થાય ?

**પ્રશ્નકર્તા :** ફાટી જાય.

**દાદાશ્રી :** તે હું જાણતો હતો કે આ લોકોએ મીઠું નાખવા માંડ્યું છે, તે ફાટશે જ્યારે ત્યારે ! પણ મેં રાહ જોયેલી. પણ એક દહાડો એક બેન વિધિ કરતી હતી, તે હીરાબાએ પૂંજો વાળતાં વાળતાં બારણું આમ ખખડાવ્યું. કોઈ દહાડો એ એવું કરે નહીં. અમારે ત્યાં ઘરમાં રિવાજ જ નહીં આવો. પેલી છોડી ભડકીને જતી રહે એટલાં સારું જ કરેલું, મને ભડકાવવા માટે નહીં. છોડીઓ જાણે કે હમણાં હીરાબા વઢશે. તે છોડી આમ વિધિ કરતી કરતી ધ્રૂજી ગઈ. હું સમજી ગયો કે આની પાછળ ચાળા છે. આ ચાળા ના સમજણ પડે બળ્યા ? અત્યારનો જેવો ભોળો હોઈશ તે દહાડે ? પછી મેં કહ્યું, 'હવે તમારે ને આપણે, બેને જુદું કરી નાખીએ. આ તો ના પોષાય. એટલે હવે તમે ભાદરણ રહો. અને ત્યાં તમારે રૂપિયા પાંચસો-સાતસો જેટલાં જોઈતા હોય એટલાં મહિને મોકલી આપશે. હવે આપણે બેને ભેગું રહેવાનું નહીં.' ત્યાં ચંદ્રકાંતભાઈ, ભાણાભાઈ એમ પાંચ-છ જણ બેઠા હતા. એમને ય શીખવાનું મળે ને, કો'ક દહાડો ! ઉપદેશ મળે ને !! હીરાબા ફરી પાછા ચા મૂકવા માંડ્યાં. તે 'સ્ટવ' ખખડાવ્યો હડહડાટ, તે 'સ્ટવ' રડી ઊઠે એવો ! મેં કહ્યું, આજ ખખડામણ ચાલી છે. આપણે 'સ્ક્રૂ' ફેરવો. નહીં તો ઊંધું જ ચાલ્યું ગાડું. તે મેં તો મહીં જઈ ચાના, ખાંડના, તેલના, ઘાસતેલના ડબ્બા, બધા ઉપરથી નીચે ફેંક્યાં, બધું ફેંકાફેંક કર્યું, બધું હડહડાટ. જાણે ૪૦૦ વોલ્ટ પાવરનું અડ્યું ! બધાંનો રગડો કર્યો. સામેથી પેલાં ચઢાવવાવાળાં બેન આવ્યાં,

આજુબાજુથી ય બધાં આવ્યાં. તેમને મેં કહ્યું, 'આ હીરાબા આવાં દેવી જેવાં બઈ, એમનામાં 'પોઈઝન' કોણે નાખ્યું ?' ''ભઈ, તમારાથી આવો ક્રોધ ના થાય. 'જ્ઞાની પુરુષ' છો તમે.'' 'જ્ઞાની પુરુષ'નો જ ક્રોધ જોવા જેવો છે. જુઓ તો ખરાં. પછી કહ્યું, આ મહીં નાખ્યું ત્યારે જ આ દશા થઈને ! શું કરવા આવું નાખ્યું ? શું બગાડ્યું છે તમારું ? ત્યારે એ કહે, 'ભઈ, અમે કશું નથી નાખ્યું. અમે વાત કરી હતી એટલી જ.' 'આ શા સારુ ? એમની જિંદગી ખરાબ કરીને તમે લોકોએ ?' ત્યારે એ કહે, 'શું જિંદગી ખરાબ કરી ?' મેં કહ્યું, 'હવે છૂટું રહેવાનું થયું એમને. હવે ભાદરણ આપણું નવું મકાન બાંધ્યું છે, તેની મહીં હીરાબાએ રહેવાનું. મહિને ખર્ચ બધો આપીશું.' ત્યારે એ કહે, 'ભઈ, એવું ના થાય, ના થાય એવું. આ ઘૈડે ઘૈડપણ થતું હશે ?' મેં કહ્યું, 'જે માટલાને તિરાડ પડી, એ માટલું કામમાં શું લાગે ? એ તો પાણી ઝમે. પાણી ગમે એટલું ભરીએ તોય બહાર નીકળી જાય. માટલાને તિરાડ પડી હોય તેને રખાય ?' આમ કહ્યું એટલે પાડોશીઓ ગભરાઈ ગયા, 'આવું બોલો છો ? માટલાને તિરાડ પડી ગઈ !' લોક સમજી ગયાં કે હવે હીરાબાને જુદું રહેવાનું થવાનું. હા, ધર્મ ઉપર આફત ના આવવી જોઈએ.

તે દહાડે ખાંડ-બાંડ, ચા-બા, બધું ભેગું કરી દીધું પણ વીતરાગ ભાવમાં ! સહેજે પેટમાં પાણી હાલ્યા વગર !! ચંદ્રકાંતભાઈ, ભાણાભાઈ બધા બેઠા હતા. બધાને કહ્યું, 'શીખજો ઘેર.' પછી બીજે દહાડે એનું ફળ શું આવ્યું ? પેલાં પાડોશીઓ હીરાબાને ઊલટાં સમજણ પાડ પાડ કરે કે, 'ભાઈને ઉપાધિ થાય એવું ના કરશો. કોઈ આવે તો છો આવે. આપણે માથાકૂટમાં ના પડવું.' ઊલટાં હવે અવળું શિખવાડવા માંડ્યા, કારણ કે એમના મનમાં ભડક પેસી ગઈ કે હવે જે કંઈ થશે તે આપણાં માથે જ આવવાનું છે. માટે આપણે હવે ચેતતા રહેવું. મેં કર્યું હતું જ એવું કે ફરી આ લોકો કરતાં હોય તો ખો ભૂલી જાય. પછી ફરી એવું કરવું પડ્યું નથી, પછી કોઈ દહાડો નહીં. એટલી દવા કરેલી. હજુ યાદ હશે એમને. એ તો એમને ય ચગ્યું હતું. કોઈ દહાડો ચગે નહીં, આ પેલાં લોકોએ શિખવાડી રાખેલું બધું, કે જરાક વધારે કરશો તો છોડીઓ જતી રહેશે, પછી પેસશે નહીં.

કો'ક વખત આ 'જ્ઞાની'નો અવતાર હોય ને બિચારી છોડીઓ

દર્શન કરવા આવે ને ! એને અશાંતિ રહે છે તેથી આવી છે ને ! જંપીને દર્શન તો કરવા દો લોકોને. તે એટલે સુધી શિખવાડેલું કે 'દાદા પૈણશે આ છોડીઓ જોડે.' એવું ય શિખવાડ્યું હતું કે 'આ છોડીઓ દાદાને લઈ જશે.' અરે, એવું હોતું હશે ? કેટલા વર્ષનો, હું ડોસો થયેલો માણસ, તે કઈ જાતનું આવું શિખવાડેલું ! પણ એમનો શો દોષ બિચારાનો ? હીરાબાને એમ પણ સમજાય કે આ મારી ભૂલ છે. આ છોકરીઓ સત્સંગમાં આવતી હતી ને, પણ એમને પોતાને સો ટકા ખાતરી હતી કે આ તો મોરલ ને સિન્સિયર છે. પણ આ તો લોકોમાં ખોટું દેખાય, એટલા માટે 'તમે છોડી દો આ' કહેલું. ત્યારે કંઈ છોડ્યું છૂટે એવું છે ? આ તો 'વ્યવસ્થિત' ! અને એ તો અણસમજણમાં બોલે. એ તો કંઈ દહાડો વળતો હશે ? અને આ રેલવેલાઈન ઉખેડી નખાય ? ત્યારે આપણે રસ્તો તો કરવો પડે. એટલે પછી પેલા બૂચથી ના ચાલે. એ તો આંટાવાળો બૂચ મારવો પડે. આંટાવાળો બૂચ મારીએ એટલે પછી ઊખડી ના જાય ને !

**પ્રશ્નકર્તા :** પેલું જે નાટક કર્યું એ કપટ નહીં ?

**દાદાશ્રી :** ના. એમાં કપટ નહીં. એ તો આ દૂધ ઊભરાતું હોય ને લાકડાં કાઢી લઈએ એ કંઈ કપટ ના કહેવાય. દૂધપાક ઊભરાતો હોય તો લાકડાં કાઢી લઈએ, એ કપટ કહેવાય ?

**પ્રશ્નકર્તા :** પણ આશય તો કંઈ સારું કરવાનો ખરો ને ?

**દાદાશ્રી :** એમને ચોખ્ખા કરવાનો. તે ઘડીએ બધાં બેઠાં હતાં, તે સજ્જડ થઈ ગયેલાં. અને બધાં હોય ત્યારે જ આબરૂ લઉં એમ ને એમ આબરૂ લઉંએ નહીં. નહીં તો એ ગળી જાય. કહેશે 'ઓહોહો કોઈ હતું જ નહીં ને !' તે ગળી જાય ને આપણી મહેનત નકામી જાય.

હીરાબાને અનુભવ, તે એ અમને જાણે કે સિન્સીયર ને મોરલ છે જ. એ તો પેલા એકલાં કેસમાં જ છે તે એમનાં મનમાં જરા પેસી ગયું. તે પેલું કાઢવું મુશ્કેલ પડ્યું. અને તે સ્યાદ્‌વાદ રીતે ના નીકળ્યું, એટલે આ બીજી રીતે કાઢવું પડ્યું. પણ દવા એવી કરી કે ફરી હીરાબા કશું કરવા જાય ત્યારે કહે, 'એ ના કરશો. આપણે ભઈનામાં પડવું જ નહીં. ભઈનો સ્વભાવ બહુ કડક છે. આવો કડક સ્વભાવ, તે મહાદેવજી જ જોઈ

લો ને !' એટલી બધી છાપ પાડી દીધી. ને હીરાબા ય જાણે, 'તે હજી ય તીખા ભમરા જેવા છે !'

એ તો 'જ્ઞાની' થઈને બેસવું સહેલું નથી. કોઈને આવાં ફણગા ફૂટે તો બધાં મૂળમાંથી કાઢી નાખે. નહીં તો એ ફણગા તો મોટાં ઝાડ થઈ જાય ! જુઓ ને પછી એ 'કશું બોલવું નહીં, તમારે કશું બોલવું નહીં' એમ હીરાબાને કહેતાં. મેં કહ્યું, 'હું કશું કરવાનો નથી. દાદાને કોણ કશું કરવાનું છે ? આ છોડીઓ તો શું કરવાની હતી?' પછી એ લોકો કહે છે, 'આપણે નકામો ઝઘડો વહોરી લેવો. આપણા માથે આવશે.' મેં તો એમને મોઢે જ ઠાલવ્યું કે તમે જ બધાંએ બગાડ્યું, માટલાને તિરાડ પડી, હવે શું કરવાનું ? આ આટલો વખત માટલાને લાખ કરીશું. બાકી ફરી વારકે લાખે ય કરવાના નથી. પછી મૂકી આવીશું. તિરાડને લાખ કરી દીધી એક વખત, કે સાંધો આપણે !

**પ્રશ્નકર્તા :** એમણે પેલું બારણું પછાડ્યું, સ્ટવ પછાડ્યો, એટલે એ પણ આડાઈ કહેવાય ને ?

**દાદાશ્રી :** ત્યારે આડાઈ નહીં તો બીજું શું ? પણ એ ત્રાગું કહેવાય. એ નાના પ્રકારનું ત્રાગું કરેલું. મેં મોટા પ્રકારનું ત્રાગું કર્યું.

**પ્રશ્નકર્તા :** એટલે એ નાના પ્રકારના ત્રાગાં ને કાઢી નાખવા માટે સામે એવો 'ફોર્સ' મૂકવો પડે ?

**દાદાશ્રી :** હા, મેં જાણી-જોઈને ત્રાગું કરેલું ને એમણે એમનાં કર્મના નિયમથી ત્રાગું કરેલું. આ તો જાણી-બુઝીને કરે, ને હું તો મારા જ્ઞાનમાં રહીને બધું કરું ને ! બધા મહાત્માઓ પાંચ-સાત-દસ જણ બેઠેલા. તે એક કહે, 'આવું બધું કરાતું હશે ?' ત્યારે મેં કહ્યું, 'શીખ, તને શીખવાડું છું. ચૂપ બેસ. આ શીખવાડું તને. ઘેર બીબી હેરાન કરશે ત્યારે શી રીતે કરીશ તું ?

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું ને, કે હું જ્ઞાનમાં રહીને કરું. એ કઈ રીતે જ્ઞાનમાં એ તમે કહો.

**દાદાશ્રી :** જ્ઞાન જ - 'આ' કર્યા કરે, 'અંબાલાલભાઈ' કર્યા કરે. જ્ઞાન

કંઈ ઓછું હીરાબાને પૈણેલું છે ? જુઓને, વગર મતભેદ વર્ષ કાઢ્યાં ને પણ ! અત્યારે ય મતભેદ પડતાં પહેલાં ઉડાડી દઈએ છીએ. ફરી 'જ્ઞાન' હઉ લીધું હીરાબાએ ! સપનામાં દાદા આવ્યા પછી એમને.

બાકી, કોઈની જોડે ઊંચા શ્વાસે અમે ચાળીસ વર્ષથી નહીં રહેલા. કોઈની જોડે ઊંચો અવાજ નહીં કરેલો. એ તો લોકો બધાં ય જાણે. કહે ય ખરાં કે એ તો ભગવાન જેવા છે !

## ત્રાગું એ ય એક કળા

ત્રાગું કરવું એ કળા છે, બોત્તેર કળામાંથી એક કળા છે.

**પ્રશ્નકર્તા :** ચોરી કરવી એ પણ એક કળા છે ને ?

**દાદાશ્રી :** હા, એ પણ કળા છે. પણ આ બધી કળા, જે કળાઓ ભેગી કરી'તી ને, એ બધી હેરાન કરે પોતાને.

**પ્રશ્નકર્તા :** ત્રાગાં કરવાની કળા ક્યાંથી શીખતા હશે ?

**દાદાશ્રી :** આત્માની બધી શક્તિ છે ! મનમાં નક્કી કરે કે 'મારે દબડાવીને આ લોકોની પાસેથી પડાવી લેવું છે' એટલે ત્રાગાં કરતાં આવડી જાય. પછી શી રીતે દબડાવવું એ એને આવડે.

ત્રાગું કરવું એટલે તો બહુ જ અક્કલ જોઈએ. આપણી અક્કલ એવી પહોંચે નહીં. છતાં સામો ત્રાગું કરતાં હોય તો એને ખોળી કાઢું ખરો. ત્રાગાવાળો માણસ સામો આવે ને, તે ય બહુ કંટાળો આવે.

**પ્રશ્નકર્તા :** ત્રાગું કરે એ પરખાઈ જાય ?

**દાદાશ્રી :** એનાં કરતાંની સાથે જ સમજી જઉં કે ત્રાગું આવ્યું. આ ત્રાગું કરવા માંડ્યા !

## ત્યાં સમજણપૂર્વક ચેતેલા

અમારા ઓળખાણવાળાનું એક છોકરું, તે એની 'મધર' પરવારે કે તરત ભેંકડો મેલે ! આમ દસ વર્ષનો હતો. એક બાજુ મારે જોડેની રૂમમાં

સૂઈ જવાનું અને એક બાજુ પેલો છોકરો ભેંકડો મેલે. તે રોજ પછી આવું કરે. પછી એક દહાડો મેં જઈને પેલાને એકલો હતો, ત્યારે બે-ચાર ચૂંટીઓ ખણી લીધી. એટલે એણે બહુ બૂમાબૂમ કરી, ભેંકડો વધ્યો. ત્યારે એની મા કહે કે, 'આ રડ્યો, આવું ને આવું એ રોજ પજવે છે.' મેં કહ્યું કે, 'ના, એ નથી પજવતો. આ તો જુઓ ને, કેવો સરસ અવાજ આવે છે ! આ તો સંગીત છે. સાંભળો, સાંભળો. બધાંને બોલાવી લાવો.' આવું બે-ત્રણ દહાડા સુધી કર્યું, તે પછી એ બંધ થઈ ગયું.

કંઈક દવા તો કરવી પડે ને ? આમ ને આમ કંઈ ચાલે ? ત્રાગાં કરીને માણસને ડરાવી દે. અરે, એક જ ત્રાગાવાળો માણસ હોય, તે સો જણને ડરાવી દે, ધૂળધાણી કરી નાખે.

ત્રાગું તો છાતીનાં પાટિયાં બેસી જાય એવા ત્રાગાં કરે. પણ હું તો જ્ઞાનવાળો ને, એટલે મને જ્ઞાન હાજર થઈ જાય કે આ ત્રાગું કરે છે. તે દહાડે જ્ઞાન નહીં ને, એટલે આ જ્ઞાન થતાં પહેલાં પણ એ ચોગરદમથી માપી કાઢું કે શું હેતુ છે ને શાને માટે કરે છે આ. એ તરત ખ્યાલમાં આવી જાય, તરત ખબર પડે. હું તો કહી દઉં. 'બેસ બેસ. હમણે ચા પીએ છીએ.' તે એમનાં મનમાં જે ઉછાળો છે ને, તે ઊતરી રહે અને એ ય ગભરાય.

## એને ત્રાગું ભારે પડ્યું

અમારા ભાઈબંધને ત્યાં એક બઈ હતી, એ એમની સગી થતી હતી કે પછી મોટી બેન થતી હતી. પણ એણે ભઈબંધને દબડાવવા ખાતર એવું કપટ કરેલું. બહારનો કોઈ માણસ એમને ઘેર ગયેલો, તેની હાજરીમાં પેલી બઈ હાયવોય કરીને કૂટવા માંડી. અમારો ભઈબંધ ગભરાઈ ગયો અને પેલા નવા આવેલા ભાઈ પણ ગભરાઈ ગયા. પછી એ ભઈબંધ મને મળેલો, એણે મને આ વાત કહી. ત્યારે મેં કહ્યું કે, 'હું તારે ત્યાં આવીશ. એવું કંઈ થવા કાળે ભાંજગડ પડી હોય તો હું આવીશ.' પછી હું ત્યાં ગયો. ત્યારે ય પેલી બઈએ એવો જ તાયફો કરેલો, ત્રાગાં કરે ! તે બઈ આમ કૂદે ને પેલો ભઈ ડરવા માંડ્યો. ત્યારે મેં પેલી બઈને કહ્યું કે, 'તમને આ મઝા આવે છે ? તમે તો બહુ સરસ કૂદો છો. અરે, કૂદો ને, વધારે. આ તો બહુ મઝા આવી !' આવું-તેવું કહ્યું, તે પેલી બઈ મને ગાળો ભાંડવા માંડી

કે 'તમે અહીં મારે ત્યાં કેમ આવ્યા ?'

એટલે અમે આ બધાં કારસ્તાન જાણીએ, આવી બધી ચાવીઓ જાણીએ. ત્રાગું કરનાર થોડાક જ માણસ એવાં હોય, કોઈક જ માણસ હોય. એમાં પુરુષોમાં 'ટુ પરસેન્ટ' જ માણસ હોય, વધારે ના હોય. જ્યારે સ્ત્રીઓમાં 'ટેન પરસેન્ટ' હોય. સ્ત્રીઓમાં વધારે હોય.

ત્રાગું શબ્દનો અર્થ નીકળ્યો ને ! એ બહુ જૂના જમાનામાં લોકોને આવડે. હવે ત્રાગું તો મને લાગે છે, આજનાં છોકરાંઓને આવડતાં નથી હોતાં. ત્રાગાં શી રીતે આવડે ? આમનાં તો હાડે ય એવાં મજબૂત નથી ! ત્રાગાવાળાને તો બહુ મજબૂત હાડ ! આ તો જરાક ખખડેલું દેખાય કે આમ ભડકી જાય.

## પ્રકૃતિમાં જ વણાયેલું

**પ્રશ્નકર્તા :** એ ત્રાગું કરનારને પોતાને ખબર પડે ખરી કે આ હું ત્રાગું કરું છું ?

**દાદાશ્રી :** ચોક્કસ ! ત્રાગું કરવું એટલે જ પોતે પોતાની ઈચ્છાપૂર્વક કરવું. પણ એ પ્રકૃતિમાં વણાઈ ગયેલું ને, એટલે પોતે ધ્યાન ના આપે. પણ બધી જ ખબર પડે. કેમ ના ખબર પડે ? નાનામાં નાની બાબત સમજી શકે, તો ત્રાગું એ તો બહુ મોટી બાબત કહેવાય.

## ત્રાગાંવાળાથી ચેતતા રહીએ

એક બેન ત્રાગાંવાળા હતા ને, તે બેને મારી પાસે ત્રાગું કરવા માંડ્યું. અને આમ એ બેન મારાં મુરબ્બી હતાં. તે હું તો એમને ગાંઠ્યો નહીં. પછી મને કહે છે, 'તમે એકલા જ મને ગાંઠતા નથી.' મેં કહ્યું, 'તમને ગાંઠતો નથી એવું નહીં. ઈશ્વરને ય ગાંઠ્યો નથી.' કારણ કે એ બેન ત્રાગાં કરે, તે તરત મને સમજાઈ જાય કે આ ત્રાગું કરવા માંડ્યું.

ત્રાગું એટલે સામાને બિવડાવી મારવું. આ તો અત્યારે જ્ઞાની થયા. બાકી, પહેલાં તો અહંકાર ખરો ને ! ત્યારે કહું કે, 'માથું મારને જોઈએ. માથું ફોડ, હેંડ. મને બિવડાવવા ફરે છે ?! આખા જગતને બિવડાવીને

હું ઉપર બેઠો છું !' આખી દુનિયાનાં ત્રાગા ઊતારું એવો માણસ છું, જાદુગર છું હું તો ! ત્રાગાવાળા માણસ છે તે આપણને આગળ વધવા ના દે. ત્રાગું કરવું એટલે બહુ મોટું દબાણ કરવું.

હું તો એક ભાઈને ત્યાં બેઠો હતો. ત્યાં બીજો એક ભાઈ આવ્યો, તે આમને દબડાવવા માટે શું કરવા માંડ્યો ? કે જમીન ઉપર માથું અથાડ્યું આમ. મેં કહ્યું, 'કેમ ભઈ, શું છે, શું છે ?' ત્યારે આ ભાઈ મને કહે છે કે, 'જુઓ ને, આ આવું કરે છે. મને બિવડાવી દે છે.' સુંવાળી પ્રકૃતિ હોય ને, તો બી જાય. સહી ના કરી આપતો હોય ને પેલો ત્રાગું કરે તો બી જાય, તે સહી કરી આપે. કહેશે, 'લાવ ત્યારે સહી કરી આપું.' એટલે ત્રાગું કરનારો આમ ભીંત જોડે ય માથું અફાડે.

હવે પુરુષોમાં ખરાબ ગુણ કયો ? ત્રાગાંનો. જે પુરુષ ત્રાગું કરતો હોય ને, એ માણસનો સંબંધ ના રાખવો. સ્ત્રીઓ તો ત્રાગું કરે, પણ કેટલાંક પુરુષો ય ત્રાગું કરતા હોય છે.

**પ્રશ્નકર્તા :** પુરુષમાં ખરાબ ગુણ ત્રાગાંનો કહ્યો. અને એવો હોય તો ત્યાં ઊભું ના રહેવાય ?

**દાદાશ્રી :** ના ઊભું રહેવાય. એ આપણને હઉ ડરાવી મારે. આપણે હઉ ડરી જઈએ.

**પ્રશ્નકર્તા :** એવો ત્રાગાવાળો પુરુષ હોય તો ત્યાંથી છટકી કેવી રીતે જવાનું ?

**દાદાશ્રી :** ત્રાગાવાળી સ્ત્રી જોડે છટકી કેવી રીતે જવાય, તે મને ખબર છે. ત્રાગાવાળા પુરુષ જોડે છટકવાનું મને ખબર નથી. સ્ત્રી ત્રાગા કરે તો હું કુદાડ કુદાડ કરું, તે આખી રાત કુદાડું. પણ પુરુષનાં ત્રાગાં આગળ તો હું યે ચમકી જઉં છું.

ત્રાગું એટલે બધાની ઈચ્છા ના હોય ને એ વસ્તુ ભોગવી લેવી હોય તો માર તોફાન કરે. 'હું આપઘાત કરું છું, ને હું આમ કરું છું ને તેમ કરું છું' માર દબડાવીને પણ ભોગવી લે. કોઈપણ જાતનું ત્રાગું કરે આ, બિવડાવી મારે. એવાં પુરુષો હોય છે પાછાં.

**પ્રશ્નકર્તા :** કોઈ પુરુષ ત્રાગું કરે કે 'હું ભાગી જઈશ, હું આપઘાત કરીશ, હું આમ કરીશ.' તો ખરેખર એવું માની લેવાનું કે એ કરશે જ ? એ કરે ખરો ?

**દાદાશ્રી :** ગભરાવું નહીં. પણ ચેતતા રહેવું પડે પાછું. વખતે એ તો એમે ય કરી નાખે પાછું. ઘણું ખરું તો ત્રાગું હોય છે, એટલે એવું કરે નહીં. પણ તોય ચેતતા રહેવું સારું.

સંસાર વ્યવહારમાં ત્રાગાવાળા બહુ માણસ હોય. વ્યવહારમાં એટલે આપણા ઘરમાં, તે એવાં ત્રાગાવાળાની તો વાત અડવા જ ના દેશો. નહીં તો માર્યા ગયા જાણજો. આખી જિંદગી હું તો ત્રાગાંથી બચ્યો છું. મારી પાસે એક એવી 'સિસ્ટમ' હતી, તેથી હું ત્રાગાંથી કાયમ બચી જતો હતો. ઘણો ખરો ભાગ તો, જગત તો ત્રાગાંથી જ દબાઈ ગયેલું છે !

**પ્રશ્નકર્તા :** સામી વ્યક્તિ ત્રાગાં ગમે એટલા કરે તો પોતે એમાં કેવી રીતે રહેવાનું ?

**દાદાશ્રી :** પોતાને એમાં શું કરવાનું ? જોયા કરવાનું. એ ત્રાગું કરતો હોય ને, તો આપણને નવું નાટક જોવા મળ્યું. નહીં તો આવું નાટક તો જોવા મળતું નથી ! આપણે એ નાટકવાળાને કહીએ ત્રાગાં કરો, તે કંઈ કરે ?! એટલે આપણે એ ત્રાગાં કરનારાંને કહીએ, તારે જેટલાં ત્રાગાં કરવા હોય એટલાં કરને !

## બચવાનું 'એડજસ્ટમેન્ટ'

અમે ત્રાગાં બહુ નહીં જોયેલાં. પણ જેટલાં જોયાં એનાથી ત્રાસ પામી ગયેલા.

**પ્રશ્નકર્તા :** તો કોઈ તમારી જોડે ત્રાગું કરે તો તમને શું થાય ?

**દાદાશ્રી :** હું તરત સમજી જાઉં કે આ ત્રાગું કરવા માંડ્યું છે.

**પ્રશ્નકર્તા :** ત્યારે શું કરો તમે ?

**દાદાશ્રી :** હું તો ત્રાગાવાળાને ગાંઠું નહીં. તમે બધાં થઈને ત્રાગાં

કરો તોય હું એકલો બેસી રહું અહીંયા ! તમે થાકો, પણ હું ના થાકું. એનો 'એક્સ્પર્ટ' થઈ ગયેલો હું !

**પ્રશ્નકર્તા :** અહીં અંદર શું 'એડજસ્ટમેન્ટ' લો તમે ?

**દાદાશ્રી :** અસરમુક્ત ! 'અન્ઈફેક્ટિવ' !! એ છોને ત્રાગાં કરે, એ થાકીને સૂઈ જાય નિરાંતે !

**પ્રશ્નકર્તા :** પણ પેલો સામો વધારે ત્રાગું કરે ને, દાદા ? આપણને અન્ઈફેક્ટિવ જુએ એટલે 'ઈફેક્ટ' કરાવવા સામો વધારે ત્રાગું કરે ને ?

**દાદાશ્રી :** હા, તે મારું વધારે 'અન્ઈફેક્ટિવ' થતું જાય. એટલું અમારામાં બળ છે. અમે 'ઈફેક્ટ' ક્યાં આગળ છૂટી મૂકીએ ? કે એની માગણી પદ્ધતિસરની હોય, એની લાગણી પદ્ધતિસરની હોય તો છૂટી મૂકીએ. પણ જો કદી ડરાવી મારવા માગે તો નહીં, મને ડરાવે છે ? ભગવાન પણ મને ડરાવી શકતો નથી. તને શરમ નથી આવતી ? ભગવાન જેને વશ થયો છે, તેને ડરાવવા ફરે છે ? અમારી પાસે કોઈ કોઈ ત્રાગાં કરે, પણ તે થોડું નાનું અમથું.

**પ્રશ્નકર્તા :** ત્યારે તમે દાદા, મોઢે કશું બોલો નહીં ? એને કશું કહો નહીં ને 'અન્ઈફેક્ટિવ' થઈને બેસી રહો ?!

**દાદાશ્રી :** તો શું કરે ત્યારે ? ત્રાગાંવાળાને શું કહેવું ?

**પ્રશ્નકર્તા :** એ ય સમજી જાયને, કે અહીં કશું પહોંચતું નથી, અસર થતી નથી આમને ?

**દાદાશ્રી :** બધું સમજી જાય. આ 'દાદો' બહુ પાકો માણસ છે. નહીં તો આવડો મોટો સંઘ ચલાવી લે ? ચલાવી શકે ?! નહીં તો રોજ વઢવાડો થાય. પણ આ તો કાયદા વગર, વગર કાયદે જુઓ ને ! 'નો લૉ-લૉ !' ચાલે જ છે ને પણ !! પરમ વિનયમાં ના દેખીએ એટલે અમારી આંખ સહેજ એના તરફ કડક રહે અને વિનયમાં ના દેખીએ એટલે કાઢી મૂકીએ. 'ગેટ આઉટ,' તે 'ગેટ આઉટ' એવું નહીં કરવાનું પાછું. એ દુશ્મન થાય એવું નહીં કરવાનું. ધીમે રહીને કરવાનું, તે વિનયમાં, જો

## પરમ વિનય હોય તો જ ત્યાં દાદા ખુશ !

આપણે તો સામાને પાછો ફેરવવા માટે આવ્યા છીએ. મારે દુનિયામાં કશું જોઈતું નથી. આ તો ક્યાંય ઊંધે રસ્તે ચાલ્યો જાય છે ને તેનાં આટલાં બધાં દુઃખો પડે છે. ઊંધે રસ્તે ચાલવાનું ને પાછાં જવાબદારી લે છે ! દુઃખ ના પડતાં હોય તો તો વાત જુદી છે. સુખ પડીને ઊંધે રસ્તે જતો હોય તો વાત જુદી છે. આ તો દુઃખ આટલાં સહન કરે છે ને ઊંધે રસ્તેની જવાબદારી લે છે. એટલે અમને કરુણા આવે છે કે આ ક્યાં તું ઊંધે રસ્તે ચાલ્યો જાય છે !

❖❖❖❖❖

# [૨]

# ઉદ્વેગ : શંકા : નોંધ

## ઉદ્વેગની સામે

બાકી, મોક્ષે જવું હોય તો સરળ થઈ જાવ, બાળક જેવાં સરળ થઈ જાવ. આ બાળક તો અણસમજણમાં કરે છે અને 'જ્ઞાની પુરુષ' સમજણમાં કરે છે, બસ ! બેઉમાં બાળકપણું ખરું, નિર્દોષતા બાળક જેવી. બાળક નથી સમજતું તોય એનો સંસાર ચાલે છે કે નથી ચાલતો ? સારો ચાલે ઊલટો. જેમ જેમ સમજણ આવી, એમ એનો સંસાર બગડતો ચાલે. એટલે 'જ્ઞાની પુરુષ' તો બાળક જેવાં સરળ હોય. અને આ આડાઈ તો એક જાતનો અહંકાર છે કે સરળ થવું નથી, મારું ધાર્યું કરાવવું છે. આડાઈ એ ધાર્યું કરાવવાનું પરિણામ છે. પારકાનાં ધાર્યા પ્રમાણે જેને કરવું છે, એને આડાઈઓ જતી રહે બધી.

**પ્રશ્નકર્તા :** પોતે જે ધારતો હોય એ પ્રમાણે થાય નહીં, એટલે ઉદ્વેગ થઈ જ જાય. પોતાનું ધાર્યું પરિણામ ના આવે એટલે ઉદ્વેગમાં જ રહે એ.

**દાદાશ્રી :** ધાર્યુ થાય જ નહીં કોઈ દહાડો ય. એટલે આપણે પાસાં નાખતાં પહેલાં જ મનમાં વિચાર કરવો કે ઊંધા પડજો. પછી જેટલાં છતા પડ્યા એટલા સાચા. પણ આપણે કહીએ કે ચારેવ છતા પડજો. તો તે દહાડો વળે નહીં ને આખું ગૂંચામણ ને ઉદ્વેગ થાય. એનાં કરતાં ચારેવ

ઊંધા પડજો એમ કહીએ ને, તે જેટલાં છતા નીકળ્યા એટલા તો સાચા. એક છતો નીકળ્યો ત્યારે આપણે જાણીએ કે એક તો ફાવ્યા. એટલે 'એડજસ્ટમેન્ટ' ગોઠવવાની કિંમત છે બધી.

**પ્રશ્નકર્તા :** એ વાત તો દાદા, સો ટકા કે આ અક્રમજ્ઞાન હોય તો જ 'એડજસ્ટમેન્ટ' થાય. નહીં તો 'એડજસ્ટમેન્ટ' શક્ય જ નથી.

**દાદાશ્રી :** હા, નહીં તો થાય જ નહીં ને ! 'એડજસ્ટમેન્ટ' રહે જ નહીં, કયા આધારે ટકે ? એનું 'એડજસ્ટમેન્ટ' જ ઉડાવી મૂકીને ત્યાં ય ઉદ્વેગથી માથું તોડી નાખે. પછી મોઢાં પર દિવેલ આખો દહાડો લઈને ફર્યા કરે.

**પ્રશ્નકર્તા :** પણ પાસાં નાખતી વખતે ઊંધા પડજો એમ જે કહ્યું ને, તો એવો આશય શું કરવા રાખીએ કે ઊંધા જ પડજો ?

**દાદાશ્રી :** તો શું રાખવું આપણે ?

**પ્રશ્નકર્તા :** આશય જ નહીં રાખવો. જે પડે એ ખરા, એવું રાખો.

**દાદાશ્રી :** 'જે પડે એ ખરા' એવું જો કદી આપણું મન કબૂલ કરતું હોય તો સારી વાત છે. ને તે ય પાછું સંતોષને ના પામતું હોય ત્યારે આપણે કહીએ કે ઊંધા પડજો. તો પછી બે છતા પડે એટલે મન સંતોષમાં આવી જાય. એટલે આપણું મન કઈ જાતનું છે, એની ઉપર આધાર રાખે છે.

## ધારણા નહીં, તો ઉદ્વેગ નહીં

અહીંથી મુંબઈ ફોન ઉપર વાત કરીને સોદો મંજૂર કર્યો, બધું થયું અને બે દહાડા પછી પેલો માણસ ફરી ગયો એટલે આપણને ઉદ્વેગ થાય ને પેલાને ના થાય. અલ્યા, આપણને શાનો ઉદ્વેગ થાય તે ? આપણે તો ધર્મમાં રહ્યા છીએ. ફરી તો એ ગયો, તે એ અધર્મમાં પેઠો. આપણે તો અવળું કશું કર્યું જ નથી, તો આપણને શાનો ઉદ્વેગ થાય ? ત્યારે એ કહે, 'પણ મારે નફો જતો રહ્યો ને !' અલ્યા, નફો તો ક્યાં આવ્યો હતો, મેલ ને છાલ અહીંથી. સોદો જ નહોતો કર્યો એમ માન ને. પણ આ એને ઉદ્વેગ ઊભો કરે. અને તેમાં ઘરના માણસ કહે, 'કેમ આમ થઈ ગયા છો, કેમ

આમ થઈ ગયા છો ?' પણ શું થાય ? જો ઉદ્વેગ, ઉદ્વેગ, ઉદ્વેગ, ઉદ્વેગ ! જે વેગ નીચે જવો જોઈએ તે વેગ ઊંચે ચઢ્યો. સોદો કર્યા પછી પેલાએ ના કહ્યું, તેમાં શું બગડી ગયું ? સોદો નહોતો કર્યો માનીએ. પણ જો ઉદ્વેગ, ઉદ્વેગ, ઉદ્વેગ !

અને આ લોકો શું કરે છે ? એક ખોટ જાય ત્યારે બે ખોટો ઊભી કરે છે. અને 'જ્ઞાની પુરુષ' એક જ ખોટ જવા દે.

**પ્રશ્નકર્તા :** આ ઉદ્વેગ થાય છે, એ મોહને કારણે જ છે ને ?

**દાદાશ્રી :** આ દસ હજાર ગયા. તે એનો મોહ એની પાછળ. એક ખોટ તો ગઈ, એ તો ગઈ. હવે એની ડખલ શું કરવા કરે છે ?! આ લમણે લખેલી એક જ ખોટ હતી. પણ બીજી ખોટ શું કરવા ખાધી તે ? એક ખોટ ખાવી સારી કે બે ? એક જ. પણ તે બધા ય બે ખોટ ખાય છે. તે પછી એવાં ને એવાં આવતાં ભવનાં કર્મ બાંધે પાછાં.

એક ક્ષણ પણ ઉદ્વેગમાં કેમ રહેવાય ? ઉદ્વેગ તો કેટલાં કર્મ બંધાવડાવે. એક ક્ષણવાર ઉદ્વેગમાં અમે રહેલાં નહીં કોઈ દહાડો, આ 'જ્ઞાન' થયું ત્યારથી.

## વેગ, આવેગ ને ઉદ્વેગ

**પ્રશ્નકર્તા :** વેગ, આવેગ અને ઉદ્વેગ એ સમજાવો.

**દાદાશ્રી :** વેગ સાહજિક વસ્તુ છે અને આવેગ અસહજ છે. પોતે કર્તા થઈને 'આવેગ' થાય છે ! અને ઉદ્વેગ તો પોતાને ન કરવું હોય તોય થાય. પોતાની ઈચ્છા ના હોય તોય ઉદ્વેગ થાય, ને તે ઉદ્વેગ માથું ફાડી નાખે એવો ઉદ્વેગ થાય. માથું ફાટું ફાટું થઈ રહ્યું હોય. વેગ તો જ્ઞાનીઓને ય હોય, આવેગ ના હોય અને ઉદ્વેગ તો હોય જ નહીં ને !

જ્યાં સુધી આવેગવાળો છે, ત્યાં સુધી ઉદ્વેગ ક્યારે ઊભો થશે એ કહેવાય નહીં. હા, આવેગની ગેરહાજરી થઈ કે ઉદ્વેગ ગયો. કર્તાપદનું ભાન તૂટ્યું કે ઉદ્વેગ નહીં થાય. છતાં ઉદ્વેગ એ ય હિસાબ છે. પણ કર્તાપદનું ભાન તૂટ્યું તો એ ઉદ્વેગનો હિસાબ જે ભોગવવાનો છે, તે

ઉદ્વેગરૂપે નહીં આવે. બીજી રીતે આવીને ગૂંચવીને જતો રહે. 'સફોકેશન' કરે ખાલી, ગૂંગળામણ કરે.

એક જણ મને કહે છે, 'દાદા' માથું ફાટું ફાટું થઈ રહ્યું છે.' એ જ ઉદ્વેગ. શું થાય તે ? પણ અલ્યા, માથું તે ફાટતું હશે ? આ ખોપરી તો નથી ફાટે એવી, હથોડો મારીએ તોય નથી ફાટે એવી. પણ જો ઉદ્વેગની મુશ્કેલીઓ ! ઉદ્વેગ એવો આવે ને, તે મહીં નસો તૂટી જાય. હવે એ વેપાર નથી કરતો છતાં એની મેળે થઈ જાય, નથી કરવો તોય થઈ જાય. કારણ કે આવેગના વેપારીઓ હોય ત્યાં આગળ ઉદ્વેગ અવશ્ય આવવાનો. તે આપણું 'જ્ઞાન' આપ્યા પછી આવેગના વેપાર બંધ થઈ જાય છે, એટલે ઉદ્વેગ આવવાનો નહીં.

**પ્રશ્નકર્તા :** પણ એ ઉદ્વેગ તો પૂર્વજન્મોની કમાણી લઈને આવ્યો હોય ને ?

**દાદાશ્રી :** હા, એ બધી કમાણી પછી ભોગવવાની જરા. તે ઉદ્વેગની કમાણી ભોગવવાની મઝા(!)ય બહુ આવે ને ?

**પ્રશ્નકર્તા :** ક્રોધ જોડે ઉદ્વેગને સંબંધ ખરો ?

**દાદાશ્રી :** હા, ક્રોધ હોય તો જ ઉદ્વેગ થાય ને ! આવેગે ય ક્રોધ હોય તો જ થાય. એટલે જ્યાં સુધી કર્તા છે ત્યાં સુધી ક્રોધ-માન-માયા-લોભ છે, ને ત્યાં સુધી લોકો કામ કર્યા કરતાં હોય. પણ તે પ્રમાણમાં હોય ત્યારે એ આવેગ કહેવાય અને પોતાની શક્તિની બહાર થઈ જાય ત્યારે ઉદ્વેગ કહેવાય.

**પ્રશ્નકર્તા :** ઉદ્વેગ આવે ત્યારે સભાનપણે જો જાપ કરીએ તો ફેર પડે ને ?

**દાદાશ્રી :** ઉદ્વેગ આવે ત્યારે સભાનપણું હોય પણ નહીં ને ! એ બહુ નાના પ્રકારનો ઉદ્વેગ આવે તો વળી થોડું ઘણું સભાનપણું રહે, તો જાપ કરીને બંધ થઈ જાય. પણ પેલું મોટા પ્રકારનું આવે તો તો ત્યાં આગળ સભાનપણું રહે જ નહીં ને !

તમને આ ત્રણ શબ્દો સમજાયા 'એક્ઝેક્ટ', એની જગ્યા ઉપર ?

**પ્રશ્નકર્તા :** આ ત્રણ શબ્દો પર કોઈ 'પી.એચ.ડી.' વાળાએ આખું પુસ્તક લખેલું હોય ને એ વાંચ્યું હોત તોય ના સમજ પડત, ને આ આપના કહેવાથી સમજ પડી ગઈ.

**દાદાશ્રી :** એટલે આ શબ્દો એની જગ્યા ઉપર શોભાયમાન થાય તો જ એ શબ્દનો અર્થ મળે, નહીં તો મળે નહીં. એની જગ્યા ઉપર શોભાયમાન થવો જોઈએ. વેગને ઉદ્વેગ ઉપર બેસાડીએ તો શું થાય ? બીજી જગ્યા ઉપર શોભાયમાન થાય પણ નહીં એ વસ્તુ. આપણા લોકો શબ્દો જેમતેમ બોલે છે, શોભાયમાન થાય કે ના થાય, એની કંઈ પડેલી જ નથી ને !

આ લુચ્ચા માણસો એની જગ્યા પર શોભે. ગજવાં કાપનાર એની જગ્યા પર શોભે અને હીરાના વેપારી એની જગ્યા પર શોભે. નહીં તો ગજવાં કાપનારા જોડે હીરાના વેપારી આવે તો શોભે કે ? ચોગરદમથી કાપી લે. એટલે સહુ સહુની જગ્યા ઉપર શોભી રહ્યું છે.

આપણા લોક રંડાપાનો તિરસ્કાર કરે છે. અલ્યા, એ રંડાપો શબ્દ એની જગ્યા ઉપર શોભી રહ્યો છે. મંડાપો અને રંડાપો બેઉ 'એક્ઝેક્ટ' જ છે.

## ઉદ્વેગ, કેટલી બધી મુશ્કેલી !

**પ્રશ્નકર્તા :** મતભેદને કારણે ય ઉદ્વેગ તો થાય ને ?

**દાદાશ્રી :** હા. મતભેદથી ય ઉદ્વેગ થાય. 'એક્સેસ' બધું થઈ જાય ત્યાર પછી ઉદ્વેગ શરૂ થઈ જાય. એની હદથી પેલી બાજુ થાય ત્યારે. આ માણસ છરી મારે છેને, ચપ્પુ મારે છેને, એ ઉદ્વેગ થાય છે ત્યારે મારે છે.

**પ્રશ્નકર્તા :** ઉદ્વેગ એટલે અજંપો કહી શકાય ?

**દાદાશ્રી :** અજંપો તો બહુ સારો. અજંપો તો, પ્યાલો પડી જાય તોય અજંપો થાય. અજંપો તો સરળ કહેવાય. ઉદ્વેગ તો માથામાં ઝાટકા લાગતા હોય એવું લાગે. અને આ અજંપો તો પ્યાલા પડી જાય એટલે અજંપો ને કઢાપો થયા કરે. આ તો બહુ મોટું જોખમ થયું હોય ત્યારે ઉદ્વેગ

થાય. 'ઈમોશનલ' થયો કે ઉદ્વેગ શરૂ થઈ જાય. ઉદ્વેગ તો એને ઊંઘવા ય ના દે ને !

**પ્રશ્નકર્તા :** પણ 'ઈમોશનલ' લોકોને તો ચિંતા વધારે થાય ને ?

**દાદાશ્રી :** ચિંતા નહીં, ઉદ્વેગ બહુ થાય. અને એ ઉદ્વેગ તો મરી જવા જેવો લાગે. 'મોશન' એટલે વેગમાં અને 'ઈમોશનલ' એટલે ઉદ્વેગ.

**પ્રશ્નકર્તા :** હવે વેગ એ પણ ગતિમાં છે ને ?

**દાદાશ્રી :** વેગ તો નિરંતર હોવો જ જોઈએ. વેગ, 'મોશન' તો હોવું જ જોઈએ. જીવતાને વેગ અવશ્ય હોય, ને તે 'મોશન'માં હોય. કોઈ પણ જીવને વેગ અવશ્ય હોય. જે ત્રસ્ત જીવ છે, એટલે જે આમ ત્રાસે છે, આ હાથ અડાડીએ તો નાસી જાય છે, ભાગી જાય છે, જેને ભય લાગે છે, એ બધાને વેગ અવશ્ય હોય. પણ જે એકેન્દ્રીય જીવો છે, આ ઝાડપાન છે, તેને વેગ ના હોય. એમનો વેગ જુદી જાતનો હોય. પણ આ વેગ તો બીજાં બધાં જીવોને હોય જ. તે વેગમાં તો હોય જ, નિરંતર 'મોશન'માં, ને એ બધા વેગને આઘોપાછો કર્યો એટલે આ 'ઈમોશનલ' થઈ જાય, એ ઉદ્વેગ કહેવાય. આ ગાડી 'ઈમોશનલ' થાય તો શું થાય ?

**પ્રશ્નકર્તા :** નુકસાન થાય. 'એક્સિડન્ટ' થાય ને લોકો મરી જાય.

**દાદાશ્રી :** એવું આ દેહમાં ય બધાં મહીં જીવો મરી જાય છે. તેની જોખમદારી અને પછી પોતાના ઉદ્વેગની ઉપાધિ થાય, તે બીજી જોખમદારી.

ઉદ્વેગ કેવો હોય ? કે અહીંથી પાટા ઉપર પડતું નંખાવે, નદીમાં પડતું નંખાવે, નહીં તો બીજું કશું પી લે. ઉદ્વેગ એટલે વેગ ઊંચે ચઢ્યો, અહીં મગજમાં ચઢી જાય અને પછી પડતું નાખે. નહીં તો માંકણ મારવાની દવા ખાલી કરી નાખે. 'અલ્યા, શીશી ખાલી કરી ?' ત્યારે એ કહે, 'હા, હું પી ગયો.'

ઉદ્વેગવાળો માણસ બચે નહીં. અરે, ઉદ્વેગ થાય ત્યારે તો દર્શન કરવા અહીં ના આવવા દે. ઉદ્વેગ વસ્તુ તો બહુ મોટી છે. બધાએ કંઈ

ઉદ્વેગ જોયો જ ના હોય. આ 'જ્ઞાન' છે એટલે નિર્જરા રૂપે બધું જતું રહેશે. એટલે એ ઉદ્વેગને કહીએ કે 'જેટલાં આવવા હોય એટલાં આવો. હજુ શરીર સારું છે ત્યાં સુધી આવો. પછી ઘૈડપણમાં ના આવશો.' અત્યારે તો શક્તિ છે તે હજુ આવવું હોય તો આવો, તે ધક્કા મારીને ય કાઢી મેલાય અત્યારે.

## એ પરિબળોથી ખસી જાવ

**પ્રશ્નકર્તા :** તો આ ઉદ્વેગનો ઉપાય શો ?

**દાદાશ્રી :** એનો ઉપાય તો, એ શેના નિમિત્તે ઉદ્વેગ થાય છે એ ખોળી કાઢવું પડે. કોઈ માણસ નુકસાન કર્યા કરતો હોય અને એ માણસ સાંભરે તો ઉદ્વેગ થાય એને. તો એ ઉદ્વેગ થાય એવી જગ્યાએથી ખસી જવું જોઈએ. અગર તો ઉદ્વેગ થાય એ વસ્તુ સાવ સોનાની હોય તોય ફેંકી દેવી. એ આપણી સગી ન્હોય. ઉદ્વેગ કરાવતી આવે છે, તે આપણી 'રિલેટિવ' ન્હોય. શાંતિ આપતી આવે એ જ સાચું. સહેજ પણ ઉદ્વેગ થાય એ મોક્ષનો માર્ગ નથી. વેગમાં જ રહેવું જોઈએ, 'મોશન'માં જ.

વખતે જે કોઈ ઉદ્વેગ કરાવનારી વસ્તુ હોય ને, કે એક છોકરો ના કમાતો હોય, તો આપણે જાણીએ કે આ ઉદ્વેગ કરાવનારી વસ્તુ છે. તો આપણે એની જોડેનો વ્યવહાર એ સંબંધી બંધ કરી દેવો, પૈસા સંબંધી વ્યવહાર બંધ કરી દેવો. એની સાથે 'ભઈ, કેમ છે ? ફલાણું કેમ છે ?' એવી વાતચીત કરવી. તમને સમજ પડી ને ?

**પ્રશ્નકર્તા :** જે વસ્તુથી ઉદ્વેગ થાય એ વસ્તુ છોડી દેવી, પણ ઉદ્વેગ એ 'રિલેટિવ' ભાગ છે. એના સંજોગ ભેગા થાય એટલે ઉદ્વેગ થયા વગર રહે નહીં.

**દાદાશ્રી :** હા, ઉદ્વેગ થયા વગર રહે નહીં. પણ એ શું કારણથી ઉદ્વેગ છે, એ વેલાને એનું મૂળ હોય છે પાછું. એટલે ઉદ્વેગને માટે શું કરવું પડે ? મૂળમાંથી જ કાઢી નાખવું પડે.

## બુદ્ધિ જ લાવે ઉદ્વેગ

**પ્રશ્નકર્તા :** અહમ્‌ભાવ, અભિમાન, એ રાખવાથી આ બધું ઉદ્વેગ થાય છે ?

**દાદાશ્રી :** ના, અભિમાનથી ઉદ્વેગ થતાં નથી. ઉદ્વેગ કરાવનારી બીજી એક વસ્તુ છે. આ અહીં અત્યારે 'લાઈટ' 'ડીમ' હોય અને અહીં જ બધાને સૂઈ જવાનું હોય. હવે તમે અહીંથી એક નાનો સાપ પેસી જતો જોયો, બીજા કોઈએ જોયો નહીં. હવે બધાને સૂઈ જવાનું, તે ના જોયો હોય તે આખી રાત નિરાંતે ઊંઘી જાય ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** અને જોનારાને ?

**પ્રશ્નકર્તા :** ઊંઘ ના આવે.

**દાદાશ્રી :** એનું શું કારણ ? સાપ મહીં પેસી ગયાનું એને જ્ઞાન થયું છે. અને સાપ પેઠાનું પેલા લોકોને જ્ઞાન નથી, તેથી એમને ઊંઘ આવે છે. હવે તમને ઊંઘ ક્યારે આવે ? સાપ નીકળ્યાનું પાછું જ્ઞાન થાય ત્યારે તમને ઊંઘ આવે. હવે આનો પાર ક્યારે આવે ? આ બધું તેથી 'ઈમોશનલ' થઈ જાય છે. એ બુદ્ધિ 'ઈમોશનલ' કરે છે. અહમ્ તો નથી કરતો. અહમ્ તો બિચારો બહુ સારો છે. આ બધાં કારસ્તાન બુદ્ધિનાં છે. એટલે બુદ્ધિ જ હેરાન કરે છે, એ જ ઉદ્વેગ લાવે છે. વેગમાંથી ઉદ્વેગમાં લાવે છે.

## જેને ઉદ્વેગ થાય, તે 'પોતે' ન્હોય

**પ્રશ્નકર્તા :** પણ હજી અમારામાંય ઉદ્વેગભાવ પાછો પ્રગટ થયા કરે છે ને ?

**દાદાશ્રી :** ઉદ્વેગ થાય અને વેગેય થાય, બેઉ થાય. પણ 'ચંદુભાઈ'ને થાય. 'તમને' ના થાય. 'તમને' ખબર પડે કે 'ચંદુભાઈ'ને ઉદ્વેગ થયો. જો 'ચંદુભાઈ'એ ઉદ્વેગનો વેપાર કર્યો હોય તો ઉદ્વેગ થાય. નહીં તો આવેગ આવે, નહીં તો વેગ આવે. તેની ખબર પડે બધી.

**પ્રશ્નકર્તા :** પણ ઉદ્વેગમાં ફસાયેલા રહીએ છીએ ને !

**દાદાશ્રી :** ના, એમ નહીં. ફસાયેલા તો, તમે તમારી જાતને ફસાયેલા માનો છો કે 'ચંદુભાઈ' ફસાયેલો લાગે છે ?

**પ્રશ્નકર્તા :** પણ 'ચંદુભાઈ' ફસાયેલો રહે છે ને ?

**દાદાશ્રી :** એ તો ફસાયેલા હોય. તેમાં આપણે શું છે ? એ તો જેટલું ડિસ્ચાર્જ છે એ તો થયા વગર છૂટકો જ નથી. એમાં ચાલે જ નહીં ને ! આપણી જાત ઉપર ના આવવું જોઈએ કે હું ફસાયો. કારણ કે શુદ્ધાત્મા એ શુદ્ધાત્મા જ છે. એને કશું અડે નહીં, એનું નામ શુદ્ધાત્મા.

**પ્રશ્નકર્તા :** પણ એમ દેખાય કે 'હું શુદ્ધાત્મા છું' છતાં ય 'ચંદુભાઈ' આવા ને આવા રહ્યા.

**દાદાશ્રી :** જે રહ્યા છે તે જ કર્મનો નિકાલ થાય છે. લોકોને દાન આપતા હોય તો તમે કહો કે 'ચંદુભાઈ બહુ સારા છે', એ ય છે તે 'એ' છે. અને આવું ઉદ્વેગ કરે છે તે ય 'એ' છે. બેઉ એક જ છે, એક જ સ્વભાવી છે. કડવા ઉપર તિરસ્કાર છે અને મીઠા ઉપર જરા રાગ છે, એ મનુષ્યનો સ્વભાવ છે. ભગવાને બેઉને એક જ સ્વભાવી કહ્યું.

શ્રીમદ્ રાજચંદ્રે કહ્યું કે,

રજકણ કે રિદ્ધિ વૈમાનિક દેવની,
સર્વે માન્યા પુદ્ગલ એક સ્વભાવ જો.

એક જ સ્વભાવનું પુદ્ગલ છે. કસાઈ ને દાનેશ્વરી બેઉ છે તે પુદ્ગલ છે. કસાઈ ઉપર જેને ચીઢ ચઢતી નથી અને દાનેશ્વરી પર રાગ થતો નથી, એ વીતરાગ !

**પ્રશ્નકર્તા :** તમે બહારના એકેય 'સ્ટેશન' પર રહેવાની જગ્યા નથી રહેવા દેવાના.

**દાદાશ્રી :** પણ બહારના 'સ્ટેશન' પર રહેશો તો માર ખાશો. આટલાં વખત તો માર ખાધો, વળી પાછો માર ખાવો છે ? એટલે માર ના ખાવાની જગ્યા અમે બતાડીએ છીએ, જ્યાં ક્યારેય માર ના ખાવો પડે. અત્યાર સુધી માર જ ખાધા છે ને ! તમે 'જ્ઞાન' લેતાં પહેલાં માર નહીં ખાધેલા ? થોડા ઘણા ખાધેલા ? બાકી, બધાને માર ખા ખા કરીને દમ નીકળી ગયેલો.

એટલે બુદ્ધિ જ હેરાન કરે છે. એ જ ઉદ્વેગ લાવે છે, વેગમાંથી ઉદ્વેગમાં લાવે છે. અમારામાં તો બુદ્ધિ બિલકુલે ય જતી રહીને, ત્યારે મને ઠંડક વળી. તેથી મેં પુસ્તકમાં લખ્યું છે ને, હું અબુધ છું. આ તો સરસ વિશેષણ કહેવાય ને ! મેં જોયું કે કોઈ આ વિશેષણ લેવા તૈયાર પણ નથી. આપણે કહીએ, 'તમને અબુધનું વિશેષણ આપીએ.' તો કહેશે, 'ના સાહેબ, મને વધુ બુદ્ધિ જોઈએ.' અમને તો અબુધનું વિશેષણ મળ્યું, તે 'ઇમોશનલ જ ના થાય ને ! જ્યારે જુઓ ત્યારે 'મોશન'માં' જ હોય.

## શંકાનું મૂળ

**પ્રશ્નકર્તા :** પણ વધુ બુદ્ધિ જોઈએ, કહે છે ત્યારે એ વધુ બુદ્ધિશાળી લોકોને જ વધારે શંકા હોય ને ?

**દાદાશ્રી :** હા. એ તો એવું છે ને, અત્યારે તો વિપરીત બુદ્ધિની અસર છે. તે વિપરીત બુદ્ધિ શંકાઓ બધી બહુ પાડ્યા કરે. ભયંકર અજ્ઞાનતા, એનું નામ શંકા. એને ચોગરદમના પાસા મળ્યા નહીં, એનાથી 'સોલ્વ' ના થયું, એટલે એ શંકામાં પડ્યો. 'સોલ્વ' થાય તો એ શંકામાં ના પડે. બુદ્ધિ લઢાવી જુએ ને બુદ્ધિને આગળ જવાનો રસ્તો ના જડે કે શંકા ઊભી કરે. આ 'વ્યવસ્થિત' સમજાઈ જાય તો કશી જ શંકા ઉત્પન્ન ના થાય.

**પ્રશ્નકર્તા :** તો શંકાનું મૂળ શું ? શંકા કેમ આવતી હશે ?

**દાદાશ્રી :** શંકા એ બુદ્ધિનો ડખો છે, વધુ પડતી બુદ્ધિનો ડખો છે એ. એટલે શંકા ઉત્પન્ન કરનારી બુદ્ધિ, બધું ઊંધું દેખાડે. એ શંકા ઊભી કરે, અનર્થકારક ! જગતમાં બધા અનર્થનું મોટામાં મોટું મૂળ હોય તો શંકા, એ પછી વહેમ એની અંદર આવી જાય. પહેલો વહેમ પડે. બુદ્ધિ એને વહેમ પાડે. એટલે શંકા એ બધું બુદ્ધિનું જ પ્રદર્શન છે. એથી આપણે ત્યાં તો હું એક જ કહું છું કે શંકા કોઈ જાતની રાખશો જ નહીં. ને શંકા રાખવા જેવું જગતમાં ખાસ કારણ છે ય નહીં. એટલે શંકાનું મૂળ બુદ્ધિ છે.

**પ્રશ્નકર્તા :** પણ આ બુદ્ધિ તો સારું દેખાડે ને ખરાબે ય દેખાડે.

**દાદાશ્રી :** ના. જેને જરૂરિયાત જેટલી જ બુદ્ધિ છે, પોતાની

'નેસેસિટી' પૂરતી બુદ્ધિ છે, એને પાંચ છોડીઓ હોય તોય પણ એ વિચાર જ આવે નહીં, વિચાર આવે તો શંકા આવે ને ?

**પ્રશ્નકર્તા :** એટલે વધારે બુદ્ધિ હોય તો જ આ ડખલ થાય ?

**દાદાશ્રી :** વધારે બુદ્ધિ જ આ ડખલ કરે. કારણ કે આ કાળની બુદ્ધિ વિપરીત ગણાય છે, વ્યભિચારિણી બુદ્ધિ કહેવાય છે, એટલે પછી માર જ ખવડાવ ખવડાવ કરે.

**પ્રશ્નકર્તા :** અને જરૂર પૂરતી બુદ્ધિવાળાને વિચાર જ ના આવે, એમ ?

**દાદાશ્રી :** હા. જરૂર પૂરતી બુદ્ધિવાળા કેટલાંક હિન્દુસ્તાનમાં હોય છે કે એને પછી બીજો વિચાર જ ના આવે. અક્કલવાળા એટલે વધુ વિચારવાળા, વધુ બુદ્ધિવાળા. અક્કલવાળા પર અમને એમ થાય ને, કે માર કેટલો ખાઈશ તું તે ? એટલે જ્યારે કંઈક દુઃખ ભોગવવાનું થાય, ખરેખરું દુઃખ ભોગવવાનું થાય ત્યારે શંકા ઉત્પન્ન થાય.

## સંશયાત્મા વિનશ્યતિ

**પ્રશ્નકર્તા :** ગીતામાં કહ્યું છે કે 'સંશયાત્મા વિનશ્યતિ.' તો તેમાં આત્માસંબંધી સંશય થાય કે બીજો કોઈ સંશય થાય ?

**દાદાશ્રી :** સંશય બધાને હોય. એમાં સંશય વગરનો કોઈ માણસ હોય નહીં. એને તો આ જગતમાં કોઈ જગ્યાએ વિશ્વાસ જ ના બેસે, સંશય જ થયા કરે અને સંશયથી એ મરી જાય, મરેલો જ છે ને !

**પ્રશ્નકર્તા :** વ્યવહારમાં સંશય કે નિશ્ચયમાં સંશય ? કયો સંશય ?

**દાદાશ્રી :** નિશ્ચયમાં તો સંશય આખા જગતને હોય જ. એ તો કાયદેસર હોય. કૃષ્ણ ભગવાને વ્યવહારમાં 'સંશયાત્મા વિનશ્યતિ' લખેલું છે. જે માણસને જ્યાં ને ત્યાં શંકા પડે, બૈરીમાં શંકા પડે, બાપમાં શંકા પડે, મામાં શંકા આવે, ભાઈમાં શંકા આવે, એ માણસ મરેલો જ છે ને ! બધામાં શંકા આવે, એ માણસ જીવે જ શી રીતે ? આખું જગત આત્માના સંશયમાં છે જ જાણે કે, એને કશું મરવાનું નથી. પણ જે વ્યવહારમાં સંશયવાળો છે તે મરી જાય, એ મરેલો જ છે. એ માણસને કોઈ પર

વિશ્વાસ ના આવે, સંશય થયા કરે. પોતાને ધીરવું હોય અને પેલા દેવાદારો પર સંશય થયા કરે, તો એ માણસ મરેલો જ છે. અહીં છોડીઓ કોલેજમાં જતી હોય, તો 'ફાધર'ને મનમાં થાય કે 'ઉંમરલાયક થઈ, હવે આ છોડીઓ શું કરતી હશે ? એ શું કરે છે ? કોણ મિત્ર કરે છે ?' એમ સંશય કર્યા જ કરે. તે મરી ગયેલો જ છે ને !

સંશય તો કામનો જ નહીં. સંશય તો, આ ચપ્પુ લઈને મારવા જતાં હશે, એને જરા ય સંશય ના હોય ત્યારે તો એ મારવા જાય ! અને મરનારાને ય જરાય સંશય ના હોય ત્યારે મરે. પણ એ એક જ વખત મરે અને આ સંશયાત્મા, એ કાયમને માટે મરેલો જ છે.

## શંકા જુદી, જિજ્ઞાસા જુદી

**પ્રશ્નકર્તા :** શંકા અને જિજ્ઞાસા, એ બેમાં ફેર શું ?

**દાદાશ્રી :** શંકાને અને જિજ્ઞાસાને શું લેવાદેવા ? શંકા ને જિજ્ઞાસા, એ બે કુટુંબી તો નહીં, પણ પિતરાઈ યે ના થાય.

**પ્રશ્નકર્તા :** આ વૈજ્ઞાનિકો છે, તે લોકો શોધખોળ કરે, તેમાં પોતે શંકા રાખીને જ આગળ વધે.

**દાદાશ્રી :** કોઈ એવો વૈજ્ઞાનિક પાક્યો નથી કે જે શંકામાં એક મિનિટથી વધારે ઊતરે. નહીં તો એ વિજ્ઞાન જતું રહે, ખલાસ થઈ જાય. કારણ કે શંકા એટલે આપઘાત ! જેને શંકા કરવી હોય તે કરે.

**પ્રશ્નકર્તા :** વૈજ્ઞાનિકો શંકા વગર માની લેતાં નથી. એ લોકો શંકા કરે છે એટલે કંઈ શોધખોળ કરે છે.

**દાદાશ્રી :** એ શંકા નથી. એ ઉત્કંઠા છે, જાણવાની. એમને શંકા હોય નહીં.

**પ્રશ્નકર્તા :** તમે માણસ ઉપર શંકા કરવાનું ના કહો છો ?

**દાદાશ્રી :** માણસ શું, કોઈ પણ જગ્યાએ શંકા ના કરાય. આ પુસ્તકમાં ય શંકા ના કરાય. શંકા એટલે આપઘાત !

**પ્રશ્નકર્તા :** તો પછી દરેક પુસ્તકમાં લખેલું બધું માની લેવાય ?

**દાદાશ્રી :** માની લેવાનું નહીં. શંકા એક મિનિટ જ રાખી અને ફરી જવાનું. એનાથી આગળ ગયા તો શંકા એવડું મોટું 'પોઈઝન' છે કે એક મિનિટથી વધારે લેવામાં આવે તો આપઘાત થાય.

**પ્રશ્નકર્તા :** પણ ખોટું જ લખ્યું હોય તો શું થાય ?

**દાદાશ્રી :** ખોટું હોતું જ નથી. પણ જે શંકા આવે છે, તે એક મિનિટ શંકા કરી અને પછી શંકા બંધ કરી દેવાની.

## ભક્તો માટે તો...

**પ્રશ્નકર્તા :** અત્યારે હિન્દુસ્તાનમાં બધા જ ધર્માત્માઓ, ધર્મગુરુઓ કહે છે કે 'હું જ ભગવાન સ્વરૂપ છું.' તે માની લેવાનું ? શંકા નહીં કરવાની ?

**દાદાશ્રી :** હા, બધા લખે તેમાં શું ? આપણને શંકા રાખવાની જરૂર નથી. આપણને સમજણ જ પડી જાય કે ખોટું છે આ. શંકા રાખવાની ક્યાં વાત છે ? શંકા વસ્તુ જુદી છે. શંકા તમે જે કહેવા માગો છો તે શંકાની જરૂર જ નથી. 'અમે ભગવાન છીએ', એમાં તો શંકાની જરૂર જ નથી. અત્યારે એ ભગવાન થઈ, અને પછી 'એ ભગવાન ને પોતે ભક્ત'ની પેઠ લોકોનું ગાડું ચાલ્યા કરતું હોય. એમાં શંકા પડી જવાનો સંભવ થાય. કારણ કે એમાં કરારભંગ થાય અગર તો કંઈક નવી જાતનું દેખાય ત્યારે શંકા પડવાનો સંભવ થાય. બાકી, આમ શંકા પડવાનું કોઈ કારણ જ નથી ને !

**પ્રશ્નકર્તા :** દરેક ભગવાનના ભક્તો તો એમ જ કહે કે અમારા ભગવાન સંપૂર્ણ ભગવાન છે.

**દાદાશ્રી :** એવું જ કહેવું જોઈએ. એવું ના કહે તો હું એમને કહું છું જ કે, 'ભઈ, તમારે સંપૂર્ણ માનજો. અહીંના કરતાં એ ઊંચું છે.' ત્યારે એ કહે, 'અહીંના બરોબર છે ?' મેં કહ્યું, 'અહીંના કરતાં ઊંચું છે એ.' એક સંતનું ય મેં એમના ભક્તોને કહેલું કે, 'ભઈ, અહીંના કરતાં ત્યાં

ઊંચું છે. માટે તમે ત્યાં જાવ.' એ સંપૂર્ણ કહે તો જ ત્યાં બેસે, નહીં તો આ લોકો ઊભાં રહે બિચારાં ! એને શંકા પડ્યા કરે કે 'આ હશે કે તે હશે ? એ હશે કે તે હશે ?'

**પ્રશ્નકર્તા :** તો પછી ત્યાં અથડાઈ ના પડે ? કોઈ પણ તપાસનું મૂળ તો શંકા હોય છે ને ?

**દાદાશ્રી :** તપાસ કરીએ, ને વિચારીને ખસી જવાનું આપણે ! તપાસવું, વિચારવાનું ને ખસી જવાનું. શંકાને વચ્ચે લાવવાનું કંઈ કારણ નથી. શંકા તો ક્યારે પડે ? કે બેનું 'એગ્રીમેન્ટ' થયેલું હોય ત્યાર પછી વચ્ચે કંઈક ભાંજગડ થાય ત્યારે શંકા ઉત્પન્ન થાય. શંકા એમ ને એમ તો હોય જ નહીં.

એટલે શંકા ક્યાં હોય ? કે બેનું કંઈ અનુસંધાન હોય, એ બેમાં પોતાના 'ડીસાઈડેડ' પ્રમાણે કંઈ એમાં જો આઘુંપાછું થાય ત્યારે શંકા પડે કે આ શું છે તે ! તે ય મિનિટથી વધારે શંકા રખાય નહીં. પછી તો એણે નક્કી કરી નાખવું જોઈએ કે મારું 'વ્યવસ્થિત' આવું છે. પણ શંકા તો કરાય જ નહીં પછી. શંકા એટલે આપઘાત !

## રાખવી, વહેમની દવા

**પ્રશ્નકર્તા :** માણસને મનમાં વહેમ આવે છે, એ શું કહેવાય ?

**દાદાશ્રી :** ક્યાંથી આવે ? કોઈ જગ્યાએથી 'એક્સ્પોર્ટ' થયેલી હોવી જોઈએ ને ? તો જ આપણે ત્યાં 'ઈમ્પોર્ટ' થાય ને !

એક માણસે દહાડે કંઈ ભૂતની વાત સાંભળી હોય કે ફલાણા ભાઈને ત્યાં ભૂત વળગ્યું છે. બાઈસાહેબ ગયા હોય પિયર, તે ભાઈ એકલા રૂમમાં સૂઈ ગયા. સૂઈ ગયા પછી રસોડામાં ઉંદરે કંઈ પ્યાલો ખખડાવ્યો હશે ! રાતે બાર વાગે પ્યાલો ખખડ્યો અને પેલા ભાઈએ અવાજ સાંભળ્યો અને દહાડે પેલી ભૂતની વાત સાંભળેલી, તે 'એવિડન્સ' ભેગો થયો, એટલે મનમાં થઈ ગયું કે 'કંઈક છે, આવડો મોટો પ્યાલો કોણે પાડ્યો ?' એટલે જ્યાં સુધી આનો ફોડ પડે નહીં, ત્યાં સુધી આમનો વહેમ જાય નહીં. આ જે જ્ઞાન લાધ્યું છે, તે આના વિરોધી બીજું જ્ઞાન

લાધે નહીં, ત્યાં સુધી આ ભાઈ આવાં ને આવાં રહે. ત્યાર હોરું પાંચ વાગે કોઈ 'ફ્રેન્ડ' આવે કે, 'ચંદુભાઈ ઊઠો.' ત્યારે 'ચંદુભાઈ'ને હિંમત આવી જાય. શું કહેશે ? કે 'હું તો આજે ગભરાઈ ગયો હતો.' પેલો 'ફ્રેન્ડ' કહેશે કે, 'મહીં જુઓ તો ખરા, શું છે ?' પછી જુએ ત્યારે ખબર પડે કે આ તો ઉંદરડાએ પાડ્યું, આ ડબ્બો પાડી નાખ્યો, આ પ્યાલો પાડી નાખ્યો, આ પાડી નાખ્યું. એટલે વહેમ પેઠેલો, તે નીકળી જાય. એટલે આ તો સમજણ ફેરને લઈને ઊંઘ નથી આવતી ને ! પ્યાલો ઉંદરડાએ ખખડાવ્યો અને ભૂતનો વહેમ પેઠો, એટલે એ સમજણને લઈને ઊંઘ નથી આવતી ને ! પણ એ વહેમ નીકળી જાય, એવી પોતાની પાસે દવા હોય, તો આખી રાત ઊંઘ આવે ને ? એટલે માણસ સુખી થઈ જાય. સહેજ સમજણમાં આવ્યો, તે સુખી થઈ જાય !

## એ તો પરમાણુઓ પ્રમાણે

એટલે વહેમ આવે, તે મહીં ભરેલો માલ છે. વહેમી જે છે ને, તે સ્ત્રીત્વ ગણાય છે. કારણ કે દરેક મનુષ્યમાં આ ત્રણ જાતના પરમાણુ હોય છે. એક સ્ત્રીના પરમાણુ હોય છે, પુરુષના પરમાણુ હોય છે અને નપુંસકના પરમાણુ. આ ત્રણ જાતના પરમાણુથી આ શરીર બનેલું છે. તેમાંથી પુરુષના પરમાણુ વધારે હોવાથી પુરુષમાં જન્મ થાય છે. સ્ત્રીના પરમાણુ વધારે હોય તો સ્ત્રી અને નપુંસકના પરમાણુ વધારે હોય તો તેવું થાય છે. આ ત્રણે ય પ્રકારના પરમાણુ અંદર વધતાં-ઓછા છે જ. એટલે આ વહેમ, સંદેહ, શંકા એ બધું સ્ત્રીના પરમાણુ છે. એને આપણે કહીએ, 'અમે પુરુષ છીએ, તું ગેટઆઉટ !' અમારામાં એવાં પરમાણુ ના હોય, એટલે અમને કોઈ જગ્યાએ સંદેહ ના પડે.

## 'પ્રિજ્યુડિસ' પરિણમે શંકામાં

એટલે માણસે શંકા તો ક્યારેય પણ ન કરવી. આંખે દીઠું હોય તોય શંકા ના કરવી. શંકા જેવું એકેય ભૂત નથી. શંકા તો કરવી જ નહીં. મૂળથી, શંકા ઉત્પન્ન થાય ત્યારથી જ કાઢી નાખવી કે 'દાદા'એ ના પાડી છે. કોઈ કહે, 'મેં જાતે જોયું હોય તો ? કે આ માણસ કાલે ગજવામાંથી રૂપિયા લઈ ગયો છે, ને આજે ફરી આવ્યો છે.' તોય એની પર શંકા ના

કરાય. એની પર શંકા કરવા કરતાં આપણે આપણી 'સેઈફ સાઈડ' કરી લેવી. કારણ કે એને 'પ્રિજ્યુડિસ' કહેવાય છે. આજે એ આવો ના પણ હોય. કારણ કે કેટલાંક કાયમના ચોર નથી હોતા. કેટલાંક સંજોગવશાત્ ચોર હોય છે, બહુ જ અડચણ પડી હોય તો કાઢી લે, પણ ફરી છ વર્ષ સુધી ના દેખાય. ગજવામાં મૂકી જાવ તોય એ ના અડે, એવાં સંજોગવશાત્ ચોર !

**પ્રશ્નકર્તા :** અને ઘણાં રીઢા હોય, એ ચોરી કરવાનો ધંધો જ લઈને બેઠા હોય.

**દાદાશ્રી :** એ ચોર, એ જુદી વસ્તુ છે. એવા ચોર હોય ને, ત્યાં તો આપણે કોટ છેટો મૂકી દેવો. છતાંય એને ચોર ના કહેવો, કારણ કે એ તો આપણે કંઈ એને મોંઢે ઓછા ચોર કહીએ છીએ ?! મનમાં જ કહીએ છીએ ને ? મોંઢે કહે તો ખબર પડી જાય ને ! મનમાં કહીએ તેનું જોખમ આપણું, મોંઢે કહીએ તેનું જોખમ આપણું નહીં. મોંઢે કહીએ તો માર ખાય તેનું જોખમ. અને પેલું મનમાં કહે એ આપણું જોખમ. એટલે શું કરવું જોઈએ આપણે ?

**પ્રશ્નકર્તા :** મનમાં ય નહીં રાખવું ને મારેય નહીં ખાવો.

**દાદાશ્રી :** હા, નહીં તો મોઢે કહી દે તે સારો, પેલો બે ગાળો ભાંડીને જતો રહે. પણ આ મનમાં રહ્યું, એ જોખમદારી આવે. એટલે ઉત્તમ કયું ? મનમાં યે રાખવું નહીં, ને મોઢેય કહેવું નહીં, એ ઉત્તમ. મનમાં રાખવું એને ભગવાને 'પ્રિજ્યુડિસ' કહ્યું છે. કાલે કર્મનો ઉદય હોય ને એણે લીધું, અને આજે કર્મનો ઉદય ના પણ હોય, કારણ કે, 'જગત જીવ હૈ કર્માધીના !' એટલે એવું બને કે ના બને ?

**પ્રશ્નકર્તા :** બને.

**દાદાશ્રી :** તોય પણ આપણા લોકો શંકા રાખવામાં બહુ પાકા, નહીં ? અમે તો શંકા રાખીએ જ નહીં, અને શંકા પહેલેથી જ બંધ કરી દઈએ, તાળું જ મારી દીધેલું ને ! શંકા કાઢી નાખે એ 'જ્ઞાની' કહેવાય. એ શંકાના ભૂતથી તો આખું જગત મરી રહ્યું છે. કહેશે, 'અહીંથી રહીને

આમ ગયો, આ કાલે પેઠો હતો ને લઈ ગયો હતો, તે જ હવે આમ ગયો પાછો.' એ મહીં શંકા ઊભી થઈ.

**પ્રશ્નકર્તા :** આ માણસ ડખો કરે છે, એવી એના ઉપર શંકા આવે તો શું થાય ?

**દાદાશ્રી :** ડખો કોઈ કરતું જ નથી. એવી શંકા લાવનાર જ ગુનેગાર. શંકા લાવનારને જેલમાં ઘાલી દેવો જોઈએ. બાકી એવી શંકા કરનારો માર ખાય. શંકા આવે એટલે માર ખાય. પોતે જ માર ખાય. કુદરત જ એને માર આપે. બીજા કોઈને માર આપવો નહીં પડે.

શી રીતે જગત ઘડીવારે ય જંપીને રહી શકે ?! કેટલી જાતનાં ભૂતાં, ને શંકાઓ કેટલી જાતની ?! ને શંકામાં દુઃખ કેટલું પડતું હશે !! આ જેટલા બધા તાપ છે ને, તાપ, સંતાપ, પરિતાપ, ઉત્તાપ, એ બધા શંકાથી ઊભા થયા છે.

## શંકાનું સમાધાન

તમારે શંકા કોઈ દહાડો કશી આવે નહીં ને ?

**પ્રશ્નકર્તા :** એ તો આવે જ ને !

**દાદાશ્રી :** તમને શંકા આવે તો શું કરો ?

**પ્રશ્નકર્તા :** ચકાસણી કરીએ.

**દાદાશ્રી :** ચકાસણી કરવાથી તો વધારે શંકા પાડે. હવે આ જે શંકા છે ને, આ દુનિયામાં કોઈ ચીજ, જો કદી કોઈ પણ રીતે આરાધવા જેવી ન હોય તો શંકા ! તમામ દુઃખોનું મૂળ કારણ આ શંકા છે.

એટલે અમને કોઈ કહે ને કે, 'શંકા ઊભી થઈ છે.' તે અમે તો એને શિખવાડતા કે 'શંકા જડમૂળથી ઊખેડીને ફેંકી દો. શંકા રાખવા જેવું નથી. શંકાથી માણસ ખલાસ થઈ જાય. કોઈ પણ સ્થિતિમાં શંકા ના રાખવી. પછી જે થવાનું હોય તે થાય.' શંકા તો નહીં જ રાખવી. કારણ કે શંકા રાખવાથી જે સ્થિતિ બનવાની છે તે કંઈ ઘટતું નથી, વધે છે

ઊલટું. શંકા ને વહેમ ને એવા તેવા બધી જાતના રોગો ઊભા થાય. શંકાનો રોગ, પાછો વહેમનો રોગ ઊભો થાય.

**પ્રશ્નકર્તા :** તો પછી શંકા માણસમાંથી કેવી રીતે નીકળી શકે ?

**દાદાશ્રી :** ના નીકળે કોઈ દહાડો ય, એટલે શંકા પેસવા જ ના દે તો જ બસ થયું.

**પ્રશ્નકર્તા :** પણ એ જે શંકા પેસી ગઈ હોય એ શી રીતે નીકળે ?

**દાદાશ્રી :** એ તો અમારી પાસે વિધિ કરાવે એટલે એને છૂટી કરી આપીએ. પણ શંકા મહીં ઉત્પન્ન ના થાય એ મુખ્ય વસ્તુ.

**પ્રશ્નકર્તા :** પણ શંકાનું સમાધાન તો જોઈએ ને ?

**દાદાશ્રી :** હા, શંકા જશે તો દહાડો વળશે. એવું છે ને, અહીં રાતે તમે સૂઈ ગયા હોય એને એક આવડો નાનો સાપ ઘરમાં પેસતાં દીઠો, પછી તમારે ઘરમાં સૂવાનું થાય તો શું થાય ? શંકા રહ્યા કરે ને ? એ સાપ નીકળી ગયો હોય પણ તમે જોયો ના હોય, તો તમને શંકા રહે કે ના રહે ? તો પછીથી શી દશા થાય ? પછી ઊંઘ કેવી જબરજસ્ત આવે ?

**પ્રશ્નકર્તા :** ઊંઘ ઊડી જાય !

**દાદાશ્રી :** હવે આમાં જે જાણતા ના હોય ને, તેને ઊંઘ આવે. અને જાણનાર માણસો મનમાં એમ વિચાર કરે કે 'બળ્યું, આપણે જોયું. એટલે હવે આપણને ઊંઘ નહીં આવે. પણ આ લોકોને તો સૂઈ જવા દે બિચારાંને !' જે જાણતા ના હોય તે નાખોરડાં બોલાવા માંડે. બાકી, પેલો જાણનારો હોય તેને તો ઊંઘ શી રીતે આવે ? કારણ કે એને જ્ઞાન થયેલું છે કે આવડો સાપ હતો. તો આનું શું થાય હવે ?

એટલે શાસ્ત્રો શું કહે છે ? કે સાપ પેસી ગયાનું જ્ઞાન તમને થયું હતું, એ સાપ નીકળી ગયાનું જ્ઞાન થયું હોય તો જ તમારો છૂટકારો છે. પેલો સાપ નીકળી જાય, પણ નીકળી ગયાનું જ્ઞાન ના થયું તો તમારા મનમાં શંકા રહે ને ઊંઘ ના આવે. આમથી આમ ફરે ને આમથી આમ ફરે ! આપણે કહીએ, કેમ પાસાં ફેરવો છો ? હા, એટલે મહીં શંકા રહ્યા

કરે કે 'સાપ આવશે કે શું ? આવશે કે શું ?' એ સાપ આવે તો શું લઈ લેવાનો હતો ? ગજવામાંથી કંઈ લઈ લેવાનો હતો ?

**પ્રશ્નકર્તા :** ગજવામાંથી લઈને એ શું કરે ?

**દાદાશ્રી :** ત્યારે શું કરે એ ?

**પ્રશ્નકર્તા :** ડંખ મારે.

**દાદાશ્રી :** શા હારું ? કાયદેસર હશે કે ગેરકાયદેસર ? આ દુનિયામાં ગેરકાયદેસર એક ક્ષણવાર કોઈ ચીજ થતી જ નથી. જે જે થાય છે એ કાયદેસર જ થાય છે. માટે એમાં ભૂલ ખાતા નહીં. જે થાય છે એ કાયદેસર વગર થતું જ નથી. માટે એમાં શંકા ના કરશો. જે થઈ ગયું એ કાયદેસર જ હતું. હવે ત્યાં આપણું જ્ઞાન શું કહે છે ? કે ''સાપ પેસી ગયો તો મેલ ને છાલ, 'વ્યવસ્થિત' છે. સૂઈ જાને, છાનોમાનો !'' તે આપણું જ્ઞાન તો એને નિઃશંક ઊંઘાડે !

આવું તો અમે ઘણી જગ્યાએ સૂઈ ગયેલા. કારણ કે અમારો ધંધો બધો જંગલમાં ને, તે અમે આવું ઘણી જગ્યાએ સૂઈ ગયેલા. એ સાપ આ બાજુ સૂઈ રહ્યો હોય, આપણને ય દેખાય. પછી સવારમાં ઊઠીએ ત્યારે આપણે જોઈએ કે પેલો સાપ હજુ અહીં સૂઈ રહ્યો છે. તે એ ય સૂઈ રહ્યો હોય ને આપણે ય સૂઈ રહ્યા હોય. ત્યારે જંગલમાં એ બિચારો ક્યાં જાય ? એને જ્યાં જગ્યા મળે ત્યાં ઘર એનું. એને કંઈ સાસરીયે નહીં ને ! આપણે તો સાસરીમાં ય બે દહાડા જઈ આવીએ !

તેથી અમે 'વ્યવસ્થિત' કહ્યું છે ને, 'એક્ઝેક્ટનેસ' છે. એમાં મીનમેખ ફેરફાર નથી.

## પ્રત્યેક પર્યાયમાંથી પસાર

આ તો બધી મેં પૃથક્કરણ કરેલી વસ્તુઓ છે. ને તે આ એક અવતારની નથી. એક અવતારમાં તો આટલાં બધાં પૃથક્કરણ થાય ? એંસી વર્ષમાં કેટલાંક પૃથક્કરણ થાય તે ?! આ તો કેટલાંય અવતારનું પૃથક્કરણ છે, તે બધું આજે હાજર થાય છે.

**પ્રશ્નકર્તા :** આટલાં બધાં અવતારોનું પૃથક્કરણ એ અત્યારે ભેગું થઈ કેવી રીતે હાજર થાય ?

**દાદાશ્રી :** આવરણ તૂટ્યું એટલે. મહીં જ્ઞાન તો, છે જ બધું. આવરણ તૂટવું જોઈએ ને ? સિલકમાં જ્ઞાન તો છે જ, પણ આવરણ તૂટે એટલે પ્રગટ થઈ જાય !

બધાં જ ફેઝીઝનું જ્ઞાન મેં ખોળી કાઢેલું. દરેક 'ફેઝીઝ'માંથી હું પસાર થયેલો છું અને દરેક 'ફેઝ'નો 'એન્ડ' મેં લાવી નાખેલો છે. ત્યાર પછી 'જ્ઞાન' થયેલું છે આ.

ચંદ્રનાં કેટલા 'ફેઝ' ? આખા પંદર 'ફેઝ'. તે પંદર 'ફેઝ'માં તો આખા જગતને અનંતકાળથી રમાડે છે ! 'ફેઝ' આખા પંદર અને આખા જગતને અનંતકાળથી રમાડ રમાડ કરે. એનો એ જ ચંદ્રમા આજે ત્રીજ કહેવાય છે એટલું જ છે. જગતનાં લોક ત્રીજ કહે છે, પણ ચંદ્રમા તેનો તે જ છે. અને પાછો ચંદ્રમા શું કહેશે ? 'હું ત્રીજ છું, હું ત્રીજ છું. ત્યારે જગતના લોકો બહાર નીકળીને કહેશે, 'શું બોલ બોલ કરે છે તે ? કાલે ચોથ નથી થવાની ? ગઈ કાલે બીજ હતી. બોલ બોલ શું કરે છે તે ?' ચંદ્રમા તેનો તે જ છે. આ બીજ, ત્રીજ, ચોથ, પાંચમ થયા જ કરવાની ! અને એની પરે ય લોક શંકા કરે. 'ન હોય આ ત્રીજ, આ તો બીજ છે' કહેશે. ત્યારે પેલો કહેશે, 'ત્રીજ છે. આની પરે ય શંકા કરે છે કે આ બીજ છે ?' લે !! શંકાને કંઈ ખોળવા જવાનું છે ?

તેથી તો દુઃખી છે બધાં. લોકો દુઃખી છે, એનું કારણ જ શંકા છે. નર્યું દુઃખ, દુઃખ ને દુઃખ જ છે. આ વાત તેથી હું સમજવાનું કહું છું ને, કે સમજો, સમજો, સમજો ! બધાં 'ફેઝીઝ' સમજવા જેવાં છે. જગતનાં તમામ 'ફેઝીઝ' મારી પાસે આવેલાં છે. એવું એક 'ફેઝ' બાકી નથી કે જેમાંથી હું પસાર ના થયો હોઉં ! દરેક અવતારનાં 'ફેઝીઝ' મને ખ્યાલમાં છે અને દરેક 'ફેઝ'ના અનુભવવાળી આ વાત છે.

## 'તે' 'સેટલ' કરે, વ્યવહાર

'જે' વ્યવહારની બહાર છે, તે 'સેટલ' કરી આપે ! નહીં તો ત્યાં

સુધી વ્યવહારમાં 'સેટલ' થાય નહીં. જે વ્યવહારમાં જ છે, એને તો વ્યવહારનું ભાન જ ના હોય ને ! વ્યવહારનો આગ્રહ હોય, વ્યવહારમાં જ હોય. એટલે વ્યવહારની એને ખબર જ ના હોય ને ! 'જ્ઞાની પુરુષ' વ્યવહારની બહાર હોય. એટલે એમની વાણી જ એવી નીકળે કે બધું આપણને 'એક્ઝેક્ટ' થઈ જાય. શંકા કાઢ્યે જાય નહીં, 'જ્ઞાની પુરુષ'ના કહેવાથી શંકા જતી રહે. બાકી, શંકા કાઢ્યે ના જાય, ઊલટી વધે.

## શંકા નુકસાન જ કરાવે

બહાર તો બીજા લોકો ઊલટાં કહે, જેને પૂછવા જાય ત્યારે કહે, 'ભાઈ, સાચી વાત હોય તોય શંકા થાય ને ! શંકા ના થાય તો આપણે માણસ શાનાં ? જાનવરમાં કંઈ શંકા થાય છે ? આપણે મનુષ્ય છીએ એટલે આ છોડીઓ ઉપર શંકા તો થાય જ ને !' એવું શિખવાડે. હું શંકા શાથી ઉડાડી દઉં છું ? કારણ કે શંકા તો કશી ય 'હેલ્પ' કરશે નહીં. એક તસુવાર, એક વાળ જેટલી ય 'હેલ્પ' કરશે નહીં ને નુકસાન પાર વગરનું કરશે. એટલે હું શંકા ઉડાડી દઉં છું. શંકા જો 'હેલ્પ' કરતી હોય તો મારાથી એવું ના બોલાય. દસ ટકા ય શંકા 'હેલ્પ' કરતી હોય ને નેવું ટકા નુકસાન કરતી હોય તોય મારાથી ના બોલાય. આ તો એક વાળ પૂરતી 'હેલ્પ' નથી કરતી ને નુકસાન પાર વગરનું !

## શંકા તો ઠેઠ મરણ કરાવે

અને આ શંકા એ જ વિનાશનું કારણ છે. શંકાએ જ મારી નાખ્યા લોકોને. અને શંકા પડી તો શંકાનો 'એન્ડ' ના હોય. શંકાનો 'એન્ડ' આવે નહીં, એટલે માણસ ખલાસ થઈ જાય.

બનતાં સુધી સ્ત્રીઓ શંકા આવી હોય તોય ભૂલી જાય. પણ જો કદી યાદ રહી ગઈ તો શંકા જ એને મારી નાખે ને પુરુષો તો શંકા ના આવી હોય તો ય ઊભી કરે. સ્ત્રી શંકા રાખે એટલે પછી એ ડાકણ કહેવાય. એટલે ભૂત ને ડાકણ બેઉ વળગ્યું. એ પછી મારી જ નાખે માણસને. હું તો પૂછી લઉં કે કોની કોની પર શંકા થાય છે ? ઘરમાં હઉ શંકા થાય છે બધે ? આડોશી-પાડોશીઓ, ભાઈઓ, બઈના પર, બધા પર શંકા થાય છે ? તો

ક્યાં થાય છે ? તમે મને કહો તો હું તમને સમું કરી આપું.

બાકી, આ શંકા એ તો ચેપી રોગ ફેલાયેલો છે. એ શંકા કરનાર બહુ દુઃખી થાય ને ! મુશ્કેલી ને !! આ તો શંકાશીલ થયા એટલે પછી બધાં ઉપર શંકા પડે. અને આ દુનિયામાં શંકાશીલ અને મરેલો, બે સરખાં જ છે. જે માણસને બધે શંકા આવ્યા કરતી હોય તે શંકાશીલ. શંકાશીલ ને મરેલો, બેમાં ફેર નથી. એ મરેલું જીવન જીવે.

## સુંદર સંચાલન ત્યાં શંકા શી ?

શંકા કોઈ વસ્તુ પર નહીં રાખવાની. શંકા એ મહાદુઃખ છે. એના જેવું કોઈ દુઃખ જ નથી.

આ રાતે તમે હાંડવો ખાધેલો ? અને તે હાંડવો ખઈને પછી સહેજ દૂધ પીને સૂઈ ગયેલા કે નહીં સૂઈ ગયેલા ? તો પછી મહીં તપાસ કરી નહીં કે મહીં પાચકરસ પડ્યા કે પિત્ત પડ્યું કે ના પડ્યું, એ બધું ? 'બાઈલ' કેટલું પડ્યું, કેટલાં પાચકરસ પડ્યા, એ બધી તપાસ કરી નહીં ?

**પ્રશ્નકર્તા :** એ બધું તો થવાનું જ ને ! એ 'ઓટોમેટિકલી' થવાનું જ છે. એ કંઈ તપાસ કરવાની શી જરૂર !

**દાદાશ્રી :** તો આ બહાર 'ઓટોમેટિક' નહીં થતું હોય ? આ અંદર તો આવડું મોટું સરસ ચાલે છે. બહાર તો કશું કરવાનું જ નથી. અંદર તો લોહી, યુરિન, સંડાસ બધું જુદું કરે છે, કેવું સુંદર કરે છે ! પછી, બચ્ચાવાળી મા હોય તો દૂધ એ બાજુ મોકલે. કેટલી તૈયારી છે બધી ! ને તમે તો નિરાંતે ઊંઘો છો ઘોર ! ને મહીં તો સરસ ચાલે છે. કોણ ચલાવે છે આ ? અંદરનું ચલાવે છે કોણ ? ને એની પર શંકા નથી પડતી ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તો બહારની ય શંકા ના કરાય. અંતઃકરણમાં જે થઈ રહ્યું છે તે જ બહાર થાય છે, તો શું કરવા હાય હાય કરો છો ? વચ્ચે મહીં હાથ શું કરવા ઘાલો છો તે ? આ ઉપાધિ શા સારુ વેઠો છો તે ? વગર કામની ઉપાધિ !

## સર્વકાળે શંકા જોખમી જ

આ છોડીઓ બહાર જતી હોય, ભણવા જતી હોય તો ય આમ શંકા. 'વાઈફ' ઉપરે ય શંકા. એવો બધો દગો ! ઘરમાં ય દગો જ છે ને, અત્યારે ! આ કળિયુગમાં પોતાના ઘરમાં જ દગો હોય. કળિયુગ એટલે દગાનો કાળ. કપટ ને દગો, કપટ ને દગો, કપટ ને દગો ! એમાં શું સુખને માટે કરે છે ? તે ય ભાન વગર બેભાનપણે ! બુદ્ધિશાળી માણસને દગો ને કપટ ના હોય. નિર્મળ બુદ્ધિવાળાને ત્યાં કપટ ને દગો ના હોય. આ તો 'ફૂલિશ' માણસને ત્યાં અત્યારે દગો ને કપટ હોય. કળિયુગ એટલે 'ફૂલિશ' જ ભેગાં થયાં છે ને !

**પ્રશ્નકર્તા :** પણ આ જે દગો ને કપટ થાય, એમાં પણ રાગ અને દ્વેષ કામ કરે ને ?

**દાદાશ્રી :** એ રાગ-દ્વેષ હોય તો જ આ બધું કામ થાય ને ! નહીં તો રાગ-દ્વેષ નથી, તેને તો કશું છે જ નહીં ને ! રાગ-દ્વેષ ના હોય તો જે કરે, એ કપટ કરે તો વાંધો નથી ને સારું કરે તો ય વાંધો નથી. કારણ કે એ ધૂળમાં રમે છે ખરો, પણ તેલ ચોપડેલું નથી અને પેલો તેલ ચોપડીને ધૂળમાં રમે છે.

**પ્રશ્નકર્તા :** પણ આ દગો ને કપટ કરવામાં બુદ્ધિનો ફાળો ખરો ને ?

**દાદાશ્રી :** ના, સારી બુદ્ધિ, એ કપટ ને દગો કાઢી નાખે. બુદ્ધિ 'સેફસાઈડ' રાખે. એક તો શંકા મારી નાખે, પછી આ કપટ ને દગો તો હોય જ, અને પાછાં પોતાના સુખમાં જ દરેક રાચતા હોય.

**પ્રશ્નકર્તા :** પણ પોતાના સુખમાં રહેવા માટે બુદ્ધિના ઉપયોગથી દગો ને કપટ રમી શકે ને ?

**દાદાશ્રી :** જ્યાં પોતાની જાતનું સુખ ખોળવું ત્યાં સારી બુદ્ધિ હોય જ નહીં ને ! સારી બુદ્ધિ તો સામુદાયિક સુખ ખોળે કે આખું મારું ઘર સુખી થાય. પણ આ તો છોકરો પોતાનું સુખ ખોળતો હોય, બૈરી પોતાનું

સુખ ખોળતી હોય, છોડી પોતાનું સુખ ખોળતી હોય, બાપ પોતાનું સુખ ખોળતો હોય, દરેક પોતપોતાનાં સુખ ખોળે છે. આ તો ઊઘાડું કરે ને, તો ઘરનાં માણસો ભેગાં રહે નહીં. પણ આ તો બધાય ભેગાં રહે છે ને ખાય છે ને પીવે છે ! ઢાંકેલું તે જ સારું.

બાકી શંકા રાખવા જેવી ચીજ જ નથી, કોઈ પ્રકારે. એ શંકા જ માણસને મારી નાખે. આ બધાં શંકાને લઈને મરી જ રહ્યાં છે ને ! એટલે આ દુનિયામાં મોટામાં મોટું ભૂત હોય તો શંકાનું ભૂત છે. મોટામાં મોટું ભૂત ! જગતમાં કંઈક લોકોને ખઈ ગયેલી, ભરખી ગયેલી ! માટે શંકા ઊભી જ ના થવા દેવી. શંકા જન્મતાં જ મારવી. ગમે તેવી શંકા ઊભી થાય તો જન્મતાં જ એને મારવી, એનો વેલો વધવા ના દેવો. નહીં તો જંપીને નહીં બેસવા દે શંકા, એ કોઈને જંપીને ના બેસવા દે. શંકાએ તો લોકોને મારી નાખેલા. મોટા મોટા રાજાઓને, ચક્રવર્તીઓને પણ શંકાએ મારી નાખેલા.

## એનાં જોખમ તો ભારે

લોકોએ કહ્યું હોય 'આ નાલાયક માણસ છે' તો ય આપણે એને લાયક કહેવો. કારણ કે વખતે નાલાયક ના પણ હોય. ને એને નાલાયક કહેશો તો બહુ દોષ બેસશે. સતી હોય ને જો વેશ્યા કહેવાઈ ગઈ તો ભયંકર ગુનો, તેનું કેટલાંય અવતાર સુધી ભોગવ્યા કરવું પડશે. માટે કોઈનાયે ચારિત્ર-સંબંધમાં બોલશો નહીં. કારણ કે એ ખોટું નીકળે તો ? લોકોના કહેવાથી આપણે ય કહેવા લાગીએ તો એમાં આપણી શી કિંમત રહી ? અમે તો એવું કોઈ દહાડો યે કોઈનું યે બોલીએ નહીં, ને કોઈને ય બોલ્યો નથી. હું તો હાથ જ ના ઘાલું ને ! એ જવાબદારી કોણ લે ? કોઈનાં ચારિત્ર્ય સંબંધી શંકા ના કરાય. બહુ મોટું જોખમ છે. શંકા તો અમે ક્યારે ય લાવીએ નહીં. જોખમ આપણે શું કરવા લઈએ ?

## અંધારામાં, કેટલીક આંખો તાણવી ?

**પ્રશ્નકર્તા :** પણ શંકાથી જોવાની મનની ગ્રંથિ પડી ગઈ હોય તો ત્યાં કયું 'એડજસ્ટમેન્ટ' લેવું ?

**દાદાશ્રી :** આ તમને દેખાય છે કે આનું ચારિત્ર ખરાબ છે. તે શું

તેવું પૂર્વે નહોતું ? આ તો ઓચિંતું કંઈ ઉત્પન્ન થઈ ગયેલું છે ? એટલે સમજી લેવા જેવું છે આ જગત, કે આ તો આમ જ હોય. આ કાળમાં ચારિત્ર્ય-સંબંધી કોઈનું જોવું જ નહીં. આ કાળમાં તો બધે એવું જ હોય. ઉઘાડું ના હોય, પણ મન તો બગડે જ. એમાં સ્ત્રી ચારિત્ર્ય તો નર્યું કપટ અને મોહનું જ સંગ્રહસ્થાન, તેથી તો સ્ત્રીનો અવતાર આવે. આમાં સહુથી સારામાં સારું એ કે જે વિષયથી છૂટ્યા હોય.

**પ્રશ્નકર્તા :** આ ચારિત્રમાં તો આમ જ હોય એ જાણીએ. છતાં ય મન શંકા દેખાડે ત્યારે તન્મયાકાર થઈ જવાય. ત્યાં કયું 'એડજસ્ટમેન્ટ' લેવું ?

**દાદાશ્રી :** આત્મા થયા પછી બીજામાં પડવું જ નહીં. આ બધું 'ફોરેન ડીપાર્ટમેન્ટ'નું છે. આપણે 'હોમ'માં રહેવું. આત્મામાં રહો ને ! આવું 'જ્ઞાન' ફરી ફરી મળે એવું નથી, માટે કામ કાઢી લો. એક જણને એની 'વાઈફ' પર શંકા આવ્યા કરે. તેને મેં કહ્યું કે શંકા શેને લીધે થાય છે ? તેં જોયું તેને લીધે શંકા થાય છે ? શું નહોતું જોયું ત્યારે નહોતું બનતું આવું ? આપણા લોક તો પકડાય, તેને ચોર કહે. પણ પકડાયો નથી, તે બધા મહીંથી ચોર જ છે. પણ આ તો પકડાયો, તેને ચોર કહે છે. અલ્યા, એને શું કરવા ચોર કહે છે ? એ તો સુંવાળો હતો. ઓછી ચોરી કરી છે તેથી પકડાયો. વધારે ચોરી કરનારાં પકડાતાં હશે ?

**પ્રશ્નકર્તા :** પણ પકડાય ત્યારે ચોર કહેવાય ને ?

**દાદાશ્રી :** ના, ઓછી ચોરીઓ કરે તે પકડાય. અને પકડાય એટલે લોક એને ચોર કહે. અલ્યા, ચોર તો આ નથી પકડાતા તે છે. પણ જગત તો આવું જ છે.

એટલે એ ભાઈ મારું વિજ્ઞાન આખું સમજી ગયો. પછી એ મને કહે છે કે, 'મારી વાઈફ ઉપર હવે બીજા કોઈનો હાથ ફરે તો ય હું ભડકું નહીં.' હા, આવું જોઈએ. મોક્ષે જવું હોય તો આમ છે. નહીં તો લઢવાડ કર્યા કરો તમારી મેળે. તમારી 'વાઈફ' કે તમારી સ્ત્રી આ દુષમકાળમાં તમારી થાય નહીં. અને એવી ખોટી આશા રાખવી ય ફોગટ છે. આ દુષમકાળ છે, એટલે આ દુષમકાળમાં તો જેટલાં દહાડા આપણને રોટલા ખવડાવે છે એટલાં

દહાડા આપણી અને નહીં તો બીજાને ખવડાવે તો એની.

એટલે બધા 'મહાત્મા'ઓને કહી દીધેલું કે શંકા ના રાખશો. નહીં તો ય મારું કહેવાનું, કે જોયું ના હોય ત્યાં સુધી તેને સત્ય માનો છો જ શા માટે, આ કળિયુગમાં ? આ છે જ પોલમ્પોલ છે, જે મેં જોયું છે તેનું તમને વર્ણન કરું તો બધાં માણસ જીવતાં જ ના રહે. તો હવે એવાં કાળમાં એકલા પડી રહેવું મસ્તીમાં અને આવું 'જ્ઞાન' જોડે હોય, એના જેવું તો એકુંય નહીં.

માટે કામ કાઢી લેવા જેવું છે અત્યારે. તેથી અમે કહીએ છીએ ને, કે કામ કાઢી લો, કામ કાઢી લો, કામ કાઢી લો ! એ કહેવાનો ભાવાર્થ એટલો જ છે કે આવું કોઈ કાળે આવતું નથી અને આવ્યું છે તો માથું મેલીને કામ કાઢી લો !

એટલે તમને સમજાયું ને ? કે ના જોયું તો કશું થાત નહીં. આ તો દેખ્યાનું ઝેર છે !

**પ્રશ્નકર્તા :** હા, દેખાયું એટલે જ એવું થાય છે.

**દાદાશ્રી :** આ બધું જગત અંધારામાં પોલ જ ચાલી રહ્યું છે. અમને આ બધું 'જ્ઞાન'માં દેખાયું. અને તમને જોવામાં ના આવ્યું એટલે તમે જુઓ અને ભડકો ! અલ્યા, ભડકો છો શું ? બધું આમાં, આ તો આમ જ ચાલી રહ્યું છે, પણ તમને દેખાતું નથી. આમાં ભડકવા જેવું છે જ શું ? તમે આત્મા છો, તો ભડકવા જેવું ક્યાં રહ્યું ? આ તો બધું જે 'ચાર્જ' થઈ ગયેલું, તેનું જ 'ડિસ્ચાર્જ' છે ! જગત ચોખ્ખું 'ડિસ્ચાર્જ'મય છે. 'ડિસ્ચાર્જ'ની બહાર આ જગત નથી. એટલે અમે કહીએ છીએને, 'ડિસ્ચાર્જ'મય છે એટલે કોઈ ગુનેગાર નથી.

**પ્રશ્નકર્તા :** એટલે એમાં ય કર્મનો સિદ્ધાંત કામ કરે ને ?

**દાદાશ્રી :** હા, કર્મનો સિદ્ધાંત જ કામ કરી રહ્યો છે. બીજું કશું નહીં. માણસનો દોષ નથી, આ કર્મ જ ભમાવે છે બિચારાંને. પણ એમાં શંકા રાખે ને, તો પેલો મરી જાય વગર કામનો.

## મોક્ષે જનારાઓને

દેહાધ્યાસ છૂટે તો જાણવું કે મોક્ષે જવાની તૈયારી થઈ. દેહાધ્યાસ એટલે દેહમાં આત્મબુદ્ધિ ! એ બધું દેહાધ્યાસ કહેવાય. કોઈ ગાળ ભાંડે, મારે, આપણી 'વાઈફ'ને આપણી રૂબરૂ ઉઠાવી જાય તો ય મહીં રાગ-દ્વેષ ના થાય તો જાણવું કે વીતરાગનો માર્ગ પકડ્યો છે ! લોક તો પછી પોતાની નબળાઈને લઈને ઉઠાવી જવા દે છે ને ! પેલો જબરો હોય તો 'વાઈફ'ને ઉઠાવી જવા દે છે ને !

એટલે આ કશું પોતાનું છે જ નહીં. આ બધું જ પારકું છે. માટે વ્યવહારમાં રહેવું હોય તો વ્યવહારમાં મજબૂત થા ને મોક્ષે જવું હોય તો મોક્ષને લાયક થા ! જ્યાં આ દેહ પણ પોતાનો નથી ત્યાં સ્ત્રી પોતાની શી રીતે થાય ? છોડી પોતાની શી રીતે થાય ? એટલે તમારે તો બધી જાતનું વિચારી નાખવું જોઈએ, કે સ્ત્રી ઉઠાવી જાય તો શું કરવું ?

જે બનવાનું છે તેમાં ફેરફાર થાય એવું નથી, એવું 'વ્યવસ્થિત' છે. માટે ભડકશો નહીં. એટલે એમ કહ્યું છે કે 'વ્યવસ્થિત' છે ! ના જોવામાં આવે ત્યારે કહેશે, મારી વહુ. અને જોયું એટલે ફફડાટ ! અલ્યા, પહેલેથી હતું જ આવું. આમાં નવું ખોળશો જ નહીં.

**પ્રશ્નકર્તા :** પણ 'દાદા'એ બહુ ઢીલું મૂકી દીધું.

**દાદાશ્રી :** મારું કહેવાનું કે દુષમકાળમાં આપણે ખોટી આશા રાખીએ એનો અર્થ જ નથી ને ! અને આ સરકારે પણ 'ડાયવોર્સ'નો કાયદો કાઢી આપ્યો. સરકાર પહેલેથી જાણે કે આવું થવાનું છે. માટે કાયદો પહેલો નીકળે. એટલે હંમેશાં દવાનો છોડવો પહેલો પાકે, ત્યાર પછી રોગ ઉત્પન્ન થાય. એવી રીતે આ કાયદો પહેલો નીકળે, ત્યાર પછી અહીં લોકોના એવાં બનાવ બને !

## ચારિત્ર સંબંધી 'સેઈફ સાઈડ'

માટે જેને બૈરીના ચારિત્ર સંબંધી શાંતિ જોઈતી હોય તો તેણે રંગે એકદમ કાળી છૂંદણાવાળી બૈરી લાવવી કે જેથી જેનું કોઈ ઘરાક જ ના

થાય, કોઈ એને સંઘરે જ નહીં. અને એ જ એમ કહે કે, 'મને કોઈ સંઘરનારા નથી. આ એક ધણી મળ્યા એ જ સંઘરે છે.' એટલે એ તમને 'સિન્સીયર' રહે, બહુ 'સિન્સીયર' રહે. બાકી, રૂપાળી હોય તેને તો લોક ભોગવે જ. રૂપાળી હોય એટલે લોકોની દૃષ્ટિ બગડવાની જ ! કોઈ રૂપાળી વહુ લાવે તો અમને એ જ વિચાર આવે કે આની શી દશા થશે ! કાળી છૂંદણાવાળી હોય તો જ 'સેઈફસાઈડ' રહે.

વહુ બહુ રૂપાળી હોય ત્યારે પેલો ભગવાન ભૂલે ને ! અને ધણી બહુ રૂપાળો હોય તો એ બઈ ય ભગવાન ભૂલે ! માટે રીતસર બધું સારું. આપણા ઘૈડિયા તો એવું કહેતા કે 'ખેતર રાખવું ચોપાટ, અને બૈરું રાખવું કોબાડ' આવું શાના માટે કહેતા ? કે જો વહુ બહુ રૂપાળી હશે તો કો'ક નજર બગાડશે. એનાં કરતાં આ વહુ જરા કદરૂપી સારી, જેથી કોઈ નજર બગાડે નહીં ને ! આ ઘૈડિયાઓ બીજી રીતે કહેતા હતા, એ ધર્મની રીતે નહોતા કહેતા. હું ધર્મની રીતે કહેવા માગું છું. વહુ કદરૂપી હોય તો આપણને કોઈ ભો જ નહીં ને ! ઘેરથી બહાર નીકળ્યા તો ય કોઈ નજર બગાડે જ નહીં ને ! આપણા ઘૈડિયા તો બહુ પાકા હતાં. પણ હું જે કહેવા માગું છું તે એવું નથી, એ જુદું છે. એ કદરૂપી હોય ને, તે આપણા મનને બહુ હેરાન ના કરે, ભૂત થઈને વળગે નહીં.

## કેવી દગાખોરી આ !

આ લોક તો કેવાં છે ? કે જ્યાં 'હોટલ' દેખે ત્યાં 'જમે.' માટે શંકા રાખવા જેવું જગત નથી. શંકા જ દુઃખદાયી છે. હવે જ્યાં હોટલ દેખે ત્યાં જમે, એમાં પુરુષે ય એવું કરે છે ને સ્ત્રી પણ એવું કરે છે. પાછું સામા પુરુષને એવું નથી કે મારી સ્ત્રી શું કરતી હશે ? એ તો એમ જ જાણે કે મારી સ્ત્રી તો સારી છે. પણ એની સ્ત્રી તો એને પાઠો ભણાવતી હોય ! પુરુષો પણ સ્ત્રીને પાઠ ભણાવે અને સ્ત્રીઓ પણ પુરુષોને પાઠો ભણાવે !! તો પણ સ્ત્રીઓ જીતે છે. કેમ કે આ પુરુષોને કપટ નહીંને ! તેથી પુરુષો સ્ત્રીઓથી છેતરાઈ જાય !

એટલે જ્યાં સુધી 'સિન્સીયારિટી-મોરાલિટી' છે, ત્યાં સુધી સંસાર ભોગવવા જેવો હતો. અત્યારે તો ભયંકર દગાખોરી છે. આ દરેકને એની

'વાઈફ'ની વાત કહી દઉં તો કોઈ પોતાની 'વાઈફ' પાસે જાય નહીં. હું બધાનું જાણું, પણ કશું ય કહું કરું નહીં. જો કે પુરુષે ય દગાખોરીમાં કંઈ ઓછો નથી. પણ સ્ત્રી તો નર્યું કપટનું જ કારખાનું ! કપટનું સંગ્રહસ્થાન બીજે ક્યાંય ના હોય, એક સ્ત્રીમાં જ હોય.

## આવા દગામાં મોહ શા ?

આ સંડાસ હોય છે, તેમાં સહુ કોઈ લોકો જાય ને ? કે એક જ માણસ જાય ?

**પ્રશ્નકર્તા :** બધાં જ જાય.

**દાદાશ્રી :** તો બધાં જેમાં જાય એ સંડાસ કહેવાય છે. એટલે જ્યાં આગળ બહુ લોક જાય ને, એનું નામ સંડાસ ! જ્યાં સુધી એકપત્નીવ્રત અને એક પતિવ્રત હોય ત્યાં સુધી એ ઊંચામાં ઊંચી વસ્તુ કહેવાય. ત્યાં સુધી ચારિત્ર કહેવાય, નહીં તો પછી સંડાસ કહેવાય. તમારે ત્યાં સંડાસમાં કેટલાં માણસ જતાં હશે ?

**પ્રશ્નકર્તા :** ઘરનાં બધાં જ જાય.

**દાદાશ્રી :** એક જ જણ ના જાય ને ? એટલે પછી બે જાય કે બધાં જ જાય, પણ એ સંડાસ કહેવાય.

આ તો હોટલ આવી ત્યાં જમે. અરે, ખાય-પીવે હઉં ! માટે શંકા કાઢી નાખજો. શંકાથી તો હાથમાં આવેલો મોક્ષ પણ જતો રહે. એટલે આપણે એમ જ સમજી લેવાનું કે એને હું પૈણેલો છું અને એ મારી ભાડૂતી છે ! બસ, આટલું મનમાં સમજી રાખવાનું. પછી તે બીજાં ગમે તેની જોડે ફરતી હોય તોય આપણે શંકા ના કરવી. આપણે કામ સાથે કામ છે ને ? આપણને સંડાસની જરૂર હોય તો સંડાસ જઈ આવવું ! ગયા વગર ચાલે નહીં, એનું નામ સંડાસ. તેથી તો જ્ઞાનીઓ ચોખ્ખું કહે છે ને, કે સંસાર એ દગો છે.

**પ્રશ્નકર્તા :** દગો નથી લાગતો એ શા કારણે ?

**દાદાશ્રી :** મોહને લઈને ! અને કોઈ કહેનાર પણ મળ્યો નથી ને !

પણ લાલ વાવટો ધરે તો ગાડી ઊભી રહે, નહીં તો ગાડી જઈને નીચે પડે.

## શંકાની પરાકાષ્ઠાએ સમાધાન

એટલે શંકાથી જ જગત ઊભું રહ્યું છે. જે ઝાડને સૂકવવાનું છે, તેને જ શંકા કરીને પાણી છાંટે છે ને તેનાથી વધારે ઊભું થાય છે. એટલે કોઈ જાતની શંકા કરવા જેવું આ જગત નથી.

હવે તમને બીજી કોઈ સંસારની શંકા પડે છે ? તમારી 'વાઈફ' બીજા કોઈની જોડે બાંકડે બેઠી હોય અને તે છેટેથી તમને જોવામાં આવે, તો તમને શું થાય ?

**પ્રશ્નકર્તા :** હવે કશું ના થાય. થોડી આમ 'ઇફેક્ટ' થાય, પછી કશું ના થાય. પછી તો 'વ્યવસ્થિત' છે અને એ ઋણાનુબંધ છે, એમ ખ્યાલ આવી જાય.

**દાદાશ્રી :** કેવા પાકાં છે ! ગુણાકાર કેટલો બધો છે ! અને શંકા તો ના થાય ને ?

**પ્રશ્નકર્તા :** ના થાય, દાદા.

**દાદાશ્રી :** અને આ લોક તો 'વાઈફ' સહેજ મોડી આવે તો ય શંકા કર્યા કરે. શંકા કરવા જેવી નથી. ઋણાનુબંધની બહાર કશું જ થવાનું નથી. એ ઘેર આવે એટલે એને સમજ પાડવી, પણ શંકા કરવી નહીં. શંકા તો ઊલટું પાણી વધારે છાંટે. હા, ચેતવવું ખરું. પણ શંકા કશી રાખવી નહીં. શંકા રાખનાર મોક્ષ ખોઈ બેસે છે.

એટલે આપણે જો છૂટવું હોય, મોક્ષે જવું હોય તો આપણે શંકા કરવી નહીં. કોઈ બીજો માણસ તમારી 'વાઈફ'ના ગળે હાથ નાખીને ફરતો હોય ને એ તમારા જોવામાં આવ્યું, તો શું આપણે ઝેર ખાવું ?

**પ્રશ્નકર્તા :** ના, એવું શું કરવા કરું !

**દાદાશ્રી :** તો પછી શું કરવું ?

**પ્રશ્નકર્તા :** થોડું નાટક કરવું પડે, પછી સમજાવવું. પછી તો જે કરે

તે 'વ્યવસ્થિત'.

**દાદાશ્રી :** હા, બરોબર છે. તમારી 'વાઈફ' ઉપર ને ઘરમાં કોઈની ઉપરે ય તમને શંકા હવે બિલકુલ થાય નહીં ને ?! કારણ કે આ બધી 'ફાઈલો' છે. એમાં શંકા કરવા જેવું શું છે ? જે હિસાબ હશે, જે ઋણાનુબંધ હશે, એ પ્રમાણે ફાઈલો ભટકશે અને આપણે તો મોક્ષે જવું છે.

## એ તો ભયંકર રોગ

નહીં તો હવે ત્યાં આગળ એ વહેમ પેસી ગયો, તો એ વહેમ બહુ સુખ આપે (!), નહીં ?

**પ્રશ્નકર્તા :** અંદર કીડા જેવું કામ કરે, કોતર્યા કરે.

**દાદાશ્રી :** હા, જાગ્રતકાળ બધો ય એને કરડી ખાય. ટી.બી.નો રોગ ! ટી.બી. તો સારો કે અમુક કાળ સુધી જ અસર કરે, પછી ના કરે. એટલે આ શંકા એ તો ટી.બી.નો રોગ છે. એ શંકા જેને ઉત્પન્ન થઈ ગઈ એને ટી.બી.ની શરૂઆત થઈ ગઈ. એટલે શંકા કોઈ રીતે 'હેલ્પ' કરે નહીં. શંકા નુકસાન જ કરે. એટલે શંકા તો મૂળમાંથી, એ ઊગે ત્યારથી જ બંધ કરી દેવી, બારી પાડી દેવી. નહીં તો તો ઝાડ રૂપે થાય એ તો !

## શંકાની અસરો

શંકાનો અર્થ શો ? લોકોને દૂધપાક જમાડવો છે એ દૂધપાકમાં એક શેર મીઠું નાખી દેવું, એનું નામ શંકા. પછી શું થાય ? દૂધપાક ફાટી જાય. એટલી જવાબદારીનો તો લોકોને ખ્યાલ નથી. અમે શંકાથી તો બહુ છેટા રહીએ. વિચાર આવે અમને બધી જાતના. મન છે તે વિચાર તો આવે, પણ શંકા ના પડે. હું શંકાની દૃષ્ટિથી કોઈને જોઉં તો બીજે દહાડે એનું મન જ જુદું પડી જાય મારાથી !

એટલે કોઈ પણ વસ્તુમાં શંકા પડે, તે શંકાઓ નહીં રાખવી. આપણે જાગ્રત રહેવું, પણ સામા ઉપર શંકાઓ નહીં રાખવી. શંકા આપણને મારી નાખે. સામાને જે થવાનું હોય તે થાય, પણ આપણને તો એ શંકા મારી જ નાખે. કારણ કે એ શંકા તો માણસ મરી જાય ત્યાં સુધી

એને છોડે નહીં. શંકા પડે એટલે માણસનું વજન વધે કે ? માણસ મડદાંની જેમ જીવતા હોય તેના જેવું થાય.

એટલે કોઈ પણ વાતમાં શંકા ના કરે તો ઉત્તમ છે. શંકા તો જડમૂળથી કાઢી નાખવાની. વ્યવહારમાં ય શંકા કાઢી નાખવાની છે. શંકા 'હેલ્પ' નથી કરતી, નુકસાન જ કરે છે. અને આ રિસાવું એ ય ફાયદો નથી કરતું, નુકસાન જ કરે છે. કેટલાક શબ્દો એકાંતે નુકસાન કરે છે. એકાંતે એટલે શું ? લાભાલાભ હોય તો તો ઠીક છે વાત પણ આ તો એકાંતે અલાભ જ બધો. એવાં ગુણો (!) કાઢી નાખે તો સારું.

## બુદ્ધિ બગાડે સંસાર

**પ્રશ્નકર્તા :** પણ બહુ બુદ્ધિશાળી માણસોને કેમ વધારે શંકા હોય ?

**દાદાશ્રી :** એને બુદ્ધિથી બધા પર્યાય દેખાય. એવું દેખાય કે આવું હશે, આમ હાથ મૂકી ગયો હશે. કોઈક માણસ પોતાની 'વાઈફ' ઉપર હાથ મૂકી ગયો, એટલે પછી બધા પર્યાય ઊભા થઈ જાય, કે શું હશે ?! તે બધું આખું કેટલું લંગર ચાલે ! અને પેલા અબુધને કશી ભાંજગડ નહીં. અને એ ય ખરેખર અબુધ નથી હોતા, પોતાનો સંસાર ચાલે એટલી બુદ્ધિ હોય. એને બીજી કશી ભાંજગડ નહીં. થોડુંક થઈને પછી બંધ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** એટલે આપ એવું કહેવા માગો છો કે જે સાંસારિક અબુધ છે, જે હજુ બુદ્ધિમાં ડેવલપ નથી થયાં ?

**દાદાશ્રી :** ના, એવાં તો માણસો બહુ ઓછાં હોય, મજૂરો ને એ બધા !

**પ્રશ્નકર્તા :** પણ એ લોકો બુદ્ધિશાળી થઈને પછી અબુધ દશાને પ્રાપ્ત થશે ને ?

**દાદાશ્રી :** એ તો વાત જ જુદીને ! એ તો પરમાત્મપદ કહેવાય. બુદ્ધિશાળી થયા પછી અબુધ થાય ને, એ તો પરમાત્મપદ છે !

પણ એ બુદ્ધિશાળી લોકોને આ સંસાર બહુ હેરાન કરે. અરે, પાંચ છોડીઓ હોય અને એ બુદ્ધિશાળી માણસ હોય તો, આ છોડીઓ મોટી

ઉંમરની થઈ, હવે એ બધી બહાર જાય, તે બધા પર્યાય એને યાદ આવે. બુદ્ધિથી બધું જ સમજણ પડે. એટલે બધું એને દેખાય અને પછી તે ગૂંચાયા કરે. અને પાછું છોકરીઓને 'કોલેજ' તો મોકલવી જ પડે અને આમ થાય તે ય જોવું પડે. અને ખરેખર કશું બન્યું કે ના બન્યું એ વાત ભગવાન જાણે પણ પેલો તો શંકાથી માર્યો જાય !

અને બને છે ત્યાં એને ખબર જ નથી, એટલે ત્યાં શંકા નથી એને. અને નથી બનતું ત્યાં શંકા પાર વગરની છે. એટલે નર્યું શંકામાં જ બફાયા કરે છે પછી, અને એને ભય જ લાગે. એટલે શંકા ઊભી થઈ કે માણસ માર્યો જાય.

## શંકા, કુશંકા, આશંકા

**પ્રશ્નકર્તા :** શંકા, કુશંકા, આશંકા સમજાવો.

**દાદાશ્રી :** ઉંમરલાયક થયેલી છોડી હોય, એટલે જો બુદ્ધિશાળી બાપ હોય ને અને ઓછો મોહી હોય ને, તો એને સમજાઈ જાય કે આના જોડે શંકા રાખવી જ પડશે, હવે શંકાની નજરે જોવું પડશે. ખરો જાગ્રત માણસ તો જાગ્રત જ હોય ને ! હવે શંકાની નજરે જુએ તો એક દહાડો શંકાની નજરે જોવાનું પણ કંઈ રોજ જોવાનું ? ને બીજે દહાડે શંકાની નજરે જોઈએ, એ બધી આશંકા કહેવાય. કોઈ 'એન્ડ' હોય કે ના હોય ? તે જે દૃષ્ટિથી જોયું, તેનો 'એન્ડ' તો હોવો જોઈએ ને ? તે પછી આશંકા કહેવાય. હવે કુશંકા ક્યારે ? કોઈ છોકરાં જોડે ફરતી હોય ત્યારે મનમાં જાતજાતની કુશંકાઓ કરે. હવે એવું હોય ખરું ને એવું ના ય પણ હોય. આવી બધી શંકાઓ માણસ કર્યા કરે છે અને દુઃખી થાય છે.

શંકા રાખવા જેવું જગત જ નથી, જાગૃતિ રાખવા જેવું જગત છે. શંકા એ તો પોતે દુઃખ વહોરી લાવ્યો. એ તો કીડો ખાયા જ કરે એને, રાત-દહાડો ખાયા જ કરે. જાગૃતિ રાખવાની જરૂર. આ તો આપણા હાથમાં નહીં ને હાય હાય કરીએ, એનો અર્થ શો ? કાં તો તને સમજણ પડતી હોય તો છોડીઓનું ભણવાનું બંધ કરાય. ત્યારે એ કહે, 'ના-ભણાવું તો કોણ લે એને ?' ત્યારે અલ્યા, આમે ય નથી ટળતો ને આમે ય નથી ટળતો, એક બાજુ ટળને ! નહીં તો એ છોડીની જોડે ફર્યા કર રાત-

દહાડો ! તે ત્યાં આગળ 'કોલેજ'માં જાય તો જોડે ને જોડે જા, ને બેસ ત્યાં આગળ. પેલા સાહેબ પૂછે કે, 'કેમ જોડે આવો છો ?' ત્યારે કહેજે, 'ભઈ, આટલા સારું કે મને શંકા રહ્યા કરે છે ને, તે જોડે રહું તો શંકા ના રહે ને !' ત્યારે લોક એને ચક્રમ કહે. અરે, એની છોડીઓ જ કહે ને, કે ગાંડા છે જરા.

એટલે છોડી પર શંકા કરવાનું ના કહું છું અને લોકો છોડી પર શંકાવાળા છે ય નહીં. એમને આવી શંકા નથી હોતી. એને તો સાત છોડીઓ હોય તો ય કશું નહીં. રામ તારી માયા ! એમને શંકા તો બીજી હોય છે કે 'અમારા ભાગીદાર રોજ કંઈક પાંચ-દસ રૂપિયા ઘેર લઈ જાય છે ખરા.' એવી શંકા એને રહે. પૈસાની એને પ્રિયતા છે ને ! એટલે પૈસા અમારા ભાગીદાર લઈ જાય છે, એ એને શંકા આવે. તે એક જ દહાડો શંકા કરી, એનું નામ શંકા અને વારેઘડીએ શંકા કરીએ, એનું નામ આશંકા.

## મોહથી મૂર્છિત દશા

પેલી છોડીઓની બાબતમાં શંકા ના આવે. કારણ કે છોડીઓનો મોહ ખરો ને ! જ્યાં મોહ હોય ત્યાં એની ભૂલ ના સમજણ પડે. મોહથી માર ખાયને, જગત. બધા ય મા-બાપ એમ કહે કે 'અમારી દીકરીઓ સરસ છે.' તો તો સત્યુગ જ ચાલે છે એમ કહેવાય ને ? બધાં મા-બાપ એવું જ કહે ને ? જેને પૂછીએ તે બધા એવું કહે તો પછી સત્યુગ જ ચાલે છે ને બહાર ! ત્યારે પાછો એ કહે, 'ના, લોકોની છોડીઓ બગડી ગઈ છે.' એવું હઉ કહે.

**પ્રશ્નકર્તા :** અત્યારે તો એની છોડીનું કહેવા જઈએ તો આપણને વળગી પડે.

**દાદાશ્રી :** એ તો કહેવાય જ નહીં. ચોંટી પડે ને ગાળો હઉ ભાંડે. કોઈને કશું કહેવાય જ નહીં. એટલું સારું છે કે દરેક મા-બાપને પોતાની છોડીઓ-છોકરાઓ પર રાગ હોય છે. એટલે રાગને લઈને એમના દોષ દેખાતા નથી અને બીજાની છોડીઓના દોષ બધા ય જોઈ આપે. પોતાની છોડીના દોષ નથી દેખાતા એટલું સારું છે ને, એ તો શાંતિમાં રાખે અને પછી આગળની વાત જોઈ લઈશું.

## એવી ટીકા કરવા જેવી નથી

એક ભાઈ મને કહે, 'મારી છોડીઓ તો બહુ ડાહી.' મેં કહ્યું, 'હા, સરસ.' પછી એ ભાઈ બીજી છોડીઓની ટીકા કરવા માંડ્યા. ત્યારે મેં તેમને કહ્યું, 'ટીકા શું કરવા કરો છો લોકોની ? તમે લોકોની ટીકા કરશો તો તમારી હઉ લોકો ટીકા કરશે.' ત્યારે એ કહે છે, 'મારામાં ટીકા કરવા જેવું છે શું ?' ત્યારે મેં કહ્યું, 'દેખાડું, ચૂપ રહેજો.' પછી છોડીઓની ચોપડીઓ લાવીને દેખાડ્યું બધું. જુઓ આ, કહ્યું. ત્યારે એ કહે, 'હેં !' મેં કહ્યું, 'ચૂપ થઈ જાવ. કોઈની ટીકા કરશો નહીં. હું જાણું છું તોય હું તમારી જોડે કેમ ચૂપ રહ્યો છું ? આટલું બધું તમે રોફ મારો છો તો ય હું ચૂપ કેમ રહ્યો છું ?' હું જાણું કે ભલે, રોફ મારીને પણ સંતોષ રહે છે ને, એમને ! પણ જ્યારે ટીકા કરવા માંડી ત્યારે કહ્યું કે, 'ના કરશો ટીકા.' કારણ કે છોડીઓના બાપ થઈને આપણે કો'કની છોડીઓની ટીકા કરીએ એ ભૂલ છે. છોકરીઓના બાપ ના હોય, જેને છોડીઓ ના હોય, તે આવી ટીકા કરે જ નહીં બિચારો. આ છોકરીઓવાળા બહુ ટીકા કરે. ત્યારે તું છોડીઓનો બાપ થઈને ટીકા કરે છે ? તમને શરમ નથી આવતી ? એવો સંશય રાખે ક્યારે પાર આવે ?

અને આજની છોડીઓ ય બિચારી એટલી ભોળી હોય છે કે મારા બાપા કોઈ દહાડો ડાયરી નહીં વાંચે એવું માને. એની 'સ્કૂલ'ની લખવાની ડાયરી હોય ને, એની મહીં પત્રો મૂકે. એના બાપે ય ભોળા હોય, તે છોડી પર વિશ્વાસ જ આવ્યા કરે. પણ હું તો આ બધું જાણું કે આ છોડીઓ ઉંમરલાયક થઈ છે. હું એના 'ફાધર'ને એટલું જ કહું કે આને પૈણાવી દેજો વહેલી. હા, બીજું શું કહું તે ?

## ચેતો, છોડીઓનાં મા-બાપ

એક અમારો ખાસ સગો હતો, તેને ચાર છોડીઓ હતી. તે જાગ્રત બહુ. તે મને કહે, 'આ છોડીઓ મોટી થઈ, કોલેજમાં ગઈ, તે મને વિશ્વાસ નથી રહેતો.' ત્યારે મેં કહ્યું, 'જોડે જજો. કોલેજમાં જોડે જઈએ

અને એ કોલેજમાંથી નીકળે ત્યારે પાછળ આવજે. એ તો એક દહાડો જઈશ, પણ બીજી વખત શું કરીશ ? વહુને મોકલજે.' અલ્યા, વિશ્વાસ ક્યાં રાખવો ને ક્યાં રાખવો નહીં એટલું ય નથી સમજતો ?! અહીંથી આપણે કહી દેવાનું, 'બેન જો, આપણે સારાં માણસ, આપણે ખાનદાન, કુળવાન છીએ.' આમ એને આપણે ચેતવી દેવાનું. પછી જે બન્યું એ 'કરેક્ટ.' શંકા નહીં કરવાની. કેટલા શંકા કરતા હશે ? જે જાગ્રત હોય, તે શંકા કર્યા કરે. ડોબાને તો શંકા જ નહીં કરવાની ને !

માટે ગમે તેવી શંકા તો ઉત્પન્ન થતાં પહેલાં જ તેને ઉખાડીને ફેંકી દેવી. આ તો આ છોડીઓ બહાર ફરવા જાય, રમવા જાય, એની શંકા કરે અને શંકા ઉત્પન્ન થઈ કે ત્યાં સુખ આપણને બહુ વર્તે ખરું ?

**પ્રશ્નકર્તા :** ના, પણ પછી શંકા કરવાનો અર્થ નથી.

**દાદાશ્રી :** હા, બસ, એટલે ગમે તેવું કારણ હોય તો ય પણ શંકા ઉત્પન્ન થવા દેવી નહીં. સાવધાની રાખવી, પણ શંકા ના કરવી. શંકા કરે કે 'મરણ' આવ્યું જાણો.

**પ્રશ્નકર્તા :** પણ શંકા તો એની પોતાની મેળે જ ઉત્પન્ન થાય છે ને ?

**દાદાશ્રી :** હા, પણ એ ભયંકર અજ્ઞાનતા છે. એનાથી બહુ દુઃખ પડે. છોકરીઓ બહાર ગઈ હોય તો કોઈ કહેશે કે એને એનો 'ફ્રેન્ડ' મળ્યો છે. એટલે પાછી છોકરીઓ ઉપર શંકા પડી, તે શો સ્વાદ થાય ?

**પ્રશ્નકર્તા :** બસ, પછી અશાંતિ રહ્યા કરે.

**દાદાશ્રી :** અશાંતિ કરે તેથી બહાર ઠેકાણે પડી જવાનું છે ? 'ફ્રેન્ડ' જોડે ફરે છે, તેમાં કંઈ ફેરફાર થઈ જવાનો છે ? ફેરફાર કંઈ થાય નહીં અને એ શંકાથી જ મરી જાય ! એટલે આ શંકા ઉત્પન્ન થાય કે તરત જ 'દાદાએ ના પાડી છે' એટલું યાદ કરીને બંધ કરી દેવી. બાકી, સાવધાની બધી રાખવી.

લોકોને પોતાની છોડીઓ તો હોય ને ? ત્યારે એ 'કોલેજ'માં ના

જાય ? જમાનો એવો છે, એટલે કોલેજમાં જાય ને ? આ કંઈ પહેલાંનો જમાનો છે કે છોડીઓને ઘરમાં બેસાડી રાખવાની ?! એટલે જેવો જમાનો એ પ્રમાણે વર્તવું પડે ને ! જો બીજી છોડીઓ એનાં 'ફ્રેન્ડ' સાથે વાત કરે, ત્યારે આ છોડીઓ ય એવું એના 'ફ્રેન્ડ' સાથે વાત ના કરે ?

હવે છોડીઓની જ્યારે કંઈક એવી વાત સાંભળવામાં કે જોવામાં આવે ને શંકા પડે ત્યારે એની ખરી મઝા (!) આવે. અને મને આવીને પૂછે તો તરત કહી દઉં કે શંકા કાઢી નાખ. આ તો તે જોયું તેથી શંકા પડી અને ના જોયું હોત તો ? જોવાથી જ જો શંકા પડી છે તો નથી જોયું એમ કરીને 'કરેક્ટ' કરી નાખને ! આ તો 'અંડરગ્રાઉન્ડ'માં બધું છે જ. પણ એને મનમાં એમ થાય કે 'આમ હશે તો ?' તો એ વળગ્યું એને. પછી ભૂતાં છોડે નહીં એને, આખી રાત છોડે નહીં. રાત્રે ય છોડે નહીં, મહિના-મહિના સુધી છોડે નહીં. એટલે શંકા રાખીએ તે ખોટું છે.

## શંકા ? નહીં, સંભાળ લો

હવે એક ચાર છોડીઓનો બાપ સલાહ લેવા આવ્યો હતો. એ કહે છે, 'મારી આ ચાર છોડીઓ કોલેજમાં ભણવા જાય છે, તે એ બધી શંકા તો આવે જ ને ! તો મારે શું કરવું આ ચાર છોડીઓનું ? છોડી બગડી જાય તો શું કરું ?' મેં કહ્યું, 'પણ એકલી શંકા કરવાથી સુધરશે નહીં.' અલ્યા, શંકા ના લાવીશ. ઘેર આવે ત્યારે ઘેર બેઠાં બેઠાં એની જોડે કંઈ સારી વાતોચીતો કરીએ, આપણે 'ફ્રેન્ડશિપ' કરીએ. એને આનંદ થાય એવી વાતો કરીએ જોઈએ. અને તું ફક્ત ધંધામાં, પૈસા માટે પડ્યો છે એવું ના કરીશ. પહેલાં છોકરીઓનું સાચવ. એની જોડે 'ફ્રેન્ડશિપ' કરીએ. એની સાથે જરા નાસ્તો કરીએ, જરા ચા પીએ, તે પ્રેમ જેવું છે. આ પ્રેમ તો ઉપરચોટિયો રાખો છો, એટલે પછી એ પ્રેમ બહાર ખોળે છે.

પછી મેં કહ્યું કે, અને તેમ છતાં ય છોડીને કોઈ જોડે પ્રેમ થઈ ગયો, તો એ પછી રાતે સાડા અગિયાર વાગે આવે, તો તમે કાઢી મૂકો ? ત્યારે એ કહે, 'હા, હું તો ગેટ આઉટ કરી દઉં. એને ઘરમાં પેસવા જ ના દઉં.' મેં કહ્યું, 'ના કરશો એવું. એ કોને ત્યાં જશે રાત્રે ? એ કોને ત્યાં આશરો

લેશે ?' એને કહીએ, 'આવ, બેસ, સૂઈ જા.' પેલો કાયદો છે ને, કે નુકસાન તો ગયું, પણ હવે એથી વધુ નુકસાન ન જાય એટલા માટે સાચવવું જોઈએ. એ બેન કંઈક નુકસાન કરીને આવી અને વળી પાછાં આપણે કાઢી મૂકીએ એટલે તો થઈ રહ્યું ને ! લાખો રૂપિયાની ખોટ તો જવા માંડી છે, પણ તેમાં ખોટ ઓછી જાય એવું કરીએ કે વધી જાય એવું કરીએ ? ખોટ જવા જ માંડી છે, તો એનો ઉપાય તો હોવો જ જોઈએ ને ? એટલે બહુ ખોટ કરીશ નહીં. તું તારી મેળે એને ઘેર સૂવાડી દેજે. અને પછી બીજે દહાડે સમજણ પાડી દઈએ કે 'ટાઈમસર આવજે, મને બહુ દુઃખ થાય છે અને પછી મારું હાર્ટફેઈલ થઈ જશે.' કહીએ. એટલે એમ તેમ કરીને સમજાવી દેવાનું. પછી એ સમજી ગયો. રાતે કાઢી મેલે તો કોણ રાખે પછી ? લોકો કંઈનું કંઈ કરી નાખે. પછી ખલાસ થઈ ગયું બધું. રાતે એક વાગે કાઢી મૂકે તો છોડી કેવી લાચારી અનુભવે બિચારી ? અને આ કળિયુગનો મામલો, જરા વિચાર તો કરવો જોઈએ ને ?

એટલે કોઈ ફેરો છોડી રાતે મોડી આવે તો પણ શંકા ના કરીએ, શંકા કાઢી નાખીએ, તો કેટલો ફાયદો કરે ? વગર કામની ભડક રાખ્યાનો શો અર્થ છે ? એક અવતારમાં કશો ફેરફાર થવાનો નથી. પેલી છોકરીઓને વગર કામનું દુઃખ દેશો નહીં, છોકરાઓને દુઃખ દેશો નહીં. ફક્ત મોઢે એમ કહેવું ખરું કે, 'બેન, તું બહાર જાય છે, તે મોડું ના થવું જોઈએ. આપણે ખાનદાન ગામનાં, આપણને આ શોભે નહીં. માટે આટલું મોડું ના કરશો.' આમ તેમ બધી વાતચીત કરવી, સમજાવીએ, કરીએ. પણ શંકા કર્યે પાલવે નહીં કે 'કોની જોડે ફરતી હશે, શું કરતી હશે.' અને પછી રાતે બાર વાગે આવે તો ય પાછું બીજે દહાડે કહેવાનું કે, 'બેન, આવું ના થવું જોઈએ.' તેને જો કાઢી મૂકીએ તો એ કોને ત્યાં જશે, એનું ઠેકાણું નહીં. તમને સમજ પડીને ? ફાયદો શેમાં ? ઓછામાં ઓછું નુકસાન થાય એમાં ફાયદોને ? એટલે મેં બધાને કહ્યું છે કે મોડી આવે તો ય છોડીઓને ઘરમાં પેસવા દેજો, એમને કાઢી ના મૂકશો. નહીં તો બહારથી કાઢી મેલે, આ કડક મિજાજના લોકો એવાં ખરાં કે ? કાળ કેવો વિચિત્ર છે ! કેટલો બળતરાવાળો કાળ છે ! ને પાછો આ કળિયુગ છે, એટલે ઘરમાં બેસાડીને પછી સમજાવવું.

## મોક્ષમાર્ગીય સંયમ

એટલે આપણે શું કહ્યું કે ફાઈલોનો સમભાવે નિકાલ કરો. આ બધી ફાઈલો છે. આ કંઈ તમારી છોડીઓ નથી કે આ તમારી વહુ નથી. આ વહુ-છોડીઓ એ બધી 'ફાઈલો' છે. 'ફાઈલો'નો સમભાવે નિકાલ કરો. જ્યારે પક્ષાઘાત થયો હોય ને, ત્યારે કોઈ તમારું સગું થાય નહીં. ઊલટું બહુ દહાડા થાય ને, તો લોક બધા ચિઢાયા કરે. પેલો પક્ષાઘાતવાળો યે મહીં મનમાં સમજી જાય કે બધાં ચિઢાયા કરે છે. પણ શું કરે તે ?! આ 'દાદા'એ દેખાડેલો મોક્ષ સીધો છે, એક અવતારી છે. માટે સંયમમાં રહો ને 'ફાઈલો'નો સમભાવે નિકાલ કરો. છોકરી હોય કે બૈરી હોય, કે બીજું હોય કે ત્રીજું હોય, પણ બધાનો સમભાવે નિકાલ કરો. કોઈ કોઈની છોકરી હોતી નથી દુનિયામાં. આ બધું કર્મના ઉદયને આધીન છે. અને 'જ્ઞાન' ના મળ્યું હોય તેને આપણાથી આવું કશું કહેવાય નહીં. આવું બોલે તો તો એ વઢવા તૈયાર થઈ જાય.

હવે મોક્ષ ક્યારે બગડશે ? મહીં અસંયમ થશે ત્યારે ! અસંયમ થાય એવું આપણું 'જ્ઞાન' જ નથી. નિરંતર સંયમવાળું 'જ્ઞાન' છે. ફક્ત શંકા કરી કે ઉપાધિ આવી !

માટે, એક તો શંકા રાખવી - કંઈ પણ શંકાશીલ બનવું એ મોટામાં મોટો ગુનો છે. નવ છોડીઓના બાપને નિઃશંક ફરતા મેં જોયેલા અને તે ય ભયંકર કળિયુગમાં ! અને નવેય છોડીઓ પૈણી. આ શંકામાં રહ્યો હોત તો કેટલો જીવત એ ? માટે કોઈ દહાડો શંકા ના કરવી. શંકા કરે તો એને પોતાને ખોટ જાય.

**પ્રશ્નકર્તા :** શંકામાં કેવી ખોટ જાય છે એ જરા ફોડ પાડો ને !

**દાદાશ્રી :** શંકા, દુઃખ જ છે ને ! પ્રત્યક્ષ દુઃખ !! એ કંઈ ઓછી ખોટ કહેવાય ? શંકામાં વધારે ઊતરે તો મરણતોલ દુઃખ થાય.

**પ્રશ્નકર્તા :** એ શલ્યની જેમ રહે ?

**દાદાશ્રી :** શલ્ય તો સારું. પણ શંકામાં તો એથી વધારે ભારે દુઃખ હોય. શલ્ય તો કો'ક બીજી વસ્તુ આમાં પેસી ગઈ હોય તો ખૂંચ્યા કરે એટલું

જ અને શંકા તો મારી નાખે માણસને, સંતાપ ઊભો કરે એટલે શંકા ના કરવી.

## શંકા માટે ઉપાય

બાકી, શંકા વગર તો માણસ હોય જ નહીં ને ! અરે, મને તો પહેલાં, બા જીવતા હતાં ને, ત્યારે ગાડીમાંથી ઊતરતાં જ, વડોદરા સ્ટેશને જ એમ વિચાર આવે કે 'બા આજે ઓચિંતા મરી ગયાં હશે, તો પોળમાં શી રીતે પેસવું ?' એવી શંકાઓ ઉત્પન્ન થાય. અરે, જાતજાતની શંકાઓ માણસમાં આવે. પણ આ બધું શોધખોળ કરીને પછી મેં મેળવી લીધેલું કે આ કર મીંડુ ને મેલ ચોકડી ! શંકા ઉત્પન્ન કરવા જેવું જગત જ નથી.

**પ્રશ્નકર્તા :** એ તો મને પણ દેશમાંથી ટેલિફોન આવે તો મને હજુ ય શંકા થાય કે 'બાને કંઈક થયું હશે તો ?'

**દાદાશ્રી :** પણ એ શંકા કશી 'હેલ્પ' નથી કરતી, દુઃખ આપે છે. આ ઘરડું માણસ ક્યારે પડી જાય, એ શું કહેવાય ! કારણ કે ઓછા આપણે એમને બચાવી શકવાના છીએ ? અને એવી શંકા પડવાની થાય છે ત્યારે આપણે એમના આત્માને, એમના ઉપર વિધિ મૂક્યા કરવી, કે 'હે નામધારી બા, એમનાં દ્રવ્યકર્મ, ભાવકર્મ, નોકર્મથી ભિન્ન એવા પ્રગટ શુદ્ધાત્મા, એમના આત્માને શાંતિ આપો.' એટલે શંકા થતાં પહેલાં આપણે આ વિધિ મૂકી દેવી. શંકા થાય ત્યારે આપણે આમ ફેરવવું.

## 'વ્યવસ્થિત'થી નિઃશંકતા

જગત વધારે દુઃખી તો શંકાથી જ છે. શંકા તો માણસને અધોગતિમાં લઈ જાય છે. શંકામાં કશું વળે નહીં. કારણ કે 'વ્યવસ્થિત'ના નિયમને કોઈ તોડનારું નથી. 'વ્યવસ્થિત'ના નિયમને કોઈ તોડી શકે એમ નથી, માટે શંકા કરીને શું કરવા અમથો માથાકૂટ કરે છે ?

'વ્યવસ્થિત'નો અર્થ શો કે 'છે' એ છે, 'નથી' એ નથી. 'છે' એ છે, એ 'નથી' થવાનું નથી અને 'નથી' એ નથી, એ 'છે' થવાનું નથી. માટે 'છે' એ છે, એમાં તું આઘુંપાછું કરવા જઈશ તો 'છે' જ અને 'નથી' તે આઘુંપાછું કરવા જઈશ તો ય 'નથી' જ. માટે નિઃશંક થઈ જાવ. આ

'જ્ઞાન' પછી તમે હવે આત્મામાં નિઃશંક થઈ ગયા કે આ આપણને જે લક્ષ બેઠું, તે જ આત્મા છે ને બીજું બધું નિકાલી બાબત !

આમ 'વ્યવસ્થિત' વાપરે ને, તો કેટલાંક ભાવો ઉત્પન્ન ના થાય. 'જેમ થવાનું હશે તેમ થશે' એમ ના બોલાય. 'છે' એ છે ને 'નથી' એ નથી. એમ જો સમજી જાય ને તો શંકા ના રહે. ને શંકા થાય તો ભૂંસી નાખે પાછું, કે ભાઈ, 'છે' એ છે, એમાં શંકા શા માટે ? 'નથી' એ નથી, એમાં શંકા શા માટે ? કે 'આવશે કે નહીં આવે, આવશે કે નહીં આવે ? ખોટ ભાંગશે કે નહીં ભાંગશે ?' અલ્યા, 'નથી' એ નથી. જો ભાંગવાની નથી, તો 'નથી' એ નથી જ ભાંગવાની અને ભાંગવાની છે તો ભાંગી જશે. તો એ બાજુની ક્યાં ભાંજગડ કરું ? એટલે 'નથી' એ નથી અને 'છે' એ છે, એટલે શંકા જ રાખવાનું કંઈ કારણ નથી.

'વ્યવસ્થિત'ના અર્થમાં એવું ના બોલાય કે જે થવાનું હશે તે થશે, વાંધો નથી. જેમ થવાનું હશે તેમ જ થશે, એવું ના બોલાય. એ તો એકાંતિક વાક્ય કહેવાય. એ દુરુપયોગ કર્યો કહેવાય. આ મન, બુદ્ધિ બધાં અજ્ઞ સ્વભાવનાં છે અને જ્યાં સુધી વિરોધીઓ છે ત્યાં સુધી આપણે જાગ્રત રહેવું પડે ને !

**પ્રશ્નકર્તા :** આપણને ભવિષ્યકાળની ચિંતા થાય કે ફલાણું આમ થશે, તે આમ થાય તો સારું. તો પછી એવાં ટાણે એમ ના કહી શકે કે 'વ્યવસ્થિત'માં હશે તેમ થશે, તું શું કામ ચિંતા કરે છે ?

**દાદાશ્રી :** 'વ્યવસ્થિત'માં હશે એમ થશે એવું બોલવાની જરૂર નહીં. પણ 'છે' એ છે અને 'નથી' એ નથી. એટલે એ સંબંધી વિચારવાનું જ રહ્યું નહીં ને ! 'નથી' એ 'છે' થવાનું નથી અને 'છે' એ 'નથી' થવાનું નથી, પછી વિચારવાનું જ રહ્યું નહીં ને ! એ સંબંધી નિઃશંક થઈ ગયો ને !

અને ભવિષ્યકાળ 'વ્યવસ્થિત'ના તાબામાં છે. આપણા તાબામાં છે જ ક્યાં ?!

'વ્યવસ્થિત'માં હશે તેમ થશે, એવું કહેવાની જરૂર નથી. પણ આપણે 'છે' એ છે ને 'નથી' એ નથી, એવું કહીએ. આંગળીમાં સહેજ

વાગવાનું હોય તો 'છે' તો થશે ને 'નથી' તો નહીં થાય. એટલે 'નથી' એ નથી અને થશે તેનો આપણને વાંધો નથી. અને જગતે ય વાંધો ઊઠાવીને ક્યાં જાય ?! વિચારોથી કે કોઈ એવો પુરુષાર્થ નથી કે જેનાથી એ ફરે. એટલે જે 'છે' એ છે ને 'નથી' એ નથી. પણ અજ્ઞાની જો આનો અર્થ અવળો કરે તો નુકસાન કરી બેસે. આપણને તો આ 'જ્ઞાન' છે, તેને માટે વાત છે આ !

જેમ આ ભગવાને કહેલાં તત્ત્વો તે 'છે' એટલાં જ નક્કી કરી રાખ્યા છે ને અને 'નથી' તેને નથી કહ્યા. તેવું આમાં 'છે' એ છે. આપણે અત્યારથી આવા વિચાર કરીએ કે ગાંયજો ના મળે તો હવે શું કરીશું ? વખતે બે મહિના-ત્રણ મહિના ના મળ્યો, એટલે પછી આખી જિંદગી ન મળે તો હવે શું ઉપાય કરીએ ? એવું કંઈ ગુણાકાર કરવાની જરૂર છે આપણે ? ગુણાકાર કરીએ કે આટલાં આટલાં વાળ થાય તો શું કરીએ ?

એટલે શંકા નહીં પડે તો કોઈ દુઃખ આવશે નહીં. શંકા જ ના રહે તો પછી શું ?! અને શંકા આવે તો ય એને આપણે ખસેડી મેલીએ. ''તમે શું કરવા આવો છો ? અમે છીએ ને ? તમારે સલાહ આપવાની કોણે કહી છે ? અમે હવે કોઈ વકીલની સલાહ નથી લેતા અને કોઈની ય સલાહ અમે લેતા નથી. અમે તો 'દાદા'ની સલાહ લઈએ, બસ ! જ્યારે જે રોગ થાય ત્યારે 'દાદા'ને દેખાડી દઈએ અમે અને અમારે સલાહ, 'નોટિસો' કોઈને આપવી નથી, લોકો અમને ભલે આપે.'' અને તે 'વ્યવસ્થિત'ની બહાર કશું કરવાનું છે કંઈ ? તો ખાતરી થઈ ગઈ છે ને, 'વ્યવસ્થિત'ની બહાર કોઈ કશું કરે નહીં ?

## મોક્ષે જવું હોય, તો...

એટલે શંકા તો કોઈની ઉપરે ય ના કરવી. આપણે ઘેર ગયા હોય ને ઘરમાં આપણી બેન જોડે કોઈ બીજો માણસ વાત કરતો હોય, તો ય શંકા ના કરવી. શંકા એ તો મોટામાં મોટું દુઃખ આપે અને તે આખું 'જ્ઞાન' ઉડાડી દે, ફેંકી દે. 'વ્યવસ્થિત'ની બહાર કશું જ થવાનું નથી. અને તે ઘડીએ આપણે બેનને કહીએ, 'અહીં આવ બેન, મને જમવાનું આપી દે.' આમ પેલાં બન્નેવને જુદાં પાડી શકાય. પણ શંકા તો ક્યારેય પણ

ના કરાય. શંકાથી દુઃખ જ ઊભું થાય છે. 'વ્યવસ્થિત'માં થવાનું છે, તે થશે. પણ શંકા નહીં રાખવી.

**પ્રશ્નકર્તા :** પણ શંકા, એ પણ ઉદયકર્મને લીધે જ હશે ને ?

**દાદાશ્રી :** શંકા રાખવી એ ઉદયકર્મ ના કહેવાય. શંકા રાખવી એ તો તારો ભાવ બગડે છે, તે એમાં હાથ ઘાલ્યો. એટલે એ દુઃખ જ આપે. શંકા ક્યારેય પણ ના કરવી.

આપણી બેન જોડે કોઈ વાત કરતો હોય, પણ હવે આપણે તો મોક્ષે જવું છે તો આપણે શંકામાં પડવું નહીં. જો આપણે મોક્ષે જવું છે તો. કારણ કે એક ભવમાં તો 'વ્યવસ્થિત'ની બહાર કશું થવાનું નથી, તમે જાગ્રત હશો તો ય નથી થવાનું અને અજાગ્રત હશો તો ય નથી થવાનું. અને જ્ઞાની હશો તો યે ફેરફાર નથી થવાનો અને અજ્ઞાની હશો તો યે ફેરફાર નથી થવાનો. એટલે શંકા રાખવાનું કોઈ કારણ નથી.

**પ્રશ્નકર્તા :** કારણ કે કંઈ ફેરફાર પડવાનો જ નથી.

**દાદાશ્રી :** હા, ફરક પડવાનો નથી અને બહુ નુકસાન છે એ શંકામાં તો.

**પ્રશ્નકર્તા :** પણ આ 'જ્ઞાન' પછી તો 'ચાર્જિંગ' થવાનું જ નથી ને ?

**દાદાશ્રી :** 'ચાર્જિંગ' ના થાય. પણ આવું શંકા રાખે તો 'ચાર્જિંગ' થાય. જો મોક્ષ જોઈતો હોય તો શંકા કરાય નહીં. નહીં તો ય પેલું અજ્ઞાનતામાં તો એવું જ થશે. અને આ તો 'જ્ઞાન'નો લાભ મળે છે, મુક્તિનો લાભ મળે છે અને 'છે' તે જ થાય છે. માટે શંકા રાખવાનું કોઈ કારણ નથી. શંકા બિલકુલ છોડી દેવાની. 'દાદા'એ શંકા કરવાની ના પાડી છે.

## એ તો પોતાની જ નિર્બળતા

**પ્રશ્નકર્તા :** એ શંકાથી પહેલાં પોતાનો જ આત્મઘાત થાય છે ને ?

**દાદાશ્રી :** હા, શંકાથી તો પોતાને જ, કરનારને જ નુકસાન ! સામાને શું લેવાદેવા છે ? સામાને શું નુકસાન ? સામાને તો કંઈ પડેલી

નથી. સામો તો કહેશે કે મારું તો જે થવાનું હશે તે થશે, તમે શું કરવા શંકા કરો છો ?

હવે તમે તો શંકા કરો એ તમારી નિર્બળતા છે. નિર્બળતા તો મનુષ્યમાં હોય જ, સહેજે ય હોય. નિર્બળતા ના હોય તો વાત જ જુદી છે. બાકી, નિર્બળતા સહેજે ય હોય જ મનુષ્ય માત્રને ! એ નિર્બળતા ગઈ કે ભગવાન થઈ ગયો !! એક જ વસ્તુ છે, નિર્બળતા ગઈ એ જ ભગવાન !

## શંકા સુણતા ગૈબી જાદુથી

અમારી પર કોઈકને શંકા આવેને, તો પછી એ છોડે કે એને ? ઊંઘમાં ય એને પજવ પજવ કરે. અમારું શુદ્ધ ખાતુંને, એટલે બધાનું શુદ્ધ કરી આપે. અમારી પર શંકા થાય તો ય તેનો અમને વાંધો નથી. શંકા થાય એ બધી એની પોતાની નબળાઈઓ છે.

તેથી કવિરાજે લખ્યું છે ને, કે

વિપરીત બુદ્ધિની શંકા, તે સૂણતા ગૈબી જાદુથી,
છતાં અમને નથી દંડ્યા, ન કરિયા ભેદ 'હું' 'તું'થી.

શું કહેવા માગે છે કવિરાજ ? 'દાદા' ઉપર શંકા આવી, એ ક્યારે આવે ? વિપરીત બુદ્ધિ હોય તો શંકા આવે.

એક ફેરો એવું બનેલું કે અહીં તો બધાના માથા ઉપર હાથ આમ મૂકીએ છીએ ને, એવું એક સ્ત્રીના માથા ઉપર હાથ મૂક્યો હતો. એના ધણીના મનમાં વહેમ પડ્યો. ફરી કોઈ ફેરો ખભે હાથ મૂકાઈ ગયો હશે, તે એને ફરી વહેમ પડ્યો. 'દાદા'ની દૃષ્ટિ બગડી ગઈ લાગે છે, એવું એના મનમાં ઘૂસી ગયું. હું તો સમજું કે આ ભલા આદમીને વહેમ પડ્યો છે, એ વહેમનો ઉપાય તો, હવે શું થાય તે ?! એટલે દુઃખી થતો હશે એમ માનું.

પછી એણે મને કાગળ લખ્યો કે, 'દાદાજી, મને આવું દુઃખ થાય છે. આવું ના કરો તો સારું. તમારાથી, જ્ઞાની પુરુષથી આવું ના થાય.' પાછો મને ભેગો થાય, મારા સામું જુએ, ત્યારે એના મનમાં એમ થાય કે 'દાદાજી' પર કોઈ અસર દેખાતી જ નથી. પછી બે-ત્રણ દહાડા પછી

ફરી એ ભેગો થયો. ત્યારે અમારે તો જાણે કશું બન્યું નથી, એવી રીતે અમે તો 'સચ્ચિદાનંદ' કર્યા. એવું પાંચ-સાત વખત બન્યું. તે કંઈ અસર ના દેખાય, એટલે મનમાં એ થાકી ગયો. એને મહીં ગભરામણ થઈ ગઈ, કે 'આ શું ? કાગળ લખ્યા પછી પહોંચ્યો, પછી વાંચીને આવે છે, તોય પણ કશી અસર તો દેખાતી નથી.'

અલ્યા, ગુનેગારને અસર દેખાય. ગુનેગારને 'ઈફેક્ટ' થાય. અમને 'ઈફેક્ટ' જ શાની ? તે અમે ગુનેગાર જ નથી ત્યાં આગળ ! તું ગમે તેટલા કાગળ લખે કે ગમે તે કરે તો મને વાંધો નથી. કાગળનો જવાબ જ નથી મારી પાસે. મારે વીતરાગતા છે. આ તો તું તારા મનમાં એવું સમજી બેસે છે. એ પછી મને કહે છે, 'તમને કશું થયું હતું ?' મેં કહ્યું, ''મને શું થાય તે ? તને શંકા પડી છે. પણ 'હું' એમાં છું જ નહીં ને ! એટલે મને વાંધો જ નથી ને !''

એટલે એ ગૈબી જાદુ લખ્યું. હવે ત્યાં આગળ લોકોને અસર થઈ જાય, પેલો કાગળ લખે તો ?

**પ્રશ્નકર્તા :** હા, બીજો કોઈ હોય તો એ હાલી જાય.

**દાદાશ્રી :** પછી એ શિષ્યનું શું થઈ જાય ? અને આ તો ગોબો જ પડ્યો નથી એને અને એની 'વાઈફ'ને ય ગોબો નથી પડ્યો, કશું કોઈને ય ગોબો પડ્યો નહીં અને વખત જતો રહ્યો. શંકાનો વખત તો જતો રહેશે ને, એક દહાડો ? શંકા કંઈ કાયમ રહેતી હશે ?

કવિએ બહુ ભારે વાક્ય લખ્યું છે ને, કે શંકા કેવી છે ? સાચી શંકા નથી આ, પણ વિપરીત બુદ્ધિની શંકા છે આ ! અને અમે 'જ્ઞાની-પુરુષ', તે અમારી ઉપરે ય શંકા કરી ? જ્યાં બધું નિઃશંક થવાનું, જે પુરુષે આપણને નિઃશંક કર્યા, તેની ઉપરે ય શંકા ?! પણ આ તો જગત છે, શું ના કહે ?! તે શંકા પાછો હું સૂણું, તે ય ગૈબી જાદુથી અને પછી પાછો વીતરાગતાથી જોઉં !

## છતાં નથી દંડ્યા 'હું' 'તું' થી

પછી કવિ શું કહે છે ?

છતાં અમને નથી દંડ્યા, ન કરિયા ભેદ 'હું' 'તું' થી.

હા, જરાય દંડ આપ્યો નથી ને 'હું-તું' કર્યું નથી કે 'તું આવો છે, તું આમ કેમ કરે છે, મારી પર આવી શંકા કેમ કરે છે !' એવું કશું નહીં. હું જાણું કે આમ જ હોય એ તો, એને સમજફેર થયેલી છે.

આપણા સત્સંગમાં 'હું-તું' થયેલું નથી, 'હું-તું'નો ભેદ પડ્યો નથી. 'હું-તું'નો ભેદ આ કેટલાંય વર્ષોથી પડ્યો નથી, અહીં કોઈ જગ્યાએ. દોષ તો ઘણું કરીને સ્વાભાવિક રીતે માણસને આવે જ. એ દોષનો ભરેલો હોય તો ક્યાં જાય બિચારો ?! પણ એમાં 'તું આવો છે' એવું અમે નથી બોલ્યા. 'હું ને તું' કહીએ એટલે ભેદ પડી ગયો. થઈ રહ્યું પછી ! અને આ તો બધું અભેદ ! તમને લાગ્યું ને, એવું અભેદ ?! એટલે 'તેં આમ કેમ કર્યું' એવું તેવું કશું ય નહીં. મારે એવી જુદાઈ છે જ નહીં. નહીં તો શંકા કરે ને, તો ભેદ પડી જાય. અને આ બાબતમાં શંકા, એ તો બહુ મોટી વસમી વસ્તુ છે ! એટલે આ વાક્ય બહુ મોટું છે. તું આવો કેમ, તેં આમ કેમ કર્યું, 'હું-તું' એવું જુદું ના પાડે. 'હું-તું' આપણે અહીં બોલ્યા જ નથી. આપણા આ પચાસ હજાર માણસમાં 'હું-તું' બોલ્યા જ નથી.

**પ્રશ્નકર્તા :** પણ બધાં ધર્મસ્થાનકોની અંદર 'હું-તું'ના ભેદ જ જોવા મળે છે ને ?

**દાદાશ્રી :** એ જ હોય ને ! બીજું શું હોય ?! જ્યાં સુધી 'હું-તું'ના ભેદ છે ત્યાં સુધી જીવાત્મા છે. 'હું-તું'નો અભેદ થઈ ગયો એ પરમાત્મા થયો. પરમાત્મા, વળી એમાં બીજું ક્યાંથી લાવે ? પણ એને પરમાત્મા થવું ના હોય ત્યાં સુધી 'હું-તું' કર્યા કરે.

એટલે વિપરીત બુદ્ધિની શંકા કરી હશે તો ય પણ 'હું-તું'ના ભેદ નથી પાડ્યા. નહીં તો જગત આખું તો વઢી વઢીને તેલ કાઢી નાખે કે 'તું નાલાયક છે. આમ છે, તેમ છે.' તે બધે જ, 'એવરીવ્હેર !' અહીં સિવાય બધે જ !! આ અપવાદ માર્ગ છે, બધી રીતે અપવાદ માર્ગ છે. બધે તો 'હું-તું'ના ભેદ પડી જાય.

**પ્રશ્નકર્તા :** અમે શંકા તમારી ઉપર કરીએ તેની તમને ખબર પડી

જાય, છતાં આપ શાથી ભેદ નથી પાડતા ?

**દાદાશ્રી :** તે અમે જાણીએ કે આ મૂળો છે તે આવો સોઢે (ગંધાય), આ ડુંગળી છે તે આવી સોઢે. એ બધું ના સમજીએ ? પછી એ સોઢે તેમાં આપણે એને વઢીએ તો ખોટું ના દેખાય ?! એ છે જ ડુંગળી, તેમાં શું વઢવા જેવું ?! મૂળાને મૂળાના સ્વભાવની સુગંધી હોય જ. ડુંગળી હોય તે પેણે આગળ બૂમાબૂમ કરતી હોય તો અહીં આગળ સોઢે, તે એનો સ્વભાવ છે. એને અમે જાણીએ કે એ આ સ્વભાવનો છે.

કારણ કે અમે ઊંધું કરવા જઈએ તો એના પરથી કૃપા જતી રહેને એટલે એનું અહિત થઈ જાય. જેનું હિત કરવા બેઠા, તેનું જ અહિત કર્યું. એટલે અમે તો, અમારી જિંદગીનો પરિશ્રમ જ આવો છે કે અમે જે ઝાડ રોપી દીધું હોય, પછી 'પ્લાનિંગ' કરે ને એ ઝાડ રોડ વચ્ચે આવતું હોય, તો ય પણ એ ઝાડને અમે ના કાપીએ, પછી રોડ ફેરવવો જ રહ્યો ! અમારું રોપેલું, અમારું પાણી છાંટેલું ને અમારા ઉછેરેલા એ ઝાડને અમે કાઢીએ નહીં. પણ એ રોડને જ ફેરવવો રહ્યો.

પહેલેથી જ પદ્ધતિ જ અમારી એ જાતની છે કે અમારા હાથે રોપાયેલું અમારા હાથે ઉખડવું ના જોઈએ. બાકી, જીવો તો બધી બહુ જાતના ભેગા થવાના ને !

આ તો પાર વગરની શંકાઓ ! શંકા, શંકા, હેંડતા ચાલતા શંકાવાળું જગત ! અને કોઈથી ભૂલેચૂકે કોઈ ફલાણાભાઈની 'વાઈફ' ઉપર હાથ મુકાઈ ગયો, એ શંકા પડી ! તેની તો ઘેર વઢવાડો પાર વગરની ચાલે છે. હવે પેલી બઈનો કશો દોષ નથી, છતાં ય વઢવાડો પાર વગરની ચાલે. હવે આ લોકોને ક્યાં પહોંચી વળાય તે ?! એટલે આપણો હાથ મુકાઈ ગયો તો નિઃશંકપણાથી એ શંકાને ઉડાડી દેવી. શંકા શેનાથી ભાગી નાખવાની ? નિઃશંકપણાથી ! તે 'દાદા'ના નિઃશંકપણાથી શંકા ગઈ એમ કહીએ.

## શંકા કરવા કરતાં...

બાકી, જગતમાં મોટામાં મોટો રોગ હોય તો શંકા !

**પ્રશ્નકર્તા :** પણ આપનું આ વાક્ય બહુ જબરજસ્ત મોટું છે. 'શંકા

કરવા જેવું જગત જ નથી ને !'

**દાદાશ્રી :** શંકાથી જ આ જગત ઊભું થયું છે. શંકાથી, વેરથી, અમુક અમુક એવા શબ્દો છે, જેના પર જગત ઊભું રહ્યું છે. કોઈની ઉપર શંકા કરવી તેના કરતાં એને બે ધોલ મારી દેવી સારી, પણ શંકા ના કરવી. ધોલ મારીએ તો પરિણામ આવે ઝટ. પેલો સામે ચાર આપે ને ? પણ શંકાનું પરિણામ તો પોતાને એકલાંને જ ! પોતે ખાડો ખોદે ને મહીં ઊંડાં ઊતરવાનું, ફરી બહાર નીકળાય નહીં.

આ બધી પીડાઓ શંકાથી ઊભી થઈ છે. તમને આ ભાઈ ઉપર શંકા આવે કે 'એ ભાઈએ આમ કર્યું.' એ શંકા જ તમને કરડી ખાય. હવે વખતે એવું કર્યું હોય ને શંકા આવતી હોય, તો ય આપણે શંકાને કહીએ, 'હે શંકા, તું જતી રહે હવે. આ તો મારો ભાઈ છે.'

## થાપણ મૂક્યા પછી શંકા ?

**પ્રશ્નકર્તા :** એક માણસે મને ગાળ ભાંડી. પણ હવે એણે મને ગાળ ભાંડી નથી, એવું તો મારાથી શી રીતે મનાય ? મારું મન કેવી રીતે માને ?

**દાદાશ્રી :** એવું કહેવાય જ નહીં ને ! ગાળ ભાંડી છે, એ તો ભાંડી જ છે ને ! એનો સવાલ નથી. પણ આપણે શું કહીએ છીએ ? એની ઉપર શંકા ના હોવી જોઈએ.

આપણે ગાડીમાં પચાસ હજાર રૂપિયા કોઈને મૂકવા આપ્યા અને કહીએ કે 'જરા હું સંડાસ જાઉં છું.' અને પછી સંડાસમાં શંકા પડી તો ? અરે, પાંચ લાખ રૂપિયા આપ્યા હોય અને શંકા પડે ને, તો શંકાને કહીએ કે, 'હવે તું ચાલી જા. મેં આપ્યા એ આપ્યા. એ જવાના હોય તો જાય અને રહેવાના હોય તો રહે !' શંકા તો વગર કામની સામા પર દોષ બંધાવડાવે. અને મારા જેવાને જો કદી રૂપિયા આપ્યા હોય ને પેલો શંકા રાખે તો એની શી દશા થાય ? એટલે કોઈ જગ્યાએ બિલકુલ શંકા કરવા જેવું જગત જ નથી.

## ધીરેલું યાદ આવ્યું તે

રાત્રે સૂવા ગયો, અગિયાર વાગ્યા હોય અને ઓઢીને સૂઈ ગયો

ને તરત વિચાર આવ્યો કે 'આ પેલા લાખ રૂપિયાનું ખાતું પાડવાનું રહી ગયું. એ ખાતું નહીં પાડી આપે તો શું થશે ?' તો થઈ રહ્યું ! થઈ રહ્યું કામ (!) ભઈનું !! પછી મડદું જીવતું હોય ને, એના જેવું છે પછી !

હવે કો'કને લાખ રૂપિયા ધીર્યા હોય ને એ વ્યાજ મહિને હજાર રૂપિયા આપ્યા કરતો હોય. તેને હવે બે-ત્રણ લાખ રૂપિયાની ખોટ ગઈ. પણ એણે વ્યાજ તો મોકલ્યું, એટલે આપણે જાણ્યું કે વ્યાજ તો મોકલ્યું છે. પણ જ્યારથી આપણને શંકા પેસે કે 'આ ખોટ ગઈ છે તો વખતે મૂડી જો નહીં આપે ત્યારે શું કરીશ ? હવે લાખ રૂપિયા પાછા આવશે કે નહીં ?' એ વિચાર પકડ્યો પછી એનો ક્યારે અંત આવે ? શંકા હોય ત્યાં સુધી અંત આવે જ નહીં, એટલે એ માણસનું મરણ થવાનું.

પછી રાત્રે ગમે ત્યારે તમને શંકા આવે એ બાબતની કે લાખ રૂપિયા નહીં આવે તો શું થશે ? આખો દહાડો તમને શંકા ના આવી ને રાત્રે જ્યારે શંકા આવી ત્યારે દુઃખ થાય છે અને આખો દિવસ શંકા ના આવી એટલે શું તે ઘડીએ દુઃખ નહોતું ? રૂપિયા આપ્યા હોય, પછી 'પાછા આપશે કે નહીં' એની શંકા ઉત્પન્ન થાય, તો તમને દુઃખ થાય ને ? તો શંકા આ ઘડીએ કેમ થઈ ને પહેલાં કેમ ના થઈ ?

**પ્રશ્નકર્તા :** એનું શું કારણ ?

**દાદાશ્રી :** આ મૂર્ખાઈ આપણી. જો શંકા કરવી હોય તો કાયમ શંકા કરો, એટલી બધી જાગૃતિપૂર્વક શંકા કરો, એને રૂપિયા આપીએ ત્યારથી જ શંકા કરો.

એટલે જ્યાં લાખ રૂપિયા આપ્યા હોય ત્યાં વખતે એવું લાગે કે 'પાર્ટી' બરાબર નથી, તો ય પણ શંકા ઉત્પન્ન ના થવા દેવી. 'શું થશે હવે ?' એનું નામ શંકા પડી પાછી. શું થવાનું છે તે ? આ દેહેય જતો રહેવાનો છે અને રૂપિયા પણ જતા રહેવાના છે. બધું ય જતું રહેવાનું છે ને ?! પોક જ મૂકવાની છે ને છેવટે ?! છેવટે આને પૂળો જ મૂકવાનો ને ?! તો વળી પહેલેથી મરીને શું કામ છે ?! જીવ ને, નિરાંતે !

આવું બને એટલે હું તે દહાડે શું કરું ? 'અંબાલાલભાઈ, જમે કરી

દો, રૂપિયા આવી ગયા !' કહી દઉં. આ ખોટ ખાવી તેના કરતાં આપણે રકમ જમે કરી લેવી સારી ખાનગીમાં, પેલો જાણે નહીં એવી રીતે !

નહીં તો લોકોને તો જ્યોતિષી કહે ને, તો ય માને. જ્યોતિષ કહે, 'જુઓ, શું સરસ ગ્રહ છે બધા. તમને કશું થવાનું નથી. રૂપિયા પાછાં આવી જશે.' એટલે પાછું એવું માને. એની પોતાની યે 'સ્ટેબિલિટી' નથી. એ જોષી આપણું શું જોતો હતો ? એને એનું જોતાં નથી આવડતું, તે આપણું શું જોવાનો એ ?! એના પગમાં અરધાં અરધાં ચંપલ છે, થોડાં થોડાં પાછળ ઘસાઈ ગયેલાં છે. તો યે એવાં ચંપલ પહેરે છે. તો આપણે ના સમજીએ કે અલ્યા, તારું જ જ્યોતિષ જોતાં તને નથી આવડતું, તો તું મારું શું જોવાનો હતો તે ? પણ આ તો લાલચુ લોકોને બધા ફસાવે. અહીંના જોષીઓ તો ક્યાં સુધી પહોંચી ગયા છે ?! મોટા સાહેબો, બધા ય માને. અરે, મનાતું હશે ? જોષીઓને ઘરમાં પેસવા દેવાય ? ઘરમાં પેસવા દીધા તો ઘરમાં રોકકળ થાય. એટલે એને પેસવા ય ના દેવાય. હા, એને કહીએ જ્યોતિષ, જોવા માટે નહીં, એમ ને એમ આવજો. મારે ત્યાં આવીને જ્યોતિષ જોશો નહીં કોઈના, કપાળ જોઈ ના લેશો કે આની આમ રેખાઓ છે, જેમ છે એમ રહેવા દેજો. અમને, આ અમારે દૂધપાક બનાવવો છે આટલા દૂધનો, એમાં છાંટા નાખશો નહીં. હા, આ તો કોઈને ખબર પડતી નથી કે શું થવાનું છે, તો તને શી રીતે ખબર પડી ?!

## નિઃશંકતા, ત્યાં કાર્ય સિદ્ધિ

એટલે વહેમ પડે તો દુઃખ પડે. ચોપડા જોતાં ના આવડે તો, હોય સાઠ લાખનો નફો ને એને દેખાય ચાળીસ લાખની ખોટ. તે પછી એને દુઃખ જ લાગ્યા કરે ને, ચોપડા જોતાં ના આવડે ત્યાં સુધી ?! એવું આ જગત છે. નથી જોતાં આવડ્યું તેનું આ દુઃખ છે. નહીં તો દુઃખ હોય જ નહીં આ જગતમાં.

આ તો નરી શંકાનાં જ વાતાવરણમાં જીવી રહ્યું છે આખું જગત, કે 'આમ થઈ જશે કે તેમ થઈ જશે.' કશુંય થવાનું નથી. અમથો ભડકાટ શું કરવા કરે છે ? સૂઈ રહે ને, પાંસરો. વગર કામનો આમ ફરાફર કરે છે. તેં તારી જાત ઉપર શ્રદ્ધા રાખી છે એ ખોટી છે બધી, 'હંડ્રેડ પરસેન્ટ'!

એટલે કશુંય થવાનું નથી. પણ જો ફફડાટ, ફફડાટ, તરફડાટ, તરફડાટ ! જાણે જોડે લઈ જવાનો હોય ને, થોડુંક ?!

આ તો આખો દહાડો 'શું થશે, શું થશે' એમ ફફડ્યા કરે. અલ્યા, શું થવાનું છે ? આ દુનિયા કોઈ દહાડો ય પડી ગઈ નથી. આ દુનિયા જ્યારે નીચે પડી જાય ને, ત્યારે અલ્લા હઉ નીચે પડી જાય (!) એટલે દુનિયા ક્યારે કોઈ દહાડો પડે જ નહીં.

અમે પેલી નેપાળની જાત્રાએ બસ લઈને ગયા હતા ત્યારે રસ્તામાં યુ.પી.માં રાત્રે બાર વાગે એક શહેર આવ્યું હતું. કયું હતું એ ગામ ?!

**પ્રશ્નકર્તા :** બરેલી હતું એ.

**દાદાશ્રી :** હા. તે બરેલીવાળા ફોજદાર બધા અને કહે કે, 'બસ ઊભી રાખો.' મેં પૂછ્યું કે, 'શું છે ?' ત્યારે એમણે કહ્યું કે, 'અત્યારે આગળ નહીં જવાનું. રાત્રે અહીં રહો, આગળ રસ્તે લૂંટે છે. પચાસ માઈલના એરિયામાં આ બાજુથી, પેલી બાજુથી બધાંને રોકે છે.' ત્યારે મેં કહ્યું કે, 'ભલે લૂંટાય, અમારે તો જવું છે.' ત્યારે છેવટે એ લોકોએ કહ્યું કે, 'તો જોડે બે પોલીસવાળા લેતા જાઓ.' ત્યારે મેં કહ્યું કે, 'પોલીસવાળા ભલે બેસાડો.' એટલે પછી બે પોલીસવાળા બંદૂક લઈને બેઠા, પણ કશું થયું નહીં. એ યોગ જામવો એ તો મહા મહા મુશ્કેલી છે ! અને એ યોગ જામવાનો હશે તો હજારો પ્રયત્નો કરશો તો ય તમારા પ્રયત્નો ધૂળધાણી થઈ જશે !! એટલે ડરવું નહીં, શંકા કરવી નહીં. જ્યાં સુધી શંકા ન જાય ત્યાં સુધી કોઈ દહાડો ય કામ થાય નહીં. નિઃશંકતા આવે નહીં ત્યાં સુધી માણસ નિર્ભય થઈ શકે નહીં. શંકા ત્યાં ભય હોય જ.

## એ શંકા કોઈ ના કરે

આ મુંબઈ શહેરના દરેક માણસને પૂછી આવો કે ભઈ, તમને મરવાની શંકા થાય છે કે ? ત્યારે કહે, 'ના થાય.' કારણ કે એ આવક જ કાઢી નાખી હોય, ધોરી મૂળિયાં સાથે કાઢી નાખી હોય. એ જાણે કે આ શંકા કરીએ તો હમણાં જ મરી જઈએ. તો એવી બીજી શંકા પણ કરવા જેવી નહીં. બીજી શંકાઓ અંદર ઊઠે ને, તો એને ખોદીને કાઢી નાખને ! બધે

નિ:શંક થઈ જાને !! પણ આ લોક તો બીજી બધી શંકાને મહીં સંઘરે. પણ મરવાની શંકા ઊઠવા જ ના દે, ઊઠે તો ય એને ખોદીને કાઢી નાખે.

## સમાધાન જ્ઞાની પાસેથી

અને ધંધો બેસવાનો હોય તો એની ચિંતા કરે, એની શંકા થયા કરે કે 'ધંધો બેસી જશે તો શું થશે, ધંધો બેસી જશે તો શું થશે ?' અલ્યા, શંકા ના કરીશ. આ તો કહેશે કે 'પાછા તેજીવાળા લોકો તો કાયમ તેજીમાં જ રહેવાના અને મંદીવાળા તે કાયમ મંદીમાં જ રહેવાના. મંદીવાળો તેજીમાં કોઈ દહાડો ના આવે અને તેજીવાળો મંદીમાં કોઈ દહાડો ના આવે. જુઓ ને 'કેવી અજાયબી છે !' પણ ના, 'પોઝિટિવ- નેગેટિવ' બેઉ હોય જ, નહીં તો ઈલેક્ટ્રિસિટી થાય જ નહીં.

મોક્ષે જવાનું જ્ઞાન મળ્યું છે એટલે હવે મોક્ષમાં જવાની બધી તૈયારી રાખજો. શંકા-કુશંકા થાય તો આવીને અમને કહી દેવું કે, 'દાદાજી, મને આવી આમ શંકાઓ થાય છે.' હું તમારું સમાધાન કરી આપીશ. બાકી, શંકા એ તો બહુ મોટામાં મોટી વસમી વસ્તુ છે. એ ભૂત જેવી છે, ડાકણ જેવી છે. શંકા કરતાં ડાકણ વળગી હોય તે સારી, તે કો'ક ઉતારી આપે. પણ શંકા વળગેલી જાય નહીં.

## તો શંકા ઠેઠ સુધી રાખો

આપણું તો આ આત્મજ્ઞાન છે ! કંઈ જેવી તેવી વસ્તુ નથી. આ તો અજાયબ વસ્તુ તમને પ્રાપ્ત થયેલી છે ! અને આ જે બધા ભાવો આવે છે ને, મનના ભાવો, બુદ્ધિના ભાવો, તે બધા ભાવો ખાલી ભય પમાડનારા જ છે. એક ફેરો સમજી જવાનું કે આ લોકો ખાલી ભય પમાડનારાં છે અને બુદ્ધિ જ્યાં સુધી વપરાય ત્યાં સુધી ડખો જ કર્યા કરે. તમારે ડખો કરે છે કે ?

**પ્રશ્નકર્તા :** કો'ક ફેરો ઊભી થઈ જાય છે, ઊંધી ઊભી થાય છે.

**દાદાશ્રી :** પણ એ ખોટી વસ્તુ છે એટલું તો તમે સમજી ગયા છો ને ?

**પ્રશ્નકર્તા :** હા, એટલું તો સમજાય છે.

**દાદાશ્રી :** એ ખોટી વસ્તુ છે અને આ ચેનચાળા કરે છે તે બધા ખોટા છે, તે બધું સમજાઈ ગયું છે ને ? એ ખરી વસ્તુ ન્હોય એમ સમજાઈ ગયું છે ને ? હા, આ બધું સમજે એટલે આ આત્મા બાજુ ખસવાનો પ્રયત્ન હોય જ. છતાં પેલું બહુ જોર હોય તો હાલી જવાય.

કોઈ ફેરો ધંધામાં મોટી ખોટ ગઈ તો પણ તમે કલાકોના કલાકો નથી બેસી રહેતા ને ? એ પર્યાય આવે તે છ-છ કલાક બેસી નથી રહેતા ને ?

**પ્રશ્નકર્તા :** બેસી રહે ને ! કંઈ ઠેકાણું નહીં.

**દાદાશ્રી :** પછી બંધ તો થાય ખરું ને ?

**પ્રશ્નકર્તા :** પછી તો બંધ થાય.

**દાદાશ્રી :** હવે બંધ થાય, તે ઘડીએ પેલી ખોટ વસુલ થાય ને પેલા પર્યાય પછી બંધ થાય, કે ખોટ ઊભી રહી હોય ને છતાં બંધ થઈ જાય ? આપણને પાંચસો રૂપિયાની ખોટ ગઈ, તેના આધારે આ ચાલ્યું. તે બાર કલાક ચાલ્યું કે બે દહાડા ચાલ્યું, પણ જ્યારે ત્યારે એ બંધ થાય છે. તો એ પાંચસો રૂપિયા જમે થયા પછી બંધ થાય છે કે પેલી ખોટ એવી ને એવી જ ઊભી રહે તો યે આ બંધ થઈ જાય છે ?

**પ્રશ્નકર્તા :** એ ખોટ તો એવી ને એવી જ રહે.

**દાદાશ્રી :** તો પછી આપણે બંધ કરવાનો અર્થ શું ? આપણે ખોટ પૂરી ના થાય ત્યાં સુધી ચાલુ રાખવું હતું ને ?

**પ્રશ્નકર્તા :** પણ એ તો એની મેળે ચાલુ થઈ જાય છે અને એની મેળે બંધ થઈ જાય છે.

**દાદાશ્રી :** એ બંધ થઈ જાય તો પાછું બોલવાનું કે 'હજી નિકાલ થયો નથી ને કેમ બંધ થઈ ગયો છું ? પાછું આવ' એવું કહીએ !!

એવું છે, ખોટના પ્રશ્નો વિચારવા માટે આપણને વાંધો નથી. પણ ખોટ ના જાય ત્યાં સુધી વિચાર્યા કરવું, તો કામનું. નહીં તો ભમરડાની પેઠ ખોટ પૂરી થયા વગર એમ ને એમ બંધ થઈ જતું હોય તો તો એનો

અર્થ જ નહીં ને ! નહીં તો પહેલેથી જ બંધ રાખવું સારું.

બાકી, લોક તો બધા પર્યાય ભૂલી જાય છે. આગળ લખતો જાય છે ને પાછળ ભૂલતો જાય છે. અમે એક 'સેકન્ડે' ય ભૂલતા નથી, આજથી ચાળીસ વરસ ઉપર થયું હોય તો ય. પણ લોક તો ભૂલી જાય ને ! કુદરત પરાણે ભૂલાડે ત્યારે ભૂલવું એના કરતાં પહેલેથી ભૂલી જવું સારું. આ તો યાદે ય કર્મના ઉદયો કરાવે છે ને ભૂલાડેય એ જ છે. તો પછી 'એને' 'આપણે' જરાક ખભો ઠોકીને કહેવું જોઈએ, જે 'છે' એ છે ને 'નથી' એ નથી, આ 'વ્યવસ્થિત'માં ફેરફાર કશો થઈ જવાનો નથી.

એટલે ખોટની ચિંતા કરવી તો આખી જિંદગી કરવી, નહીં તો કરવી નહીં. ખોટની ચિંતા કરવી છે તો જ્યાં સુધી નફો 'એડજસ્ટ' થાય ત્યાં સુધી કરવી. પણ પછી જો ભમરડાની પેઠ આપણે કો'કને આધીન રહીએ અને ચિંતા એની મેળે બંધ થઈ જાય તે કઈ જાતનું ?! નફો 'એડજસ્ટ' થયા વગર જો એની મેળે જ બંધ થઈ જાય અને ખોટ પૂરી થયા વગર એની મેળે બંધ થઈ જાય તો પછી આપણે પહેલેથી જ બંધ ના કરી દઈએ ? આ તો ખોટ પૂરી થયા વગર બંધ થઈ જાય છે ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તો આપણે એને કહીએ કે, 'કેમ બંધ થઈ ગયું ? તો પછી તું ચાલ્યું હતું શું કરવા તે ? ને ચાલ્યું તો ઠેઠ સુધી, ખોટ પૂરી થતાં સુધી ચાલવા દો.'

## નહીં તો શંકા ના રાખવી

અમે 'જ્ઞાન' થતાં પહેલાં પહેલેથી એક વાત સમજેલા. અમને એક જગ્યાએ શંકા આવી હતી કે, 'આ માણસ આવું કરશે, દગો-ફટકો કરશે.' એટલે પછી અમે નક્કી કર્યું કે શંકા કરવી તો આખી જિંદગી સુધી કરવી. નહીં તો શંકા કરવી જ નહીં. શંકા કરવી તો ઠેઠ સુધી કરવી. કારણ કે એને ભગવાને જાગૃતિ કહી. જો શંકા કરીને બંધ થઈ જવાની હોય તો કરીશ નહીં. આપણે કાશીએ જવા નીકળ્યા ને મથુરાથી પાછા આવીએ, એના કરતાં નીકળ્યા ના હોત તો સારું. એટલે અમને એ માણસ જોડે શંકા આવી કે આ

માણસ આવો છે. તે પછી, અમને શંકા પડ્યા પછી અમે શંકા રાખતા જ નથી. નહીં તો ત્યાર પછી એની જોડે વ્યવહાર જ નહીં. પછી તો ના છેતરાઈએ. જો શંકા રાખવી હોય તો આખી જિંદગી વ્યવહાર જ ના કરીએ.

## ચેતો ખરાં, પણ શંકા નહીં

**પ્રશ્નકર્તા :** જેમ મોટર ચલાવીએ ને, તે વખતે અમારે સામે જાગૃતિ તો ચાલુ ને ચાલુ જ રાખવી પડે ને ? એમ અમારો જીવન વ્યવહાર ચલાવીએ તો અમારે જાગૃતિ તો કાયમની રાખવી જ પડે ને, કે 'આમ કરીશ તો આ માણસ ખાઈ જશે ?' એવું તો આપણે ખ્યાલમાં રાખવું જ પડે ને ?

**દાદાશ્રી :** એ તો રાખવું પડે. પણ શંકા નહીં કરવાની. અને 'આ ખાઈ જશે' એવી જાગૃતિ ય રાખવાની જરૂર નથી. ફક્ત આપણે ચેતતા રહેવું જોઈએ. એ એને જાગૃતિ કહો, પણ શંકા નહીં કરવાની. 'આમ થશે તો શું થશે, વખતે આમ હશે તો શું થશે ?' એવી શંકાઓ નહીં કરવી. શંકાઓ તો બહુ નુકસાનકારક ! શંકા તો ઉત્પન્ન થતાંની સાથે જ દુ:ખ આપે !

**પ્રશ્નકર્તા :** ઘણી વખત એવું થાય કે કોઈ કામમાં એવાં 'પ્રોબ્લેમ્સ' આવ્યા હોય તો સામા માણસ ઉપર આપણને શંકા આવે, ને તેથી આપણને દુ:ખ રહ્યા કરે.

**દાદાશ્રી :** હા, એ આધાર વગરની શંકાઓ છે. શંકામાં બે વસ્તુ થાય. એક તો, પ્રત્યક્ષ દુ:ખ થાય. બીજું, એના પર શંકા કરી એ બદલનો ગુનો લાગુ થયો, કલમ ચારસો આડત્રીસ ચાલુ થઈ ગઈ.

**પ્રશ્નકર્તા :** પણ અમારે કોઈ પણ કામ કરવાનું હોય, કે આ રસ્તે આ પુલ બનાવવાનો હોય તો એનાં 'સેફટી ફેક્ટર' તો ગણવાં પડે ને ? નહીં ગણીએ તો પુલ પડી જશે. ત્યાં અજાગૃતિ રાખીને પુલ બનાવી જાય, એવું તો ના જ ચાલે ને !

**દાદાશ્રી :** એ બરોબર છે. 'સેઈફટી ફેકટર' બધાં કરીએ, પણ ત્યાર પછી ગોઠવણી કરતી વખતે ફરી શંકા ઊભી ના થવી જોઈએ. શંકા ઊભી થઈ કે દુ:ખ ઊભું થશે.

**પ્રશ્નકર્તા :** પણ કોઈ પણ કામ કરવા જતાં કોઈ માણસ એમાં ખોટું ના કરે, એ માટે એનો વિચાર તો કરવો પડે ને ?

**દાદાશ્રી :** હા, વિચાર કરવાની બધી છૂટ જ છે ! શંકા કરવાની છૂટ નથી. વિચાર જેટલાં હોય એટલાં કર, આખી રાત વિચાર કરવા હોય તો કર પણ શંકા ના કરીશ. કારણ કે એનો 'એન્ડ' જ નહીં આવે. શંકા એ 'એન્ડલેસ' વસ્તુ છે. વિચારનો 'એન્ડ' આવશે. મન થાકી જાય ને ! કારણ કે બહુ વિચારવાથી મન હંમેશાં થાકી જાય. એટલે પછી એ એની મેળે જ બંધ થઈ જાય.

અને શંકા ના થાકે. શંકા તો આમની આવે, તેમની આવે. માટે શંકા તું ના રાખીશ. આ જગતમાં શંકા જેવું કોઈ દુઃખ જ નથી. શંકા કરવાથી તો પહેલાં પોતાનું જ બગડે છે, પછી સામાનું બગડે છે. અમે તો પહેલેથી શોધખોળ કરેલી કે શંકાથી પોતાનું જ બગડે છે.

## જાણે બધું, તો ય શંકા નહીં

તેથી અમે કોઈ દહાડો કોઈની પર શંકા કરી નથી. અમે ઝીણવટથી તપાસ કરીએ, પણ શંકા ના રાખીએ. શંકા રાખે એ માર ખાય. જાણીએ ખરા, પણ શંકા ના રાખીએ. જરાય શંકા નહીં રાખવાની ! એક જરાય શંકા કોઈની પર મને આવી નથી. જાણીએ બધું ય, જાણ્યાની બહાર અમારે અક્ષરે ય ના હોય. આ આટલામાં છે, આ આટલા પાણીમાં છે, કોઈ આટલા પાણીમાં છે, કોઈ આટલા પાણીમાં છે, બધું જાણીએ. કોઈએ નીચેથી પગ ઊંચા કર્યા છે, કોઈ મોઢું બગાડે છે. મહીં પગ ઊંચા કરેલા, તે હઉ દેખાય મને. પણ શંકા ના કરીએ અમે. શંકા શું લાભ આપે ?

**પ્રશ્નકર્તા :** ગેરલાભ થાય.

**દાદાશ્રી :** શું ગેરલાભ થાય ?

**પ્રશ્નકર્તા :** પોતાને નુકસાન થાયને !

**દાદાશ્રી :** ના, પણ સુખ કેટલું આપે ? શંકા પેઠી ત્યાંથી એ ભૂત

જ વળગ્યું. 'આ જ લઈ ગયો કે આણે આમ કર્યું.' એ પેઠી શંકા ! એ ભૂત વળગ્યું આપણને. પેલાનું તો જે થવાનું હશે તે થશે, પણ આપણને ભૂત વળગ્યું. આ 'દાદા' એવા ચોક્કસ, જરાય કોઈની પર શંકા ના કરે. પાછા જાણે બધું ય, પણ શંકા ના કરે.

## 'કહેનાર' ને 'કરનાર' બે જુદાં

સંસારમાં કોઈ પણ પ્રકારની શંકા રાખવી એ ગુનો છે. શંકા રાખવાથી કામ થતું નથી. આ 'જ્ઞાન' પ્રાપ્ત થયું, તે હવે નિઃશંક મને કામ કર્યે જાવ ને ! પોતાનું ડહાપણ કરવા ગયા તો બગડશે અને સહજ મૂકશો તો કામ થઈ જશે. એમ ને એમ કામ કરશો, તેના કરતાં સહજ મૂકશો તો સારું કામ થશે. શંકા સહેજ પણ રહે ત્યાં કંઈ પણ કાર્ય થતું નથી.

**પ્રશ્નકર્તા :** છતાં કોઈ પણ કાર્ય કરવામાં શંકા-કુશંકા થયા કરે છે, તો શું કરવું ?

**દાદાશ્રી :** એ ભાંજગડવાળું જ ને ! એ જરા મુશ્કેલીમાં મૂકે.

**પ્રશ્નકર્તા :** તો શું કરવું પણ ?

**દાદાશ્રી :** શું કરવાનું ? 'આપણે' 'ચંદુભાઈ'ને કહેવું કે, 'શંકા-કુશંકા કરશો નહીં. જે આવે તે કરવાનું.' બસ, એટલું જ. 'એ' શંકા-કુશંકા કરે તો 'આપણે' કહેનાર છીએ ને, જોડે જોડે. પહેલાં તો કોઈ કહેનાર જ નહોતું એટલે ગૂંચાતા હતા. હવે તો પેલું કહેનાર છે ને !

## ત્યાં શૂરવીરતા હોવી ઘટે

નહીં તો શંકા પડે એ કામ જ ઊભું કરશો નહીં. જ્યાં આપણને શંકા પડે ને, તે કામ ના કરવું. અગર તો એ કામ આપણે છોડી દેવું. શંકા ઊભી થાય એવું કાર્ય કરવું નહીં.

અહીંથી અમદાવાદ જવા સંઘ નીકળ્યો, હેંડવા માંડ્યો. મહીં કેટલાક કહેશે, 'અરે, વખતે વરસાદ પડશે ને પાછું પહોંચાશે નહીં, એનાં કરતાં પાછા હેંડો ને !' એવી શંકાવાળા હોય તો શું કરવું પડે ? એવા

બે-ત્રણ જણ હોય તો હાંકી મેલવા પડે પાછા. નહીં તો એ તો આખું બધું ટોળું બગડે. એટલે શંકા હોય ને, ત્યાં સુધી કશો ભલીવાર ના આવે. એનાથી કોઈ કામ થઈ ના શકે. બહુ પ્રયત્નો કરે, બહુ પુરુષાર્થ કરે, ત્યારે તે વળી જાય તો વળી જાય. વળી જાય તો સારું. બધાં ખુશી થાય ને !

શૂરવીરતા હોય, તે કોઈક દહાડો ફેંકી દે તો બધું ફેંકીને ચાલતો થઈ જાય અને એ ધારે એવું કામ કરી શકે. એટલે શૂરવીરપણું રાખવું જોઈએ કે 'મને કંઈ થાય નહીં.' આપણે ઝેર ખાવું હોય તો ખાઈએ ને ના ખાવું હોય તો કોણ ખવડાવે ?

આપણને કહે, 'હમણે ગાડી અથડાઈ પડશે તો ?' એવું ડ્રાઈવર કહે તો આપણે કહીએ, 'રહેવા દે, તારું ડ્રાઈવિંગ બંધ કર. ઊતરી પડ. બહુ થઈ ગયું.' એટલે એવા માણસને અડવા યે ના દેવાય. શંકાવાળાની જોડે તો ઊભું જ ના રહેવું. આપણું મન બગડી જાય. શંકા કેમ આવવી જોઈએ ? ચોખ્ખું હોવું જોઈએ. વિચાર તો ગમે તેવાં આવે તો ય પણ આપણે 'પુરુષ' છીએ ને ? પુરુષ ના હોય તો માણસ મરી જાય. પુરુષ થયા પછી પુરુષાર્થમાં શંકા હોતી હશે ? પુરુષ થયા પછી ભય શો ? સ્વપુરુષાર્થ ને સ્વપરાક્રમ ઊભાં થયાં છે. પછી ભય શો ?

**પ્રશ્નકર્તા :** શૂરવીરતા રાખવી પડે કે એની મેળે રહે ?

**દાદાશ્રી :** રાખવી પડે. આપણે 'ગાડીનું એક્સિડન્ટ થશે' એવું ના વિચારીએ તો ય એ થવાનું હોય તો છોડે છે કંઈ ? અને વિચારે તેને ? તેને ય થવાનું. પણ વિચાર્યા વગર બેસે છે, એ શૂરવીર કહેવાય. એને વાગે ય ઓછું, બિલકુલ ઓછું વાગે ને બચી જાય.

ગાડીમાં બેઠા પછી એવી શંકા પડે છે 'પરમ દહાડે ટ્રેન અથડાઈ હતી, તો આજે અથડાશે તો શું થાય ?' એવી શંકા કેમ નથી આવતી ? એટલે જે કામ કરવું એમાં શંકા રાખવી નહીં ને તમને શંકા આવે તો એ કામ કરવું નહીં. 'આઈધર ધીસ ઓર ધેટ !' આવું તે હોતું હશે ? એવી વાતો કરતા હોય તેને ય ઊઠાડીને કહેવું કે, 'ઘેર જા. અહીં નહીં.' શૂરાતનની વાત જોઈએ.

આપણે ઘેર જવું છે ને એક માણસ એમ બોલ્યા કરે, 'ઘેર જતાં અથડામણ થાય તો શું થશે ? અગર તો એક્સિડન્ટ થશે તો શું થશે ?' તો મન બધાનાં કેવાં થઈ જાય ?! એવી વાતને તો પેસવા જ ના દેવાય. શંકા હોતી હશે ?

દરિયા કિનારે ફરતા હોય ને કહેશે, 'મહીં મોજું આવે ને ખેંચી જાય તો શું થાય ?' કોઈએ વાત કરી હોય કે 'આમ મોજું આવી અને ખેંચી ગયું.' તો આપણને શંકા પડે તો શું થાય ? એટલે આ 'ફૂલિશનેસ'ની વાતો છે. 'ફૂલ્સ પેરેડાઈઝ' !!

એટલે જે કામ કરવું એમાં શંકા નહીં, ને શંકા આવે તે કરવું નહીં. 'મારાથી આ કામ થશે કે નહીં થાય' એવી શંકા પડે ત્યાંથી જ કામ થાય નહીં. શંકા રહે છે એ બુદ્ધિનું તોફાન છે.

અને એવું કશું બનતું નથી. જેને શંકા પડે છે ને, તેને બધી ભાંજગડ ઊભી થાય છે. કર્મ રાજાનો નિયમ એવો છે કે જેને શંકા પડે, તેને ત્યાં એ પધારે ! અને જે ગાંઠે નહીં, તેને ત્યાં તો એ ઊભા જ ના રહે. માટે મન મજબૂત રાખવું જોઈએ.

## આ તો 'પ્રીકોશન' કે ડખો ?

શંકા તો દુઃખે ય બહુ આપે, ભયંકર દુઃખ આપે. એ શંકા ક્યારે નીકળે ?! ઘણાં ફેરા હજાર-બે હજારના દાગીના, ઘડિયાળ ને એ બધું લૂંટી લીધું હોય કોઈએ રસ્તામાં મારીને, તો પછી કપડાં-ઘડિયાળ-ઘરેણાં ફરી પહેરીને બહાર જવાનું હોય તો તે ઘડીએ શંકા ઊભી થાય કે આજ ભેગો થશે તો ? હવે ન્યાય શું કહે છે ? ભેગો થવાનો એમાં છૂટકો થવાનો નથી અને તું શું કરવા વગર કામનો શંકા કરે છે ?!

**પ્રશ્નકર્તા :** એ શંકા ઊભી થઈ, હવે ત્યાં એની માટે કોઈ 'પ્રીકોશન' લેવા કરવાની કંઈ જરૂર રહેતી નથી ?

**દાદાશ્રી :** 'પ્રીકોશન' લેવાથી જ બગડે છે ને ! અજ્ઞાનીને માટે બરોબર છે. જો આ કિનારે જવું હોય તો આ કિનારાનું બધું એક્ઝેક્ટ કરો.

પેલે કિનારે રહેવું હોય તો પેલા કિનારાનું એકઝેક્ટ રાખો. જો શંકા કરવી હોય તો પેલે કિનારે રહો. આ તો અધવચ્ચ રહીએ એનો અર્થ જ નહીં !

**પ્રશ્નકર્તા :** પણ કોઈ 'ડેન્જર સિગ્નલ' આવે એટલે એમાં શંકા ન સેવીએ, પણ એના માટે સાહજિક ભાવે 'પ્રીકોશન' લેવા જોઈએ ને ?

**દાદાશ્રી :** 'પ્રીકોશન' તમારાથી લેવાય જ નહીં. 'પ્રીકોશન' લેવાની શક્તિ જ નથી. એ શક્તિ છે નહીં, એને 'એડોપ્ટ' કરવું એનો અર્થ શો છે ?

**પ્રશ્નકર્તા :** અમારામાં 'પ્રીકોશન' લેવાની શક્તિ જ નથી ?

**દાદાશ્રી :** બિલકુલે ય શક્તિ નથી. જે શક્તિ ના હોય, તેને અમથા માનીએ એ કામનું જ નહીં ને ! આ તો 'પ્રીકોશન' લેવાની શક્તિ નથી ને કરવાની યે શક્તિ નથી અને 'પ્રીકોશન' 'ચંદુભાઈ' લઈ જ લે છે. તમે વગર કામના ડખો કરો છો. કરે છે કોઈક બીજો અને તમે માથે લઈ લો છો એનું તેથી બગડે છે.

**પ્રશ્નકર્તા :** એટલે ચંદુભાઈ 'પ્રીકોશન' લે, એનો વાંધો નથી ?

**દાદાશ્રી :** એ લે જ. એ તો લે જ, હમેશાં ય લે. વાતો કરતો કરતો કોઈ માણસ ચાલતો હોય, એટલે એ બેધ્યાનપણે ચાલતો હોય પણ જો એકદમ સાપ જોવામાં આવે આમ જતો, તો એકદમ કૂદી જાય છે એ. એ કઈ શક્તિથી કૂદે છે ? કોણ કૂદાડતું હશે ? એવું બને કે ના બને ? આટલી બધી સાહજિકતા એકલી છે આ દેહમાં. આ 'ચંદુભાઈ'ને એટલી બધી સાહજિકતા છે કે આમ દેખતાંની સાથે કૂદે.

**પ્રશ્નકર્તા :** પણ એવી સાહજિકતા અમારા કામધંધામાં, વ્યવહારમાં નથી આવતી.

**દાદાશ્રી :** એ તો ડખો કરો છો તેથી.

ને શંકા કરવી તો બધી જાતની કરવી જોઈએ, કે 'ભાઈ, કાલે મરી જવાય તો શું થશે ? કોઈ ના મરી જાય ?'

**પ્રશ્નકર્તા :** મરી જાય ને !

**દાદાશ્રી :** ત્યાર પછી ! એટલે શંકા કરવી તો બધી જાતની કરવી. આ એક જ જાતની કેમ કરવી ? નહીં તો શાની શંકા ના પડે એવું આ જગત ?! કઈ બાબતની શંકા રખાય એવું નથી ?! અહીંથી ઘેર ગયા તો સાચા. કેમ એ શંકા નથી પડતી ? શંકા હોય જ નહીં. એટલે શંકાને કહીએ, 'ચલી જાવ. હું નિઃશંક આત્મા છું.' આત્માને શંકા શું વળી ?!

## બીમાંથી ...... જંગલ

હું શું કહું છું કે શંકા એ ભૂત છે. પેલી ડાકણ વળગાડવી હોય તો વળગાડવી, આપણને ડાકણ ફાવતી હોય તો વળગાડવી. પણ શંકા પડે તો એને શું કહેવું ? કે 'દાદાનો ફોલોઅર થયો ને હવે શાની શંકા રાખો છો ? તમને શરમ નથી આવતી ? દાદા શંકા કોઈના પર રાખતા નથી, ને તમે શું કરવા શંકા રાખો છો ? એ બંધ કરી દો. દાદા આટલી ઉંમરે શંકા રાખતા નથી, તો તમે તો જવાન છો' એવું કહીએ એટલે શંકા બંધ થઈ જાય.

અમે જિંદગીમાં શંકા નામ જ કાઢી નાખેલી. શંકા જ અમને કોઈની પર નથી આવતી. એ 'સેફસાઈડ' ખરી કે નહીં ?

**પ્રશ્નકર્તા :** બહુ મોટી 'સેફસાઈડ.'

**દાદાશ્રી :** શંકા જ નામ નહીં. રૂપિયા ગજવામાંથી કાઢી લીધેલા દીઠાં હોય તો ય એની પર શંકા નહીં અને બીજા ભયંકર ગુના કર્યા હોય તો ય શંકા-બંકા રામ તારી માયા ! જાણીએ ખરા, જાણવામાં હોય. અમારા જ્ઞાનમાં હોય કે 'ધીસ ઈઝ ધીસ, ધીસ ઈઝ ધેટ.' પણ શંકા નહીં.

શંકા એ ભયંકર દુઃખદાયી છે અને તેનાથી નવી જાતનો સંસાર ઊભો થાય એવું છે. આ બાવળિયાનું બીજ હોય ને, તો તો બાવળિયો એકલો જ ઊગે અને એક વડનું બીજ હોય ને, તેમાં વડ એકલો જ ઊગે. પણ શંકા નામનું બીજ એવું છે કે આ બીજથી તો સત્તરશેં જાતની વનસ્પતિ ઊભી થઈ જાય. એક જ બીજમાંથી સત્તરશેં જાતની વનસ્પતિ ઊગે, એ બીજને રખાય જ કેમ કરીને ? આ શંકા નામનું બીજ, એ અમે

એકલાએ કાઢી નાખેલું છે. પણ તમને તો સહેજા સહેજે ય કંઈક કોઈક ફેરો શંકા આવી જાય, નહીં ?

એટલે અમારા જેવું રાખવું. શંકા કાઢી નાખવી. ગમે તે બાબત હોય ને, નજરે જોયેલી વાત હોય ને, તો ય શંકા નહીં. જાણી રાખવી, જાણવું ખરું. જાણવામાં પાપ નથી અને આંખે જોયેલું ય ખોટું પડે છે. કેટલાંય દાખલા એવાં મારે બનેલા. આ આંખે જોઉં છતાં ય ખોટું નીકળે. એવા મારે દાખલા 'એક્ઝેક્ટ' અનુભવમાં આવેલા. તો બીજી વસ્તુ તો કઈ સાચી માનવી આપણે ? એટલે દેખીએ તો ય શંકા ના કરવી. જાણી રાખવું. આ અમારી શોધખોળ બહુ ઊંડી છે. આ તો વાત નીકળે ત્યારે પોતાના અનુભવમાં ખબર પડે. અને જગતને કંઈ આ બધી શંકા નીકળી ગયેલી નથી. શંકા નીકળવી એ તો, 'જ્ઞાની પુરુષ' જ પોતે પોતાની શંકા કાઢી અને બીજાને પણ શંકા બધી કાઢી આપે. નહીં તો બીજો કોઈ કાઢી આપે નહીં. માણસથી જાતે શંકા ના નીકળે. એ તો મોટામાં મોટું ભૂત છે, એ તો ડાકણ કહેવાય.

તમે આમ ગયા હોય ને આમથી કોઈક માણસ આવતા હોય. એ માણસ કોઈક બેનના ખભે હાથ મૂકીને ચાલતા હોય ને તમારા જોવામાં આવે તો શું થાય તમને ? એ હાથ શાથી મૂક્યો એ તો એ જાણે બિચારાં. પણ તમને શું થાય ? અને એ શંકા પેસીને, એટલે કેટલાં બીજ ઊગે પાછાં ! બાવળિયો, લીમડો, આંબો, મહીં તોફાન ! આ શંકા તો ડાકણ કરતાં ય ભૂંડી વસ્તુ છે. આ ડાકણ તો વળગેલી સારી કે ભૂવો કાઢી આપે. પણ આ શંકા કોણ કાઢે ? અમે કાઢી આપીએ તમારી શંકાઓ ! બાકી કોઈ શંકા કાઢી આપે નહીં.

**પ્રશ્નકર્તા :** પાછલું યાદ કરીએ તો શંકા આવે.

**દાદાશ્રી :** એ યાદ જ કરવું નહીં. ગઈ ગૂજરી ભૂલી જવાની. ગઈ તિથિ તો બ્રાહ્મણે ય વાંચે નહીં. બ્રાહ્મણને કહીએ, 'અમારી છોડી પંદર દહાડા ઉપર રાંડી હતી કે નહીં ?' તો બ્રાહ્મણ કહે, 'એવું કોઈ પૂછતા હશે કંઈ ? એ તો જે રાંડી એ ગઈ.'

**પ્રશ્નકર્તા :** પણ કોઈક વખત શંકા આવે.

**દાદાશ્રી :** બળ્યું આવે, પણ કેટલાં બધાં ઝાડ ઊગી નીકળે પછી ! બીજ એક અને સત્તરશેં જાતની વનસ્પતિ ઊગી નીકળે !

**પ્રશ્નકર્તા :** આખું વન થઈ જાય.

**દાદાશ્રી :** હા, આખું વન થઈ જાય. બગીચાનું જંગલ થઈ જાય. આ 'દાદા'એ મહાપરાણે બગીચા બનાવ્યા હોય, તેમાં પછી જંગલ થઈ જાય. આવડો મોટો બગીચો, પાછો જંગલ થઈ જાય ? અરે, એ ગુલાબ રોપતાં રોપતાં તો 'દાદા'નો દમ નીકળી ગયો. જો જો જંગલ નહીં કરી નાખતાં ! જંગલ ના થવા દેશો. હવે નહીં થવા દો ને ?!

**પ્રશ્નકર્તા :** શંકા તો બિલકુલ ગમતી જ નથી, દાદા. પણ નિકાલ આવે નહીં એટલે પછી 'પેન્ડીંગ' રહ્યા કરે.

**દાદાશ્રી :** પાછી 'પેન્ડીંગ' પડી રહે છે ?! ઉકેલ ના લાવી નાખો ?! 'એ સ્કેવર, બી સ્કેવર', આમ પેલું 'એલજિબ્રા'માં એ છેદ ઉડાડી દો ને, એ રીતે ? જેને 'એલજિબ્રા' આવડે ને, તેને બધું આવડે.

તમારે શંકાઓથી બધી ભાંજગડ ઊભી થાય છે, તો પછી ઊંઘ સ્ખલન કરે કોઈ વખત ?

**પ્રશ્નકર્તા :** એવું નહીં, પણ નિકાલ ના થાય એટલે ફરી આવે.

**દાદાશ્રી :** હવે શું કરશો ? શેકી નાખો ને ! પછી ઊગે નહીં. જે બીજ શેકીને રાખી મેલ્યા, એ પછી ઊગે કરે નહીં. ઊગે ત્યારે ભાંજગડ છે ને ?!

એટલે તમારે એમ કહેવું કે, 'દાદા'નાં 'ફોલોઅર્સ' થઈને તમને શરમ નથી આવતી ? નહીં તો કહીએ, 'બે તમાચા મારી દઈશ. શંકા શું કરે છે ?' એવું વઢવું. બીજા વઢે એનાં કરતાં 'આપણે' વઢીએ એ શું ખોટું ? કોણ વઢે તો સારું ? આપણી મેળે જ વઢીએ તે સારું, લોકોના વળી ગોદા ખાવા તેનાં કરતાં !

**પ્રશ્નકર્તા :** આ તો માર ખાય તો ય જાય નહીં.

**દાદાશ્રી :** હા, માર ખાય તો ય જાય નહીં. તેથી આ જ વાત

નીકળી. શંકા જવાની થાય ત્યારે વાત નીકળે. નહીં તો વાત નીકળે નહીં.

કામ બધું પદ્ધતિસર કરો, પણ શંકા ના કરશો. આ ‘રેલવે’ આગળ સહેજ ભૂલ કરીએ, તેડાં કરીએ, તો શું થાય ?

**પ્રશ્નકર્તા :** કપાઈ જાય.

**દાદાશ્રી :** ત્યાં કેટલો ડાહ્યો રહે છે ?! શાથી ડાહ્યા રહે છે લોક ? પેલું તરત ફળ આપે છે એટલે. અને આ શંકાનું ફળ મોડું મળે છે. એનું ફળ શું આવશે એ આજ દેખાતું નથી એટલે આવાં તેડાં કરે છે. શંકાનું તેડું, તે કંઈ જેવી તેવી વાત છે ?!

**પ્રશ્નકર્તા :** આગળનું પાછું બીજ પડે ને, દાદા ?

**દાદાશ્રી :** અરે બળ્યું, બીજની ક્યાં વાત કરો છો ?! આજની શંકાનું તેડું તો, આખા જગતની વસ્તી ઊભી થઈ જાય ! શંકા તો ઠેઠ ‘જ્ઞાની પુરુષ’ સુધી અવળું દેખાડે. આ શંકા, ડાકણ પેઠી એટલે પછી શું ના દેખાડે ?

**પ્રશ્નકર્તા :** બધું જ દેખાડે.

**દાદાશ્રી :** ‘દાદા’નું અવળું હઉ દેખાય. આ ‘દાદા’ની પર તો એક શંકા કરી હોય ને, તો અધોગતિમાં જાય. એકેય શંકા કરવા જેવો આ ‘દાદો’ ન્હોય ! ‘વર્લ્ડ’માં આવો નિઃશંક પુરુષ હોય નહીં.

**પ્રશ્નકર્તા :** તમે કહો છો કે શંકા થઈ જાય છે, કોઈ કરતું નથી.

**દાદાશ્રી :** એ વસ્તુ જુદી છે. શાથી થાય છે એ વાત જુદી છે. પણ આ ‘દાદા’ ઉપર શંકા થાય નહીં. થઈ જતી હોય તો એનો ઉપાય કરવો જોઈએ. ઉપાય આપેલો છે મેં. અમે એ કહીએ છીએ ને, કે શંકા તો થઈ જાય. પણ તે ઉપાય કરવો જોઈએ કે ‘દાદાની માફી માગું છું. મારે શંકા ન થવી જોઈએ, પણ થઈ ગઈ.’ આવો ઉપાય તો હોવો જોઈએ ને ?! ‘દાદા’ તો, આ કાળના અજાયબ પુરુષ છે, આશ્ચર્ય પુરુષ છે !

પણ એકલું ચોખ્ખું ઘી લઈને આજ ફરે તો વેચાય ખરું ? કાળ કેવો વિચિત્ર છે ! આ ચોખ્ખું ઘી લઈને ફરતો હોય, તેને દુકાનનું ભાડું માથે

પડે ! મેલું હોય તો ઝપાટાબંધ નીકળી જાય. આ ધર્મ સાચો છે. આ તો બધાનું પુણ્ય પાકશે તેમ તેમ લાભ ઉઠાવશે. પણ પુણ્ય પાકવાનાં છે. પુણ્ય પાક્યા વગર રહેવાનાં નથી.

જગત બફાઈ રહ્યું છે આ તો. જો બફાય છે, જો બફાય છે ! અને શંકા ઊભી થાય તો બફારો કેટલો થાય ?

**પ્રશ્નકર્તા :** બહુ થાય.

**દાદાશ્રી :** બફારો બહુ થાય કે કૈડે ?

**પ્રશ્નકર્તા :** કૈડે હઉ !

**દાદાશ્રી :** જો જો આવું શંકા કંઈ કરતા નહીં. શંકા કોઈની કરશો નહીં. શંકા કરવા જેવું નથી આ જગત. મહીં લાંબું દેખાય ત્યારે શંકા ઊભી થાય ને ! નહીં તો આ જે શંકા, એક ફેરો પેસે ને, તે શંકા નીકળી જાય ત્યારે કામનું ! હવે એ એમ ને એમ નીકળે નહીં. આમનું ગજું જ નહીં કે શી રીતે શંકા કાઢવી ?! 'જ્ઞાની પુરુષ' બધું કાઢી આપે, બીજાનું ગજું નહીં. જાડું ખાતું હોય ને, એટલે ચાલે. શંકા કોને ઊભી થાય ? બહુ ઝીણું ખાતું હોય ને, એને શંકા વધારે થાય. મને તો હેંડતાં-ચાલતાં શંકા ઊભી થતી હતી, જ્ઞાન નહોતું થયું ત્યાં સુધી.

એટલે જાગૃતિ ના હોય એટલે ઉપાધિ નહીં ને જાગ્રતને તો ઉપાધિ બહુ ને ! જાગૃતિ હિતકારી થઈ પડે છે કે વાંકી થઈ પડે છે ?

**પ્રશ્નકર્તા :** બહુ હિતકારી થાય. પણ શંકા કરાવે તો એને કાઢી જ નાખવાની.

**દાદાશ્રી :** જાગૃતિ કાઢી નાખવાની ? જાગૃતિ કાઢી નાખવી છે કે પેલી શંકા કાઢી નાખવી છે ?

**પ્રશ્નકર્તા :** શંકા જ કાઢી નાખવી છે.

**દાદાશ્રી :** હા, જાગૃતિ તો રહેવા દેવી છે ને ?! અમે તો શંકાના મૂળિયાં બધાં કાઢી નાખેલાં. તમે જડમૂળથી ખોદી કાઢી છે કે રહેવા દીધી

છે થોડી થોડી ?

**પ્રશ્નકર્તા :** શંકાનું મહીં શોધખોળ બહુ ચાલ્યા કરતું હતું.

**દાદાશ્રી :** પણ એને જડમૂળથી કાઢી નાખી નથી હજુ ?

**પ્રશ્નકર્તા :** આજે નિમિત્ત મળ્યું દાદા તરફથી.

**દાદાશ્રી :** હા, એવું કંઈ હશે ત્યારે જ ને ! નહીં તો વાત નીકળે નહીં. ને આપણે તો, હું કંઈ ઓછું આ અમુક જ ટાઈમે વાત કાઢું છું ? 'એવિડન્સ' ભેગા થાય ત્યારે જ નીકળે ને ! આનો કઈ પાર આવવાનો છે, એમનો કંઈક પાર આવવાનો હશે, તમારો કંઈ થોડો ઘણો પાર આવવાનો હશે, ત્યારે જ નીકળે ને !

નહીં તો શંકા આવે તો આખી રાત ઊંઘ ના આવે.

**પ્રશ્નકર્તા :** મહીં કૈડ કૈડ થયા કરે. આટલો બધો માર ખાય તો ય પાછું જતું નથી.

**દાદાશ્રી :** નફો શું કાઢ્યો ?

**પ્રશ્નકર્તા :** કશો નહીં.

**દાદાશ્રી :** છતાંય પણ રહે છે ? આ શાથી આ વાત નીકળી ? મને ખબર નહીં કે આટલું બધું હશે ! આ 'જ્ઞાન' આપેલું એટલે તમે આવું તેવું નાની બાબત તો કાઢી નાખો, ને તમારી મેળે જ કાઢી નાખો. ને ખૂંચનારી વસ્તુ જે ખૂંચે, આપણને આમ કાંકરો ખૂંચે તો ખબર ના પડે, આપણને 'જ્ઞાન' થયેલાં ને ? ખૂંચે એટલે કાઢી નાખે ને કે ના કાઢી નાખે ? એ રહેવા દે ખરો ?

**પ્રશ્નકર્તા :** ના. કાઢી નાખે.

**દાદાશ્રી :** હવે નહીં રહે ને ?

## શંકાશીલ મન જુદું, 'આપણે' જુદાં

**પ્રશ્નકર્તા :** હવે શંકાની 'ઈફેક્ટ' તરત તો થાય જ છે. પણ એવી

'ઈફેક્ટ' આવતા ભવમાં પણ થવાની કે ?

**દાદાશ્રી :** જેનું બીજ પડે ને, તેનાં ફળ આવે. માટે બીજમાંથી જ કાઢી નાખવાનું. શંકાનું બીજ ઊગ્યું હોય ને, એટલે આપણને ખબર પડી જાય કે આ કપાસનો છોડવો નહીં પણ બીજો છોડવો છે. એટલે એને કાઢીને ઊખેડીને ફેંકી દેવું કે જેથી ફરી એનું બીજ જ ના આવે ને ! ડૂંડું આવે ત્યારે ફરી પાછું બીજ પડે ને ?!

**પ્રશ્નકર્તા :** પછી બીજા ભવમાં નડે નહીં ?

**દાદાશ્રી :** બીજ ના પડે તો બીજા ભવમાં કશું ય અસર ના થાય. આ ગયા અવતારે બીજ પડેલું, તેથી આ શંકા ઉત્પન્ન થઈ માટે હવે બીજ જ ઉત્પન્ન ના થવા દેવું. માટે આ જગત શંકા કરવા જેવું નથી. નિરાંતે સૂઈ જવું.

**પ્રશ્નકર્તા :** નિઃશંક દૃષ્ટિ થાય તો જ નિર્દોષ દેખાય.

**દાદાશ્રી :** મને તેથી તો નિર્દોષ દેખાય છે. હવે તમે શુદ્ધાત્મા થયા પછી મન બદલાય નહીં, એ 'ડિસ્ચાર્જ' રૂપે છે. મન શંકાશીલ થયું હોય તો શંકાશીલ અને અવળું કહે તો અવળું, એમાં ગભરાવાનું કોઈ કારણ નથી. 'આપણે' જોયા કરવું. એ કહેશે, 'આપણે મરી જઈશું' તો ય શું ? 'જે થાય એ થશે એમાં ય અમને વાંધો નથી,' કહીએ.

## પ્રતિક્રમણથી 'પ્યૉરિટી'

**પ્રશ્નકર્તા :** પણ કોઈ વખતે પ્રકૃતિમાં જ પેલી શંકાની ગૂંચ પડી ગઈ હોય ને, એ કેવી રીતે છેદાય ?

**દાદાશ્રી :** 'દાદા' શું કહે છે કે શંકા રાખશો જ નહીં. શંકા આવે તો કહીએ, 'જા, દાદાને ત્યાં !' એવો ઉદય આવે તો પણ એ ઉદય અને આપણે બે જુદાં જ છીએ.

**પ્રશ્નકર્તા :** સામા પર શંકા કરવી નથી છતાં શંકા આવે, તો તે શી રીતે દૂર કરવી ?

**દાદાશ્રી :** ત્યાં પછી એના શુદ્ધાત્માને સંભારીને ક્ષમા માગવી, એનું પ્રતિક્રમણ કરવું. આ તો પહેલાં ભૂલો કરેલી, તેથી શંકા આવે છે.

**પ્રશ્નકર્તા :** આપણા કર્મનાં ઉદયને લીધે જે ભોગવવું પડે, એ પ્રતિક્રમણ કર્યા કરીએ તો ઓછું થાય ને ?

**દાદાશ્રી :** ઓછું થાય. અને 'આપણને' ભોગવવું નથી પડતું. 'આપણે' 'ચંદુભાઈ'ને કહીએ, 'પ્રતિક્રમણ કરો.' એટલે ઓછું થાય. જેટલું જેટલું પ્રતિક્રમણ કરીએ એટલું એ ઓછું થાય ને ! પછી રાગે પડી જશે.

આ તો કર્મના ઉદયથી બધાં ભેગાં થયેલાં છે. આને અજ્ઞાની કંઈ ફેરવી શકવાનો નથી ને જ્ઞાની ય ફેરવી શકવાનાં નથી. તો આપણે શા માટે બે ખોટ ખાવી ?

**પ્રશ્નકર્તા :** પેલું બરાબર કહ્યું દાદા, કે આ જગત પહેલેથી આવું જ છે.

**દાદાશ્રી :** આમાં બીજું છે જ નહીં. આ તો ઢાંક્યું છે એટલે લાગે છે એવું અને શંકા જ મારે છે. એટલે શંકા આવે તો આવવા ના દેવી ને પ્રતિક્રમણ કરવાં. કોઈ પણ માણસ માટે કશી શંકા આવે તો પ્રતિક્રમણ કરવાં.

## ત્યાં 'ચાર્જ' થાય

**પ્રશ્નકર્તા :** આ 'જ્ઞાન' લીધા પછી આપે વ્યવહારને નિકાલી કહ્યો છે એ વાત બરાબર છે. પણ એમાં કોઈક ક્યાંક અનુપચારિક વ્યવહાર હોય છે. તો ત્યાં આગળ 'ચાર્જિંગ'નું ભયસ્થાન ક્યાં ?

**દાદાશ્રી :** 'ચાર્જ' થઈ જાય એવાં ભયસ્થાનો હોતાં જ નથી. પણ શંકા પડે ત્યાં આગળ 'ચાર્જ' થઈ જશે. શંકા પડે એટલે એ ભયસ્થાન 'ચાર્જિંગ'વાળું માનવું. શંકા એટલે, કેવી શંકા ? કે ઊંઘ ના આવે એવી શંકા. નાની અમથી શંકા પડી અને બંધ થઈ જાય એવી નહીં. કારણ કે જે શંકા પડી, એ પછી ભૂલી જઈએ એ શંકાની કિંમત જ નથી.

**પ્રશ્નકર્તા :** તો પછી બિન્દાસ રહેવાનું ? નીડર ને બેફામ રહેવાનું ?

**દાદાશ્રી :** ના. બેફામ રહે તો માર પડશે. બેફામ થાય ને નિષ્ફિકરો થાય તો માર પડી જાય. આ દેવતામાં કેમ હાથ નથી ઘાલતા ?

**પ્રશ્નકર્તા :** તો પછી ત્યાં ઔપચારિક 'એકશન' કયું લેવું જોઈએ ?

**દાદાશ્રી :** બીજું શું 'એકશન'માં લેશો ? ત્યાં પસ્તાવો ને પ્રતિક્રમણ એકલું જ 'એકશન' છે.

**પ્રશ્નકર્તા :** એટલે આપણા આ 'જ્ઞાન' પછીનો પુરુષાર્થ કયો ? પસ્તાવો કરવાનો કે ભાવમન ઉપર છોડી દેવાનું ?

**દાદાશ્રી :** ભાવમન તો આ 'જ્ઞાન' પછી રહેતું જ નથી. પણ જેને આ 'જ્ઞાન' કાચું રહ્યું હોય, તેને ભાવમન હોય વખતે મહીં જરાક. બાકી, ભાવમન હોતું નથી. 'જ્ઞાન' કચાશવાળું પરિણામ પામ્યું હોય, આ 'જ્ઞાન' પૂરેપૂરું સાંભળ્યું ના હોય કે આ 'જ્ઞાન' પૂરેપૂરું બોલ્યો ના હોય, તો તેને મહીં કાચું પડી જાય. તે આ તો કેટલીક વખત નવું 'એન્જિને' ય ચાલુ ના થાય, એવું બને ને ?

એટલે પસ્તાવો એકલો જ કરવાનો અને પસ્તાવો તે ય આપણે નહીં કરવાનો. આપણે આપણી જાત પાસે પસ્તાવો કરાવવાનો કે, 'તમે પસ્તાવો કરો. તમે આમ છો, તેમ છો.' એવું 'તમારે' 'ચંદુભાઈ'ને કહેવાનું. એવું 'તમે' ગમે એટલું વઢો તો કોઈ ફરિયાદ કરે 'તમારી' પર ?

## પુદ્‌ગલભાવને ગાંઠવા નહીં

એટલે શંકા પડે તો બધું ચોંટી પડે. મહીં જે બેસી રહ્યાં છે એ બધાંય ચોંટી પડે. એ ચેતનભાવ ન્હોય, જડભાવો ચેતનને શું કરી શકે ?

હવે પુરુષ થયા પછી આડાઅવળા વિચારો ના આવે, ને આવે તો એને સાંભળવાના નહીં. એ બધા પુદ્‌ગલભાવો છે. એટલે એ આવે તો એને આપણે ગાંઠીએ નહીં. પછી કોઈ નામ જ ના દે ને ! કૂતરાં ભસે એટલું જ. હાથીની પાછળ કૂતરાં ભસે ને, તે હાથી પાછળ જુએ નહીં. એ સમજી જાય કે કૂતરાં છે. કૂતરાં સો-બસો હોય ને કોઈ હાથીની પાછળ ભસતા હોય તો એ જુએ પાછળ કે કોણ કોણ ભસે છે ? એવું, પેલાં

પુદ્ગલ ભાવો છે. પણ તે અજ્ઞાનીને અથડામણ થઈ જાય, કારણ કે એ હાથી થયો નથી ને ! અજ્ઞાની માણસ તરત ભળી જાય, વાર જ નહીં.

'કોઈ કશું જ કરનાર નથી', એનું નામ શૂરવીરતા કહેવાય. એ પુદ્ગલ અને આપણે ચેતન, આત્મા, અનંતશક્તિવાળા !

**પ્રશ્નકર્તા :** એ વિચાર ને એ બધું આવશે ત્યારે દેખ લેંગે.

**દાદાશ્રી :** આવે જ શી રીતે પણ ? દેખ લેવાનું ય ના રહે અને આવે તો આપણે શું લેવાદેવા ? એ જુદી નાત છે, આપણી જુદી નાત. નાત જુદી, જાત જુદી ! એટલે કશું થતું નથી. આ તો કશું થઈ ગયેલું જોયું ય નથી. આ તો ખાલી શંકાઓ છે અને શંકા પડે છે તે ય પુદ્ગલભાવ છે. કશું થાય નહીં, ને આપણો 'વેસ્ટ ઓફ ટાઈમ એન્ડ એનર્જી' છે ખાલી. હા, એ જો કદી ચેતનભાવ હોત તો હરાવી પાડે. પણ એવું તો નથી. પછી શું ?! એ જડ વસ્તુઓ છે, તે ચેતનને શું કરી શકે ? એ જો ચેતન હોય તો વાત જુદી છે. મન-વચન-કાયાના તમામ લેપાયમાન ભાવો એ જડભાવો કહ્યું અને પોતે નિર્લેપ જ છે. પછી શું લેપાયમાન કરવાના ? પેલા જડભાવો ને પ્રાકૃતભાવો છે એવું આપણે બોલીએ છીએ ને ?

**પ્રશ્નકર્તા :** બોલીએ છીએ ને !

**દાદાશ્રી :** તો પછી એ પ્રશ્ન જ ઊભો ના થાય ને, કે 'આવું શું હશે ને શું નહીં !' મન-વચન-કાયાના તમામ લેપાયમાન ભાવો એ જડભાવો, પ્રાકૃતભાવો, છે, ચેતન ભાવ નથી. એ જાતિ જુદી, વેષ જુદા. એને અને આપણે શું લેવાદેવા ?

## 'શંકા' સામે જ્ઞાનજાગૃતિ

**પ્રશ્નકર્તા :** હવે શંકા આવી તે વખતે શું કરવાનું રહે છે અમારે આ 'જ્ઞાન' પછી ?

**દાદાશ્રી :** તમારે જોયા કરવાનું, શંકા આવે છે તે.

**પ્રશ્નકર્તા :** શંકાને આમ અમારે કોઈ પ્રતિભાવ ફેંકવાનો નથી ?

**દાદાશ્રી :** કશું નહીં, એની મેળે જ 'એડજસ્ટમેન્ટ' લેશે. તમારે જોયા કરવાનું કે 'ઓહો, ચંદુભાઈને શંકા આવી છે ! અને શંકા આવે એટલે એ સંતાપમાં હોય જ. ભયંકર દુઃખી હોય, પાર વગરનાં દુઃખ હોય એને. કારણ કે ભગવાને કહ્યું કે શંકા એ જ મોટામાં મોટો ગુનો છે અને તે એને તરત જ દુઃખ આપે છે. એ શંકા સામાને દુઃખ આપતાં આપશે, આપશે ત્યારની વાત ત્યારે. પણ પોતાને ભયંકર દુઃખ આપે છે અને પ્રતિભાવ કરવાથી તો શંકાનું દુઃખ વધે છે.

**પ્રશ્નકર્તા :** એટલે શંકા વખતે અમારે જાગૃતિ રાખીને છૂટા રહેવાનું ?

**દાદાશ્રી :** એ વખતે તો છૂટા રહેવાનું, પણ કાયમને માટે છૂટા રહેવાનું. એક દહાડો રાખી જુઓ, અઠવાડિયામાં એક દહાડો રાખી જુઓ. તમને સમજ પડશે કે બીજે દહાડે એવું રાખીએ તો વાંધો નહીં આવે. પડી નહીં જવાય.

**પ્રશ્નકર્તા :** પડવા કરતાં ગૂંચવાડો થઈ જાય છે, એનો વાંધો આવે છે.

**દાદાશ્રી :** એ ગૂંચવાડો તો પહેલાંની પ્રેક્ટિસ છે ને, તે જતી નથી. છૂટતી નથી એ. બાકી, હવે શંકાની જરૂર જ નથી.

**પ્રશ્નકર્તા :** અમે છૂટા પડીએ એટલે એ શંકા તૂટી પડે છે ?

**દાદાશ્રી :** હા, શંકા એની મેળે વીખરાઈ જાય છે.

**પ્રશ્નકર્તા :** એટલે જાગૃતિ જ વધારે રાખવાની રહે છે હવે.

**દાદાશ્રી :** જોનાર હંમેશાં જાગૃત જ હોય. જો જોનાર છે તો જાગ્રત હોય. જ્ઞાતા-દ્રષ્ટા, એ જાગ્રત હોય તો જ જ્ઞાતા-દ્રષ્ટા કહેવાય. બાકી, અજાગૃતિ એટલો માર પડે.

## સામાના સંશયની સામે

**પ્રશ્નકર્તા :** હવે સામો કોઈ આપણા ઉપર સંશય રાખે તો એનો

કેવી રીતે પોતે ઉકેલ લાવે ?

**દાદાશ્રી :** એ સંશય રાખે છે એવું આપણે જ્ઞાન જ ભૂલી જવાનું. એ જે જ્ઞાન છે આપણને, એ જ્ઞાન જ ભૂલી જવાનું. સામો સંશય રાખે છે કે નથી રાખતો. એ શું તમને ખબર પડે ?

**પ્રશ્નકર્તા :** મને આવી આવી શંકા છે, એવું મોઢે કહે તો ?

**દાદાશ્રી :** મોઢે કહે, તો કહીએ, 'શંકા તમને છે, દુઃખી તમે થશો. શંકા રાખશો તો દુઃખી થશો.' એવું કહી ચૂકીએ. પછી જે થાય, તેને આપણે શું કરીએ ?! અને તમારાં એવાં આચરણ નહીં હોય તો તમને કોઈ શંકા કરશે ય નહીં. જગતનો નિયમ જ છે એવો ! કો'ક દહાડો એવાં આચરણ કરેલાં છે, તેથી આ શંકા ઊભી રહી છે. કારણ કે ગુનો થયો હતો પચ્ચીસ વર્ષનો હતો ત્યારે અને સાઠ વર્ષનો થાય ત્યારે કોર્ટમાં કેસ ચાલ્યો ! આ આવું બધું હોય છે બધું. માટે કોઈ શંકા કરે છે તે આપણો જ ગુનો છે.

**પ્રશ્નકર્તા :** એને આપણા પર સંશય આવ્યો હોય તો આપણે પૂછવું પડે કે કેમ સંશય આવ્યો ?

**દાદાશ્રી :** પૂછવામાં મઝા જ નહીં. એ પૂછવું નહીં. આપણે તરત જ સમજી જવું કે આપણો કંઈક દોષ છે. નહીં તો શંકા કેમ આવી ? કેટલાંક માણસો ચોર નથી હોતા, છતાં એના પર ચોરીની શંકા આવે છે. તો એ ચોર પહેલાં હોવો જોઈએ. નહીં તો એમ ને એમ શંકા ના પડે.

**પ્રશ્નકર્તા :** સામાં માણસની દૃષ્ટિ એવી હોય તો શું કરીએ આપણે ?

**દાદાશ્રી :** ના, સામાની દૃષ્ટિ એવી નથી હોતી. એ આપણી જ ભૂલનું પરિણામ છે. એટલું જગત ગેરકાયદેસર નથી કે તમારામાં ભૂલ ના હોય તો સામાને દૃષ્ટિ આવી ઉત્પન્ન થાય. જગત બિલકુલ કાયદેસર, એક સેકંડે સેકંડ કાયદેસર છે !

''ભોગવે એની ભૂલ'' એ વાક્ય લગાડી દીધું કે ઉકેલ આવી ગયો.

શંકા કરનાર છે તે ભોગવે છે કે શંકા જેની પર થાય છે તે ભોગવે છે, એ જોઈ લેવું.

**પ્રશ્નકર્તા :** મારી સમજણ પ્રમાણે તો આ પાંચ આજ્ઞા 'દાદા'એ જે આપી છે, એનું પાલન બરોબર નહીં થવાને કારણે આ પ્રશ્નો ને શંકા બધું ઉપસ્થિત થાય છે.

**દાદાશ્રી :** હા, નહીં તો ઊભું જ ના થાય. આજ્ઞા પાળે તો કશું હોતું જ નથી. આજ્ઞાપાલનમાં જરા કચાશ આવે એટલે પેલું થઈ જાય. આજ્ઞા પાળે છે ને તે તો, એવાં આપણે ત્યાં તો લગભગ હજારો માણસો સમાધિમાં રહે છે.

## શંકા કરવાની ત્યાં જગ નિઃશંક (?)

અને શંકા કરવાની એક જ જગ્યા છે કે હું ખરેખર 'ચંદુભાઈ' છું ? એટલી જ શંકા કર કર કર્યા કરવાની છે. તે આપઘાત નથી.

**પ્રશ્નકર્તા :** 'હું ચંદુભાઈ છું' એ વાત ઉપર જ શંકા પડે.....

**દાદાશ્રી :** તો તો કામ જ થઈ જાય ! એ શંકા તો કોઈને પડતી જ નથી ને ! હું પૂછ પૂછ કરું છું તો યે શંકા નથી પડતી. 'હું ચંદુ જ છું, હું ચંદુ જ છું' કહેશે. એ શંકા પડતી જ નથી, નહીં ?!

પછી હું હલાવ, હલાવ કરું ત્યારે વળી શંકા પડે, ને પછી વિચાર કરે કે 'આ દાદા કહે છે એ ય ખરું છે, વાતમાં કંઈ તથ્ય છે.' બાકી, એની મેળે, પોતાની મેળે શંકા કોઈને ય ના પડે.

**પ્રશ્નકર્તા :** એ શંકા પડે તો આગળ જાય ?

**દાદાશ્રી :** ના, એમ નહીં. એ શંકા એને માટે જ શબ્દ છે. 'હું ખરેખર ચંદુભાઈ છું ?' એ શંકા 'હેલ્પ' કરે છે. બીજી બધી શંકા તો આપઘાત કરાવડાવે. 'હું ખરેખર ચંદુભાઈ હોઈશ ? અને આ બધાં કહે છે કે આમનો છોકરો છું, એ ખરેખર હોઈશ ?' એ શંકા પડી તો કામનું !

એટલે શંકા રાખવા જેવી કઈ છે ? આત્મા સંબંધી શંકા રાખવાની

છે કે 'આત્મા આ હશે કે તે હશે !' ખરો આત્મા જ્યાં સુધી જણાય નહીં, ત્યાં સુધી આખા જગતને શંકા હોય જ.

'ચંદુભાઈ તે હું નિશ્ચયથી છું, ખરેખર જ આ ચંદુભાઈ હું જ છું' એવું માને છે તેથી આરોપ બધા ઘડાયા. પણ હવે એની પર શંકા પડી ગઈને ? વહેમ પેસી ગયો ને ? ખરો વહેમ પેસી ગયો ! એ વહેમ તો કામ કાઢી નાખે. એવો વહેમ તો કોઈને પેસતો જ નથીને ! આપણે વહેમ પાડીએ તો ય ના પડે ને !

એ શંકા પડે જ શી રીતે ? અરે, સરકાર હઉ 'એલાવ' કરે ! સરકાર 'એલાવ' નથી કરતા ? 'ચંદુલાલ હાજર હૈ ?' કહેતાંની સાથે ચંદુલાલ જાય તો સરકાર 'એલાવ' કરી દે ! પણ પોતાને શંકા પડે નહીં કોઈ દહાડો ય, કે હું ચંદુલાલ નથી ને હું આ બીજી રીતે ક્યાં ઝાલી પડ્યો છું, એવું.

પોતાની જાત પર શંકા પડે એવું બહાર છે નહીં ને ? દસ્તાવેજમાં ય લખે કે વકીલસાહેબે સહી કરી, કે તરત 'એક્સેપ્ટ'! આટલા બધા લોક કબૂલ કરે છે, પછી એને શંકા જ શી રીતે પડે ?!

## જૂઠા જ્ઞાન પર વહેમ (!)

એટલે પોતાના જ્ઞાનની ઉપર જે વહેમ પાડી આપે, એનું નામ 'જ્ઞાની'! પોતાનું જ્ઞાન તો કોઈ દહાડો જૂઠું હોઈ જ ના શકે ને ? પણ 'જ્ઞાની' એ બધું કરી શકે, તો પોતાને વહેમ પડી જાય. એ 'રોંગ બિલિફ' નીકળી ગઈ એટલે કામ થઈ ગયું !

એક જણ તો મને એવું કહેવા માંડ્યા, 'દાદા, મને કોઈ દહાડો મારી જાત ઉપર શંકા નથી પડી, આજ મને શંકા પડી ગઈ.' મેં કહ્યું, 'હું ચંદુભાઈ છું, એ તમારા જ્ઞાન ઉપર ખરેખર વહેમ પડ્યો ને ?' વહેમ એટલે 'ક્રેક' પડી ગઈ બધી. એટલે 'હું ચંદુભાઈ છું' એ જ્ઞાન ઉપરેય 'ક્રેક' પડવી જોઈએ ને ? શંકા પડવી જોઈએ ને ! અને સાચા જ્ઞાનમાં નિઃશંક રહેવાનું છે. આ તો જૂઠા જ્ઞાનમાં નિઃશંક રહ્યા, શંકા રહિત રહ્યા !

એટલે અત્યાર સુધી જાણેલા જ્ઞાન ઉપર વહેમ પડે ને, ત્યારથી જ અમે જાણીએ કે એ જ્ઞાન તૂટી જવાનું થયું. જેમાં વહેમ પડ્યો, શંકા પડી ને, એ જ્ઞાન ઊડવાનું થયું. એટલે સામી શંકા પડે એવું જ્ઞાન હોવું જોઈએ ને ? અને સાચા જ્ઞાન ઉપર ક્યારેય શંકા પડે નહીં. વખતે આવરણને લીધે સમજણ ના પડે, તો એ વાત જુદી છે. બાકી, સાચા જ્ઞાન ઉપર શંકા ના પડે. કારણ કે મહીં શરીરમાં આત્મા છે ને !

## વહેમ 'અહંકાર' પર જ

કોઈ દહાડો આ અહંકાર ઉપર વહેમ નથી પડ્યો. બધી વસ્તુ ઉપર વહેમ પડ્યો છે પણ અહંકાર ઉપર વહેમ નથી પડ્યો. 'આ ચંદુભાઈ, તે હું છું' એની ઉપર વહેમ પડ્યો એટલે અહંકાર ઉપર વહેમ પડ્યો કહેવાય.

અને 'ચંદુભાઈ' પર વહેમ પડ્યો, એ કાઢી નાખવાનો નથી આપણે. એને 'ડ્રામેટિક' રાખવાનો છે. કોઈ ભર્તૃહરિનો ખેલ કરતો હોય, તે આમ બધો પાઠ ભજવે. બૂમો પાડે, વૈરાગ લાવે, આંખમાં પાણી લાવે, રડે, અભિનય કરે. લોકો જાણે કે એને બહુ દુઃખ છે અને આપણે એને પૂછવા જઈએ કે, 'કેમ તમને બહુ દુઃખ હતું ?' ત્યારે એ કહે, 'ના, હું તો લક્ષ્મીચંદ છું. આ તો મારે ભર્તૃહરિનો પાઠ ભજવવાનો આવ્યો.' એવું આ તમારે 'ચંદુભાઈ'નો પાઠ ભજવવો પડશે. અને 'પોતે કોણ છે' એ જાણી ગયા, એટલે કામ થઈ ગયું !

## ભવોભવથી નિઃશંકતા

બાકી 'પોતે કોણ છે' એના પર જ જો કોઈને શંકા પડતી નથી ને ! મહાન મહાન આચાર્યોને-સાધુઓને પણ પોતે જે નામ છે, તેની પર શંકા પડી નથી કોઈ દહાડો ! જો શંકા પડે તો ય આપણે જાણીએ કે સમ્યક્ દર્શન થવાની તૈયારીઓ થઈ રહી છે. એ શંકા જ પડતી નથી ને, પહેલી ! ઊલટાં એને જ સજ્જડ કરે છે અને આ બધું ક્રોધ-માન- માયા-લોભ તેને લીધે છે. આ અસત્યની પકડ પકડી છે, તે સત્યરૂપે એનું ભાન થયું છે કે આ સત્ય જ છે. અસત્યની બહુ વખત પકડ પકડવામાં આવે, ત્યાર પછી એ એને માટે સત્ય થઈ જાય. ગાઢરૂપે અસત્ય કરવામાં આવે

તો પછી સત્ય થઈ જાય. પછી એને અસત્ય છે એવું ભાન જ ના થાય, સત્ય જ છે એવું રહે.

એટલે અહીં જો શંકા પડે તો ક્રોધ-માન-માયા-લોભ બધું જતું રહે. પણ આ શંકા પડે નહીં ને ! કેવી રીતે પડે ?! કોણ પાડી આપે આ ? ભવોભવથી નિઃશંક થયેલો એ બાબતમાં પોતાને શંકા પડે એવું કોણ કરી આપે ? જે ભવમાં ગયો ત્યાં આગળ જે નામ પડ્યું, ત્યાં એને જ સત્ય માન્યું. શંકા જ પડતી નથી ને ! કેટલી બધી મુશ્કેલી છે ?! અને તેને લઈને આ ક્રોધ-માન-માયા-લોભ ઊભાં રહ્યાં છે ને ! તમે જો 'શુદ્ધાત્મા' છો તો ક્રોધ-માન-માયા-લોભની જરૂર નથી. અને તમે જો 'ચંદુભાઈ છો તો ક્રોધ-માન-માયા-લોભની જરૂર છે. આખા શાસ્ત્રોનું 'સોલ્યુશન' અહીં આગળ આ એકલું જ જાણવામાં થઈ જાય ! પણ તે આત્મજ્ઞાન જાણવું કેવી રીતે ? અને આત્મજ્ઞાન જાણ્યા પછી કશું જાણવાનું બાકી નથી રહેતું. પણ એ જાણે શી રીતે ?!

## આત્મા સંબંધી નિઃશંકતા ?

હવે ભગવાને આત્મા સંબંધી શંકા કોઈને જાય નહીં, એમ કહ્યું. કૃષ્ણ ભગવાનને એ શંકા ગઈ હતી. બાકી, આત્મા સંબંધી શંકા-કે 'આત્મા આવો હશે કે તેવો હશે, ફલાણો હશે કે તેવો હશે, આમ હશે કે તેમ હશે ? થોડું ઘણું તો એ કર્તા હશે ને ? અમુક બાબતમાં એ કર્તા હશે જ ને ?' એવી શંકા પાછી રહ્યા કરે. નહીં તો કહેશે, 'કર્તા વગર તો કેમ ચાલે આ ગાડું ?' અલ્યા, તને ના ખબર પડે. એ તો 'જ્ઞાની પુરુષ' જ જાણે કે આ શી રીતે ચાલી રહ્યું છે ! હવે એ આત્મા 'જ્ઞાની'એ જાણ્યો તેવો હોય, આ પુસ્તકમાં લખેલો તેવો ના હોય. પુસ્તકમાં આત્મા સંબંધી વાત જ નથી કોઈ.

એટલે આત્મા સંબંધી શંકારહિત કોઈ થયેલો જ નહીં. આ તો કહેશે, 'આટલી ભાવના તો આત્માની હોવી જ જોઈએ ને !' હવે એ જેને આત્મા માની રહ્યા છે, તેને હું નિશ્ચેતન ચેતન કહું છું. હવે ત્યાં આગળ આત્મા શી રીતે પ્રાપ્ત થાય ? શંકા જ રહે ને, પછી !

જગત બધું આત્માની શંકામાં જ પડેલું છે. લોક મને પૂછે છે કે,

'આ ક્રોધ-માન-માયા-લોભ તો આત્મા વગર કોઈ કરે જ નહીં ને ?' મેં કહ્યું, 'નિરાંત થઈ ગઈ ત્યારે. (!)' ત્યારે કહે છે, 'પણ જડ તો કરે જ નહીં ને ?' મેં કહ્યું, 'આ જડ કરે નહીં. પણ ચેતનને ય શી રીતે કરે ? જે જેનામાં ગુણધર્મ નથી, એ શી રીતે કરે ?' એવું છે ને, આ વ્યતિરેક ગુણો છે, એની એને ખબર ના હોય ને ! કે બે વસ્તુ સાથે હોય તો તીસરો વ્યતિરેક ગુણ ઉત્પન્ન થાય, પોતાના ગુણધર્મ છોડે નહીં અને નવો ગુણ ઉત્પન્ન થાય. પણ એ 'જ્ઞાની' સિવાય સમજાય શી રીતે ?!

## આમ મનુષ્યપણું ના ગુમાવાય

હવે 'આત્મા આવો હશે કે તેવો હશે, આમ હશે કે તેમ હશે' એ વિચારણામાં કોઈક આવ્યો હોય, તેને ભગવાને સમ્યક્ત્વ મોહનીય કહ્યું. આવી વિચારણામાં જ હજુ આવ્યા નથી. આ મોહનીય પણ જાગી નથી. આ તો અત્યારે મિથ્યાત્વ મોહનીય, મિશ્ર મોહનીય જ છે હજુ. સમ્યક્ત્વ મોહનીય જાગી હોત તો ભગવાન એને મહાન અધિપતિ કહેત. આ તો એક 'પ્લોટ' હોય કે એક મકાન હોય ને આટલું અધિપતિ હોય, એમાં તો પોતાની જાતને શું ય ધન્ય માનીને પેટ ઉપર હાથ ફેરવે ને 'હોઈયાં' કરીને સૂઈ જાય છે !

અલ્યા, શું જોઈને સૂઈ જાય છે ?! અનંત અવતારો આવાં 'હોઈયાં' કરીને સૂઈ ગયો ! શરમ નથી આવતી ?! પાછો હાથ પેટ ઉપર ફેરવીને 'હોઈયાં' કહેશે. અલ્યા, શું જોઈને ઊંઘી જાય છે ?! ઊંઘવા જેવું આ જગત છે ? મનુષ્યપણું મળ્યું, ને ઊંઘાતું હશે ?! મનુષ્યપણું મળ્યું, સારો જોગ મળ્યો, ઊંચા ધર્મપુસ્તકો વાંચવાનો યોગ મળ્યો, ઊંચી આરાધના મળી, વીતરાગનાં દર્શન થયાં, ને તું 'હોઈયાં' કરીને સૂઈ જાય છે ?!

ને પાછી 'બેડરૂમો' કરી છે ?! અલ્યા, 'બેડરૂમ' ના કરાય. એ તો એક રૂમ હોય તે બધાં ભેગાં સૂઈ રહેવાનું ને પેલી તો સંસારી જંજાળ ! આ તો 'બેડરૂમ' કરીને આખી રાત સંસારની જંજાળમાં પડ્યો હોય. આત્માની વાત તો ક્યાંથી યાદ આવે ? 'બેડરૂમ'માં આત્માની વાત યાદ આવતી હશે ?!

મેં એક જણને પૂછયું, 'શું જોઈને સૂઈ જાવ છો ?' ત્યારે એ કહે

છે, 'સાડા દશ વાગ્યા, તે હવે ના ઊંઘી જઉં ?' 'અલ્યા, આ કંઈ કમાયા વગર સૂઈ ગયા ? આજ શું કમાયા એ કહો મને.' ત્યારે એ કહે, 'હું તો કંઈક કરું છું. પેલાં કશું નથી કરતાં !' પેલાને પૂછયું, ત્યારે એ ય એવું કહે કે, 'એ નથી કરતાં, આ નથી કરતો.' બધાં આવું બોલે છે !

**પ્રશ્નકર્તા :** હા, એવો હિસાબ ગણે છે, પોતાના હિસાબ ગણવાને બદલે.

**દાદાશ્રી :** આ તો બધું પોલ માર્યું છે !

એટલે જગત આખું ય શંકામાં છે, અપવાદ સિવાય. કારણ કે આત્મા શું છે, એમાં શંકા ના જાય. સંદેહ રહ્યા કરે કે, 'આત્મા આમ હશે કે તેમ હશે, આમ હશે કે તેમ હશે.' એવો સંદેહ રહ્યા જ કરે. એ સંદેહ રહ્યા કરે એટલે પછી જગતમાં બીજી જાતજાતની શંકાઓ ઊભી થાય.

## ત્યારે સંદેહ જાય

**પ્રશ્નકર્તા :** ને સંદેહ ગયા છે એવું નથી કહેતો, પણ સંદેહ મને અંદરથી ઉદ્ભવતો નથી.

**દાદાશ્રી :** હા, ઉદ્ભવે નહીં, એ વાત જુદી છે. એવું અમુક કાળ સુધી લાગે. પણ જ્યારે મુશ્કેલી આવે ત્યારે સંદેહ ઊભા થાય પાછાં. આ તો બધું ફરવાનું છે. બધું એક જ જાતનું ઓછું રહે છે ? જેમ દિવસ-રાત બદલાયા કરે છે, ટાઈમ નિરંતર બદલાયા કરે છે, તેવું આ અવસ્થાઓ બધી નિરંતર બદલાયા કરવાની !

એટલે સંદેહ માણસનો ક્યારે જાય ? વીતરાગતા અને નિર્ભય થઈ ગયા પછી સંદેહ જાય. નહીં તો સંદેહ તો જાય જ નહીં. શાંતિ હોય ત્યાં સુધી અનુકૂળ લાગે. પણ ઉપાધિ આવે ત્યારે અશાંતિ ઊભી થાય ને ! ત્યારે પાછું બધું અંદરથી ગૂંચાઈ જાય, ને તેથી બધા સંદેહ ઊભા થાય.

## 'આત્મા'ની શંકા કોને ?

**પ્રશ્નકર્તા :** શ્રીમદ્ રાજચંદ્રજીએ આત્મસિદ્ધિમાં લખ્યું છે કે,

''આત્માની શંકા કરે, આત્મા પોતે આપ.
શંકાનો કરનાર તે, અચરજ એહ અમાપ.''

આમાં આત્માની શંકા આત્મા કરે છે કે બુદ્ધિ કરે છે ?

**દાદાશ્રી :** એ આત્માની શંકા આત્મા કરે છે, આ બુદ્ધિ નથી કરતી. આત્મા, એટલે જે અત્યારે તમારો માનેલો આત્મા છે તે અને મૂળ આત્મા, એ બે જુદા આત્મા છે. તમારો માનેલો આત્મા બુદ્ધિ સહિત છે. અહંકાર, બુદ્ધિ, બધા સાથે થઈને મૂળ આત્માની શંકા કરે છે. શું શંકા કરે છે ? કે 'મૂળ આત્મા નથી. એ એવું કંઈ લાગતું નથી.' એને શંકા આવે છે કે આમ હોય કે કેમ ?!

**પ્રશ્નકર્તા :** એટલે બુદ્ધિ ઉપરાંત જે આત્મા છે એ એની સાથે સંકળાયેલો છે.

**દાદાશ્રી :** આ જેને આપણે આત્મા જેને માનીએ છીએ, અગર તો આ જગત શેને આત્મા માને છે ? 'હું ચંદુભાઈ અને બુદ્ધિ મારી, અહંકાર બધું મારું અને હું જ આ આત્મા છું અને આ આત્માને મારે શુદ્ધ કરવાનો છે' એવું માને છે. એમને એમ ખબર નથી કે આત્મા તો શુદ્ધ છે જ અને આ રૂપક ઊભું થયેલું છે. એટલે આ પોતે-અહંકાર, બુદ્ધિ ખરી એમાં, તે શંકા કરે છે. બુદ્ધિ એકલી શંકા ના કરે. બુદ્ધિ અહંકારસહિત શંકા કરે. એટલે એ 'પોતે' થયો.

''આત્માની શંકા કરે, આત્મા 'પોતે' આપ !''

આ જ પોતે આત્મા છે અને તે પોતે પોતાની શંકા કરે છે. એટલે 'એના' વગર શંકા બીજો કોણ કરે ? એ શંકા ક્રોધ-માન-માયા-લોભ કરતું નથી કે મન કરતું નથી કે બુદ્ધિ કરતી નથી. આત્માની શંકા આત્મા જ કરે છે. એ અજાયબી છે, એમ કહે છે. પોતે પોતાની શંકા કરે છે. કારણ કે આ તો એટલું બધું અજ્ઞાન ફેલાયું છે કે પોતે પોતાની શંકા કરતો થઈ ગયો છે કે 'હું છું કે નહીં ?' એવું કહેવા માગે છે. કૃપાળુદેવનું આ બહુ સરસ વાક્ય છે, પણ સમજે તો !

**પ્રશ્નકર્તા :** શંકા પડે તે પ્રતિષ્ઠિત આત્માનું કામ ?

**દાદાશ્રી :** આમાં, મૂળ આત્માને શંકા પડે જ નહીં. અને પ્રતિષ્ઠિત આત્મા તો શંકાશીલ જ છે ને ! અને એ આપણે પ્રતિષ્ઠા જેવી કરી છે, આપણે મૂર્તિમાં પ્રતિષ્ઠા કરીએ તે જેવી પ્રતિષ્ઠા કરીએ તેવું ફળ આપે એ. એવું આ યે મૂર્તિમાં પ્રતિષ્ઠા કરી છે. પેલી મૂર્તિમાં ને આમાં ફેર જ નથી. આમાં જેવી પ્રતિષ્ઠા કરી છે એવું આ એકલું જ ફળ આપશે. જે પ્રતિષ્ઠા સારી કરેલી, તે સારું ફળ આપે.

**પ્રશ્નકર્તા :** એટલે પ્રતિષ્ઠિત આત્મા શુદ્ધાત્માની શંકા કરે છે !

**દાદાશ્રી :** હા. પ્રતિષ્ઠિત આત્મા. મેં પ્રતિષ્ઠિત આત્મા નામ આપ્યું છે. બાકી, આમ આ લોકોએ વ્યવહાર આત્મા કહ્યો છે. જે તું અત્યારે આત્મા માની રહ્યો છે તે વ્યવહારિક આત્મા છે, એવું કહ્યું છે. પણ વ્યવહારિક આત્મામાં શું થાય છે ? કે એ લોકોને સમજાતું નથી. પણ ફરી આ ઊભું કરનાર જ 'તમે' છો, પ્રતિષ્ઠા કરો છો માટે આ ઊભું થાય છે. 'હું ચંદુભાઈ છું, હું ચંદુભાઈ જ છું' કર્યા કરશો તો ફરી આત્મા ઊભો થઈ રહ્યો છે તમારો, બીજી પ્રતિષ્ઠા થઈ રહી છે. મૂર્તિરૂપે માનો છો માટે મૂર્તિમાં પ્રતિષ્ઠા થઈ, માટે મૂર્તિનો જન્મ થશે. 'હું શુદ્ધાત્મા છું' તો ઊડી જશે.

## પ્રજ્ઞા આત્માપક્ષી જ

**પ્રશ્નકર્તા :** હું શુદ્ધાત્મા છું અને દેહ નથી, એ પણ બુદ્ધિ કહે છે ને ?

**દાદાશ્રી :** એ બુદ્ધિ નથી કહેતી આમાં. બુદ્ધિ તો 'હું શુદ્ધાત્મા' કહેવા જ ના દે. બુદ્ધિ, 'હું શુદ્ધાત્મા છું' એવું કહે તો એનો પોતાનો બહુ મોટો નાશ થાય, એનું પોતાનું અસ્તિત્વ ઊડી જાય. એટલે એ પોતે આ શુદ્ધાત્માના પક્ષમાં બેસે જ નહીં કોઈ દહાડો ય. નહીં તો પોતાનું અસ્તિત્વ જ ઊડી જાય. જો 'હું શુદ્ધાત્મા છું' બોલે, તો મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકારનું અસ્તિત્વ ઊડી જાય. એટલે આ મન પણ આવું 'એક્સેપ્ટ' ના કરે. સમજે ખરા, પણ 'એક્સેપ્ટ' ના કરે. આ બુદ્ધિ તો હંમેશાં સંસાર પક્ષમાં જ હોય છે, શુદ્ધાત્મા પક્ષમાં હોય નહીં ક્યારેય પણ, વિરોધ હોય. હવે એ પ્રજ્ઞા નામની શક્તિ છે તે આત્મામાંથી જુદી પડેલી હોય છે, કે જ્યાં સુધી સંસારમાં છે ત્યાં સુધી આત્માને કશું કરવું પડતું નથી. આત્માની એક 'પ્રજ્ઞા' નામની શક્તિ બહાર પડે છે. એનું કામ શું ? દિન-રાત 'એને'

'એ' આ બાજુ જ ફેરવ ફેરવ કરે છે. આ બાજુ એને મોક્ષે લઈ જવા માટે જ આખો દહાડો માથાકૂટ કર્યા કરે છે અને 'અજ્ઞા' નામની શક્તિ જેને બુદ્ધિ કહેવામાં આવે છે એ રાત-દહાડો સંસારમાં જ ખેંચી જવા માગે છે. આ બેનું સંઘર્ષણ હોય છે અંદર. આ બેનું સંઘર્ષણ નિરંતર ચાલ્યા જ કરે. 'અજ્ઞા' એ બુદ્ધિ છે અને 'પ્રજ્ઞા' એ મૂળ વસ્તુ છે. 'પ્રજ્ઞા' હંમેશાં ય 'તમને' અંદર ચેતવે છે અને મોક્ષ બાજુ લઈ જવા ફરે છે. એ પ્રજ્ઞાશક્તિ ઉત્પન્ન થયેલી છે. સ્થિતપ્રજ્ઞ દશા કરતાં પ્રજ્ઞાશક્તિ બહુ ઊંચી છે. સ્થિતપ્રજ્ઞ દશામાં તો વ્યવહારનો એક્કો હોય. બીજું, લોકોનાં તરફની નિંદા, એવી વસ્તુ ના હોય. એ એની જાતને સ્થિતપ્રજ્ઞ માની શકે. કારણ કે એની બુદ્ધિ સ્થિર થઈ છે. પણ આ પ્રજ્ઞા, એ તો મોક્ષે લઈ જાય. સ્થિતપ્રજ્ઞવાળાને મોક્ષે જવાને માટે હજુ આગળ બધો માર્ગ જોઈશે.

આત્મા સંબંધી શંકા જાય તો જાણવું કે મોક્ષ થઈ ગયો. 'આત્મા આ જ છે' એવી આપણા મનમાં ખાતરી થઈ ગઈ કે બધું કામ થઈ ગયું !

## નિઃશંકતા - નિર્ભયતા - અસંગતા - મોક્ષ

બાકી, જ્યાં શંકા ત્યાં દુઃખ હોય. અને 'હું શુદ્ધાત્મા' તો નિઃશંક થઈ ગયો, એટલે દુઃખ ગયું. એટલે નિઃશંક થાય તો જ કામ ચાલશે. નિઃશંક થવું એ જ મોક્ષ. પછી ક્યારેય પણ શંકા ના થાય, એનું નામ મોક્ષ. એટલે અહીં બધું ય પૂછી શકાય. શંકા કાઢવા માટે તો આ 'જ્ઞાની પુરુષ' છે. બધી જ જાતની શંકાઓ ઊભી થયેલી હોય ને, ત્યારે 'જ્ઞાની પુરુષ' આપણને નિઃશંક બનાવી આપે. નિઃશંકતાથી નિર્ભયતા ઉત્પન્ન થાય છે અને નિર્ભયતાથી અસંગતા ઉત્પન્ન થાય છે. અસંગતા એ જ મોક્ષ કહેવાય છે.

કૃપાળુદેવે તો શું કહ્યું ? 'નિઃશંકતાથી નિર્ભયતા ઉત્પન્ન હોય છે અને તેથી નિઃસંગતા પ્રાપ્ત હોય છે.'

હવે આ શંકા એટલે, જ્ઞાનની શરૂઆતથી, જ્ઞાનમાં શંકા એને અહીં આગળ અધ્યાત્મમાં શંકા કહેવામાં આવે છે. જ્ઞાન અને જ્ઞાનનાં સાધનો પર શંકા પડી, એનું નામ શંકા ! તે ક્યાં સુધી શંકા ગણાય છે ? કે ઠેઠ

આત્મા સંબંધમાં નિઃશંક ના થાય, કે આ જ આત્મા અને આ ન્હોય, ત્યાં સુધી નિઃશંકતા ઉત્પન્ન થાય નહીં. આત્મા સંબંધમાં નિઃશંકતા ઉત્પન્ન થઈ, તો 'વર્લ્ડ'માં કોઈ શક્તિ એને ભયકારી બની શકે નહીં. નિર્ભયતા ! અને નિર્ભયતા ઉત્પન્ન થાય એટલે સંગમાં રહેવા છતાં નિઃસંગ રહેવાય. ભયંકર સંગોમાં રહેવા છતાં ય નિઃસંગતા હોય. એવું આ કૃપાળુદેવ કહેવા માગે છે.

'વર્લ્ડ'માં ય કોઈ માણસ આત્મા સંબંધી નિઃશંક એટલે શંકારહિત થયેલો નહીં. જો નિઃશંક થયો હોત તો એનો ઉકેલ આવી જાત અને બીજાં પાંચ જણનો ઉકેલ લાવી આપત. આ તો લોકો યે ભટક્યા અને એ ય ભટકે છે.

## ત્યારે થાય નિઃશંકતા

બાકી, કોઈ અવતારમાં નિઃશંક થયેલો જ નહીં અને આત્મા સંબંધી તો કોઈ નિઃશંક થયેલો જ નહીં. આત્મા સંબંધી નિઃશંક થવું એ કંઈ સહેલી વાત નથી.

જ્યારે આ 'જ્ઞાન' નિઃશંક કરનારું છે. નિઃશંક કેવી રીતે થાય ? કે આ શરીરમાં મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર, બીજી ઇન્દ્રિયો, બધી કર્મેન્દ્રિયો, બધાં એકામત થાય ત્યારે નિઃશંક થાય. આખા શરીરનું બધું એકામત થાય, 'દાદા'એ કહ્યું એ જ્ઞાન એક અવાજ થાય, બધાં 'એક્સેપ્ટ' કરે ત્યારે નિઃશંક થાય.

હવે મહીં શંકા નથી કરતું ને ? નહીં તો એક કલાક શંકા કર્યા વગર ના રહે, આ એટલી બધી મહીં જમાત છે. મહીં બધાં 'એક્સેપ્ટ' કરે એવું જ્ઞાન હોય નહીં. કાં તો મન બૂમો પાડતું હોય, કાં તો ચિત્ત બૂમો પાડતું હોય. પણ કોઈને કોઈ વાંક પાડ્યા વગર રહે નહીં. એટલે મહીં એકામત થાય એવા નથી. મહીં બહુ જમાત છે. એકાદ જણ આડું બોલે 'આમ હોય તો ?' કે શંકા પડી ! અને તમારે તો કોઈ મહીં બોલતો જ નથી ને ?! બધાં એકામત એકાજત ને ?! એટલે મહીં બધાં એકામત થાય ત્યારે નિઃશંક થાય.

આ શરીરમાં કોઈ દહાડો બધાં એકામત એકાજત થતાં જ નથી.

મૂર્ચ્છામાં પડે ત્યારે ઠીક છે. મૂર્ચ્છા એટલે દારૂ પીધેલો ! મહીં દારૂ પીવડાવવો, એટલે પછી બધાં મસ્તીમાં રહે. અને આ તો 'વિધાઉટ' મૂર્ચ્છા ! અને આ 'જ્ઞાન' તો મૂર્છા થોડી ચઢેલી હોય ને, તો ય ઉતારી આપે.

એટલે આત્મા સંબંધી બધાં શંકામાં હોય, ગમે ત્યાં જાવ. બધાંને આત્મા સંબંધી શંકા, ને શંકાને લઈને અહીં પડી રહ્યાં છે. એ નિઃશંક થાય નહીં ને એમનો દહાડો વળે નહીં. 'જ્ઞાની પુરુષ' વગર આત્મામાં નિઃશંક તો કોઈ જગ્યાએ કોઈ થયેલો જ નહીં, એક પણ માણસ નિઃશંક થયેલો નહીં, આત્મા સંબંધી શંકા જ રહ્યા કરે. લોક તો સંદેહ વગરનું જ્ઞાન ખોળે છે પણ એ જ્ઞાન લોકોની પાસે હોતું નથી. ક્રમિકમાર્ગમાં પણ એ જ્ઞાન હોતું નથી. આ તો 'અક્રમ'નું છે, એટલે બન્યું છે. એ શંકા જાય તો કામ થાય.

આ તો દર અસલ આત્મા અહીં પ્રાપ્ત થાય છે તેથી એક કલાકમાં નિઃશંક થાય છે. આ જેવી તેવી સાહેબી નથી. પણ મનુષ્યોને સમજાતું નથી, અક્રમ સાહેબી છે આ તો ! નહીં તો કરોડ અવતારેય આત્મા સંબંધમાં નિઃશંક ના થાય ને આત્મા લક્ષમાં જ ના આવે કોઈ દહાડોય.

'જ્ઞાની પુરુષ' સિવાય આત્મા સંબંધી શંકા કોઈ દહાડો જશે નહીં. અને જ્યાં સુધી આત્મા સંબંધી નિઃશંક ન થાય ત્યાં સુધી સંસારમાંય કોઈ પણ શંકા જાય નહીં. આત્મા સંબંધી શંકા ગઈ કે બધી શંકાઓ નિરાવરણ થઈ ગઈ. તો આપણે ત્યાં તો આત્મા સંબંધી શંકા પછી રહેતી જ નથી.

## ભેદ વિજ્ઞાન 'અક્રમ' થકી

શંકા કોઈ જગ્યાએ નહીં કરવી. શંકા જેવું દુઃખ નથી આ દુનિયામાં. કારણ કે મેં તમને આત્મા આપ્યો છે, નિઃશંક આત્મા આપ્યો છે, ક્યારેય પણ શંકા ઉત્પન્ન ના થાય એવો આત્મા આપેલો છે. એટલે 'આવો હશે કે તેવો હશે' એવી ભાંજગડ જ મટી ગઈ ને ! આ તો 'અક્રમ વિજ્ઞાન' છે એટલે શુદ્ધ આત્મા જ ચોખ્ખો પ્રાપ્ત થઈ જાય છે.

એવું છે ને, આ શરીરમાં બે ભાગ છે. એક આત્મવિભાગ, એ પોતાનું ક્ષેત્ર છે અને એક અનાત્મવિભાગ, એ પરક્ષેત્ર છે. એ બે ભાગ જ્યાં સુધી

જગત જાણતું નથી, ત્યાં સુધી 'હું ચંદુભાઈ છું' બોલ્યા કરે છે.

આપણે અહીં જ્ઞાન આપીએ છીએ ને, એ 'અક્રમવિજ્ઞાન' છે ! અક્રમ વિજ્ઞાન એટલે શું ? કે આત્મા અને અનાત્માનું વિવરણ પડી બેઉ જુદા પડી જાય છે. આત્મા આત્મવિભાગમાં બેઠો, સ્વક્ષેત્રમાં બેઠો, અને અનાત્મા પરક્ષેત્રમાં, એમ વિભાજન થઈ ગયું. એટલે 'લાઈન ઓફ ડિમાર્કેશન' પડી જાય, અને બધું રેગ્યુલર કોર્સમાં જ બેસી જાય છે.

અને બહાર જે આત્મા છે એ ભેળવાળો છે. આપણે અહીં બજારમાં ભેળ આઠ રૂપિયે કિલો મળે છે ને, એના જેટલી કિંમતનો એ આત્મા છે. તે ય 'મિક્ષ્ચર', કશો સ્વાદ આવે નહીં, બેસ્વાદ થાય. જ્યારે આ તો તરત જ સ્વાદ આવતો લાગે. સ્વતંત્રતા પોતાની ઉત્પન્ન થઈ ગઈ. હવે ફક્ત 'ફાઈલો'નો નિકાલ કરવાનો બાકી રહ્યો. ત્યાં સુધી ઈન્ટ્રીમ ગવર્નમેન્ટ' અને 'ફાઈલો' પૂરી થઈ ગઈ કે 'ફુલ ગવર્નમેન્ટ'!

## પછી જોખમદારી જ નહીં

હવે 'હું ચંદુભાઈ છું' એ જ્ઞાન ઉપર તો તમને શંકા પડી ગઈ ને ? કે શંકા નથી પડી ?

**પ્રશ્નકર્તા :** શંકા પડી છે. એટલે હું આત્મારૂપ છું અને ચંદુભાઈ એ પરસત્તા છે, પાડોશી છે.

**દાદાશ્રી :** હા, ચંદુભાઈ એ પાડોશી છે. હવે એક 'પ્લોટ' હોય, તે જ્યાં સુધી તે બે ભાઈઓનો ભેગો હોય તો ત્યાં સુધી આખા 'પ્લોટ'માં જે કંઈ થાય તે બન્નેને નુકસાન કહેવાય. પણ પછી બન્નેએ વહેંચણ કરી નાખ્યું હોય કે આ બાજુ ચંદુભાઈનું અને આ બાજુ બીજા ભાઈનું. તો તમારું વહેંચણ થયા પછી પેલા ભાગના તમે જવાબદાર નથી. એટલે એવું આત્મા અને અનાત્માની વહેંચણ થઈ છે. એમાં વચ્ચે 'લાઈન ઓફ ડિમાર્કેશન' મેં નાખેલી છે, 'એક્ઝેક્ટ' નાખેલી છે. એવું તો આ કાળમાં વિજ્ઞાન ઊભું થયું છે, તેનો લાભ આપણે ઉઠાવી લેવાનો છે.

આત્મા અને અનાત્મા, બન્ને વચ્ચે 'લાઈન ઓફ ડિમાર્કેશન'

નાખી એટલે હવે 'ચંદુભાઈ' જોડે 'તમારે' પાડોશીનો સંબંધ રહ્યો. હવે પાડોશી જે ગુનો કરે, એના ગુનેગાર આપણે નહીં. માલિકીપણું નહીં એટલે ગુનેગાર નહીં. માલિકીપણું હોય ત્યાં સુધી જ ગુનો ગણાય. માલિકીપણું ગયું એટલે ગુનો રહ્યો નહીં.

આપણે પૂછીએ કે, 'તમે કેમ નીચે જોઈને ચાલો છો ?' ત્યારે એ કહેશે, 'ના જોઈએ તો પગ નીચે જીવડું વટાઈ જાય ને !' 'તો કેમ, આ પગ તમારો છે ?' એવું પૂછીએ, તો કહેશે, 'હા, ભાઈ, પગ તો મારો જ ને !' એવું કહે કે ના કહે ? એટલે 'આ પગ તમારો, તો પગ નીચે જીવડું વટાઈ ગયું તેના જોખમદાર તમે !' અને આ 'જ્ઞાન' પછી તમને તો 'આ દેહ મારો નથી' એવું જ્ઞાન હાજર રહે છે. એટલે તમે માલિકીપણું છોડી દીધું છે. આ 'જ્ઞાન' આપતી વખતે અહીં આગળ માલિકીપણું બધું હું લઈ લઉં છું. એટલે પછી તમે માલિકીપણું પાછું ખેંચો તો એની જોખમદારી આવે. પણ જો તમે માલિકીપણું પાછું ના ખેંચો ને, તો 'એક્ઝેક્ટ' રહે. નિરંતર ભગવાન મહાવીર જેવી દશા રાખે એવું આ વિજ્ઞાન છે !

એટલે આ બહારનો, શરીરનો આ ભાગ જે કંઈ કરે એમાં તમારે આંગળી નહીં કરવાની. તો તમે નામેય જોખમદાર નહીં. અને કશું કરી શકતાય નથી. 'પોતે' કશું કરી શકે છે, એમ 'પોતે' માને છે, એ જ અણસમજણ છે, એનાથી આવતો ભવ બગાડે છે.

મહીં ધૂળ ઊડતી હોય ને, તો સામી બાજુ ના દેખાય. એવું કર્મની જંજાળને લઈને સામી બાજુ દેખાય નહીં, ને ગૂંચવે. પણ જો એમ જાગૃતિ રહે કે 'હું તો શુદ્ધાત્મા છું' તો એ જંજાળ ઊડી જાય. એટલે મહાવીર ભગવાન જેવી દશા રહે એવાં આ પાંચ વાક્યો (પાંચ આજ્ઞા) તમને આપેલાં છે !!

માર્ગ સરળ છે, સહેલો છે, સહજ છે. પણ તેની પ્રાપ્તિ દુર્લભ છે. 'જ્ઞાની પુરુષ' ભેગા થવા બહુ મુશ્કેલ વસ્તુ છે. ભેગા થાય તો 'જ્ઞાન' મળવું મુશ્કેલ વસ્તુ છે. કેટલાક સાત સાત વર્ષથી ધક્કા ખાય છે, તોયે 'જ્ઞાન' નથી મળ્યું. કેટલાક ત્રણ વર્ષથી ધક્કા ખાય છે અને 'જ્ઞાન' નથી મળતું. ને કેટલાકને એક કલાકમાં મળી ગયેલું. એવું સહુ સહુના સંજોગો

જુદી જાતના હોય ને !

## પુસ્તકથી ન છૂટે સંદેહ

**પ્રશ્નકર્તા :** પણ દાદા, આમ તો દેહધારી મનુષ્ય મારફત જ એ પ્રક્રિયા થાય ને ! દેહધારી મનુષ્યમાં જ ભગવાન પ્રગટે અને તો જ સંદેહ છૂટે ને ? પુસ્તકમાંથી સંદેહ ના છૂટે ને !

**દાદાશ્રી :** પુસ્તકમાં કશું હોય નહીં ને કશું વળે નહીં. પુસ્તકમાં તો લખેલું હોય કે 'સાકર ગળી છે.' એમાં આપણુ મોઢું શું ગળ્યું થયું ? પુસ્તકમાં 'સાકર ગળી છે' એમ લખ્યું છે, પણ એમાં આપણને શું ફાયદો થયો ? મોઢામાં મૂકીએ તો ગળી લાગે ને ?!

**પ્રશ્નકર્તા :** એટલે દેહધારી મનુષ્ય, જેમાં ભગવાન પ્રગટ થયા હોય, એવા મળતા નથી, અને પુસ્તકો કંઈ કામ કરતાં નથી, એટલે પછી ફર્યા કરવાનું ?

**દાદાશ્રી :** હા, ભટકવાનું જ બસ.

**પ્રશ્નકર્તા :** આ દુકાનેથી પેલી દુકાને ને પેલી દુકાનેથી બીજી દુકાને.

**દાદાશ્રી :** હા, દુકાનો ને દુકાનો ફર્યા જ કરે.

**પ્રશ્નકર્તા :** અને જેટલી દુકાન ફરતા જઈએ તેમ તેમ નકલી માલ વધતો જાય.

**દાદાશ્રી :** હા, વધતો જાય. અને 'અહીંથી મળશે કે ત્યાં મળશે ?' એવા વિકલ્પો ઊભા થયા કરે. એ તો છેલ્લી દુકાન મળે ત્યારે ઉકેલ આવે અને તેય સંદેહ જાય બધી વાતે તો ઉકેલ આવે.

## એ જાણેલું તો શંકા કરાવે

કારણ કે શંકા ક્યારે થાય ? બહુ વાંચ વાંચ કર્યું હોય ને, તે બધું આગળ આગળ પડઘા પાડ્યા કરે. એટલે માણસ ત્યાં આગળ ગૂંચાઈ જાય. ને ગૂંચાઈ જાય એટલે સંદેહ ઊભા થાય, શંકા ઊભી થાય. એ

શંકાઓ જ આ સંસારની બહાર નીકળવા દેતી નથી. શાસ્ત્રનો પરિચય હોય ઘણા કાળનો એટલે પછી આપણને મહીં શંકાઓ ઊભી થાય. એટલે જેટલું જાણે છે એટલું એ તો ઊલટું વધારે ખૂંચે. એ જાણેલાને ભગવાને 'ઓવરવાઈઝપણું' કહ્યું છે.

આ તમે વકીલ થઈ ગયા તો એનું ઓવરવાઈઝપણું તમને ખૂંચ્યા કરે. 'વાઈફ' ખાંડ લેવા ગયા હોય અને તે કાળા બજારની લેતાં હોય, તો ય તમારા મનમાં એમ થાય કે 'એ ના કરીશ, ના કરીશ.' એટલે વકીલને અહીં કોઈ કાર્ય કરવું હોય ને, તો શંકા ઊભી થાય કે 'આ કરીશ તો મને અમુક કાયદો લાગુ થશે,' તો એ સ્ટેશને જવાનું એમને રહી જાય ને બીજે ચાલ્યા જાય !

આ તો વિશેષ જાણેલું તેનો આ પ્રભાવ ! તે ધક્કા વાગ્યા કરે. પેલું જાણેલું ને, તેથી. એથી અમે કહ્યું ને, કે 'હું કંઈ જ જાણતો નથી' એમ કરીને ફ્રેકચર કરી નાખી દો ને, બધો માલ ! આ તો બધા શેરડીના કૂચા છે. કોઈ જાતની 'હેલ્પ' કરી જ નથી ને ! આ તો મનમાં માની બેસે છે કે આ આણે 'હેલ્પ' કર્યું. પણ કોઈ જાતની 'હેલ્પ' કરી નથી. નથી ચિંતા મટી, નથી અહંકાર ઘટ્યો; નથી ક્રોધ-માન-માયા-લોભ ગયા. એટલે અનાદિનો જૂનો કકળાટિયો માલ, એને નાખી દો ને ! એટલે જ કહીએ છીએ આપણે કે 'હું કંઈ જ જાણતો નથી' એટલો ભાવ કરો ને ! આ જાણેલું તો બધું પોક મુકાવે છે. જેનાથી કષાય જ ગયા નહીં ને ! એટલે આ તો કશું જ જાણ્યું નથી. જો જાણેલું હોય તો તો કષાય ઉપશમ થયેલા દેખાય. અને તો ય પણ એમાં કશું દહાડો વળતો નથી. કારણ કે એ ઉપશમ થયેલા ક્યારે ચઢી વાગે છે એનું કંઈ ઠેકાણું નથી. આ તો પોતાની અક્કલથી મહીં નાખ્યા કરશે. તે પોતાની અક્કલથી તો માર ખાધા છે, અનંત અવતારથી આના આ જ માર ખાધા છે. એટલે 'હું કંઈ જ જાણતો નથી' એ ભાવ કર્યો હોય ને, તો ઉકેલ આવે.

આપણા એક મહાત્માએ શાસ્ત્રો બહુ વાંચ્યા હતા. તે આ જ્ઞાન લેવા આવ્યા ત્યારે મેં કહ્યું કે, 'આ તમારું ઠીંકરું છે ને, તમારો દૂધપાક છે ને, તે મને દેખાડો જોઈએ.' તે એમણે દેખાડ્યો. ત્યારે મેં કહ્યું, 'આ દૂધપાક લઈને તમે મરચાવાળાને પૂછો કે સાહેબ આ મહીં નખાય ? ત્યારે

મરચાવાળો તો એને વેચવું છે, એટલે એમ કહે કે હા, સાહેબ, થોડું નખાય. પછી મીઠાવાળાને તમે પૂછો કે સાહેબ, આ નખાય ? ત્યારે પેલો કહેશે, આયે નખાય. કારણ કે આ લોકોને પૂછવા જાય છે ને, તે પછી પેલાં તો નખાવડાવે. એમ તમારો દૂધપાક મોઢું બગાડે છે.'

તેથી અમે આ દૂધપાક નખાવી દઈએ છીએ, ઠીંકરા સાથે નખાવી દઈએ છીએ. એ સુગંધેય ના જોઈએ. એટલે અત્યાર સુધી જાણેલું બધું જ ખોટું હતું. જે જાણ્યાએ આપણને હેલ્પ ના કરી, ક્રોધ-માન-માયા-લોભ ગયાં નહીં, જે જાણવાથી આત્મા પ્રાપ્ત ના થયો, તો પછી એ જાણ્યાનો અર્થ જ શું ? અને જે જાણવાથી આત્મા પ્રાપ્ત થયો છે તો બીજું જાણવાની જરૂર નથી. કો'કને એમ લાગતું હોય કે એમના જાણવાથી એમને આત્મા પ્રાપ્ત થઈ ગયો છે, તો પછી આ જાણવાની જરૂર જ નથી, આ અક્રમવિજ્ઞાન છે. પેલું ક્રમિક છે. એટલે કો'કને પ્રાપ્ત થયો એમ લાગતું હોય તો મિક્ષ્ચર કરવાની જરૂર નથી. આ એકની મહીં બીજું મિક્ષ્ચર કરવાનો ફાયદો નથી. જે જાતની આપણે દવા પીતા હોઈએ એ જ પીયા કરવી સારી છે. પાછું બીજું મિક્ષ્ચર કરીએ તો ઊલટું નવી મુશ્કેલીઓ ઊભી થાય. એટલે મિક્ષ્ચર કરીને શું કામ છે આપણે ? કૃપાળુદેવે શું કહ્યું કે, જે રસ્તે, જેનાથી સંસારમળ જાય આપણો તે રસ્તો તું સેવજે. તો એ સેવવાનો. કારણ કે આપણે મળ જાય એટલું જ જોવું છે ને ? આપણું કામેય બીજું શું છે ?!

એટલે જેટલા શંકાવાળા છે ને, એને આ સંસાર છોડતો નથી. કંઈ પણ સંશય, સંમોહ કે શંકા કિંચિત્‌માત્ર હોય ત્યાં સુધી આ સંસાર એને મુક્ત કરતો નથી. આ સંસાર તેથી જ બંધાયેલો છે. શંકા ઊભી થાય એટલે તમારું કાર્ય થાય નહીં. એના કરતાં અભણ માણસો સારા. આ શાસ્ત્રોના જાણકારો બધા શંકાશીલ, સંદેહમાં ગળથળ થઈ રહ્યા છે. એના કરતાં આપણા 'જ્ઞાન' લીધેલા કોઈ મહાત્માને શંકા જ નથી ઉત્પન્ન થઈ. કારણ કે આ વધારે વાંચ્યું હોય તો શંકા થાય ને ? એટલે નિ:શંક થઈ જાય છે, એનો આત્મા નિરંતર પરમાનંદ આપે.

બાકી આ જગત શંકાથી જ ફસાયું છે ને ! ભાગ્યે જ આપણા 'જ્ઞાન' લીધેલા કોઈ મહાત્માને એક ક્ષણ આત્મા સંબંધમાં શંકા ઊભી થઈ

હોય ! આવું તો બન્યું જ નથી, સાંભળ્યું જ નથી ને ! અહીં તો શંકા જેવી વસ્તુ જ સાંભળી નથી.

**પ્રશ્નકર્તા :** જેણે પહેલાં આવી વસ્તુ સાંભળી જ ના હોય એને શંકા ના આવે. પણ જેણે સાંભળી હોય તેને એમ લાગે કે આ સાચું કે પેલું સાચું ?

**દાદાશ્રી :** એવું છે ને, સાંભળ્યું હોય છતાં શંકા નથી આવતી એનું શું કારણ ? આ 'જ્ઞાન' લીધા પછી એમને પોતાને મહીં એવો અનુભવ થઈ ગયો કે નિરંતર આત્મા મારો જતો નથી, રાતે બે વાગે હું જાગું છું તે પહેલાં તો એ હાજર થઈ જાય છે. તે આવું તો આ 'વર્લ્ડ'માં બને એવું નથી કોઈ જગ્યાએ, આત્મા એની મેળે હાજર થાય એવું બને નહીં. આ તો અનુભવ કહેવાય છે. આત્મા પ્રાપ્ત થાય એને અનુભવ કહેવાય, આત્માનું લક્ષ બેઠું એને અનુભવ કહેવાય. કારણ કે પોતે જાગતા પહેલાં તો એ આત્મા હાજર થઈ જાય.

એટલે જેને શંકા ગઈ તેને સંપૂર્ણ આત્મા પ્રાપ્ત થઈ ગયો. બાકી 'આત્મા કેવો છે' એ સંદેહ કોઈનો જાય એવો જ નથી. 'આત્મા છે' એ સંદેહ વખતે જાય, પણ 'આત્મા કેવો છે' એ સંદેહ નથી જાય એવો. એ વસ્તુ બહુ ઊંડી છે.

એટલે જ્યાં શંકા ત્યાં સંતાપ ઊભો થાય. શંકા એક ક્ષણ ના થાય એનું નામ આત્મા ! એટલે કોઈ પણ જાતની શંકા ના રહે.

## એ ભૂલ ખોળવાની

શંકા જાય કે ઉકેલ આવી ગયો. હવે શંકા ઊડી જવી એ તો પોતાના હિસાબમાં બેસવી જોઈએ ને ? સામાની શંકા ઊડી ગઈ, માટે કંઈ આપણી શંકા ઊડી ગઈ ? કારણ કે બધાને સરખી શંકા નથી હોતી. માટે આપણી જાતને પૂછવું જોઈએ કે, 'શંકા કઈ કઈ બાબતમાં છે ?' ત્યારે કહેશે, 'ના, હવે કોઈ શંકા નથી.' અને જેને હજુ થોડી થોડી શંકા હોય તે પછી થોડા ટાઈમ અહીં બેસી રહે, ને અમને પૂછે કરે તો પછી એ શંકા જતી રહે અને શંકા ગઈ એટલે ઉકેલ આવી ગયો.

**પ્રશ્નકર્તા :** તમે કહો છો ને, કે તું કોણ છે ? ત્યારે મને 'હું શુદ્ધાત્મા

છું’ એની શંકા રહે છે.

**દાદાશ્રી :** ‘હું શુદ્ધાત્મા છું’ એ તમને શંકા રહે છે તો એ શંકા જે કરે છે તે જ શુદ્ધાત્મા છે. એટલે ‘આપણે’ અહીં નથી બેસતા, તે જગ્યાએ બેસવાનું હવે, કોણ શંકા કરે છે એ ખોળી કાઢવું કે આ તો આપણી જ ભૂલ છે.

## એવી શંકા ? ત્યાં ‘જ્ઞાન’ હાજર

આ ‘જ્ઞાન’ પછી હવે તમે કંઈ કામ કરવા જાવ ને, તો ‘દોષ તો બંધાય નહીં ?’ એવી શંકા થઈ, તે વખતે આત્મા હાજર હતો માટે તમારી એક શંકા ઊડી ગઈ. નહીં તો આવી શંકા કોને થાય ? આ જગતનાં લોકોને એવી શંકા થાય ? શાથી ના થાય ? આત્મા હાજર જ નથી ત્યાં આગળ !

એટલે શંકા કોને થાય ? ‘હું કર્તા છું’ એવી શંકા કોને પડે ? એટલે આપણે શંકા પડે ત્યારે જાણવું કે આત્મા હાજર હતો. માટે એ શંકા ઊડી ગઈ.

**પ્રશ્નકર્તા :** જ્યાં સુધી જ્ઞાનજ્યોતિ જલતી રહે એ જ વખતે શંકા આવે. જ્ઞાનજ્યોતિ નહીં હોય તો શંકા ક્યાંથી આવે ?

**દાદાશ્રી :** હા. મોટરની આગળ પ્રકાશ હોય તો ખબર પડે કે જીવડાં મોટરથી વટાય છે. પણ પ્રકાશ જ ના હોય તો ? શંકા જ ના પડે ને !

આ તો આપણે ‘જ્ઞાન’ આપ્યું એટલે તન્મયાકાર થતું જ નથી. પછી પોતાને મનમાં એમ લાગે કે ‘હું એકાકાર થઈ ગયો હોઈશ ?’ પણ ના, એ શંકા પડે છે. અને એને ભગવાને કહ્યું કે ‘શંકા પડે છે ? માટે તું જ્ઞાનમાં જ છે.’ કારણ કે બીજા માણસને શંકા પડે નહીં કે હું તન્મયાકાર થઈ ગયો છું. એ લોકો તો તન્મયાકાર છે જ. અને તમને તો આ ‘જ્ઞાન’ મળ્યું છે એટલે તમને શંકા પડે કે ‘હું આ તન્મયાકાર થઈ ગયો હોઈશ કે શું ?’ એ શંકા પડી ! તોય ભગવાન કહે છે, ‘એ શંકા અમે માફ કરીએ છીએ.’ કોઈ કહેશે, ‘ભગવાન, કેમ માફ કરો છો ?’

ત્યારે ભગવાન શું કહે છે ? 'એ તન્મયાકાર નથી થયો, એની સમજણમાં ફેર છે.'

એ તન્મયાકાર નથી થયો. પણ આ તો ખાલી શંકા પડેલી છે. બીજાને કેમ શંકા નથી પડતી ? બીજાને શંકા પડે ખરી ? ના. એ લોકોને 'હું છૂટો છું' એવું વિચારમાં જ નથી આવ્યું. એટલે તમે છુટ્ટા જ છો. અને તો યે 'હું તન્મયાકાર થઈ ગયો હોઈશ કે શું ?' તે શંકા પડી તોયે ભગવાન 'લેટ-ગો' કરે છે. પણ છેવટે એ ધીમે ધીમે અભ્યાસે કરી, એય શંકા ના પડવી જોઈએ, એમ ભગવાન કહે છે.

## નિજ શુદ્ધત્વમાં નિઃશંકતા

દર અસલ આત્મા તો 'આકાશ' જેવો છે, અને આ શુદ્ધાત્મા એ તો એક સંજ્ઞા છે. શી સંજ્ઞા છે ?

**પ્રશ્નકર્તા :** ઓળખવા માટે.

**દાદાશ્રી :** ના. આ દેહથી ગમે એટલા તારાથી કાર્ય થાય, સારાં થાય કે ખોટાં થાય, તું તો શુદ્ધ જ છે. ત્યારે કોઈ કહે કે, 'હે ભગવાન, હું શુદ્ધ જ છું ? પણ આ દેહે અવળા કામ થાય તે ?' તોય ભગવાન કહે, 'એ કાર્ય તારાં ન્હોય. તું તો શુદ્ધ જ છે. પણ જો તું માને કે આ કાર્ય મારાં, તો તને ચોંટશે.' એટલા માટે શુદ્ધાત્મા શબ્દ, એ સંજ્ઞા લખેલી છે.

અને 'શુદ્ધાત્મા' શાથી કહ્યું 'એને' ? કે આખો સંસાર કાળ પૂરો થવા છતાં 'એને' અશુદ્ધતા અડતી નથી, એટલે શુદ્ધ જ છે. પણ 'શુદ્ધાત્મા'ની 'પોતાને' 'બિલિફ' ના બેસે ને ? 'હું' શુદ્ધ કેવી રીતે ? 'મારાથી આટલાં પાપ થાય છે, મારાથી આમ થાય છે, તેમ થાય છે.' એટલે હું શુદ્ધ છું એ 'બિલિફ' 'એને' બેસે નહીં, ને શંકા રહ્યા કરે કે 'હું શુદ્ધાત્મા છું કેવી રીતે કહેવાય ? મને શંકા છે.'

એટલે આ 'જ્ઞાન' પછી હવે 'તને' 'હું શુદ્ધાત્મા છું' એ લક્ષ બેઠું છે. માટે હવે તારાથી ગમે તે કાર્ય થાય, સારું અગર નરસું, એ બન્નેનો માલિક 'તું' નથી. 'તું' શુદ્ધ જ છે. તને પુણ્યનો ડાઘ પડવાનો નથી અને

પાપનોયે ડાઘો પડવાનો નથી. માટે 'તું' શુદ્ધ જ છે. તને શુભનોયે ડાઘો પડવાનો નથી અને અશુભનોય ડાઘો પડવાનો નથી. અમે 'જ્ઞાન' આપતાંની સાથે જ કહીએ છીએ ને, કે હવે તને આ બધું નહીં અડે. એ નિઃશંક થાય ત્યાર પછી એનું ગાડું ચાલે. તને જો શંકા પડશે તો તને ચોંટશે અને તું નિઃશંક છે તો તને નહીં અડે ! 'દાદા'ની આજ્ઞામાં રહ્યો કે તને નહીં અડે !

મૂળ હકીકતમાં, શંકા પાડવા જેવી છે જ નહીં. ખરેખર કશું કરતો જ નથી. આવી 'તું' કોઈ ક્રિયા કરતો જ નથી. આ તો ખાલી ભ્રાંતિ જ છે, આંટી પડી ગયેલી છે. એટલે શુદ્ધાત્મા તે સંજ્ઞા, પોતે શુદ્ધ જ છે, ત્રણેય કાળ શુદ્ધ જ છે, એ સમજાવવા માટે છે. માટે એ સંજ્ઞામાં રહેવાય એટલે પછી મજબૂત થઈ જાય. ત્યાર પછી 'કેવળજ્ઞાન સ્વરૂપ' આપણું !

બાકી, 'દરઅસલ આત્મા' તો 'કેવળજ્ઞાન સ્વરૂપી' જ છે. એટલે અમારામાં ને તમારામાં ફેર શો ? 'અમે' 'કેવળજ્ઞાન સ્વરૂપે' રહીએ છીએ અને 'તમે' (મહાત્માઓ) શુદ્ધાત્મા તરીકે રહો છો. તમને મૂળ આત્માની જે શંકા હતી તે જતી રહી, એટલે બીજી શંકાઓ જતી રહે. પણ છતાંય મહીં બુદ્ધિશાળી માણસોનેય પાછી શંકા, મૂળ સ્વભાવ એ હોય ને, તો ફરી શંકા ઊભી થઈ જાય.

## શંકા રાખવા જેવું છે જ ક્યાં ?

**પ્રશ્નકર્તા :** આપની પાસે હવે છેવટનું એ લાગે છે કે હવે કોઈ ઠેકાણે શંકા રહી નથી ને અમે 'કન્વીન્સ' થઈ ગયા છીએ.

**દાદાશ્રી :** હા, અહીં શંકા રહે નહીં ને ! અને શંકા રાખવા જેવું જગત જ નથી. જો શંકા રાખવા જેવું જગત હોત ને, તો હું તમને કહેત જ નહીં કે 'હેય, મારી ગેરહાજરીમાં તમે આવી તેવી શંકા ના કરશો.' આ તો મેં તમને ખાજો, પીજો, બધુંય કહ્યું. અને આવી શંકા ને એ બધું ના કરશો, એમેય કહ્યું, કારણ કે નિઃશંક જગત મેં જોયું છે, ત્યારે જ હું તમને કહું ને ?! જગત મેં જોયું છે નિઃશંક, તે આ દિશામાં નિઃશંક છે અને બીજી આ દિશામાં શંકાવાળું છે. તો આ નિઃશંકવાળી દિશા બતાડી દઉં, એટલે પછી ભાંજગડ જ નહીં ને !

હવે શંકા જ ના રાખે તો ચાલે એવું છે કે નથી ચાલે એવું ?

**પ્રશ્નકર્તા :** એ તો સારું ચાલે ને ! પણ એવું હોવું જોઈએ ને !!

**દાદાશ્રી :** થઈ જાય એ તો પછી ! બાકી આ હિન્દુસ્તાનની પ્રજા વહેમોથી, શંકાથી, બીકથી મારી નાખેલી પ્રજા છે ! એટલે આ શંકા શબ્દ તો આખી દુનિયાનો હું કાઢવા માગું છું. એ શંકા શબ્દ કાઢી નાખવા જેવો છે. 'વર્લ્ડ'માં એના જેવું કોઈ ભૂત નથી. અને તેથી જ ઘણાખરા લોકો દુ:ખી છે, શંકાથી જ દુ:ખી છે.

અને શા સારુ વહેમો રાખવાના તે ?! આ વહેમ તો રાખવા જેવો જ નથી, દુનિયામાં ! કોઈ જાતનો વહેમ રાખવા જેવો નથી. વહેમ એ 'હેલ્પિંગ પ્રોબ્લેમ' નથી. વહેમ એ નુકસાનકારક 'પ્રોબ્લેમ' છે. જે છે એથી વધારે નુકસાન કરશે. અને જે નુકસાન થવાનું છે એમાં કોઈ વાંધો નથી આવવાનો. માટે વહેમને છોડી દો. હું તો એટલું જ કહેતો આવ્યો છું, ને છોડાવી દીધા ઘણા ખરા ને !

હવે આ બધું મારા અનુભવપૂર્વકનું જ્ઞાન છે. આ તો મારા અનુભવ જ મૂક્યા છે બધા, અને તેય 'એપ્રોપ્રિયેટ' ! આ મારી ક્ષણે ક્ષણે જાગૃતિના અનુભવો મૂક્યા છે. અને આ એકલી અત્યારની 'લાઈફ'નું નથી, પણ અનંત અવતારની 'લાઈફ'નું છે ! અને તેય પાછું મૌલિક છે. શાસ્ત્રમાં નહીં જડે તોય વાંધો નથી, પણ મૌલિક છે !!

## 'ડિલિંગ' પુદ્‌ગલના, 'પોતે' વીતરાગ

**પ્રશ્નકર્તા :** વીતરાગ કોણ હોઈ શકે ને વીતરાગની કેવી દશા હોય એનાં વર્ણનો શાસ્ત્રોમાં વાંચેલાં, પણ દેહધારી વીતરાગ જોવા નહીં મળેલા....

**દાદાશ્રી :** ના મળે. વીતરાગનાં તો દર્શન કરવાનાં ના મળે. આ કાળમાં તો હું નાપાસ થયેલો, તે રખડી મર્યો છું. એટલે આ બધાંને દર્શન કરવાનાં મળ્યા. નહીં તો આ કેવળજ્ઞાનની થોડુંક નજીક પહોંચેલા, એમનાં દર્શન કરવાનાંય ના મળે. આ તો દર્શન કરવાના મળ્યા તો વીતરાગતાનું વર્ણન સમજી શકે કે વીતરાગતા કેવી હોય ! અને અમે તેવું રહીએ.

જુઓ ને, કોઈની જોડે મતભેદ કે કશી ભાંજગડ છે અમારે ? સામો અવળું બોલે તોય કશી ભાંજગડ છે ? અમને આવડે એની જોડે કેવી રીતે 'ડિલિંગ' કરવું તે ! વીતરાગ રહેવું અને 'ડિલિંગ' કરવું, બેઉ સાથે રાખવું, 'ડિલિંગ' પુદ્ગલ કરે અને અમારે વીતરાગ રહેવાનું ! એટલે વીતરાગતા જોવાની મળી આ કાળમાં, જો સમજે તો ! ઊંડા ઊતરે ને, તો 'પ્યોર' વીતરાગતા જોવાની મળે. ને અમારે જરાય નોંધ નહીં રાખવાની. આપણે થઈ ગયું એ પછી નોંધ નહીં રાખવાની. નોંધપોથી જ કાઢી નાખેલી.

**પ્રશ્નકર્તા :** વખાણ થાય, ફૂલ ચઢાવે તેનીયે નોંધ નહીં, ને પથ્થર મારે તેનીયે નોંધ નહીં ?

**દાદાશ્રી :** હા. નહીં તો નોંધપોથી ભેગી થતી, થતી પરિણામ અવળું આવે બધું, ને એના તરફ દૃષ્ટિ બદલાઈ જાય તમારી. તમને તો એ જુએ ને, તો એને તમારી દૃષ્ટિ ફેરફારવાળી લાગે. નોંધ થઈ તેની સામાને ખબર ના પડે ? કે આણે નોંધ રાખી છે, ગઈ ફેરે મેં સહેજ વાત કરી હતી એની નોંધ છે એમને, એવું તરત ખબર પડે. આ લોકોને જોતાં બહુ આવડે, બીજું તો ના આવડે. પણ આમ સામાની આંખ જોતાં બહુ આવડે કે શેની નોંધ રાખી છે. પણ એ અમારી આંખમાં વીતરાગતા દેખે એટલે તરત સમજી જાય કે એ જ છે 'દાદા', હતા તેના તે જ ! અમારી આંખમાં વીતરાગતા દેખાય. જેમ ખરાબ ચારિત્રનો માણસ હોય એ એની આંખ ઉપરથી ઓળખાય, લોભિયો હોય તોય એની આંખ ઉપરથી ઓળખાય, એવી રીતે વીતરાગ પણ એમની આંખ ઉપરથી ઓળખાય. એમની આંખમાં કશાં ચકલાં રમતાં ના હોય, કોઈ જાતનાં ચકલાં રમે નહીં ! એટલે નોંધ અમને ના હોય.

## પ્રેમ ત્યાં નોંધ નહીં

અને જે પ્રેમ ઉત્પન્ન થાય તેય વધઘટ ના થાય એવો પ્રેમ હોવો જોઈએ. બેચાર ગાળો ભાંડી ગયો હોય ને, તોય પણ ઘટી ના જાય ત્યારે એ પ્રેમ કહેવાય. અને ઘટી જાય, વધી જાય એ આસક્તિ કહેવાય. એનો એ જ પ્રેમ જો વધઘટ થવામાં આવે એટલે આસક્તિ થઈ ગઈ ! જેમ આરોગ્ય

હોય છે, તે એનું એ જ આરોગ્ય જો વધઘટ થાય તો રોગ કહેવાય ! એવી રીતે આ એનો એ જ પ્રેમ જો ઘટવધ થાય એટલે આસક્તિ ! છોકરો કમાઈને લાવ્યો તો વાહ, વાહ પાછો 'વાહ ભઈ, વાહ' કરે. એનો એજ છોકરો દશ વર્ષ પછી ખોવડાવીને આવે તો કહે, 'ગાંડો હતો, હું કહી કહીને થાક્યો ને મારું મગજ પાકી ગયું.' બળ્યો તારો પ્રેમ, એનાં કરતાં આપણી 'કોલેજ'નો અભિપ્રાય સારો કે કાયમ રહે આપણી પાસે.

**પ્રશ્નકર્તા :** આ વરવહુનું પણ એવું જ હોય છે ને ? 'હું તને ચાહું છું, હું તને પ્રેમ કરું છું' કહે. પણ પછી પાછા ઝગડે.

**દાદાશ્રી :** આનું નામ જ આસક્તિ. ઠામ નહીં ને ઠેકાણું નહીં ! મોટા ચાહવાવાળા ! આ ખરો ચાહવાવાળો તો મરતાં સુધી હાથ ના છોડે. બીજું બધું બને તે નોંધ લેવામાં ના આવે. જ્યાં પ્રેમ છે ત્યાં નોંધ જ ના હોય. નોંધવહી રાખો ને પ્રેમ રાખો, બે બને નહીં. નોંધવહી રાખીએ કે 'આમ કર્યું ને તેમ કર્યું' તો પ્રેમ ના હોય ત્યાં આગળ.

આ અમારે આટલાં બધાં છે, પણ કોઈની નોંધ નહીં. બધાંનું કંઈનું કંઈએ થઈ જાય તો ય પણ નોંધ નહીં. બહારે ય નોંધ નહીં ને અંદરે ય નોંધ નહીં. નહીં તો અમારું 'ટેન્શન' ના હોય તો ય ઊભું થઈ જાય. આ તો રાત્રે કે જે ઘડીએ આવો તે ઘડીએ અમે 'ટેન્શન'રહિત હોઈએ ને ! એટલે ભાંજગડ જ નહીં ને ! અમારી તબિયત મહીં નરમ થાય તો કોઈ કહે, 'દાદા, તો હસે છે !' અલ્યા, 'ટેન્શન' નહીં તેથી હસે છે !! એટલે કોઈની પંચાતમાં નહીં પડવાનું. આ દેહનીય પંચાતમાં પડીએ કે 'એનું આમ થઈ ગયું, આમ થઈ ગયું,' તો 'ટેન્શન' ઊભું થાય ને !

**પ્રશ્નકર્તા :** જ્યાં પ્રેમ છે ત્યાં નોંધ થતી નથી, એ વાત બહુ મોટી નીકળી.

**દાદાશ્રી :** હા, જે પ્રેમમાં નોંધ હોય ત્યાં પ્રેમ નથી ! આ જગતનો પ્રેમ તો નોંધવાળો છે. 'આજે મને આવું કહી ગયા' એવું કહે. ત્યારે એ પ્રેમ શાનો તે ?! જો પ્રેમ છે તો નોંધ ના જોઈએ. નહીં તો આસક્તિ થઈ જશે. પ્રેમ વધઘટ થાય એને આસક્તિ કહેવાય. તો આ જગત તો નોંધ રાખ્યા વગર રહે જ નહીં ને ! ભલે મોઢે કહી ના બતાવે. પણ

મનમાં કહેશે, 'મને પરમ દહાડે કહી ગયા હતા. તે એના મનમાં રાખે ને ? એટલે નોંધ તો છે ને, એની પાસે ? જેની પાસે નોંધ નહીં તેનો સાચો પ્રેમ ! અમારી પાસે નોંધવહી જ નથી, તે ચોપડો જ ક્યાંથી હોય ?! નોંધવહી હોય તો ચોપડો હોય. હવે તમે નોંધવહી નાખી દેજો. એને કોઈ બીજા શેઠને આપી દેજો. નોંધવહી નથી રાખવા જેવી !

**પ્રશ્નકર્તા :** નોંધ રાખે કે 'તેં મને આવું કહ્યું, તેં આવું કહ્યું.' તેથી વળી પાછો પ્રેમ તૂટી જાય.

**દાદાશ્રી :** હા, પણ નોંધ રાખ્યા વગર રહે નહીં. વહુ હઉ રાખે ને ? તારી વહુ નહીં રાખતી હોય ?

**પ્રશ્નકર્તા :** દાદા, એ તો બધા જ રાખે. પણ જ્ઞાને કરીને એ નોંધને આપણે પ્રતિક્રમણ કરીને લૂછી શકાય ખરું ને ?

**દાદાશ્રી :** એ ગમે એમ લૂછવા જાવ ને, તોય કશું વળે નહીં. નોંધ રાખી ત્યાંથી લૂછવાથી વળે નહીં. નોંધ ઢીલી થાય, પણ એ બોલ્યા વગર રહે નહીં ને ? આ ભાઈ ગમે તે કરે કે તમારામાં ગમે તે ફેરફાર થાય તોય અમે એની નોંધ ના રાખીએ. તે અમારે ડખલ જ નહીં ને, કોઈ જાતની ! તેં જોયેલું, 'દાદા'ને કોઈ દહાડો નોંધ હોય તારી, એમ ?

**પ્રશ્નકર્તા :** કદીયે નહીં.

**દાદાશ્રી :** હા, કોઈની નોંધ ના હોય.

**પ્રશ્નકર્તા :** એટલે એ શુદ્ધ પ્રેમ કહેવાય ?

**દાદાશ્રી :** હા, એ શુદ્ધ પ્રેમ કહેવાય. એટલે તું મને અળખામણો કોઈ દહાડો લાગે જ નહીં, તું મને વહાલો જ લાગ્યા કરે. તેં પરમ દહાડે અવળું કર્યું હોય, તેને મારે કશું લેવાદેવા નહીં. હું નોંધ રાખું ત્યારે ભાંજગડ ને ?! હું જાણું કે તારામાં તો નબળાઈ ગઈ નથી, તેથી ઊંધું થાય જ ને !

**પ્રશ્નકર્તા :** પણ મને તો નોંધ રાખવાની બહુ ટેવ છે.

**દાદાશ્રી :** એ ટેવ જ હવે ઓછી થવાની. આ વાત સાંભળી એટલે

તને સમજણ પડી ને ? તું જ્યારથી આને જાણે ત્યારથી નોંધ રાખવાનું પછી ઓછું થાય. તું તો વહુનીયે નોંધ રાખે છે ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** જે 'વાઈફ' પોતાની કહેવાય. તેં એના પરેય નોંધ રાખી ?! અને એ હઉ નોંધ રાખે. તું આટલું બોલી ગયો હોય ને, તો તે કહે 'મારો લાગ આવવા દો !' એ સાચો પ્રેમ નહીં, આસક્તિ કહેવાય. સાચો પ્રેમ તો ઊતરી ના જાય. અમારો પ્રેમ તદ્દન સાચો હોય. અમે નોંધ જ રાખીએ નહીં ને !

**પ્રશ્નકર્તા :** આપની કૃપા થાય તો આવું થઈ જાય જલદી.

**દાદાશ્રી :** તે અમારી કૃપા છે જ. પણ તારે જાતે કાઢવું નથી, ત્યાં શું થાય ?! 'વહુએ આમ કર્યું, તેમ કર્યું' કરે. ત્યારે તું એવું નથી કરતો તે વહુનું નામ દે છે ?! તું નોંધ રાખે તો એ નોંધ રાખે. આ હું નોંધ રાખવાનું બંધ કરી દઉં છું, તો મારી નોંધ કોઈ રાખતું નથી. કોઈને વઢું કરું તોય કોઈ નોંધ રાખતું નથી. એનું કારણ છે, કે મારી નોંધ બંધ છે. તો પછી તમારે નોંધ રાખીને શું કામ છે ?! પણ તું તો તારી વહુની નોંધ રાખે એટલે પછી વહુ તારી છોડે કે તને ? એ તો સારું થયું કે આ પૈણ્યો નથી, નહીં તો એ ય પછી 'વાઈફ'ની નોંધ રાખે ને ?! અમે કોઈ દહાડો કોઈની નોંધ રાખીએ જ નહીં ને ! અને બીજું, અમે કોઈને કોઈની વાત ના કરીએ.

## ભૂલ ભાંગવી, 'સાયન્ટિફિકલી' ?

**પ્રશ્નકર્તા :** દાદા, આ જે નોંધ રખાય છે તેનું કારણ શું ?

**દાદાશ્રી :** આ નોંધથી શું નુકસાન છે એની એને ખબર જ નથી. હવે નુકસાનની એને સમજણ પડી ગઈ એટલે પછી નોંધ ઓછી થવાની.

તને પ્રતીતિ બેઠી કે આ તું નોંધ રાખે છે એ ખોટું છે. હવે તને એ અનુભવમાં આવતું જશે કે નોંધ ના રાખી તેનો મને ફાયદો થયો. નોંધ ના રાખી, તે પછી ધીમે ધીમે એને સ્વાદમાં આવતું જ જાય કે ખરેખર આ લાભકારી જ છે. પછી આચારમાં આવે. આ એની રીત !

એટલે પેલા આચારમાંથી છૂટવું હોય તો આચાર છૂટતાં પહેલાં પહેલી પ્રતીતિ બેસે. પછી પાછું એને અનુભવ થતો જાય. ત્યાર પછી પેલો આચાર છૂટે. એટલે એનાં 'સાયન્ટિફિક રિઝલ્ટ'થી આવે ને ?! દાદરો ચઢવો હોય તો એકદમ ચઢી જવાય છે ? એ તો પગથિયે પગથિયે જ ચઢાય ને ! કંઈ એકદમ પગથિયું ના ચઢી જવાય.

તેં આ નોંધ શબ્દ સાંભળ્યો જ નહોતો ને ? આ પહેલી વખત જ સાંભળ્યો ને ?

## 'નોંધ' તો બંધાવે વેર ?

એટલે નોંધ રાખવાની નહીં. નોંધ રાખીને શું ફાયદો કાઢયો અત્યાર સુધી ? આ તો દુઃખ વધ્યાં ઊલ્ટાં !! માટે નોંધ જ ના રાખીએ. તેં જોયું નહીં કે આ 'દાદાજી' નોંધ રાખતા નથી ?

**પ્રશ્નકર્તા :** એ આજે અનુભવમાં આવ્યું. નહીં તો તમે નોંધ નથી રાખતા એ ખબર પડે નહીં ને !

**દાદાશ્રી :** પણ તું જોતો હોઈશ ને, કે 'દાદાજી' કશી નોંધ નથી રાખતા ?

**પ્રશ્નકર્તા :** હા, નોંધ નથી રાખતા. પણ આપને યાદ બધું જ હોય ને !

**દાદાશ્રી :** હા. યાદ હોય, પણ નોંધ ના હોય.

**પ્રશ્નકર્તા :** એમાં શું ફેર, દાદા ?

**દાદાશ્રી :** નોંધ રાખે એટલે તો એના માટે મહીં વેર રાખ્યું હોય. અને યાદ એટલે તો અમેય સમજીએ કે આનામાં આટલી નબળાઈ રહેલી છે, એટલું જ ! તે નબળાઈ રહી છે, માટે અમે આશીર્વાદ આપવા માટે યાદ રાખીએ. બાકી, અમારે કંઈ નોંધ ના હોય. અમારે નોંધ હોય તો મારા પોતાના માટે વેર લેવાની વૃત્તિઓ થાય. તે હું નોંધ નથી રાખતો. અને એટલે તો મારી નોંધ તુંયે રાખતો નથી ને ! 'દાદાજી' તને વઢયા હોય તોય તું નોંધ નથી રાખતો.

**પ્રશ્નકર્તા :** દાદાજી વઢયા હોય તોય પ્રેમ જ હોય.

**દાદાશ્રી :** હા, એટલે નોંધ ના રાખવી જોઈએ. નોંધ નહીં રાખો તો અડધું દુઃખ તો જતું રહેશે, એમ ને એમ જ !

જગતનાં લોકો નોંધ રાખતા હશે ? ધંધો જ એ, નોંધ રાખવાનો જ ધંધો. 'મારું આમ કરી ગયા હતા ને તેમ કરી ગયા' કહેશે.

હું નોંધ રાખતો નથી એટલે તમે મારી નોંધ રાખો નહીં. તમે નોંધ રાખો એટલે એ સામો નોંધ રાખે જ. તમે મારી દુકાનેથી કશુંક લઈ જાવ તો હું નોંધ રાખું. તો તમારી દુકાનમાં તમે નોંધ રાખ્યા વગર રહો ? હું જ નોંધ ના રાખું એટલે સામો મારી નોંધ ના રાખે. મારી જોડે કોણ નોંધ રાખે ! કશું વઢું, કરું, ગમે તે કહું તોય ?! નોંધ ના રાખી એટલે થઈ ગયું, બધું આપણું જ થઈ ગયું ને ! નોંધ રાખવા જેવી નથી.

## વ્યવસ્થિત ત્યાં નોંધ નહીં

પેલું 'રિલેટિવ' એ ભ્રાંતિવાળું જ્ઞાન છે. એમાંથી આ બધાની નોંધ રાખીએ કરીએ, તો એ નોંધ શેના હારુ કરવાની ? તારી 'વાઈફ' જમતાં પહેલાં એમ કહી ગઈ કે, 'તમારો સ્વભાવ ખરાબ છે. હું હવે મારે પિયરથી ત્યાં આવવાની નથી.' તોય આપણે નોંધ ના રાખીએ. કારણ કે એ બધું 'વ્યવસ્થિત'ને તાબે છે ને ! એ કંઈ એના તાબામાં ઓછું છે ? આ એના તાબામાં છે કે 'વ્યવસ્થિત'ના તાબામાં છે ? અને ત્યાં હવે તું નોંધ રાખે કે 'એમ ?! આટલો બધો રોફ ?! ચાલ, હું જોઈ લઈશ !' તો શું થાય ? હલદીઘાટ શરૂ થઈ ગયું !

**પ્રશ્નકર્તા :** પેલી આવું કહે તો તે મગજ ફાટી જાય, બહુ 'એક્સાઈટમેન્ટ' આવી જાય.

**દાદાશ્રી :** હા, 'એક્સાઈટમેન્ટ' આવી જાય, અને માનસિક લઢાઈ શરૂ થઈ જાય. અને માનસિક લઢાઈ શરૂ થઈ એટલે પછી વાચિક લઢાઈ શરૂ થાય. અને વાચિક થયા પછી કાયિક લઢાઈ શરૂ થાય. એટલે આ બધાનું મૂળ જ, મૂળમાંથી જ ઊડાડી મૂકીએ તો ?! 'રૂટ' ઊડાડી મૂકીએ કે ચોખ્ખું ! એટલે આ ભાંજગડમાં પડવા જેવું જ નથી.

એટલે આ નોંધ જ રાખવા જેવું નથી. 'વ્યવસ્થિત' શેને કહેવાય ? કે જે વસ્તુની આપણે નોંધ જ ના રાખીએ. એનું નામ 'વ્યવસ્થિત'. નોંધ રાખીએ એને 'વ્યવસ્થિત' કેમ કહેવાય ?

## પણ એ સંસારમાં જ ખૂંપાવે

નોંધ જ કરવામાં ના આવે પછી ભાંજગડ જ ક્યાં રહી ? મોક્ષે જવું ને નોંધ કરવી, બે સાથે બને નહીં ને ! હવે લોકો નોંધ રાખ્યા વગર રહે ? અને મોક્ષે જવું હોય તો નોંધ છોડી દેવી પડે, નોંધની 'બૂક' કાઢી નાખવી પડે. અમારા જેવા ભોળા તે નોંધ લખાઈ તો લખાઈ ને ના લખાઈ તો કંઈ નહીં. એ દુકાન જ ના જોઈએ. દુકાનમાં અમારા લોકો નોંધેય ના રાખે. ને લોકો તો નોંધવહી રાખે છે ને ? આ લોકો તો નોંધવહી બહુ રાખે. એક જોટો ચંદુભાઈ લઈ ગયા, એક જોટો ચતુરભાઈ લઈ ગયા, તે નોંધ લખે. ને સાંજે પાછા ચોપડામાં ટપકાવે, પણ નોંધ તો રાખે.

અમે દુકાનમાં એક ચોપડી રાખીએ, પણ મહીં લખવાનું ભૂલી જઈએ. એટલે ધંધો ના થાય. એટલે નોંધ એ સંસાર દીપાવે છે, પણ એ સંસારમાંથી નીકળવા ના દે. અને હવે અમારે તો નોંધ કરવાની ભાંજગડ જ નહીં, ચોપડી ઝાલવાની જ જરૂર નહીં. પેન ઝાલીને લખવાની શી જરૂર ? તે અમે ભલા ભોળા સારા કે નોંધ રાખીએ નહીં. અને મારી નોંધે ય કોઈ રાખતું નથી. એટલે અમે છૂટી જઈએ, ઉકેલ આવી જાય. નોંધ જ નહીંને, ભાંજગડ નહીં ! વાત મુદ્દાની નથી ?

## તો તૂટ્યા ટેકા સંસારના

**પ્રશ્નકર્તા :** મુદ્દાની વાત છે. પણ દાદા, આ તો એવું બને છે કે સંસારની અંદર નોંધ રાખવી જ જોઈએ, એવું શિક્ષણ મળેલું.

**દાદાશ્રી :** એ શિક્ષણની જરૂર છે. એટલે સંસારમાં રહેવું હોય ત્યાં સુધી એ શિક્ષણની જરૂર છે. પણ મોક્ષે જવું હોય તો, 'નોંધ ન રાખવી જોઈએ' એ શિક્ષણ મળવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** આ સંસારમાં તો કહેશે 'નોંધ કરો. આણે શું કર્યું,

પેલાએ શું કર્યું, તમારે શું કરવાનું છે !'

**દાદાશ્રી :** એ નોંધ રાખે, તો તમે સાચા સંસારી કહેવાવ. અને જ્યાં સુધી નોંધ છે ત્યાં સુધી સંસાર તમને ખસવા ના દે. નોંધ રાખો ત્યાં સુધી નહીં ખસાય. નોંધ નહીં રાખો એટલે સંસાર આથમ્યો !

**પ્રશ્નકર્તા :** સંસારમાં એવું જોવા ટેવાયેલા કે આ બહુ ચોક્કસ માણસ છે, અને આ અચોક્કસ જોઈને થાય કે આ શું થયું ?!

**દાદાશ્રી :** એ અચોકસાઈ દેખાય છે એનું નામ જ કહીએ કે સંસારના ટેકાઓ બધા પડી ગયા. સંસારના ટેકાઓ પડી જાય એટલે સંસાર રહે ? સંસારના ટેકા તૂટ્યા એટલે સંસાર રહે નહીં ને ! સંસાર પડી જાયને ! લોકોને વિચારમાં આવી જાય કે આ શું થયું ! પણ એ અચોકસાઈ હોય ત્યારે મોક્ષે જવાય. નહીં તો એમ ને એમ તો એનાં એ જ કપડાં ને એનાં એ જ વેશ ને આમ ચોકસાઈ, તેમ ચોકસાઈ, આના પૈસાની ચોકસાઈ, તે એમાં કંઈ દહાડો વળતો હશે કંઈ ? કશીયે નોંધ ના જોઈએ. આ તો આપણને કાલે કહી ગયો હોય તો બધી નોંધ હોય આપણી પાસે.

હવે લોકો શું કહે કે, 'આ જ મોક્ષે જઈ શકે, આવી ચોકસાઈ હોય તો જ મોક્ષે જવાય.' ને હું કહું છું કે ચોક્કસ ના હોય તે જ મોક્ષે જાય. દુકાનની નાદારી આવે ને ઉકેલ આવી જાય. જો મોક્ષે જવું હોય તો આ નાદારી કાઢવી પડશે. અહીં ચોક્કસ રહેવું છે ને ત્યાં મોક્ષે જવું, એ બે બને નહીં. નોંધ વગરનાં કેટલા માણસો હશે, આ બધા મુમુક્ષુઓ, મોક્ષની ઈચ્છાવાળા છે તેમાં ?

**પ્રશ્નકર્તા :** મોક્ષની ઈચ્છા તો શબ્દમાં જ રહી !

**દાદાશ્રી :** તેથી આ હું કહું છું કે અધ્યાત્મમાં કોણ આવ્યું ? આત્મસન્મુખ કોણ થયો ? બધી ઈચ્છા છોડીને હાથ છૂટા કરી નાખ્યા હોય ને નોંધ કશુંય ના હોય એ આત્મસન્મુખ થયો. સંસારમાં ચોક્કસ રહેવું ને આત્મસન્મુખ થવું, બે સાથે બની શકે નહીં. તેથી ભગવાને શું કહ્યું કે ઘેરથી અહીં આગળ આવતો રહે, જો મોક્ષે જવું હોય તો ! શા

સારુ ? હા, નહીં તો ઘરમાં રહેવું એ ચાલે નહીં.

એટલે આપણે અહીં આગળ એવું છે કે ઘરમાં રાખીને કરવાનું છે. એટલે હું શું કરાવું છું ? નોંધો બંધ રખાવી દો આપણે. ઘરમાં રહો ખરાં, પણ નોંધ વગરનાં ! કાઢી નાખો એ બધું. આ તેનો ડખો છે. નોંધ ના રાખવી. એ તો ત્યાં સંસારમાં રાખવાનું હતું તે અહીં નથી રાખવાનું, અહીં રાખવાનું તે ત્યાં નથી રાખવાનું.

## 'સહમત' નહીં, તો છૂટ્યા

**પ્રશ્નકર્તા :** મોક્ષમાં જવું હોય તો આ નોંધ કરવાની પ્રકૃતિ પડી ગઈ હોય તો ત્યાં શું કરવાનું ?

**દાદાશ્રી :** 'ચંદુભાઈ'ને કહેવાનું કે 'હવે નોંધ ના કરશો.'

**પ્રશ્નકર્તા :** પણ આ પ્રકૃતિ જે નોંધ કરવાની છે, તેનું શું કરવું ?

**દાદાશ્રી :** એ પ્રકૃતિ કરે તો 'આપણને' વાંધો નહીંને ! આ તો 'આપણે' અને એ, એમ બેઉ સહમત થઈને કરીએ છીએ. 'આપણી' સહમતિ ઊડી ગઈ, પછી એ નોંધ રહે જ નહીંને ! તે કરેય નહીં પછી, કંટાળી જાય. આપણે ના કરીએ તો સામો નોંધ કરે જ નહીં. મારી દુકાનમાંથી તમે માલ લઈ જાવ એની હું નોંધ ના રાખું, તો પછી તમેય ના રાખો. તમે જ કહેશો, 'એ નોંધ નથી રાખતા, તો હું શું કરવા રાખું ?' એવો કાયદો છેને !

**પ્રશ્નકર્તા :** આ નોંધ છોડવાની ત્યારે સહજ બને છે કે જ્યારે આપની 'જલેબી' ચાખવાની મળે છે ત્યારે.

**દાદાશ્રી :** હા, નહીં તો ના છૂટે.

**પ્રશ્નકર્તા :** નહીં તો ત્યાં સુધી નોંધ છોડવી એ તો બહુ કઠણ પડે.

**દાદાશ્રી :** અરે, માણસ તો 'મરી જાઉં, પણ નોંધ નહીં છોડું, પહાડ ઉપરથી પડતું મેલું, પણ નોંધ નહીં છોડું', કહેશે. કારણ કે એના આધારે હું જીવું છું એવું એને લાગે છે. આપણે કહીએ, 'ખાવાનું લઈ લઈએ તો

ચાલશે ?' ત્યારે એ કહેશે, 'ના, ખાવાનું તો જોઈએ ને !' પણ તોય એને નોંધ તો જીવાડે. નોંધ કશુંય છોડે નહીં.

## 'નોંધનારા'થી જુદાં 'આપણે'

અને હજુ આ તાંતો છે, તે આ તાંતાને લીધે હજુ નોંધ રહે છે. હવે આમ તાંતો આપણને ના દેખાતો હોય, એની ખબર ના પડે. પણ એ નોંધ કરે ને, ત્યારે જાણવું કે તાંતો છે આ.

તમને કાલે કોઈ અપમાન કરી ગયો હોય, તો એની તમે નોંધ કરો તો હું જાણું કે તમને તાંતો છે. એ તાંતો બહુ જોખમકારક વસ્તુ છે. નોંધ બિલકુલ ના રહેવી જોઈએ. આ બધું કહેવાનો ભાવાર્થ એ જ કે એમ ને એમ કશું બને નહીં, બધું 'વ્યવસ્થિત' હોય છે. જ્યાં 'વ્યવસ્થિત' હોય ત્યાં નોંધ શું ? અને નોંધ એ તાંતો છે.

**પ્રશ્નકર્તા :** અભ્યાસ ના હોય તોય નોંધ લેવાઈ જ જાય છે.

**દાદાશ્રી :** હા, લેવાઈ જાય. પણ તે લેવાઈ જાય, તેને આપણે પછી ભૂંસી નાખવી કે આ નોંધ લેવાઈ ગઈ એ ભૂલ થઈ છે. એટલું જ બોલીએ ને, તો છૂટી જાય. આપણે એનાથી જુદા છીએ એવો અભિપ્રાય હોવો જોઈએ. એ નોંધ લેવાય છે એનાથી આપણે જુદા છીએ એવો અભિપ્રાય રહેવો જોઈએ. તો એ મતના નથી આપણે, એ અભિપ્રાય નથી આપણો. નહીં તો કશું બોલીએ નહીં, તો એ મતના થઈ જઈએ. આ તો અનાદિ કાળનો અભ્યાસ, પણ આ જ્ઞાન એવું છે કે એનાથી નોંધ બિલકુલેય રહે નહીં આ નોંધો કરીને તો બધી ઉપાધિ છે બળી !

**પ્રશ્નકર્તા :** નોંધનો જ અભ્યાસ કર્યો છે અમે.

**દાદાશ્રી :** હા, પણ તે અભ્યાસ છોડવો જ પડશે ને ! અત્યાર સુધી તો 'તમે' 'ચંદુભાઈ' હતા, પણ હવે 'શુદ્ધાત્મા' થયા. તો પછી એ બદલાયું ત્યારે આય બધું બદલાયને ? નોંધ તો છોડવી જ પડશે ને ? નોંધ ક્યાં સુધી ચાલશે ?! અમને કોઈ પ્રકારની નોંધ ના હોય. આટલા બધામાં, ગમે તે કશું કહે, પણ અમને નોંધ હોય જ નહીં. પહેલેથીયે નોંધ જ ના

હોય, એને સંસારના લોકો શું કહે ? પૂર્વગ્રહ ગયો કહેવાય. નોંધને તો 'પ્રેજયુડિસ' કહો કે ગમે તે કહો, પણ એ નોંધ નુકસાનકારક છે, નોંધ એ જ તાંતો છે. સહેજેય દુઃખ કેમ હોવું જોઈએ ? આ દુઃખ જો કંઈક રહેતું હોય તો આનું જ, નોંધનું જ રહે. સુખના સમુદ્રમાં રહીએ, ને દુઃખ કેમ રહેવું જોઈએ ? સુખનો સમુદ્ર નથી આ 'જ્ઞાન' ?

**પ્રશ્નકર્તા :** છે દાદા, છે.

**દાદાશ્રી :** તોય પણ નોંધ રાખો છો ને ?

**પ્રશ્નકર્તા :** રહી જાય છે, દાદા.

**દાદાશ્રી :** હવે રાખશો નહીં, ને રખાઈ જાય તો પછી ભૂંસી નાખવું. બાકી તાંતો એટલે હઠે ચઢવું. આગ્રહ ! અમનેય કહેનારા કહી જાય કે ના કહી જાય ?

**પ્રશ્નકર્તા :** પણ હવે શા ઉપર તાંતા રાખવાના તે ?

**દાદાશ્રી :** હા, તાંતા રાખ્યા તે વળ્યા નહીં. ખાલી ચોપડી ભરાય એટલું જ પણ કશું વળે નહીં.

## બદલાતાં કર્મોની નોંધ શી ?

કોઈ તમને કંઈ કહી જાય તો ત્યાં આગળ ન્યાય શું કહે છે ? એ કર્મના ઉદયે તમને કહી ગયો. હવે એ ઉદય તો એનો પૂરો થઈ ગયો, અને તમારોય ઉદય પૂરો થઈ ગયો. હવે તમારે લેવાદેવા ના રહી. હવે ફરી છે તે તમે એને તાંતો રાખીને જુઓ છો, ત્યારે પેલાં જ કર્મનો ઉદય તમે લાવો છો એટલે ગૂંચવાડો ઊભો કરો છો. હવે પેલો બીજાં જ કર્મમાં હોય છે તે વખતે. સમજવા જેવી વાત છે ને ? પણ ઝીણી વાત છે.

આનો કોઈ ખુલાસો જ ના હોય ને, તાંતો રાખેલા હોય તે ? અને તાંતા રાખનારા માણસો ખુલાસો ખોળે ! તો એનો ક્યારે પાર આવે ?

એટલે ગઈ કાલે આપણું કોઈ અપમાન કરે ને એ માણસ આજે દેખીએ તો એ નવો જ લાગવો જોઈએ અને એ નવો જ હોય છે. પણ

એ નથી દેખાતું તો આપણી ભૂલ થાય છે. આપણે બીજા રૂપમાં જોઈએ છીએ. પણ એ નવો જ હોય છે. એક કર્મ પતી ગયું એટલે એ બીજા કર્મમાં જ હોય. એ બીજા કર્મમાં હોય કે એના એ જ કર્મમાં હોય ?

**પ્રશ્નકર્તા :** બીજા કર્મમાં હોય.

**દાદાશ્રી :** અને આપણે એ જ કર્મમાં હોઈએ. તે કેટલો બધો ગંદવાડો કહેવાય ?! તમારે કોઈ ફેરો બને ખરી કે ભૂલ ?! નોંધ રાખો કે ?

**પ્રશ્નકર્તા :** પહેલાં તો નોંધ લેવાની ટેવ હતી, હવે નથી લેવાતી.

**દાદાશ્રી :** નથી લેવાતી ને ? નકામી ચોપડી બગાડવી. લોક તો નોંધવહી રાખે.

આમને એક જણ કહે કે 'તમે પ્રકૃતિના નચાવ્યા નાચો છો. તમે ભમરડા છો.' પણ તોય અમારે નોંધ નહીં રાખવાની. તે પછી હું એને વઢ્યો. મેં કહ્યું, 'અલ્યા, આમને કહેવાતું હશે ? આ કઈ જાતનો માણસ છે તે ?' પણ એમણે નોંધ નહીં રાખી. અમે નોંધ ના રાખીએ. અમે એના મોઢા પર કહી દઈએ ખરા, પણ પછી નોંધ ના રાખીએ. નોંધ રાખવી એ તો ભયંકર ગુનો છે.

એટલે કોઈને દાદ નહીં, ફરિયાદ નહીં. કશું નહીં. કોઈ અપમાન કરી ગયો હોય તો તમારે મને દાદ-ફરિયાદ કરવાની ના હોય. દાદ-ફરિયાદ નકામી ગઈ. બન્યું એ બરોબર છે, ન્યાય જ છે ને ? પ્રશ્ન જ ઊભો નહીં થતો ને ? એવું આ વિજ્ઞાન છે, ચોખ્ખું !

## નોંધ લેવાનો આધાર

**પ્રશ્નકર્તા :** નોંધ ખરેખર કેવી રીતે લેવાય છે, એનો એક દાખલો આપો ને !

**દાદાશ્રી :** અહીં રસ્તામાં તમે જતાં હો ને કોઈ તમને કહે કે, ''આ 'દાદા'ની પાછળ ના ફરો તો ચાલે. વગર કામના તમે બહુ ઉપાધિ કરો છો.'' અને થોડુંઘણું એકાદ બે શબ્દો એવા બોલ્યા કે આપણને ના ગમે એવા, એટલે પછી આપણે નોંધ લઈએ કે 'આવો માણસ, નાલાયક

માણસ ક્યાંથી ભેગો થયો ?' એ નોંધ લઈએ. અગર તો 'ગમે' તેવું હોય તો પણ નોંધ લીધા વગર રહે નહીં. એટલે 'ના ગમે' તો ય નોંધ લે અને 'ગમે' તો ય નોંધ લે.

સહેજ પણ અરુચિ ઉત્પન્ન થઈ કે નોંધ લઈ લે. અરુચિ થાય ને નોંધ ના લે તો મોક્ષ આપે. કોઈકે આપણને અરુચિ કરાવડાવી અને નોંધ ના લે તો મોક્ષ થાય. એ મોક્ષને માટે પગથિયું છે. પાછું એ પગથિયે એ ઉતરે. જે પગથિયે ચઢાય તે જ પગથિયે ઉતરે માણસ.

## અભિપ્રાય આપવાનો અધિકાર (?)

**પ્રશ્નકર્તા :** હવે અભિપ્રાય જેમ છે તેમ કહીએ કોઈપણ જાતના ખરાબ ભાવ વગર, તો તેમાં શું ખોટું ?

**દાદાશ્રી :** જેમ છે તેમ કહી દો, એ અધિકાર છે તમને ? તમારી પાસે એ દૃષ્ટિ જ નથી. યથાર્થ દૃષ્ટિ વગર બોલાય નહીં. અભિપ્રાય શબ્દ તો આખો ય ઊડી ગયો. અભિપ્રાય તો ''પુદ્ગલ, આત્મા છ તત્ત્વો જ છે, બીજો કોઈ અભિપ્રાય નહીં'' - એવું હોવું જોઈએ.

બાકી અભિપ્રાય એટલે, કંઈક રાગ-દ્વેષ હોય તો જ અભિપ્રાય થાય. નહીં તો અભિપ્રાય થાય નહીં. ગમતું કે ના ગમતું હોય તો અભિપ્રાય થાય.

આપણને ચા ના ભાવી હોય તો આપણે અભિપ્રાય આપીએ કે આ ચા સારી નથી. એટલે ચાને આપણે વગોવ્યા વગર ના રહીએ. એ તો ક્યાં ગયું, પણ નોંધ લે. તેથી પેલા કરનાર માણસને પણ આપણે વગોવ્યા વગર ના રહીએ અને આ ચાનું વગોવણું કરે તેથી ચા જોડે શાદી થઈ છે તે બંધ થઈ જાય ને ? ના. માટે ઓછું લફરું એ સારું. દરેક વસ્તુનાં લફરાં ઓછાં હોય તે સારાં. અને હોય તો આવું ના નથી કહેતા અમે. કંઈ લફરાના સવાલ અમે નથી રાખતા. અમે તો આ અભિપ્રાયમાં કે આ નોંધ લે, તે ના કહીએ છીએ. તમે ખાવ, પીવો, ભાવે એ બાસુદી બનાવજોને ! બાસુદી બનાવીને ખાવ, તેની નોંધ આપણે નથી રાખતા. આપણે ત્યાં એનો વાંધો નહીં. ખાજો, પીજો ! આપણું વિજ્ઞાન બીજો વાંધો

ઊઠાવતું નથી. આ નોંધની જોખમદારી બહુ જ છે. પણ હવે નોંધની જોખમદારી સમજે તો ને !

## નોંધ ત્યાં પુદ્‌ગલ સત્તા જ

બાકી, નોંધ કર્યા વગર રહે નહીં ને ! મોટામાં મોટી અજ્ઞાનતાની નિશાની કઈ ? ત્યારે કહે, 'નોંધ !' આપણું 'જ્ઞાન' મળ્યા પછી નોંધ એકલી ના રહેવી જોઈએ, બીજું બધું રહે. નોંધ ને પુદ્‌ગલ બે જોડે જ ઊભું રહે. નોંધ રહે ત્યાં સુધી પુદ્‌ગલ જ રહે. ત્યારે સત્તાયે પુદ્‌ગલની જ હોય. આત્માની સત્તા ના હોય.

એટલા માટે આ નોંધનું તો અમારે દસ-પંદર દહાડે બોલવું જ પડે. ચેતવ, ચેતવ કરવું પડે. આ નોંધ રાખવાથી તો સત્તાયે પુદ્‌ગલની હોય, પોતાની સત્તા ના હોય. બિલકુલેય સત્તા ના હોય.

## નોંધ : અભિપ્રાય

**પ્રશ્નકર્તા :** નોંધ અને અભિપ્રાયમાં ફેર શું છે ?

**દાદાશ્રી :** ફેર ને ! નોંધથી સંસાર ઊભો થાય અને અભિપ્રાયથી મન ઊભું થાય. નોંધ આખો સંસાર ઊભો કરી દે, આખોય ! હતો તેવો જ કરી નાખે, લીલે પાંદડે કરી નાખે.

**પ્રશ્નકર્તા :** પણ એ નોંધ કરો એટલે અભિપ્રાય બેસેને ?

**દાદાશ્રી :** એ બરોબર છે પણ નોંધ એટલે અભિપ્રાય નહીં. અભિપ્રાય વસ્તુ તો આપણે નોંધ લીધા પછી આપીએ. નોંધ લીધી અને તે પછી સારું-ખોટું ગમે તે અભિપ્રાય આપીએ, પણ નોંધ લઈએ તો ! પણ નોંધ લેવી એ જ મોટામાં મોટો ગુનો છે. અભિપ્રાયનું તો ચલાવી લેવાય.

અભિપ્રાયથી તો મન ઊભું થયું. તેનો પાછો આપણે ને આપણે નિકાલ કરી નાખવાનો. પણ આ નોંધ તો ફરી સંસાર જ ઊભો કરે. નોંધનો ભૂલેલો પાછો ના આવે. નોંધનો ભૂલો પડ્યો એ પાછો આવે નહીં.

**પ્રશ્નકર્તા :** આ જે નોંધ લેવાય છે તે પહેલાં લેવાય ને પછી

રૂપકમાં બોલીને એનો અભિપ્રાય આપે ?

**દાદાશ્રી :** નોંધ લીધી એટલે પછી એ 'સાઈડ'માં ચાલ્યું. આ દેહની 'સાઈડ' ચાલી બધી, પેલી 'સાઈડ' બંધ થઈ ગઈ. તેથી આ પક્ષમાં થઈ ગયો. એટલે પેલો આત્મા બંધ થઈ ગયો, આત્મા એ ઘડીએ હોય નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે નોંધ લે છે તે ઘડીએ અંદર અભિપ્રાય છે કે...

**દાદાશ્રી :** અભિપ્રાયનો વાંધો નથી. અભિપ્રાય એટલું બધું જોખમ નથી. એ મનનું બંધારણ બાંધે એટલું જ જોખમ બધું નોંધનું.

**પ્રશ્નકર્તા :** અભિપ્રાય અને નોંધનો તફાવત હજુ 'ડીટેલ'માં સમજવો છે.

**દાદાશ્રી :** અભિપ્રાય થોડોક રહ્યો હશે તો વાંધો નથી. નોંધ તો એક 'સેંટ' પણ ના હોવી જોઈએ. નોંધ એટલે પુદ્ગલ. નોંધ તો પુદ્ગલ પક્ષી જ ખાસ. નોંધ લે, એટલે હતો તેવો ને તેવો જ થઈ જાય. જેણે 'જ્ઞાન' ના લીધું હોય ને લીધું હોય, એમાં ફેર નહીં એનું નામ નોંધ.

**પ્રશ્નકર્તા :** પણ કોઈપણ વસ્તુની નોંધ લો ત્યારે જ અભિપ્રાય બેસે ને ?

**દાદાશ્રી :** અભિપ્રાય તો એની પાછળ હોય જ. પણ અભિપ્રાય હશે તો વખતે ચલાવી લઈશું. પણ નોંધ ના હોવી જોઈએ. અભિપ્રાય આપ્યો એટલે, અભિપ્રાયથી તો ખાલી મન એકલું જ બંધાય. આ તમે અભિપ્રાય આપ્યો કે 'કઢી ખારી છે' તો મન બંધાય. પણ નોંધ લો તો બનાવનાર ગુનેગાર ઠરે.

**પ્રશ્નકર્તા :** નોંધ એટલે કઈ રીતની નોંધ લેવાય તે ઘડીએ ?

**દાદાશ્રી :** 'મને આ કહી ગયો, ફલાણું કહી ગયો, આમ કહી ગયો, તેમ કહી ગયો' એવી બધી કેટલા પ્રકારની નોંધ ! આ 'ચંદુભાઈ' હોટલમાં ગયા હતા તેવી નોંધ હું કરું તો એ ક્યો પક્ષ ? પુદ્ગલ પક્ષ ! બહુ જોખમ છે આ નોંધમાં તો.

**પ્રશ્નકર્તા :** 'આ કઢી ખારી છે' એવી નોંધ કેવી રીતે લેવાય છે ?

**દાદાશ્રી :** નોંધ એટલે, 'કઢી ખારી' બોલીએ છીએ તેની સાથે કરનાર કોણ છે તેના પર બધું જાય છે. નોંધ કર્તા જુએ અને અભિપ્રાય વસ્તુ જુએ !

## જાગૃતિની જરૂર, નોંધની નહીં

**પ્રશ્નકર્તા :** ટૂંકામાં, જાગૃતિ હોય તો નોંધની 'મશીનરી' જ ના રહે.

**દાદાશ્રી :** ના રહે. તે જાગૃતિ મંદ તેની જ ભાંજગડ ને ! જાગૃતિ લાવવાની, નોંધ નહિ રાખવાની, એવું જો એ પોતે કરે ને, તો એટલું જાગ્રત થાય ને ! નહીં તો અમારું જોઈને કરાય. આ 'દાદાજી'ને 'ફલાણું આમ, તેમ' કશું કોઈ કહી જાય તોય મોઢા પર રેફ દેખાતી નથી. એનું કારણ ? અલ્યા, અહીં શાનું 'રિઝલ્ટ' ખોળો છો ? મેં એની પર લેખ જ લખ્યો નથી ને ! એના પર ક્યાં 'એસે' લખું ?! હું તો નોંધ જ ના રાખું ને ! એવાં તો બધાં કેટલાય આવે ને જાય. છતાંય પાછું એને મોંઢે જે બોલું છું એવું હું નથી માનતો. પાછો છે તે શુદ્ધાત્મા ! નિર્દોષ !! બાહ્ય નિર્દોષ ! આંતરિક શુદ્ધાત્મા !!! એવી દષ્ટિથી અમે મોઢે બોલીએ. અને આમ તો અમારી એ પાટીદારિયા ભાષા, ભાષા તો જાય નહીં ને ! પણ નોંધ રાખવાની નહીં.

એટલે વાત જ સમજવાની છે. વધારે નુકસાન કરતું હોય તો આ નોંધ. અને વણિક લોકોને તો ખાસ, એ એક ચોપડી રાખે જ. અને આ બહેનો હઉ રાખે આવડી ચોપડી. 'પપ્પાજી આમ કહી ગયા ને મમ્મી આવું કહેતાં હતાં.' એટલે દરેક માણસ નોંધ તો રાખે જ છે, છોડતા નથી. 'જ્ઞાન' લેતાં પહેલાં જે નોંધની ચોપડી હતી, નોંધવહી હતી, તે હજુ એમ ને એમ રહેવા દીધી છે. બીજું બધું આપી દીધું !

## નોંધ, ત્યાં ડંખીલું મન

હવે કેટલાકને લોકો માટે અભિપ્રાય નથી હોતો પણ ત્યારે એ નોંધ વધારે રાખે, ખાલી નોંધ રાખે છે. એ નોંધથી શું થાય ? કે આપણા મનને

ડંખીલું કરી દે. એ ડંખ મારી ગયો હોય ને, તે પછી આપણું મન ડંખીલું થાય. એટલે કોઈનીયે નોંધ રાખશો નહીં. આ બધું તો ચાલ્યા જ કરે ને ! તેની નોંધ રાખવી નહીં, કર્મના ઉદયે બિચારો એ ભટક્યા કરતો હોય. નોંધ તો આવતા ભવનો સંસાર ઊભો કરે. નોંધ મન ઉપર ચઢતી નથી કે નોંધથી મન બંધાતું નથી. નોંધ તો ડંખીલું હોય છે, ડંખ રહે એનાથી. બહુ નોંધ ભેગી થાય ને, તો એ ડંખ માર્યા વગર રહે નહીં. એ ડંખ મારે, બદલો લે.

**પ્રશ્નકર્તા :** નોંધ લેનાર કોણ ? અને અભિપ્રાય આપનાર કોણ ?

**દાદાશ્રી :** એ બેઉ અહંકાર !

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ નોંધ લે, એવું ખરું ?

**દાદાશ્રી :** બુદ્ધિને કશું લેવાદેવા નહીં. લેવા-દેવાનો ધંધો જ નહીં ને ! લેવાદેવાનો ધંધો જ અહંકારનો.

## 'જ્ઞાની'નું સર્વાંગ દર્શન

આ નોંધ લેવી એ બહુ જુદી વસ્તુ છે. આ જે હું કહું છું એ વાત આમ મારી સમજમાં આવે પણ તે આમ દેખાડવું જરા અઘરું લાગે. કેટલાકને હું કહુંયે ખરો કે આ નોંધ રાખશો નહીં, ને એ સમજી જાય પાછા કે આની નોંધ રાખી તેની ભાંજગડ થઈ.

અમે કશી નોંધ ના રાખીએ. આ બધી અવસ્થાઓ ઊભી થાય, પણ નોંધ ના રાખીએ.

**પ્રશ્નકર્તા :** આપ શું જુઓ તે વખતે ?

**દાદાશ્રી :** અમે 'હોલ ફોટોગ્રાફી' લઈએ. આ એકલો જ દોડતો હતો એવી નોંધ ના રાખીએ.

**પ્રશ્નકર્તા :** એ 'હોલ ફોટોગ્રાફી'માં એ દોડતો તો હોય જ ને ?

**દાદાશ્રી :** એ મહીં હોય જ. પણ આમ 'હોલ ફોટોગ્રાફી' લઈએ.

## વીતરાગતાની વાટે...

હવે નોંધ ના કરે તો જગતમાં વીતરાગ થઈ ગયો. નોંધ ના કરે એનું નામ વીતરાગ ! તે આપણે એવું નથી કહેતા કે 'તું સંપૂર્ણ નોંધ ના કરીશ.' પણ થોડી ઘણી ઓછી કરીશ તોય બહુ થઈ ગયું, એટલે પછી આપણને એમ માલમ પડે કે વીતરાગ થઈ ગયો લાગે છે. એના ઉપરથી આપણે એમ માનીએ કે કંઈક વીતરાગ દશા લાગે છે. છતાં 'વીતરાગ' એવું ખરેખર બોલાય નહીં.

હવે આ વાતો સાંભળ સાંભળ કરવાથી બધું એની મેળે છૂટી જાય. આને માટે કંઈ ક્રિયા નથી કરવાની કે બે ઉપવાસ કરજો કે આમ કે તેમ કરજો. વાતને સમજવાની જ જરૂર છે.

❖❖❖❖❖

# [૩]

## કોમનસેન્સ : વેલ્ડીંગ

### 'કોમનસેન્સ'ની કચાશ

આ વાણી રાગ-દ્વેષ વગરની છે. વીતરાગ વાણી છે. આ વાણી સાંભળે અને જો ધારણ કરે તો તેનું કલ્યાણ જ થઈ જાય. આ વાણી જો ધારણ કરે ને તો બધો રોગ જુલાબ વાટે નીકળી જાય ! અવગુણોનાં જે પરમાણુ છે ને, એ બધાં જુલાબ વાટે નીકળી જાય !

બધી વાતનો હું સાર કહું છું, અને આ બધો આખો અર્ક જ છે. અમારા અનુભવનો આ બધો નિચોડ છે. નહીં તો પુસ્તકમાં તો લખાતું હશે કે આજે 'કોમનસેન્સ' કોઈને છે જ નહીં ! નહીં તો આવું વાંચીને તરત લોક અહીં આગળ 'એપ્લાય' કરવા આવે કે 'સાહેબ, મારામાં કોમનસેન્સ તો છે.' એવું વખતે કોઈ આવે ને, તો હું એને કહું કે, 'હેંડ જોઈએ, તારે ઘેર આવું, પંદર દહાડા રહું !' આ 'કોમનસેન્સ'વાળા આવ્યા !

આ આવું કહીએ નહીં ને, તો માણસ પોતાની જાતને શું યે માની બેસીને ફરે છે કે આપણા જેવો તો કોઈ છે જ નહીં.

### 'એવરીવ્હેર એપ્લીકેબલ'

'કોમનસેન્સ' એટલે શું ? કે 'એવરીવ્હેર એપ્લીકેબલ, થીઅરેટિકલ

એઝ વેલ એઝ પ્રેક્ટિકલ'! આ 'કોમનસેન્સ' તો અમે કોઈનામાં જોઈ જ નથી. 'કોમનસેન્સ' એટલે એ એવી ચાવી છે કે 'એવરીવ્હેર એપ્લીકેબલ' હોય, એનાથી ગમે તેવા કાટ ચઢેલાં તાળાં ઉઘડી જાય. નહીં તો આ તો સારાં, નવાં તાળાં હઉ વસાઈ જાય છે ! નઠારામાં નઠારા માણસનું તાળું આપણાથી ઊઘડે તો જાણવું કે આપણી પાસે 'કોમનસેન્સ' છે. નહીં તો 'કોમનસેન્સ' વગરની બધી વાતો કરે છે, એમાં કશુંય પોતાની સમજણ નથી.

'કોમનસેન્સ'વાળો માણસ જોયેલો ? કોઈ માણસ અત્યાર સુધી મેં 'કોમનસેન્સ'વાળો જોયો જ નથી. તે મોટા મોટા 'કલેક્ટર' મને પૂછે છે કે, 'કોમનસેન્સ તમે કોઈનામાં જોઈ જ નથી !' ત્યારે મારે કહેવું પડે છે કે, 'કોમનસેન્સ' ક્યાંથી લાવે ? બાઈડી જોડે વઢવાડ તો થાય છે, ને તું 'કોમનસેન્સ' ક્યાંથી લઈને આવ્યો ? 'કોમનસેન્સ'વાળાને બાઈડી જોડે વઢવાડ થતી હશે ? જેની જોડે રહેવાનું છે, જેની જોડે ખાવાનું છે, જેની જોડે પીવાનું છે, જેની જોડે ટેબલ પર જમવા બેસવાનું છે, તેની જોડે વઢવાડ થતી હશે ? એનું નામ 'કોમનસેન્સ' કહેવાય ? આવી 'કોમનસેન્સ' ક્યાંથી લઈ આવ્યા ? આ તો ખોટા ઘુમરાટ મનમાં લઈને જગત આખું ફર્યા કરે છે. 'હું કંઈક જાણું છું !' અલ્યા શું જાણ્યું તે ? 'કોમનસેન્સ' તો જાણી નથી હજુ, તો બીજું શું જાણ્યું ? આ તો કર્મના ઉદયથી ફરે છે.

જેનાથી આખી દુનિયા ડરી જાય તોય એ બાઈડી જોડે કચકચ કર્યા વગર રહ્યો જ ના હોય ને ! અલ્યા, બાઈડી જોડે કચકચ શું કરવા કરે છે ? બાર વર્ષમાં બે ચાર વખત તો કચકચ કરતો જ હોય ને ?

**પ્રશ્નકર્તા :** અરે, રોજ કચકચ હોય !

**દાદાશ્રી :** રોજ ?! તો તો એને માણસ જ કેમ કરીને કહેવાય ? અને પછી કહે છે, 'અમારામાં સેન્સ છે.' અલ્યા, પણ 'સેન્સ ક્યાં હતી ? અમથો શું કરવા બૂમાબૂમ કરે છે તે ?! 'સેન્સ' હોત તો વહુ જોડે ભાંજગડ પડત શું કરવા ? વહુ જોડે મતભેદ પડે છે, એટલે આપણે ના સમજીએ કે કંઈક 'સેન્સ' ઓછી હશે.

**પ્રશ્નકર્તા :** બેમાંથી કોનામાં ઓછી હોય એ શી ખબર પડે ?

**દાદાશ્રી :** એ તો ખબર પડે ને, કે બેમાંથી કોણ પહેલો મતભેદ પાડે છે ? એટલે 'સેન્સ' તો જોઈશે ને !

'કોમનસેન્સ'વાળો માણસ 'એવરીવ્હેર એડજસ્ટેબલ' હોય. કોઈ ગાળ ભાંડે તેની જોડેય 'એડજસ્ટ' થઈને કહેશે, 'આવો, આવો, બેસો ને ! કશો વાંધો નહીં.' એટલે, 'કોમનસેન્સ' જોઈશે. અને આ તો 'અક્કલ વગરના છો' એવું કહ્યું કે મોઢું-તોબરો ચઢી જાય. અલ્યા, 'કોમનસેન્સ' નથી ? તારો તોબરો શું કરવા ચઢી ગયો આમાં ?! 'અક્કલવાળો છું' એવું તારી જાતને માની બેઠો છે તું ? જો અક્કલના કોથળા ! આ મોટા અક્કલના બારદાન આવ્યા !! વેચવા જઈએ તો ચાર આનાય ના આવે. અને નકામો તડપડ તડપડ કર્યા કરે. અક્કલવાળો તો 'એવરીવ્હેર એપ્લીકેબલ'વાળો હોય. આ કાળમાં તો 'કોમનસેન્સ'ની મુશ્કેલી પડી છે.

'કોમનસેન્સ'નો અર્થ બરોબર કરેલો છે ? આ પહેલાંનો અર્થ હશે કે નવો અર્થ હશે ?

**પ્રશ્નકર્તા :** મૌલિક, નવો જ અર્થ છે.

**દાદાશ્રી :** મૌલિક છે, નહીં ? પહેલાં કોઈએ કરેલો નહીં ? આ 'કોમનસેન્સ'નો અર્થ અમે કહ્યો ને, કે 'એવરી વ્હેર એપ્લીકેબલ, થીઅરેટિકલ એઝ વેલ એઝ પ્રેક્ટિકલ', એ સાંભળીને લોક બહુ ખુશ થાય છે. 'કોમનસેન્સનો બહુ સુંદર અર્થ કર્યો' કહે છે. ત્યારે મેં કહ્યું, 'એ જ અમે મેટ્રિક નાપાસ થયાની નિશાની છે ને' (!)

## 'કોમનસેન્સ'નું પ્રમાણ

અને તમે તો 'સી.એ.' થયેલા છો ને ! પણ હજી તમારે તો કેટલા બધા ભાગ વીંધવા પડશે. સી.એ.ના ભાગ, પછી બીબીના ભાગ, બધું આવડવું જોઈશે ને ? નહીં તો બીબી તો તેલ કાઢી નાખશે. આપણને ના આવડે તેથી ને ? આવડતું હોય તો કંઈ તેલ ના કાઢે ! અને બીબી, એ કંઈ તેલ કાઢવા નથી આવી. એ તો ઘર માંડવા આવી છે. પણ પછી એક 'પાર્ટી'

નમી પડે એટલે કૂચ કૂચ કર્યા કરે. હા, આવડત ના દીઠી એટલે !

આ આજની છોકરીઓ શું કહે છે ? હું પૂછું છું કે, 'બેન, આ છોકરાઓ માટે તમારો શો અભિપ્રાય છે ?' ત્યારે એ કહે છે, 'એ તો બબુચક છે.' આ શરમ ભરેલી વાત ના કહેવાય, આ છોકરીઓ આવું બોલે તે ?!

કારણ કે કુદરતી રીત એવી હોય છે કે દસ વર્ષનો છોકરો હોય ને દસ વર્ષની છોકરી હોય, પણ દસ વર્ષની છોકરીમાં પંદર વર્ષના છોકરા જેટલું વધારે જ્ઞાન હોય છે, એટલું ડહાપણ હોય. કહેવાય દસ વર્ષની, પણ એનામાં અગમચેતી હોય છે. એટલે સ્ત્રીઓને આમ આગળ પડતું જ્ઞાન, વહીવટ, બધું ય વધારે હોય છે.

## વ્યવહારુકતા વિનાના

એક બઈને મેં પૂછ્યું કે, 'કેમ ધણી જોડે તારે ફાવતું નથી ?' ત્યારે એ કહે છે, 'દાદાજી, અક્કલ તો એટલી બધી છે કે ન પૂછો વાત !' ત્યારે મેં કહ્યું કે, 'તારે સારું, ધણી અક્કલવાળો હોય તે તો !' ત્યારે એ કહે છે, 'પણ વ્યવહારુકતા જ નથી.' એટલે શું કહે છે કે 'કોમનસેન્સ' નથી, તે વાતવાતમાં ઝઘડા થઈ જાય. પછી એ બઈએ મને કહ્યું કે, 'કોમનસેન્સ' નથી, દાદાજી. શું કરું ? ત્યારે મેં કહ્યું, 'બધું સમજી ગયો. હવે તું બીજી વાત જ ના કરીશ.' આ તો મેળ પડે જ નહીં ને ! થોડીઘણી તો 'કોમનસેન્સ' જોઈએ કે ના જોઈએ માણસને ? વ્યવહારુકતા તો હોવી જોઈએ ને ?

એટલે પછી બેનોને હું શું કહું છું કે, 'બેન, ધણી આવો નોનસેન્સ મળી આવે તો આપણી શી દશા થાય ? તને આવું નોનસેન્સ જીવન જીવવાનું ગમે ખરું ? છતાં પ્રારબ્ધે જે લખેલો હોય તે છોડે નહીં ને આપણું ધાર્યું થાય નહીં, એવું આ જગત છે ! તારે એવો નોનસેન્સ ધણી મળે તો મને કહી દેજે કે મને આવો મળ્યો છે. તો તરત જ હું એને રીપેર કરી આપીશ અને તને ચાવી આપી દઈશ.' તે પછી એનું રાગે પાડી આપું.

## 'ડાઉન' અહંકાર, તો 'ડિલિંગ' 'બેસ્ટ'

એટલે 'કોમનસેન્સ'ના હોય ને, તેને તો વહુ જોડે એક કલાકેય મેળાપ

ના થાય. 'કોમનેસેન્સ' નથી તેથી ભાંજગડ થાય ને ! એને પૈણાવીએ તો શી દશા થાય ? આજે એની 'વાઈફ' આવી, રાતે ભેગાં થયાં, એક કલાકમાં તો બેઉ છૂટાં. 'હાઉ ટુ ડિલ' એ જ પહેલું ના આવડે. 'બીગીનીંગ' કેમ કરવી તેય ના આવડે. કળા કે કશું જોઈએ કે ના જોઈએ વળી ?

**પ્રશ્નકર્તા :** જોઈએ જ ને ! તે વગર ચાલે જ નહીં.

**દાદાશ્રી :** ધણી છે તે 'કોમનસેન્સ'વાળો જોઈએ ને ? આ તો કોઈક દહાડો 'વાઈફ'ની ભૂલ થઈ, તો એની જોડે ઝઘડો કરવા બેસી જાય ! અલ્યા, ઝઘડો કરવા માટે ભૂલ નથી થઈ !

કોઈ કોમનસેન્સવાળા હોય તે તો પાનવાળાની જોડેય સમજીને નિકાલ કરી લાવે. લઢનારો માણસ કોણ હોય ? જેને 'સેન્સ' ના હોય એ માણસ જ્યાં ને ત્યાં આ બધું બગાડી નાખે. ક્યા સંજોગોમાં બિચારાએ ભૂલ કરી હશે એ જાણ્યા વગર આપણે લઢમલઢા કરીએ, એ કામમાં લાગે ખરું ?

**પ્રશ્નકર્તા :** ના લાગે. નુકસાન કરે.

**દાદાશ્રી :** એટલે જેને 'કોમનસેન્સ' ના હોય એ લઢે. અને લઢે એટલે થઈ રહ્યું, એને ને તમારે તૂટી ગયું.

એટલે પોતાના અહંકારને એટલો બધો 'ડાઉન' લેજો કે બધાંની જોડે ભળી શકાય. હવે અહંકારને કંઈ આંટા હોય છે કે આમ ફેરવીને એને 'ડાઉન' કરાય ?! એટલે સમજણનું હોવું જોઈએ કે અણસમજણનું હોવું જોઈએ ? અને સમજણનો અહંકાર થયેલો હોય તેનો ય વાંધો નથી. પણ આ તો અણસમજણનો અહંકાર. એ કઈ જાતનું કહેવાય ?

## 'મિલનસાર'થી વધે 'કોમનસેન્સ'

એથી હું કહું છું ને, કે આ બધામાં જોડે બેસીએ તો લોકોનો પ્રેમ આપણી ઉપર ઉત્પન્ન થાય. અને બીજી વાતોચીતો ચાલે, પોતપોતાની વાતો કરે, એમાં વાતમાંથી પકડી લઈએ તો 'કોમનસેન્સ' વધે આપણી. બધાંય માણસોમાં ભળીને ચાલવાથી 'કોમનસેન્સ' વધે.

**પ્રશ્નકર્તા :** બધાં જોડે હળીમળીને રહેવું એમ આપે કહ્યું ને, પણ મને તો એમાં તિરસ્કાર જેવું રહે છે.

**દાદાશ્રી :** આ તિરસ્કાર છે તેથી આવું થઈ ગયું છે ને ! માટે હવે તિરસ્કાર કાઢી અને બધાંની જોડે હળીમળીને ચાલો તો મહીં 'કોમનસેન્સ' વધે. તિરસ્કાર તો ગાયોભેંસોનોય ના કરાય, તો આ મનુષ્યની જોડે કેમ કરાય ? અને છત નથી કશીય ! તમારે છત હોય ને તિરસ્કાર કરતા હોય તો ઠીક છે, કે 'ભઈ, બહુ છતવાળા માણસ છે તે તિરસ્કાર કરે !' પણ આ તો છત પણ નથી.

છત કોને કહેવાય ? કે વહુ જોડે પૈણે, પણ આખી જિંદગી સુધીમાં થોડીઘણી ધમાલ થાય, પણ રોજ ધમાલ ના થાય. એનું નામ છત કહેવાય. ને આ છત વગરનો હોય તે પૈણે અને પેલી વહુ ત્યાં આગળ આવી અને વહુ આમ કરીને પેલી બાજુ બેઠાં, એટલે તાળું શી રીતે ઉઘાડવું એ આવડે નહીં. તો પેલી વહુનું શું થાય ?

## સૂર મેળવતાં મેળવતાં....

આ તો વહુ જોડે વઢવાડ થઈ હોય તો પછી પાંચ દહાડા સુધી બોલે નહીં. જરાક અમથી થોડી કંઈ ભાંજગડ પડી. તો ના બોલે. હવે ત્યાં બીજું કશું એને આવડે નહીં, એટલે શી રીતે તાળું ઉઘાડે ? એમ ને એમ તાળું તો કટાયા કરે. અને પેલા મિયાંભાઈ તો બીબીનાં તાળાં તરત ખોલી નાખે. 'કોમનસેન્સ' એટલે સૂર મળતો આવે.

**પ્રશ્નકર્તા :** સૂર મળતો આવે એટલે શું ?

**દાદાશ્રી :** એ અમારા જેવી જ રીત હોય. અમે જે રીત પકડતા હોઈએ એવી અમારી નજીકની રીત પ્રમાણે વર્તે. મિયાંભાઈ શું કહેશે ? 'બીબી જોડે ભાંજગડ હું પાડું જ નહીં ને ! એ ભાંજગડ પાડે, પણ હું ભાંજગડ ના પાડું.'

'કોમનસેન્સ'વાળો હોય એને પછી એમ ના હોય કે 'મારે આવું થયું ત્યાં આગળ હવે શું કરવું ?' એવું જો 'એપ્લાય' ના થતું હોય તો એ 'કોમનસેન્સ' જ ન્હોય.

## એ અથડામણ ટાળે

**પ્રશ્નકર્તા :** 'કોમનસેન્સ'વાળો હોય એટલે બધે ઊકેલ કરી નાખે ને ?

**દાદાશ્રી :** 'કોમનસેન્સ'વાળો હોય એ તો બધા બહુ જાતના ઉકેલ લાવે, વ્યવહારની બધી ગૂંચો કાઢી નાખે.

**પ્રશ્નકર્તા :** એને અથડામણ થાય ?

**દાદાશ્રી :** અથડામણ ઓછી થાય. અથડામણ નહીં કરવા દેનારી વસ્તુ હોય તો 'કોમનસેન્સ' જ !

**પ્રશ્નકર્તા :** એટલે અથડામણ થાય ત્યાં 'કોમનસેન્સ' જ ના કહેવાય.

**દાદાશ્રી :** એવું નહીં, પણ એ 'કોમનસેન્સ' ઓછી કહેવાય.

**પ્રશ્નકર્તા :** પણ જ્ઞાની સિવાય અથડાયા વગર તો કોણ રહે ?

**દાદાશ્રી :** પણ એટલે 'કોમનસેન્સ' હોયને, તો અથડાય નહીં. 'કોમનસેન્સ'વાળો તો તરત મેળવી દે, અવળું થયું હોય તોય ફેરવી નાખે. તરત જ, એને કશી વાર ના લાગે. એનું નામ જ 'કોમનસેન્સ' ને ! 'એવરીવ્હેર એપ્લીકેબલ'!

**પ્રશ્નકર્તા :** પણ જ્યાં રાગ-દ્વેષ આવે ત્યાં 'કોમનસેન્સ' ઊડી જાય ને ?

**દાદાશ્રી :** 'કોમનસેન્સ' એ અનુભવની વાત છે. એ રાગ-દ્વેષને લાગતી-વળગતી નથી. સંસારનો, વ્યવહારનો અનુભવ હોય ને, તે 'કોમનસેન્સ'!

## તો રોકાય સ્વચ્છંદ

**પ્રશ્નકર્તા :** વ્યવહારના પ્રસંગમાં જ્યાં 'ડિસીશન' લેવાનું હોય, ત્યાં પેલી વ્યવહારિક સૂઝ કામ લાગે કે નહીં ?

**દાદાશ્રી :** હા, સૂઝ જ કામ લાગે. પણ સૂઝ ના હોય તો ક્યાંથી લાવે ? હા, નહીં તો પછી પોતાનો વિશ્વાસુ હોય તેને પૂછીને કામ કરવું. પૂછીને કામ કરીએ એના જેવું એકુય નહીં, આ દુનિયામાં ! પૂછીને કરે કે, 'સાહેબ, પેશાબ કરવા જાઉં ?' ત્યારે એ કહે, 'જાવ.' પછી એનો ગુનો નહીં ને ! પછી ત્યાં ભલે ને, દશ મિનિટ બીડીઓ પીધી. પણ એમ ને એમ પૂછયા વગર જાય ત્યારે પકડે એને. 'કેમ બીડીઓ પીવા ગયો હતો ?' કહેશે. માટે પૂછીને જાવ.

**પ્રશ્નકર્તા :** પૂછીને જવામાં સ્વચ્છંદ નામનો ભાગ આખો તૂટી જાય ને ?

**દાદાશ્રી :** હા, એટલા માટે જ, સ્વચ્છંદ કાઢવા માટે જ આ પૂછીને કરવાનું ને ! તેથી જ ગુરુ કરવા માટે કહેલુંને ! પોતાના ડહાપણે જ ચાલવાનું નહીંને ! અને ગુરુ કહે એ સોળ આની.

આપણે આ ભાઈને કહીએ કે 'આ બાજુ દોડ.' એ પછી પૂછવા ના રહે. એનું નામ સ્વચ્છંદ ગયો કહેવાય. અને પૂછવા જાય બીજાં કોઈકને કે 'આ દાદા કહે છે એ બાજુ દોડું કે ના દોડું ?' એ સ્વચ્છંદ કહેવાય.

હા, વ્યવહારિક બાબતમાં તો મને કંઈ પૂછવાની જરૂર નથી. એમાં આપણે 'ફાધર'ને પૂછીએ, કે બીજાં કોઈ આપણાથી મોટી ઉંમરનાં હોય, અનુભવી હોય એને પૂછીએ. વ્યવહારિક બાબતોમાં વ્યવહારિક માણસો બધા મોટી ઉંમરના હોય ને, એ બધી સમજણ પાડે.

**પ્રશ્નકર્તા :** પણ આવા વ્યવહારમાં 'ટાઈમે' તો 'કોમનસેન્સ' જ 'એપ્લીકેબલ' થાય ને ?

**દાદાશ્રી :** પણ 'કોમનસેન્સ' લાવે ક્યાંથી તે ? એ તો આપણા પુસ્તકો વાંચવાંચ કરે તો એવી સૂઝ આવે પછી. બાકી, 'કોમનસેન્સ' ક્યાંથી લાવે ? એ કંઈ રેઢિયાળ ચીજ છે ?

## સરળતાથી વધે 'કોમનસેન્સ'

**પ્રશ્નકર્તા :** સરળતાથીયે 'કોમનસેન્સ' વધે ને ?

**દાદાશ્રી :** હા, બહુ વધે. સરળતાથી છેતરાય ખરો, પણ 'કોમનસેન્સ' બહુ વધે. પૈસા વધારે લઈને આપણને છેતરી જાય, પણ એના બદલામાં આપણને 'કોમનસેન્સ' વધે. આ દુનિયામાં બદલા સિવાય કોઈ ચીજ થતી નથી. કોઈને કોઈ બદલો અપાઈ જાય.

**પ્રશ્નકર્તા :** પણ 'કોમનસેન્સ' એટલે તો 'એવરી વ્હેર એપ્લીકેબલ' હોય ને ? તો પછી છેતરાય કેવી રીતે જાય ?

**દાદાશ્રી :** સરળતા છે તેથી છેતરાય ને ! બે-ત્રણ જગ્યાએ ના છેતરાય, પણ એક-બે જગ્યાએ છેતરાય પાછો. પણ છેતરાય તે ઘડીએ એને 'કોમનસેન્સ' ખીલે, અને સમજ પડે કે આવા સંજોગોમાં છેતરાઈ જવાય છે, એટલે એને 'કોમનસેન્સ' વધતી જાય.

## 'સોલ્યુશન' 'કોમનસેન્સ'થી

'કોમનસેન્સ' તો બહુ મોટી વસ્તુ છે. એક સાહેબને એક માણસ આવીને ગમે તેવું કહેવા માંડ્યો. તે સાહેબને 'કોમનસેન્સ'થી જરાય અસર ના થઈ. જો 'કોમનસેન્સ' હતી તો ! એટલે 'કોમનસેન્સ'નો દાખલો આપણને જોવા મળે કે આ સાહેબે 'કોમનસેન્સ' વાપરી. બીજો માણસ તો ત્યાં આગળ 'ડિસ્કરેજ' જ થઈ જાય ને, એની મેળે જ ! જબરજસ્ત 'ડિપ્રેશન' આવી જાય. પણ મેં તો એમનામાં ડિપ્રેશન જોયું નથી. હું એ જ જોયા કરતો હતો કે ડિપ્રેશન આવે છે કે નહીં ? પેલો માણસ શુંયે કહી ગયો તોય 'ડિપ્રેશન' ના આવ્યું.

એટલે આ બધાને શું કહું છું ? કે 'કોમનસેન્સ'થી પ્રશ્નો ઉકેલો. કોઈ માણસ ગમે એવું બોલીને ઊભો રહેશે, એના મગજ ઉપર આધાર રાખે છે ને ! અને કંઈક તમારું પુણ્ય (!) હશે ત્યારે જ બોલે ને ! નહીં તો પુણ્ય (!) વગર કોઈ બોલતું હશે ?

## ઘાટ, ત્યાં પૂર્ણતા નહીં

**પ્રશ્નકર્તા :** જેને 'કોમનસેન્સ' હોય એને પોતાને કશું ના થાય પણ એના નિમિત્તે સામાને દુઃખ થાય ?

**દાદાશ્રી :** એ તો થાય ને ! સામેવાળો નબળો હોય તો દુઃખ થાય. આ દુનિયામાં નબળા માણસને દુઃખ થાય. જેટલી નબળાઈ એટલું દુઃખ એને. નબળાને દુઃખ થાય એમાં બળવાન શું કરે ? કોઈ રાક્ષસ જેવો, શરીરે બાંધો એવો હોય, એવો માણસ જતો હોય, તેને દેખીને લોકો ભડકીને નાસી જાય, તેમાં પેલો શું કરે ? પેલાનો શો ગુનો ?

**પ્રશ્નકર્તા :** એમાં પોતાનું વર્તન, વાણી એવાં હોય કે સામાને દુઃખ ના થાય, રાજી રાખી બધું કામ કરાવી દે, એવી એને 'ગિફ્ટ' હોય ને ?

**દાદાશ્રી :** એ બધું હોય, પણ મૂળ એ સ્વાર્થમય પરિણામ હોય છે તે નહીં સારાં. એ 'કમ્પલીટ કોમનસેન્સ' ના આવે. સહેજેય ઘાટ હોય ને, ત્યાં 'કોમનસેન્સ' પૂરી ના હોય. ઘાટ ના હોય ત્યારે ખરું. પછી સામાને રાજી રાખે તે ઘાટ વગરનું રાજી રાખે, એને દુઃખ ના થાય એટલા માટે. બાકી, જગત તો પોતાના ઘાટને માટે રાજી રાખે એટલે 'કોમનસેન્સ' પૂરી થાય નહીં એની. કારણ કે ઘાટમાં વપરાઈ એ !

## એનાથી સૂઝ જુદી

**પ્રશ્નકર્તા :** 'કોમનસેન્સ' એટલે કંઈક વ્યવહારિક કામ હોય તે ઓછા સમયમાં ને 'સ્પીડી' કરી લાવે, અને કોઈની સાથે અથડામણ ટાળી નાખે ?

**દાદાશ્રી :** વ્યવહારિક કામ જલદી ઝપાટાબંધ કરી લાવે ને, એને સૂઝ વધારે કહેવાય. એને સૂઝવાળો છે એમ કહેવાય. 'કોમનસેન્સ' એટલે 'એવરીવ્હેઅર એપ્લીકેબલ', જે તાળાં ઊઘડતાં ના હોય તેનું તાળું ઊઘાડી આપે.

**પ્રશ્નકર્તા :** કોઈ નિર્ણય કરવાનો હોય તો કેટલાક ગૂંચાયા કરે. અને કેટલાક આમ ફટાફટ તરત 'ડિસીશન' લે, એ સૂઝ કહેવાય ?

**દાદાશ્રી :** ના. આ નિર્ણય લેવો એ બુદ્ધિ કહેવાય. અને 'સ્પીડી' કામ કરી નાખે, કલાકનું કામ પા કલાકમાં, તો એ સૂઝ કહેવાય.

**પ્રશ્નકર્તા :** એને વ્યવહારુકતા કહેવાય ?

**દાદાશ્રી :** ના. એ સૂઝ કહેવાય. સૂઝ અને બુદ્ધિ બેઉ હોય કેટલાકને. અને પાછી બુદ્ધિ એમને હોય કે નિર્ણય પણ ઝટ કરી નાખે. સૂઝને દર્શન કહે છે અને બુદ્ધિને જ્ઞાન કહે છે. પણ આ વિપરીત જ્ઞાન ને દર્શન. એટલે સંસારિક જ્ઞાન ને દર્શન, મિથ્યાજ્ઞાન ને મિથ્યાદર્શન !

## 'કોમનસેન્સ' સર્વાંગી

**પ્રશ્નકર્તા :** વ્યવહારુકતા એને જ કહે ને કે વ્યવહારમાં જે માણસ 'એક્સપર્ટ' હોય ?

**દાદાશ્રી :** હા, લોકો એ જ કહે ને ! એને લોક 'એક્સપર્ટ' કહે. પણ 'એક્સપર્ટ' કરતાં ય વ્યવહારુકતા વધી જાય. વ્યવહારુકતા એટલે 'કોમનસેન્સ'. 'કોમનસેન્સ' સર્વાંગી હોય અને આ છે તે 'એક્સપર્ટ' એ 'વન સાઈડેડ' હોય. પણ એમાં એ 'એક્સપર્ટ' હોય. આ 'કોમનસેન્સ'વાળો 'એક્સપર્ટ' ના હોય. એક 'સાઈડ'માં એક્સપર્ટ થવા જાય તો બીજી 'સાઈડ' બંધ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** 'એક્સપર્ટ' 'લિમિટેડ ફીલ્ડ'માં જ થાય.

**દાદાશ્રી :** અમુક 'લિમિટેડ ફીલ્ડ'માં જ. બીજે બધે કાચું પડી જાય.

**પ્રશ્નકર્તા :** 'કોમનસેન્સ'ની રીતે વ્યવહારને જુએ એટલે એને બધી ગણતરી હોય. અને જ્ઞાનની રીતે જુએ તો પોતે કોઈને કર્તા ના જુએ, 'વ્યવસ્થિત'ને તાબે જુએ. તો એ બંનેમાં વ્યવહારમાં 'સોલ્યુશન' લાવવામાં શું ફેર પડે ?

**દાદાશ્રી :** આપણા જ્ઞાનનું 'સોલ્યુશન' જુદી જાતનું.

**પ્રશ્નકર્તા :** બંનેમાં ઊંચુ 'સોલ્યુશન' ક્યું ?

**દાદાશ્રી :** 'કોમનસેન્સ'નું. બાકી, જ્ઞાનનું 'સોલ્યુશન' તો એટલું હોય જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** જ્ઞાનનું 'સોલ્યુશન' આવે તો પોતાને બળતરા બંધ થઈ જાય.

**દાદાશ્રી :** બળતરા બંધ થઈ જાય, પણ બહારનું વ્યવહારનું કામ ના થાય ને ! તે આપણા બધાય 'મહાત્મા'ઓને વ્યવહારમાં જ્ઞાન કામ ના આવે. એમને 'કોમનસેન્સ' છે જ નહીં ને ! વહુને પૈણ્યા, તે એની જોડે નિકાલ કેમ કરવો તે ના આવડે. આ સાધુ આચાર્યોને પૈણાવીએ તો ત્રીજે દહાડે નાસી જાય ! શાથી નાસી જાય ? એ લાઈનનું જાણતાં જ નથી કે હવે કેમનો આનો ઉકેલ લાવવો !

**પ્રશ્નકર્તા :** 'કોમનસેન્સ'વાળાને આ જ્ઞાનનો લાભ જેવો થવો જોઈએ એવો ના થાય ને ? કારણ કે એની દૃષ્ટિ આ 'વ્યવહાર' તરફની હોય.

**દાદાશ્રી :** એ 'કોમનસેન્સ' ના ગણાય. એ તો બધું-સ્વાર્થમય પરિણામ બધાં, 'વન સાઈડેડ' હોય. કોમનસેન્સ તો 'એવરી વ્હેર એપ્લીકેબલ', ૩૬૦ ડિગ્રીનું હોય. પણ 'એક્સપર્ટ' કોઈ બાબતમાં ના હોય.

**પ્રશ્નકર્તા :** પણ 'એક્સપર્ટ' તો વ્યવહારિકતામાં જાય.

**દાદાશ્રી :** 'એક્સપર્ટ' છે તે અમુક જ વ્યવહારમાં પડેલા હોય. એ બાબતમાં જ 'એક્સપર્ટ' થયેલા હોય, બીજી બાબતમાં ના હોય. એ બીજી બાબતમાં તો 'ઝીરો' હોય. જ્યારે પેલો 'ઝીરો' ના હોય કોઈ બાબતમાં.

**પ્રશ્નકર્તા :** દાદા, આ 'કોમનસેન્સ' અને 'જ્ઞાન', એ બેને કંઈ લેવાદેવા ખરી ?

**દાદાશ્રી :** જ્ઞાનને એટલું જ લેવાદેવા કે નિઃસ્વાર્થપણું હોય 'જ્ઞાન' ! 'જ્ઞાન' જે પામવાના હોય તે નિઃસ્વાર્થપણા ઉપર હોય. તે 'કોમનસેન્સ' ખીલતી જાય અને જ્ઞાનેય જોડે જોડે ખીલતું જાય. બાકી 'કોમનસેન્સ'ને અને જ્ઞાનને કશું લેવાદેવા નથી. 'જ્ઞાન' તો તમને બધાંને છે જ ને ! ક્યાં નથી ? પણ નિઃસ્વાર્થપણાને લઈને 'કોમનસેન્સ' અને જ્ઞાન બેઉ ખીલતાં જાય. અને સ્વાર્થી હોય તેને 'કોમનસેન્સ' 'વન સાઈડેડ' થઈ જાય, અને જ્ઞાન બિલકુલેય ખીલે નહીં.

**પ્રશ્નકર્તા :** પણ સ્વાર્થ હોય એને વ્યવહારુકતા ખીલે ને ?

**દાદાશ્રી :** વ્યવહાર ખીલે, પણ 'વન સાઈડેડ,' અમુક જ 'સાઈડ'માં

હોય. 'વન સાઈડેડ'ને 'કોમનસેન્સ' ગણાતી નથી. 'કોમનસેન્સ' એટલે 'એવરીવ્હેર એપ્લીકેબલ' ! તેથી મેં અંગ્રેજી શબ્દ એનો બીજો મૂક્યો કે 'એવરીવ્હેઅર એપ્લીકેબલ,' કે જેથી લોક એમની ભાષામાં સમજી ના જાય.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એને રાગ-દ્વેષ તો અંદર હોય કે ના યે હોય, એવું હોય ?

**દાદાશ્રી :** નિઃસ્વાર્થ ઉપર જાય ને, તો રાગ-દ્વેષ ઓછા થતા જાય. બધું સ્વાર્થીને જ રાગ-દ્વેષ છે.

**પ્રશ્નકર્તા :** અને 'કોમનસેન્સ'વાળાને રાગ-દ્વેષ ?

**દાદાશ્રી :** એને રાગ-દ્વેષ ઓછા થતા જાય દહાડે દહાડે, જ્ઞાન ચઢતું જાય, 'કોમનસેન્સ' ખીલતી જાય, બધું ય ચઢતું જાય.

**પ્રશ્નકર્તા :** અથડામણો થાય એમાંથી 'કોમનસેન્સ' ખીલે ? એમાંથી તારણ કાઢતાં આવડતું હોય તો ?

**દાદાશ્રી :** એને પેલું નિઃસ્વાર્થને લઈને તરત તારણ નીકળી જ જાય. સ્વાર્થીને તો ખબર જ ના પડે. એવા એવા પ્રસંગો બને પણ પ્રસંગો 'ફ્રી ઓફ કોસ્ટ' જતા રહે. પ્રસંગો બધા બહુ બને છે, પણ ભૂલી જાય આખું જગત. જ્યારે પેલું તો બધું તારણ નીકળી જ જાય.

**પ્રશ્નકર્તા :** તારણ નીકળી જ જાય ? એને કશું કરવું ના પડે ?

**દાદાશ્રી :** ના, કશું નહીં. એની મેળે જ તારણ નીકળી જાય. અને પેલું ત્યાં તારણ કાઢી નાખે એટલે જ્ઞાન પ્રગટ થાય.

**પ્રશ્નકર્તા :** જ્ઞાનમાં જેમ પેલું દેખાતું હોય કે આ 'રીયલ', આ 'રિલેટિવ', કર્તા કોણ, આ કોણ, એવું બધું દેખાય અંદર. જ્યારે 'કોમનસેન્સ'વાળાને બીજું કંઈક 'લાઈટ' હશે ને ?

**દાદાશ્રી :** 'કોમનસેન્સ'વાળા તો દરેક તાળાં જે ના ઊઘડતાં હોય તે ઊઘાડી આપે.

**પ્રશ્નકર્તા :** ક્યા 'સોલ્યુશન'થી, કઈ ચાવીઓથી ખૂલે એ ?

**દાદાશ્રી :** નહીં, એ સ્વાભાવિક એને, એ અનુભવજન્ય હોય. દરેક પ્રસંગોમાંથી અનુભવજન્ય જ્ઞાન પ્રાપ્ત થયું હોય, એ ચાવીઓ હોય. પ્રસંગોમાંથી અનુભવજન્ય જે વસ્તુ હોય ને, તે ચાવીઓના આધારે બધું કામ કરે એ. અને 'એક્સપર્ટ' હોય ત્યાં એ છેતરાય, એય છેતરાય.

**પ્રશ્નકર્તા :** પણ 'કોમનસેન્સ'વાળો ગૂંચાય નહીં ને ?

**દાદાશ્રી :** ગૂંચાય નહીં, પણ છેતરાય ખરો. છેતરાઈને પણ પોતે એ ગૂંચ કાઢી નાખે. આ વકીલો 'એક્સપર્ટ' હોય, બીજા જાતજાતના 'એક્સપર્ટ' હોય. પોતાની લાઈનમાં એ 'એક્સપર્ટ' હોય ને, પણ એ છેતરાઈ જાય. જેટલો વધારે વિશ્વાસુ હોય એટલી 'કોમનસેન્સ' વધારે ખીલે. છેતરાય વધારે એટલે કોમનસેન્સ વધી જાય, નિઃસ્વાર્થપણું વધતું જાય.

**પ્રશ્નકર્તા :** એક રીતે તો તમે કહો છો કે 'કોમનસેન્સ'વાળો કોઈ જગ્યાએ ગૂંચાય નહીં. તો પાછો છેતરાય ખરો ?

**દાદાશ્રી :** એ તો 'કોમનસેન્સ' ખીલી ગયા પછી ના ગૂંચાય. ખીલતી વખતે તો ગૂંચાય ને ! છેતરાય ને ? લોકોથી છેતરાઈને જ એ 'કોમનસેન્સ' શીખ્યો હોય.

**પ્રશ્નકર્તા :** હવે એ જે તારણ કાઢે, એમાં જે પોતાની ભૂલ ખોળે, એમાં ખાલી સ્થૂળ ભૂલ જ જોઈ શકે ને ?

**દાદાશ્રી :** ના, ના. સ્થૂળ ભૂલો જોઈ શકે નહીં. પણ સામા માણસ કેવા હોય છે બધા, છેતરનારા , એ બધો એનો અભ્યાસ બહુ હોય.

**પ્રશ્નકર્તા :** 'કોમનસેન્સ'વાળાને સામાની પ્રકૃતિનો 'સ્ટડી' હોવો જોઈએ ને ?!

**દાદાશ્રી :** એ હોય જ. એનું નામ જ 'કોમનસેન્સ' કહેવાય. ત્યારે જ એ તાળું ઊઘડે ને !

**પ્રશ્નકર્તા :** કો'કની જોડે આપણને બનતું ના હોય, બગડ્યું હોય.

હવે એની જોડે આપણે સાંધો મેળવવો હોય, તો હવે આમ જો એની નજદીક જાય સાંધો મેળવવા તો પેલો બગડે. એટલે એનાથી દૂર રહીને એની જોડે કામ લે ?

**દાદાશ્રી :** એ કોઈ કળા કરે, બીજી કળાથી કામ લે.

**પ્રશ્નકર્તા :** તો એને 'કોમનસેન્સ' કહેવાય ?

**દાદાશ્રી :** હા, એય 'કોમનસેન્સ'માં ગણાય ને !

**પ્રશ્નકર્તા :** તો દાદા, એ હિસાબે તમારું 'કોમનસેન્સ' બહુ 'ટોપ' પર છે.

**દાદાશ્રી :** અમારી આ જુદી જાતની 'કોમનસેન્સ' કહેવાય. આ તો બધા નિઃસ્વાર્થપણે અનુભવ જ જોયેલા, અનુભવ બધા દેખાય. આ તો સ્વાર્થને લઈને અનુભવ દેખાતા નથી. અનંત અવતારથી સ્ત્રી પૈણે છે, પણ સ્ત્રીનો મોહ જાય છે લોકોને ? અને મારેય બહુ ખાય છે.

**પ્રશ્નકર્તા :** પણ એમાંથી તારણ નીકળે નહીં. તારણ ના કાઢે ?

**દાદાશ્રી :** તારણ ના કાઢે. સ્વાર્થથી એ બધું તારણ ના નીકળે. આ સાધુ, આચાર્યો કે જેમણે ભાવના કરેલી હોય છે ને, કે 'હવે પૈણવું જ નથી.' તે તો તારણ કાઢેલું તેને લીધે.

## ....અને બુદ્ધિ, સૂઝ, પ્રજ્ઞા

**પ્રશ્નકર્તા :** 'કોમનસેન્સ' જે છે તે બુદ્ધિના આધારે છે કે સૂઝના આધારે છે ?

**દાદાશ્રી :** 'કોમનસેન્સ' એ સૂઝના આધારે છે. સૂઝ એ જુદી વસ્તુ છે. એ કુદરતની 'ગિફ્ટ' છે. દરેકને આંતરસૂઝ હોય ને, એના આધારે બધું ચાલે.

**પ્રશ્નકર્તા :** પણ સૂઝ તો આત્માનો 'ડિરેક્ટ' પ્રકાશ છે ને ?

**દાદાશ્રી :** ના, એ 'ડિરેક્ટ' પ્રકાશ નથી. પણ અંતરસૂઝ એ તો

કુદરતની એક જાતની 'ગિફ્ટ' છે. તેના આધારે સંસારમાં કેમ કરવું ને કેમ નહીં, એ બધું ચલાવ્યા કરે.

**પ્રશ્નકર્તા :** સૂઝમાં બુદ્ધિ આવે નહીં ?

**દાદાશ્રી :** ના. બુદ્ધિ તો નફો ને ખોટ જ દેખાડે. બીજું કશું દેખાડે નહીં.

**પ્રશ્નકર્તા :** તો પ્રજ્ઞા અને સૂઝમાં શો ફેર ?

**દાદાશ્રી :** સૂઝ તો દરેકને હોય, જાનવરોનેય હોય. નાનું બચ્ચું હોય ને, તે એની સૂઝ પ્રમાણે ફર્યા કરે. કુરકુરિયું હોય તો યે એને સૂઝ હોય, પ્રજ્ઞા ના હોય. પ્રજ્ઞા એ તો જ્ઞાનનો પ્રકાશ થયા પછી ઉત્પન્ન થનારી વસ્તુ છે.

**પ્રશ્નકર્તા :** સૂઝથી જે કામ થાય એ સારાં ગણાય ને ?

**દાદાશ્રી :** સૂઝ પ્રમાણે કામ કરે ને, તે કામ બહુ સારાં થાય.

**પ્રશ્નકર્તા :** 'કોમનસેન્સ' અને પ્રજ્ઞામાં શો ફેર ?

**દાદાશ્રી :** 'કોમનસેન્સ' એ હમેશાં સંસાર ઉકેલી આપે, સંસારનાં તાળાં બધાં ઉકેલી આપે. પણ મોક્ષનું તાળું એકુય ના ઉકેલી શકે. અને 'જ્ઞાન' મળ્યા સિવાય પ્રજ્ઞા ઉત્પન્ન થાય નહીં. અગર તો સમકિત થયું હોય તો પ્રજ્ઞાની શરૂઆત થાય.

## બધાં 'તાળાં'ની ચાવી 'એક'

હવે આ 'જ્ઞાન' મળ્યા પછી તમારે શુદ્ધ વ્યવહાર માટે શું જોઈએ ? 'કોમનસેન્સ' 'કમ્પ્લીટ' જોઈએ. સ્થિરતા એવી જોઈએ, ગંભીરતા એટલી જોઈએ. બધા ગુણ ઉત્પન્ન થવા જોઈએ ને ! એ કાચું પડે એટલે ચાલે નહીં ને બહાર લોકો 'એક્સેપ્ટ' કરે ય નહીં ને !! તાળું વસાઈ ગયું હોય તો ચાવી લગાડવી પડે ને ? એક જ ચાવીથી બધાં તાળાં ઉઘડે, એવી ચાવી જોઈએ. કંઈ ઝૂમખાં રાખ્યે ના પાલવે !

એટલે 'કોમનસેન્સ' છે તે વ્યવહાર શુદ્ધ રાખવા માટે છે. અને શુદ્ધ

નિશ્ચય ક્યારે રહેશે ? શુદ્ધ વ્યવહાર હશે ત્યારે. ને શુદ્ધ વ્યવહાર ક્યારે આવશે ? 'કોમનસેન્સ' 'એવરીવ્હેઅર એપ્લીકેબલ' હશે ત્યારે.

## સંસારમાં શીખો આટલું જ

અત્યાર સુધી એકુય માણસ અમને 'ડીસએડજસ્ટ' થયો નથી. જ્યારે આ લોકોને ઘરનાં ચાર માણસોયે 'એડજસ્ટ' થતાં નથી. અમારું જોઈને ય તમને આ 'એડજસ્ટ' થવાનું આવડે કે ના આવડે ? એવું થઈ શકે કે ના થઈ શકે ? આપણે જેવું જોઈએ એવું તો આપણને આવડેને ? આ જગતનો નિયમ શો છે ? કે જેવું તમે જોશો એટલું તો આવડે જ. એમાં કંઈ શિખવવાપણું રહેતું નથી. કયું ના આવડે ? કે તમને આમ જે ઉપદેશ કોઈ આપ્યા કરે, તે આવડે નહીં. પણ મારું વર્તન તમે જોશો તો સહેજે આવડી જાય.

સંસારમાં બીજું કશું ના આવડે, પણ 'એડજસ્ટ' થતાં આવડવું જોઈએ. બીજું કશું ભલે ના આવડે, કંઈ વાંધો નથી. ધંધો કરતાં ઓછો આવડે તો યે વાંધો નથી, પણ 'એડજસ્ટ' થતાં આવડવું જોઈએ. એટલે વસ્તુસ્થિતિમાં 'એડજસ્ટ' થતાં શીખવું જોઈએ. આ કાળમાં 'એડજસ્ટ' થતાં ના આવડે તો માર્યો જઈશ.

## ફરિયાદ ? નહીં, 'એડજસ્ટ'

એવું છે ને, ઘરમાંય 'એડજસ્ટ' થતાં આવડવું જોઈએ. આપણે સત્સંગમાંથી મોડા ઘેર જઈએ તો ઘરવાળાં શું કહેશે ?' થોડુંઘણું 'ટાઈમસર' તો આવવું જોઈએને ?' તે આપણે વહેલા ઘેર જઈએ એ શું ખોટું ? પેલો બળદે ય ચાલે નહીં, તો એને ઘોંચ મારે. એના કરતાં એ આગળ હેંડતો હોય તો પેલો ઘોંચ ના મારે ને ! નહીં તો પેલો ઘોંચ મારે, ને આને હેંડવું પડે. હેંડવું તો છે જ ને ? તમે જોયેલું એવું ? પેલું પાછળ ખીલાવાળું હોય તે મારે. મૂંગું પ્રાણી શું કરે ? કોને ફરિયાદ કરે એ ?!

આ લોકોને જો ઘોંચ મારી હોય તો તેમને બીજાં બચાવવા નીકળે. પેલું મૂંગું પ્રાણી કોને ફરિયાદ કરે ? હવે આમને કેમ આવું માર ખાવાનું થયું ? કારણ કે પહેલાં બહુ ફરિયાદો કરી હતી, તેનાં આ પરિણામ

આવ્યા. તે દહાડે સત્તામાં આવ્યો ત્યારે ફરિયાદો કર કર કરી. હવે સત્તા નથી એટલે ફરિયાદ કર્યા વગર રહેવાનું. એટલે હવે 'પ્લસ-માઈનસ' કરી નાખો. એના કરતાં ફરિયાદી જ ના થવું શું ખોટું ? ફરિયાદી થઈએ તો આરોપી થવાનો વખત આવે ને ? આપણે તો આરોપીયે થવું નથી ને ફરિયાદીયે થવું નથી. સામો ગાળ ભાંડી ગયો એને જમા કરી દેવાનું. ફરિયાદી થવાનું જ નહીં ને ! તમને કેમ લાગે છે ? ફરિયાદી થવું સારું ? પણ એના કરતાં પહેલેથી જ 'એડજસ્ટ' થઈ જઈએ તે શું ખોટું ?!

## 'ડાઉન' સાથે 'લેવલીંગ'

**પ્રશ્નકર્તા :** આપણે અમુક 'લેવલ' ઉપર આવી ગયા અને બીજાં એ 'લેવલ' ઉપર નથી. હવે એની સાથે કામ તો કરવાનું છે જ. એટલે ઘણી વખત ત્યાં પછી મેળ ખાતો નથી.

**દાદાશ્રી :** એ મેળ તો ના પડે ને ! એ મેળ પડે નહીં, પણ આપણે એને 'એડજસ્ટ' થવાનું છે. તેથી જ મેં કહ્યું ને કે ત્યાં 'સમભાવે નિકાલ' કરજો.

એવું છે ને, આપણને વધુ 'લાઈટ' હોય તો એને 'ડીમ' કરી શકાય. પણ 'ડીમ' લાઈટવાળાને વધુ ન કરી શકાય. આપણું વધુ લાઈટ છે ને, એટલે 'ડીમ લાઈટ' કરીને એની જોડે બેસવું. તમારે 'લાઈટ' વધી જાય તો આ ભાઈ જોડે કેવી રીતે કામ લેવું, એ ફિટ કરી દો છો ને ? એવું બધે 'ફિટ' કરી દેવાનું. આપણે 'ફિટ' કરી દેવાનું છે, બધી અનંતશક્તિ છે ! તમે 'દાદા'નું નામ દઈને કહો કે 'હે દાદાજી, મને ફિટ થજો' તો 'ફિટ' થઈ જાય તરત. અને આપણા ભાવમાં નક્કી છે કે કોઈને કિંચિતમાત્ર દુઃખ ના હો. એવું આપણે નક્કી કરેલું હોય તો તેને દુઃખ થાય જ નહીં. એટલે આપણે નક્કી કરવું જોઈએ.

## અભેદતા આમ સધાય

એક જણ મને કહે છે કે, 'ઘરમાં અમારે મતભેદ રહે છે તો તે કેવી રીતે જાય ? તેનો ઉપાય બતાવો.' મેં તેને કહ્યું, 'મોટી ઉંમરવાળા મતભેદવાળા હોય છે. જ્યારે નાનાં છોકરાંને તો મતભેદ હોતો નથી. જેને

અહંકાર હોય ને જાગૃતિ હોય તેને મતભેદ પડ્યા કરે. એટલે જેને અહંકાર જાગ્રત થયો હોય તેણે સવારના પહોરમાં પાંચ વખત બોલવું જોઈએ કે 'આપણે બધાં એક જ છીએ અને આપણામાં જુદાઈ નથી.' એ પાંચ વખત બોલે અને એવું નક્કી કરે, એટલે આખો દહાડો એટલું રહે. પછી બીજે દહાડે પાછું ફરી બોલવું પડે, નહીં તો પાછું પેલું 'ચાર્જ' કર્યું હતું તે ઊતરી જાય ! ઘરમાં ત્રણ માણસ હોય તે ત્રણેય માણસે આ પ્રમાણે બોલવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** જેને જેને મતભેદો છે એ બધાં આ મુદ્દા પર એકમત કેવી રીતે થાય ? એમાંય મતભેદ પડે તો ?

**દાદાશ્રી :** ના, ના. એમ નહીં. એ તો એમાં આપણે કહીએ ને, કે જો મતભેદ આપણે ટાળવો હોય, મતભેદ તમને ના ગમતો હોય તો આપણે બધાં ભેગાં થઈને 'દાદા'ના કહ્યા પ્રમાણે કરીએ. ત્યારે કહેશે કે શું કરીએ ? તો કહેવું કે, 'દાદાજીએ કહ્યું છે કે ''આપણે બધા એક જ છીએ, આપણામાં કંઈ જુદાઈ નથી'' એવું પાંચ વખત બોલો.' આવું પાંચ વખત બોલો તો એનું 'ચાર્જ' ચોવીસ કલાક ચાલે એવું છે, એ 'ચાર્જ' ચોવીસ કલાક રહે એવું છે. પાછું બીજે દહાડે બોલવું પડે. નહીં તો પછી 'પાવર' ઊતરી જાય. આમ કરતું કરતું રાગે પડી જાય.

## કાચા કાનના ના થવાય

બાકી જગત તો બહુ જુદી જાતનું છે. ઘરમાં આપણે મતભેદ ટાળવો હોય તો ય બહારથી લોક ફાચર મારી જાય.

મને કોઈ કહે કે 'ફલાણાભાઈ આવા છે' તો હું તેને જ પહેલો પકડું કે 'તું મને આમ કહેવા જ કેમ આવ્યો ? એ મને કહે, તું કહેવા આવ્યો માટે તું જ ગુનેગાર છે.' એવા માણસ, જે કહેવા આવેને, તેની પર તો ચોકડી જ મૂકી દેવી. વગરકામનું આપણા પૂછ્યા વગર જે કંઈ પણ કહેવામાં આવે છે તેના પર આપણે ચોકડી મૂકી દેવી. એવા માણસને તો મેં ચોકડી જ મૂકેલી હોય. એ ઘાલમેલિયા કહેવાય. ઘાલમેલિયાને તો અડવા જ ના દઈએ. મારી પાસે તો કોઈ માણસે કશી ઘાલમેલ કરી નથી. વખતે એવી વાત મને કરવા આવ્યો હોય તો એનાથી એવી વાત થાય

પણ નહીં. ખરી રીતે ધર્મ સંબંધમાં કોઈનીયે વાત સાંભળવી નહીં. હું તો સંસાર સંબંધીયે કોઈની વાત ના સાંભળું ને ! કોઈ કહે કે, 'હીરાબા આવું બોલતાં હતાં.' તો હું કહું કે, 'તારે મને કેમ કહેવું પડ્યું ? એ મને કહે, આનાથી તને શું ફાયદો ?'

આપણા સત્સંગમાંય જે ઘાલમેલિયા હોય તેને તો ખોળી કાઢવા જોઈએ, અને એનાથી બધાંને ચેતવવા જોઈએ. આપણને એના જોડે કંઈ રાગ-દ્વેષ નથી, પણ બધાંને ચેતવા માટે કરવું પડે.

આપણને તો કોઈ કહેવા જ શું આવે ?! તેમાંય આ કેટલાક તો એવાં હોય, જાણે હિતેચ્છુ થઈને વાત કરે. કોઈનું કહેતો હોય તો આપણે તેનું સાંભળીએ જ નહીં. એવું કહેનારને જ પકડતાં આવડવું જોઈએ કે 'અમને કેમ કહેવા આવ્યો છે ? તને શું દલાલી મળે છે ? તને શો ફાયદો થાય છે, તે તું આ મને કહેવા આવ્યો છે ?'

ખરી રીતે કોઈનુંયે એવું કશું સંભળાય જ નહીં. પણ આજે માણસનાં મન કાચાં પડી જાય છે. બાકી આવી તોડફોડની વાત હોય, 'સેબોટેજ'ની વાત હોય તો કોઈનીયે વાત સાંભળીએ જ નહીં. કારણ કે એની વાત આપણે સાંભળીએ એટલે આપણું મન પેલા માટે બગડે, ને એની અસર પાછી સામા પર પડે. પણ માણસનું સમજવાનું ગજું નહીં. વખતે પેલો 'ઈનડિરેક્ટ' કહેતો હોય ત્યાં એ પોતે 'ડિરેક્ટ' લઈ લે !

અને આપણા લીધે સામાને સહેજ પણ ડખો થાય એવું બોલવું એ મોટામાં મોટો ગુનો છે. છતાંય લોક તો બોલે જ છે ને ! ઊલટું એવું બોલ્યા હોય તો યે દાબી દેવું જોઈએ, એનું નામ માણસ કહેવાય. કોઈ જગ્યાએ કોઈ માણસ ઉકળાટમાં બોલી ગયા હોય તો યે એને આપણે દાબી દેવું જોઈએ.

## 'વેલ્ડીંગ', સૂક્ષ્મ સંધાણ

અમારે તો પહેલેથી જ, જ્ઞાન થતાં પહેલાંય આવી ફાચરની વાત કહેતો હોય તો સાંભળીએ જ નહીં. ઊલટું કોઈનું તૂટતું હોય તો સાંધી આપીએ, 'વેલ્ડીંગ' કરી આપીએ. પણ જ્ઞાન નહોતું ને એટલે આ 'વેલ્ડીંગ' કરવાથી અમને અડચણ બહુ પડેલી.

**પ્રશ્નકર્તા :** આપ કહો છો કે 'જ્ઞાન' નહોતું ત્યારે 'વેલ્ડીંગ' કરવાથી બહુ અડચણ આવી, એ કેવી રીતે ?

**દાદાશ્રી :** ખૂબ જ અડચણ આવેલી. મારો સ્વભાવ પહેલેથી, નાનપણમાંથી કેવો ? 'વેલ્ડીંગ' કરવાનો. કોઈ જગ્યાએ વિખવાદ ઊભો થયો હોય તો 'વેલ્ડીંગ' કરીએ અમે. 'વેલ્ડીંગ' તો ઊંચામાં ઊંચો ગુણ છે. એના માટે તો કોઈ કશી ભાંજગડ જ ના ઊઠાવે ને !

'વેલ્ડીંગ' કરવાથી અમને બહુ અડચણ પડેલી. છતાંય એ અડચણ વેઠીનેય પણ 'વેલ્ડીંગ' કર કર કરેલું.

**પ્રશ્નકર્તા :** તમે બે જણનું સાંધવા જાવ તો એકને ફાવે નહીં, એવું બને ?

**દાદાશ્રી :** ના, એવું નહીં. 'વેલ્ડીંગ' તો અમે એવી રીતે કરીએ કે બેઉને ફાવે તે ઘડીયે. અને બેઉને ના ફાવતું હોય તો 'વેલ્ડીંગ' થાય પણ નહીં. 'વેલ્ડીંગ' કરવું, એ તો એવી સિદ્ધિ હોય છે માણસમાં. 'વેલ્ડીંગ' તો, બેઉના સાંધા ભેગા કરી આપીએ ને તરત 'વેલ્ડીંગ' કરી આપીએ. પણ એ 'વેલ્ડીંગ' પછી પાછળ મને બહુ નુકસાન થયેલું. દરેક વખતે નુકસાન, નુકસાન ને નુકસાન !

**પ્રશ્નકર્તા :** કઈ રીતે ? એનો દાખલો આપો ને !

**દાદાશ્રી :** આ બે ભાઈઓ આમ ચાર પાંચ વખતથી લઢતા હોય, સામસામી બહુ ઘર્ષણ થઈ જતું હોય, તો પછી હું શું કરું ? બેઉને 'વેલ્ડીંગ' કરી આપું. હવે મારી કિંમત 'ફ્રેન્ડ' તરીકે ક્યાં સુધી વધારે હોય ? એ વઢતા હોય ત્યાં સુધી, બેઉની આગળ વધારે હોય. અને 'વેલ્ડીંગ' કરી આપું એટલે ઘણી જગ્યાએ તો મારા પૈસા હઉ ગયા છે. જો 'વેલ્ડીંગ' ના કર્યું હોત તો મેં આપેલા પૈસા મારા હાથમાં આવત. હવે, 'વેલ્ડીંગ' કર્યું, એકના એક જ થઈને ! પણ એ તો એકના એક જ, હું જુદો. પણ કુદરત એ જુએ છે ને ! તે હિસાબ મેં ચાલુ રાખેલો. બાકી મને આવા કડવા અનુભવ થઈ ગયેલા. પણ આપણે તો કુદરત ઉપર છોડી દીધેલું ને ! 'વેલ્ડીંગ' કરવાથી રૂપિયા હઉ મારા ગયેલા. જો 'વેલ્ડીંગ'ના કર્યું હોત તો રૂપિયા આવી જાત. પેલી બઈ કહેત, 'એમના રૂપિયા કેમ નથી આપી

દેતા ?' આ તો બઈએય કશું કહે નહીં.

આ એક દાખલો તમને સમજાયો ? એના પરથી બીજા દાખલા બનતા હશે ?

## 'વેલ્ડીંગ' કરનારાને....

અને લોકો શું કરે ? કે એક ફેરો માર ખાય એટલે પછી 'વેલ્ડીંગ' કરવાનું છોડી દે, ફાચર જ પાડ પાડ કરે. એટલે એનો રોફ તો રહે ઠેઠ સુધી !

ફાચર ના પાડે એવા માણસો ઘણાં હોય છે. પણ ફાચર પડેલી સાંધી આપે નહીં, અને એય પોતાના રોફ માટે. બાકી, પોતે ફાચર પાડનાર, એવાયે માણસો ખરાં. પણ એવા જૂજ માણસો હોય. પણ ફાચર પડેલી હોય તેમાં પોતાનો લાભ છે, એટલે એ ફાચર પાડેલી સાંધી આપે નહીં પછી. અને મારા જેવી તો ભૂલ (!) કો'ક જ કરતા હશે ! તે મેં બધે જ કરેલું. એક જગ્યાએ નહીં, બધે જ સાંધી આપેલું. કારણ કે મારો ધંધો જ સાંધવાનો, તોડવાનો નહીં ને !

**પ્રશ્નકર્તા :** આ 'વેલ્ડીંગ' તો દાદા, બહુ મોટું વિજ્ઞાન છે !

**દાદાશ્રી :** હા, વિજ્ઞાન બહુ મોટું છે, પણ જગતને માફક આવે નહીંને ! જગત તો, બે જણ ભેગા થઈ ગયા એટલે ભઈ કહેશે, 'એ આવા છે.' ત્યારે પેલોય કહેવા લાગે, 'હા, એવા છે.'

મારી વાત સમજણ પડવી જોઈએ ને ?!

અમારા કુટુંબમાં પણ એવું થયેલું. 'વેલ્ડીંગ' કરે એટલે માર પડે, અને 'વેલ્ડીંગ' ના કરે તો 'આવો કાકા, આવો કાકા' કરે. પણ એ મારથી બધાંએ વૈરાગ આપ્યો ને ?! પછી આપણને સરવાળે શું આવે છે ? વૈરાગ આવે. નહીં તો વૈરાગ તે આવે જ નહીં ને ! આ જગત જોડે શી રીતે વૈરાગ આવે ?! તમને આવે વૈરાગ થોડો ઘણો ? અને આ 'વેલ્ડીંગ' કરવામાં તો હંમેશાં માર જ ખાવો પડશે, જો 'વેલ્ડીંગ' કરશો તો, 'વેલ્ડીંગ' કરનારો માર જ ખાય, આ દુનિયામાં. અને તે પણ પછી વૈરાગ આવે કે આ બેઉના સુખને માટે 'વેલ્ડીંગ' કર્યુંને, તો ય આપણને જ માર પડ્યો ?! તે એટલો બધો અમે માર ખાધો છે, કે પાર વગરનો માર ખાધો છે.

## 'ભાવ'માં પાછું ના પડાય

**પ્રશ્નકર્તા :** મારી પ્રકૃતિમાં 'વેલ્ડીંગ' કરવાનું શરૂઆતમાં હતું. પછી માર પડ્યો એટલે 'વેલ્ડીંગ' કરવાનું બંધ થઈ ગયું.

**દાદાશ્રી :** બંધ થઈ જાય ને ! જગત બધાને એવું. ખાનદાનને ઘેર ઉછરેલો માણસ હોય તેને 'વેલ્ડીંગ' કરવાનો મૂળ ભાવ ઉત્પન્ન થાય. પછી માર ખાય એટલે છૂટી જાય. એ તો સહન ના કરી શકે ને ! માર પડશે એમાં તો. જો જો માર ખાવાની શક્તિ હોય તો જ આમાં ઊતરવું.

**પ્રશ્નકર્તા :** આમેય ક્યાં નથી માર પડતો. આત્માનું બગાડીને માર સહન કરવો, એનાં કરતાં આત્માનું જ ના સુધારીએ ?

**દાદાશ્રી :** કારણ કે આત્મા તો અંદર સમજી જ જાય છે કે 'આ મને ગધેડો કહે છે ને આમ કહે છે ને તેમ કહે છે.' એનાં ફળેય મળે છે. અને 'વેલ્ડીંગ' કરે છે તેય આત્મા સમજી જાય છે. એ આત્મપક્ષી થયા, અને પુદ્ગલમાં માર પડે છે.

**પ્રશ્નકર્તા :** પણ એ રીતે વૈરાગ ઊંચો આવતો હોય તો વાંધો નથી.

**દાદાશ્રી :** વૈરાગ તો બહુ ઊંચો આવે. પણ જો પેલા માણસનો આપણને અભાવ થઈ જાય તો શું થાય ? આપણા મનમાં જો અહંકાર જાગે કે 'જો હું આમનું સારું કરવા ગયો ને એ લોકો આવા !' અહીં માણસને પેલો અભાવ ઉત્પન્ન થઈ જાય, તો શું થાય ?

**પ્રશ્નકર્તા :** એ બીજો ખાડો. આ ખાડાને બદલે બીજો ખાડો.

**દાદાશ્રી :** બીજો ખાડો પાછો ઊભો કરે. એ બધું અમે નહીં કરેલું. અમારો અહંકાર ભારે હતો, પણ આ નહીં કરેલું. અડચણ વેઠીને પણ આ નહીં કરેલું.

## પહેલેથી જ સૂઝ, 'વેલ્ડીંગ'ની

**પ્રશ્નકર્તા :** અહંકારેય ના જાગે અને 'વેલ્ડીંગે'ય થાય, માર પડે તો ય પોતાને વાંધો ના આવે. એ તમે કઈ રીતે રાખેલું ?

**દાદાશ્રી :** એ એવો અહંકાર હશે, એ જાતનો !

**પ્રશ્નકર્તા :** અમે કેવી રીતે એવું રાખીએ ? હવે અમારી પાસે તો આ જ્ઞાન છે.

**દાદાશ્રી :** તમને તો 'માર ખાવો છે' એવું નક્કી કરો, ત્યાર પછી રહે. નહીં તો ય મારે જ છે ને ! જગતમાં કોણ માર ખાધા વગર રહે છે ? એના કરતાં આ સીધા જ માર ખાવ ને !

**પ્રશ્નકર્તા :** એ બરાબર છે. ને આ તો મારેય પડે ને પોતાનું ય બગડે.

**દાદાશ્રી :** ના, હવે આ તો મહીં બળતરા બંધ થાય ને માર ખાવાનો. અને પેલું તો બળતરા, માર, બધું સાથે. માર તો, દેહ છે ત્યાં સુધી પડ્યા જ કરવાનો. જો કે અમને તો આ 'જ્ઞાની' થયા પછી માર નથી પડ્યો. અમને તો 'જ્ઞાન' થયા પછી 'આ કોના કર્મનો ઉદય છે ને કેવી રીતે આવ્યું, આમાં આપણો ભાગ હશે ત્યારે જ મારે ને !' બધું દેખાયને ! નહીં તો ય હવે મને નથી આવ્યું આવું. એટલે મેં તો પહેલાં માર ખાઈ લીધેલા છે. આવા કેટલાક હોય ? દુનિયામાં એની ગણતરી હોય ને ? છોકરાં ને 'ફાધર' લઢતા હોય, એનેય 'વેલ્ડીંગ' કરી આપ્યું હોય. તે પછી એક થઈ ગયા પછી આપણો હિસાબ ત્યાં ચાલે નહીં.

**પ્રશ્નકર્તા :** એમાં એવું બને કે આપણે 'વેલ્ડીંગ' કરવા જઈએ ને પેલો એ વાતને સહમત ના થાય ને ઉપરથી આપણને જ બાટકે કે 'તમે જ આવા છો, પેલાનો ખોટો પક્ષ કરો છો ને આમ કરો છો !'

**દાદાશ્રી :** ના, એવું નથી. મારી પાસે એવું કહેવા જેવું હતું જ નહીં ને ! હું તો, અજ્ઞાનદશા હતી તો ય કો'કને સળી કરવા જેવું જ રાખતો ન્હોતો. અરે, આંગળી કરવા જેવું ય નહોતો રાખતો. માટે એવું ના બને. એ તો બેઉ ઉપકાર ભાવમાં જાય તે વખતે. પછી ચા-પાણી બધુંય કરે. અને ત્યાર પછી બે ખરેખરા ભેગા થઈ જાય, ત્યાર પછી વાંધો આવે.

## 'વેલ્ડીંગ', એક કળા

**પ્રશ્નકર્તા :** પણ અમને 'વેલ્ડીંગ' કરતાં ના આવડે તો ઊંધુય થાય.

**દાદાશ્રી :** એ તો તમે એ લાયકાત ધરાવતા નથી. મારે એવું નહીં બનેલું. એ લાયકાત જરા કાચી હોય તો જ એવું બને. બાકી, અમારે એવું બને નહીં. બધાં 'એક્સેપ્ટ' જ કરે. હું કહું કે આવું છે, તો તે બધાં 'એક્સેપ્ટ' કરી દે. આ તમારે તો કચાશ દશામાં છે.

કેટલીક વખત પોતાનામાં એવા કચાશવાળા ગુણો હોય અને સામાને શાંત કરવા જાય, સામાનું તૂટેલું સાંધવા જાય, એટલે પછી પોતે બીજાની જોડે તૂટી જાય, એ બધી કાચી દશાઓ. હું તો તૂટું જ નહીં. કોઈ દહાડો તૂટ્યો જ નથી કોઈની જોડે. કચાશ હોય ત્યાં સુધી પેલાને ઊગે જ નહીં ને ! એટલે સામો માણસ તોડીને મજબૂત કરે તો વાત જુદી છે. પણ હું ના તોડું. હું બીડી ના પીતો હોઉં ને પેલાને કહું કે 'એય બીડી ના પીવાય' એટલે પેલો 'એક્સેપ્ટ' કરી દે. એવી શક્તિ હોવી જોઈએ ને ! તમારે કો'કની જોડે મિત્રાચારીમાં તૂટી જતું હોય અને તમે લોકોનું સાંધવા નીકળો, તો તમારી મહીં શક્તિ જ કામ ના કરે ને !

**પ્રશ્નકર્તા :** કોઈ વખત 'વેલ્ડીંગ' કરતાં ના ફાવ્યું તો શું કરવું ?

**દાદાશ્રી :** લાયકાત ના હોયને પછી આપણે છોડીએ કરીએ એ કામનું નહીં ને ! બને એટલું કરવું અને ના થાય તો છોડી દેવાનું. મનમાં ભાવ રાખવાના કે આ 'વેલ્ડીંગ' થાય તો સારું. આમ પદ્ધતિસર 'વેલ્ડીંગ' ના થાય તો ભાવ રાખવાના. પણ ભાવ તો તૂટવા ના દેવો જોઈએ. 'વિખૂટા પડી જાય તો સારું' એવું તો હોવું જ ના જોઈએ ને ! એ ભેગાં છે તે જ દુઃખમાં છે ને ! એય મનમાં તો એમ કે 'આ ક્યાં ભાંજગડમાં ફસાયા !' અને એને પાછાં આપણે વિખૂટા પાડવા જઈએ ! એ ના હોવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** પણ એ ઘડીએ દાદા, સમતા ના રહે. તે ઘડીએ એમ થઈ જાય કે 'આ આવું કરે છે ?!'

**દાદાશ્રી :** એ કચાશ એટલી બધી ! એ કચાશ ને ! એ એવું જ કરે એમના ટાઈમે. સાપને દૂધ પાઈને મોટો કરીએ, ઉછેરીએ, પછી એકાદ ધોલ એને મારી જુઓ જોઈએ ! 'મેં આટલા દહાડા દૂધ પાયેલું છે, એક ધોલ મારું.' તો શું કરે એ ?!

**પ્રશ્નકર્તા :** હવે, જેનું 'વેલ્ડીંગ' કરીએ એ પછી સામો થાય એટલે

એમ થાય કે 'આમ કેમ કરે છે ?' તો તે અહંકારથી જ 'વેલ્ડીંગ' થયેલું કહેવાય ને ?

**દાદાશ્રી :** હા, અહંકારથી જ થયેલું. એની મીઠાશ ખાવા માટે.

**પ્રશ્નકર્તા :** ભાવમાં હોય કે 'વેલ્ડીંગ' કરવું, પણ કરાય નહીં. પહેલાં મીઠાશ લાગે, પણ પછી સહન ના થાય એટલે છોડી દે.

**દાદાશ્રી :** એ તો પછી ભાવ રાખવો. પછી 'વેલ્ડીંગ' થાય તો ઠીક છે, નહીં તો ભાવ રાખવો. અને જે થયું એમાં 'એમનું હતું ને એમને થયું' એવું આપણને હોવું જોઈએ.

## 'વેલ્ડીંગ'થી સર્વત્ર આનંદ

એટલે 'આ બધા શી રીતે ભેગાં થાય ? ગૂંચ શી રીતે નીકળે ?' એ બધી બહુ વસ્તુ જાણે, એને તો 'વેલ્ડીંગ'નો કરનાર કહેવાય.

**પ્રશ્નકર્તા :** આપનું જે 'વેલ્ડીંગ' છે એ સૂક્ષ્મ લેવલનું હોય છે. લોકોનાં સ્થૂળમાં હોય છે.

**દાદાશ્રી :** હા, સ્થૂળમાંય બધા બહુ હોય છે એવા.

**પ્રશ્નકર્તા :** આપનો આ ગુણ મને બહુ ગમ્યો. આપ કેવી રીતે બધાને સમજાવી કરીને 'વેલ્ડીંગ' કરો ને છેવટે બધાંય આનંદમાં આવી જાય, એવું કરી આપો છો.

**દાદાશ્રી :** અને બધા આનંદમાં આવે એટલે એનો પછી મને આનંદ આનંદ રહે. વખતે કોઈનું મોઢું ચઢેલું હોય તો તેને પહેલાં હું પૂછું કે, 'શું છે તે આમ છે, તેમ છે ? શા દુ:ખે મોઢું ચઢાવે છે ? મરવાનું તો છે જ, તો જીવતાં શા હારું આનંદમાં નહીં રહેવાનું ?! મરવાનું જ છે, તે દહાડે જોઈ લઈશું. પણ અત્યારે તો આનંદમાં રહેવાનું.'

એ તો વર્ષ - બે વર્ષ દુ:ખમાં ના હોય ને પછી પાછાં દુ:ખમાં ને દુ:ખમાં. આ દેહ જ એવો છે પુદ્‌ગલનો કે દુ:ખ જ લાગે. દેહેય માથું ચઢે ત્યારે ના દુ:ખ લાગે ? ત્યારે જો દેહનું દુ:ખ લાગે છે તો ધણીનું ના

લાગે ?! પણ તોય 'વેલ્ડીંગ' થઈ ગયા પછી બે ભેગા થઈ જાય છે, તે ખરી મઝા આવે છે !

## 'જ્ઞાની'ની મૌલિક વાતો

**પ્રશ્નકર્તા :** 'વેલ્ડીંગ' શબ્દ તો, દાદાની મૌલિક વાત છે !

**દાદાશ્રી :** 'વેલ્ડીંગ' શબ્દ જ 'દાદા'નો છે ! કોઈ કહે કે ''મેં બે જણને 'વેલ્ડીંગ' કરી આપ્યું'' તો એ 'દાદા'નો જ શબ્દ છે, એ વાત ચોક્કસ થઈ જાય. આ 'વેલ્ડીંગ' વસ્તુ જ મૌલિક છે. અત્યારે તો ઘણા માણસો આ 'વેલ્ડીંગ' શબ્દ શીખ્યા.

**પ્રશ્નકર્તા :** આ જ કેટલું મોટું વિજ્ઞાન છે !

**દાદાશ્રી :** ત્યારે આવા તો બધા બહુ વિજ્ઞાન છે મારી પાસે !

**પ્રશ્નકર્તા :** એ કંઈક કાઢો ને !

**દાદાશ્રી :** એ તો સંજોગ હોય તો નીકળે ને !

## તોડે બધા, સાંધે વિરલો

તમે જાણતા નહોતા કે આ 'દાદા' છે તે સાંધેલાને તોડતા નથી એવું ?

**પ્રશ્નકર્તા :** એ જાણું છું, ને તૂટેલાને સાંધતા હોય છે એય ખબર છે.

**દાદાશ્રી :** લોકો તો ફાયર મારવા આવે. પ્રત્યક્ષને અપ્રત્યક્ષ રીતે કેટલાય વાંધા ઊઠાવે. અપ્રત્યક્ષને તો અમે 'લેટ-ગો' કરીએ. પણ પ્રત્યક્ષને તો અમે સામું આપી દીધેલું. અમે કોઈનુંય ચાલવા નથી દીધું. છતાં ગુનો હોય તો જ ચાલવાનું છે ને ! અને તે છતાં એમ જો કે ચાલે, તો આપણે જાણીએ કે પાછલો ગુનો હશે, તે ઊકલી ગયો.

આપણે જ્યાં ત્યાંથી ઉકેલવા જ બેઠા છીએ ને ?! હું તો આખી જિંદગી ઉકેલવા જ બેઠો છું. જે કંઈ હોય તે ઉકેલવા જ બેઠો છું !

❖❖❖❖❖

# [૪]

# મમતા : લાલચ

## કાદવથી છેટા સારા

આ સંસારને ઘેર બધા પરોણાની માફક આવેલા છે. જેટલા દહાડા રહ્યા એટલા દહાડા પરોણા, પછી ચાલ્યા જવાના. ચાલ્યા જતા નથી દેખાતા ? મમતાવાળા ને ના-મમતાવાળા, બધાય જતાં રહે છે ને ?

માટે એક મિનિટ બગાડશો નહીં. પાંચ-પચાસ વર્ષ રહેવાનું ત્યાં આપણે એક મિનિટ શું કરવા બગાડીએ ? ડાઘ પડી જાય. લૂગડું અહીં રહે અને ડાઘ આપણને ચોંટે તે ડાઘ આપણી જોડે આવે. તો આપણે શું કરવા ડાઘ પડવા દઈએ ? હવે ડાઘ કંઈ બધે પડતા નથી. ફક્ત કાદવકીચડ હોય ત્યાં આપણે સાચવીને ચાલવું. ધૂળ ઊડે એની આપણે બહુ ફિકર નથી રાખતા. ધૂળ તો એની મેળે ખરી પડે, પણ કાદવ તો ચોંટી જાય. ધૂળ તો આમ કપડાં ખંખેરીએને, તો ઊડી જાય. પણ કાદવ તો ના જાય ને ડાઘ પડી જાય. માટે જ્યાં કાદવ-કીચડ જેવું છે ત્યાં આપણે છેટાં રહેવું.

## નિરપેક્ષ જીવન ભાળ્યા 'જ્ઞાની'નાં

સંપૂર્ણ શુદ્ધતા કોઈક ફેરો જ હોય દુનિયામાં, કારણ કે અજ્ઞાનીઓનાં તો જીવન બધાં સાપેક્ષ હોય છે. અને ક્રમિક માર્ગના જ્ઞાનીઓનાં, તે બધાનાં જીવન પણ સાપેક્ષ હોય. એક 'અમને' ભગવાને અપવાદ રાખ્યા છે કે

નિરપેક્ષ જીવન ! હા, કોઈ જાતની અપેક્ષા નહીં એવું જીવન !! ત્યાં સંપૂર્ણ શુદ્ધતા હોય. કોઈપણ જાતનો ડાઘ ત્યાં ના હોય.

## મમતા નામેય નહીં

જગતનાં લોક અપેક્ષા વગર હોય નહીં, કંઈ પણ અપેક્ષા હોય. અને આ 'જ્ઞાની પુરુષ' તો નિરપેક્ષ ! એટલે કોઈ પણ પ્રકારનું એમનામાં મમત્વ નહીં કે દેહ મારો છે, કે મન મારું છે, કે ચિત્ત મારું છે, કે આ મારું છે, કે તે મારું છે. એવું કોઈ પણ પ્રકારનું મમત્વ નહીં, તેથી આ અજાયબી વિજ્ઞાન છે.

અમે સૂરત ગયા હતા. ત્યાં સૂરતના એક ત્યાગી પુરુષ હતા, બહુ જબરજસ્ત ત્યાગવાળા માણસ, બહુ તપસ્વી માણસ. આજુબાજુના લગભગ ઘણા માણસો એમનાં દર્શન કરે એવા એ માણસ. ત્યાં એમણે આ બધા લોકોને શું કહ્યું ? કે, ''જુઓ, જુઓ, આ 'દાદા' કોણ છે ? મમત્વરહિત પુરુષ જોયા હોય તો આ એકલા જ જોયા. લગભગ બસો માણસોને હું મળ્યો છું, મોટા મોટા માણસોને, સંતોને, પણ એવો મેં એક પણ સંત ના જોયો કે જે કંઈ પણ મમતારહિત હોય. થોડીકેય મમતા હોય એવા મળેલા બધા. જ્યારે આ એક જ પુરુષ, આ દાદા એકલા જ જોયા કે જે મમતારહિત છે. મારી જિંદગીમાં એક જ આ મમતા વગરના પુરુષ જોયા.'' હુંયે સમજું કે ધન્ય છે, તમને આટલી પરીક્ષા કરતાં આવડી. કારણ કે હું મારી જાતને જાણું કે મમત્વ તો છે જ નહીં. નાનપણથી જ મમત્વ નહીં ! એટલે મમતા વગરનો પુરુષ જ દુનિયામાં ના હોય. મમતા વગરનો પુરુષ એટલે અહંકારરહિત પુરુષ. જ્યાં મમતા ના હોય ત્યાં અહંકાર ખોળવાનો હોય નહીં.

એટલે 'જ્ઞાની પુરુષ' તો કેવા હોય ? મમતા વગરના હોય, અહંકાર ને મમતા વગરના હોય ! તે જેમ કુદરત રાખે તેમ રહે. એમનું પોતાપણું ના હોય.

## સંપૂર્ણ નિર્મમત્વ ત્યાં પરમાત્મપણું

જ્યાં પોતાને સ્વાર્થ છે, જ્યાં આગળ કંઈક મમતા છે, ત્યાં કંઈ પણ

કલ્યાણ ના થાય. સહેજ મમતા હોય ત્યાં કલ્યાણ ના થાય. અને મમતા ના હોય ત્યાં ભગવાન પ્રગટ થઈ જાય. મમતાને લીધે જ અહંકાર ઊભો રહ્યો છે.

**પ્રશ્નકર્તા :** પણ એવું થાય કે મમતાને કારણે અહંકાર થાય ને અહંકારને લીધે રાગ થાય ?

**દાદાશ્રી :** ના. મમતાને લઈને જ આ બધું ઊભું રહ્યું છે. 'આય' શેને લઈને ઊભું રહ્યું છે ? 'માય'ને લઈને. નહીં તો 'આય' એ પરમાત્મા છે. 'માય એટલે મમતા. 'આય' અને 'માય' એનું 'સેપરેશન' થઈ જાય તો રહ્યું શું ? 'આય.' અને એ જ પરમાત્મા છે.

**પ્રશ્નકર્તા :** આ નિર્મમત્વ જો બધાંને થાય તો બધાં જ્ઞાનીઓ થઈ જાય ને ?

**દાદાશ્રી :** હા. નિર્મમત્વ થાય તો એ જ્ઞાની જ થયો ને, પછી ! કારણ કે તીર્થંકરો જેટલા થયેલા એ બધા નિર્મમત્વ ! ત્યાં મમત્વ ઊભું ના હોય.

**પ્રશ્નકર્તા :** આ મમત્વ થાય છે એ શેના આધારે થાય છે ?

**દાદાશ્રી :** લાલચના આધારે, કોઈપણ લાલચને લીધે.

**પ્રશ્નકર્તા :** એ બધું ગયા જન્મમાં કરેલું હોય એને લીધે હોય કે ?

**દાદાશ્રી :** એ તો તમે આ 'જ્ઞાન'માં આવ્યા પછી સમજ્યા કે આ ગયા જન્મનું કરેલું. સંસારના લોકોને તો સમજણ પડે જ નહીં ને ! એ લાલચ છે એમની. ઉઘાડી, ખુલ્લી લાલચ દેખાય અને લાલચ હોય ત્યાં મમતા રહે જ, અવશ્ય. અમને લાલચ પહેલેથી નહોતી, માન બહુ હતું.

**પ્રશ્નકર્તા :** તો આ જે અહંકાર ઊભો છે, એ લાલચ અને મમતાને લીધે જ ઊભો છે ?

**દાદાશ્રી :** 'માય'ને લીધે 'આય' ઊભો રહ્યો છે. નહીં તો 'આય' 'ક્લીઅર' થાય તો પરમાત્મા જ છે. 'આય' જ્યાં સુધી 'માય' સાથે છે

ત્યાં સુધી અહંકાર છે. જેનું 'માય' ગયું તેનો અહંકાર ગયો, તે પરમાત્મા થયો ! દીવા જેવી વાત છે.

## એ જ લક્ષણ મમતાનાં

મમતા તો એનું નામ કહેવાય કે જેમાં જીવ ભરાઈ જાય. જેમ આપણે કહીએ કે 'આ મારું' એટલે એની મહીં જીવ ભરાયો પાછો ને એ ભાંગી જાય તો શું કરે ? આ પ્યાલા ફૂટી જાય આપણા તો ઉપાધિ ! અરે, ઘણા ખરા આવડા આવડા બાબા હોય તે આવે ત્યારે હું તેમને ચા પીને મૂકી રાખ્યો હોય કે કપ દેખાડી કહું, 'બાબા આ ચાનો પ્યાલો નાખી દે બહાર.' ત્યારે બાબો શું કહે ? કે 'નખાતું હશે ?' એમ કરીને બાબો ખભા ચઢાવે. આમાં મમતાની સમજ નથી પડતી ? તે પહેલાં, એ ખભા શું કામ ચઢાવે છે ? પછી બાબાને કહું કે, 'દાદાજીનો બૂટ નાખી દે.' ત્યારે એ કહે, 'ના નખાય.' જુઓ આ સમજણવાળા બહુ ચોક્કસ છે. આ તો અહંકારને લઈને બધું ઊંધું થઈ ગયું છે. હમ્ હમ્ હમ્ હમ્ !

**પ્રશ્નકર્તા :** આ અહંકાર જ્ઞાન દ્વારા મટતો હશે ને ?

**દાદાશ્રી :** અહંકાર એટલે અજ્ઞાનતા ! અહંકારનો અર્થ જ અજ્ઞાનતા ! અને જ્ઞાન એટલે નિર્અહંકારતા. એટલે જ્ઞાનથી કોઈ અહંકાર ના મટે એવું નથી. જ્ઞાન જ નિર્અહંકારતા અને અજ્ઞાન એટલે અહંકારતા, આ બે જ સ્ટેશન છે !

## મમતાનો વિસ્તાર

બાકી જગત તો મમતાના છોડવાને જ પાણી પા પા કરે છે. જગત આખું શું કરે છે ? મમતાનાં છોડવાને ઉછેરે છે કે 'આ અમારું, આ અમારું, આ અમારું,' ત્યારે એને પૂછીએ કે, 'કયું તારું નહીં ?' ત્યારે કહે, 'આ ન્હોય અમારું, આ અમારા ભાઈનું.' પછી થોડાં વર્ષ પછી પાછો કહે છે, 'ભાઈએ અમારું દબાવ્યું છે.' અરે, કેટલું દબાવ્યું છે ? ત્યારે કહે, 'આટલું, દોઢ હાથ દબાવી દીધું.' તે પાછો કોર્ટમાં જાય. વકીલને કહે કે, 'સાહેબ, આટલું બધું દબાવી દીધું.' તે પાછો એ 'છેલ્લે સ્ટેશને' જતો રહે, ને પછી છોકરો હઉ લઢે. અને છોકરો હઉ કહે કે આટલું દબાવ્યું છે !

હવે આમને અક્કલવાળા કહેવા કે અક્કલના કોથળા કહેવા ? વેચીએ તો કેટલા પૈસા આવે ? ચાર આના ય ના આવે, નહીં ?

અને એ મમતા તો એટલે સુધી કે 'હિન્દુસ્તાનનો દેશ અમારો' કહેશે. પછી ગુજરાતમાં શું કહેશે ? 'ગુજરાત અમારો.' ત્યાં કોઈક ગુજરાતમાં છે તે બધા વાતો કરે કે 'સૌરાષ્ટ્ર તો તમારું, પણ અમારું ચરોતર બહુ સારું'. તે આખા ચરોતરના માલિક થઈ બેસે ! પછી ચરોતરમાં આણંદવાળા કહે કે 'અમે આવા.' ત્યારે આ ભાદરણવાળા કહે છે, 'અમારા ભાદરણવાળા આવા.' તે ત્યાં આખા ગામનો માલિક થઈ બેસે. પછી ગામમાં બે ખડકીવાળા બૂમાબૂમ કરતા હોય ત્યારે કહે, 'તમારી ખડકી આવી ને અમારી ખડકી આવી.' પછી એક જ ખડકીવાળાની માથાકૂટ ચાલે ત્યારે કહે, 'તમારું કુટુંબ આવું ને અમારું કુટુંબ આવું.' કુટુંબવાળાની માથાકૂટ કરે ત્યારે કહે, 'તમારું ઘર આવું ને અમારું ઘર આવું.' ક્યાં સુધી, તે ઠેઠ બે ભાઈઓ જોડે ભાંજગડ આવે ત્યારે કહે, 'તારા કરતાં તો હું જુદો છું.' તે ઠેઠ સુધી આનું આ જ. પછી ત્યાં સાચવવા ઠેઠ સુધી જાય. ગુજરાત આખું, હિન્દુસ્તાન આખું સાચવવા ફરે. આખા હિન્દુસ્તાનમાં પથારો પાથર્યો હોય, એનો અર્થ શું છે તે ?! આ તો પોતાનું કલ્યાણ કર્યું નહીં ને આવા બધા પથારા પાથર પાથર કરે છે.

હવે આ દૃષ્ટિભેદ કોણ કરાવે છે ? બુદ્ધિ. અને તે એટલે સુધી દૃષ્ટિભેદ કરાવે છે કે બધા લોકો જોડે અમારે કશું લેવાદેવા નહીં. 'આ અમારું, આ અમારું ઘર, અમારું છે આ બધું. બીજા કોઈ જોડે અમારે લેવા દેવા નહીં' એટલું બધું દૃષ્ટિભેદ કરાવે. આપણે કહીએ, 'તમારું ઘર, તો ઘરમાં તમારે જુદાઈ નથી ને ?' ત્યારે એ કહે, 'ના, અમારા ઘરમાં જુદાઈ નથી.' પણ જ્યારે બે જણ પાછા માંહ્યોમાંહ્ય લઢેને, ત્યારે શું કરે ? ઘરમાં પાછાં બે જણ માંહ્યોમાંહ્ય લઢે કે ના લઢે કોઈ દહાડો ?

**પ્રશ્નકર્તા :** હા, લઢે જ ને !

**દાદાશ્રી :** ત્યારે શું કરે પછી ? 'તમે આવા.' ને પેલો કહે, 'તું એવી.' એવું કરે કે ના કરે ? એમ ભેદ થતો થતો ક્યાં સુધી આવીને

ઊભો રહે ? ક્યાં સુધી આવે એનું મૂળ ? પોતાની જાત ઉપર કે 'હવે હું જ છું. બાકી બીજું કોઈ મારું પોતાનું નથી.' આવી આ ભેદદૃષ્ટિ 'મારું તારું, મારું તારું' કરાવે. આની આ જ હાયવોય, હાયવોય, હાયવોય.

## મમતા 'બાઉન્ડરી' પૂર્વકની

એક ભાઈ કહે છે, 'મારી મમતા જતી નથી.' ત્યારે મેં કહ્યું કે, 'શી રીતે જાય તે ? આ તમારા મકાનની બાઉન્ડરી છે, તે આટલું જ તમારું એવું જાણો છો ને ? કે બીજું આગળ કહો છો આમ ? આટલી જ બાઉન્ડરી, એવી બાઉન્ડરી બતાવો કે ના બતાવો તમે ? તો મમતાની બાઉન્ડરી બતાવશો ? મમતાની બાઉન્ડરી કેટલી ? ઘરની બાઉન્ડરી તો બીજો હઉ બતાવે કે આ તમારું જ છે. એમ મમતા દેખાડવી પડે ને ?

આ સંસારના લોકોએ તો મમતાની 'બાઉન્ડરી' જોઈ નથી. દરેક વસ્તુ 'બાઉન્ડરી'થી શોભે. આ તમારું મકાન છે, હવે એથી બહાર આપણી દૃષ્ટિ જાય છે કે આ જોડેનું મકાન પણ અમારું છે એવું ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** એની 'બાઉન્ડરી' છે ને ? એમ નથી કહેતા ને, કે આ બધું જ મારું છે ? એટલે મેં શું કહ્યું કે મમતા ભલે રહે, પણ એ 'બાઉન્ડરી'પૂર્વક હોવી જોઈએ. પણ 'બાઉન્ડરી કેટલી હોવી જોઈએ ? જેની પર મમતા કરેલી હોય એ વસ્તુ આપણી જોડે આવે, તે મમતાની 'બાઉન્ડરી' ! તો મમતાની 'બાઉન્ડરી' એટલે શું કે તમે જીવતા હો ત્યાં સુધી તમારું જ રહે, અને ત્યાર પછી તમારું રહે નહીં. આ આંગળીની મમતા રાખવાની કહી ભગવાને કે 'આ આંગળી મારી છે' કહેજે. પણ આ વીંટીની મમતા રાખવાની ના કહી છે. કેમ કે એ વીંટી તો જતી રહે, અને આપણે જતાં રહીએ પછીયે એ અહીં હોય છે. પછી તો પાછળવાળા લોક વીંટી કાઢી લે કે ના કાઢી લે ? અને વીંટી ના નીકળતી હોય ને, તો આંગળી ભાંગીને પણ કાઢી લે. માટે મમતા ત્યાં નહીં કરવાની.

એટલે આપણા ગયા પછી જેનું અસ્તિત્વ રહે નહીં, એટલી મમતા આપણી. એથી આગળની મમતા જતી રહેવી જોઈએ. એટલે મારું શું

કહેવું છે કે એ મમતા કેવી જવી જોઈએ ? કે પોતાનો એકનો એક છોકરો હોય તેના પરનીયે મમતા જતી રહે, અને એવી બધે જ મમતા જવી જોઈએ. આ ગપ્પે ગપ્પાં નથી. લોકોની પરીક્ષામાં તો ગપ્પ ગુણ્યા ગપ્પ કરીને જવાબ લાવે તોય પાસ થઈ જાય. પણ 'જ્ઞાની'ની પરીક્ષામાં પાસ ના થાય. ત્યાં ગપ્પાં ના ચાલે. ત્યાં તો 'એક્ઝેક્ટનેસ' જોઈએ.

## વિસ્તારેલી મમતા

'કોઈ 'ઈન્સ્યોરન્સ'વાળો જોતો હોય કે આ સ્ટીમર ડૂબી રહી છે, તે પોતે આમ જુએ છતાં પણ એને અસર શું થાય ? અને સ્ટીમર ડૂબી જાય એટલે 'ઈન્સ્યોરન્સ'વાળાએ પૈસા તો આપવા પડશે ને ?

**પ્રશ્નકર્તા :** હા, પૈસા તો આપવા પડે.

**દાદાશ્રી :** પણ એને કંઈ અસર થાય ખરી ?

**પ્રશ્નકર્તા :** તેમને અસર ના થાય.

**દાદાશ્રી :** કેમ એમ ? એટલે કંપનીની વસ્તુ હોય તે ખોવાઈ જાય તો કોને કોને ઉપાધિ થાય ?! બધાં 'અમારું, અમારું' કહે, પણ છે કશી મમતા કોઈ જાતની ?

એવી બે જાતની મમતા હોવી જોઈએ. શરીર ઉપર પૂરી મમતા હોવી જોઈએ. અને બહારની મમતા, જે વિસ્તારેલી મમતા છે, તે આવી હોવી જોઈએ.

'આ ઘર અમારું, આ ઘડિયાળ અમારું, આ વીંટી અમારી' કહે છે એ બધી વિસ્તારેલી મમતા છે. પણ 'જતી વખતે' તો આ લોકો કાન તોડી લે ને દાગીના કાઢી લે.

એટલે મમતાની 'બાઉન્ડરી' હોવી જોઈએ. દરેકની 'બાઉન્ડરી' હોવી જોઈએ ને ? મમતાની 'બાઉન્ડરી' ના હોવી જોઈએ ?

**પ્રશ્નકર્તા :** એટલે વિસ્તારેલી મમતાવાળી વસ્તુઓ ઉપર રાગ-દ્વેષ ના રાખવો, એવું થયું ને ?

**દાદાશ્રી :** આ 'ઇન્સ્યોરન્સ'વાળાને જેમ કશી અસર ના થાય, એવી રીતે રહેવું જોઈએ.

## રાખવી મમતા પણ....

એટલે જે મમતા કરેલી વસ્તુ આપણી જોડે આવે એટલી જ મમતા કરવાની. અગર તો એવી તે કઈ ચીજ છે કે જેનું આપણા ગયા પછી અસ્તિત્વ રહે નહીં ? 'આ પગ મારો, હાથ મારો, નાક મારું, કાન મારો, આંખ મારી, આ આંગળી મારી, દાંત મારા, બત્રીસેય દાંત મારા.' - આ શરીરમાં તો બહુ ચીજો છે બળી. પણ આ આટલી મમતા કરે તોય બહુ થઈ ગયું. પછી ડખો જ ના રહે ને ! બાકી મમતા બહાર વિસ્તારવાની જરૂર નથી. વિસ્તારેલી મમતા તો ભૂલથી થઈ ગઈ છે આ લોકોને. એ અણસમજણથી ઊભું થયું છે. બાકી મમતાનો બહાર વિસ્તાર કરાય જ નહીં.

**પ્રશ્નકર્તા :** એનો અર્થ એવો કે આ શરીર પૂરતી જ મમતા રાખવાની ?

**દાદાશ્રી :** આ શરીર પૂરતી જ, અને એ મમતા પૂરેપૂરી રાખવાની. એને ખવડાવવું, પિવડાવવું, આ મમતામાં બધું બહુ સુખ છે. પણ આ સુખ નથી લેતા ને 'આ ઘર મારું, આ પ્લોટ મારો, આ ફલાણું મારું, આ મારી વાઈફ !' અરે, નહીં કોઈ થાય તારું. જેને આપણે 'મારું' કહીએ તે આપણા હાથમાં આવે નહીં. આપણે 'પરમેનન્ટ' છીએ. વિનાશી ચીજોનો મેળ આપણને પડે જ નહીં ને ? આનો ગુણાકાર જ ના થાય.

છેવટે તો આ દેહ આપણો નથી થવાનો તો વહુ કે' દહાડે આપણી થવાની ?! વહુ આપણી થાય ખરી ? આજે આ વહુને મમતા કર કર કરીએ અને પરમ દહાડે વહુએ ડાઈવોર્સ લીધો તો ? અને આ શરીરમાં તો કશું ભાંજગડ જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** પણ આ શરીરમાં ઝાઝી મમતા રાખવા જેવું શું છે ?

**દાદાશ્રી :** તો બહારની મમતા કરવા જેવુંયે શું છે ? એટલે કશું તમારું નથી. તમારું હોય તે તમારી સાથે આવે. કાયદો એવો છે કે જે તમારી વસ્તુ છે એ તમારી સાથે આવે જ, નિયમથી જ આવે. જે તમારી

નથી એ વસ્તુઓ તમારી સાથે આવવાની નથી. માટે નથી જે તમારી, તેને મમતા કરીને શો અર્થ છે ? તે મિનિંગલેસ છે ને !

**પ્રશ્નકર્તા :** પણ શરીરમાં તે કેટલીક મમતા રહે ?

**દાદાશ્રી :** શરીરમાં તો બહુ ચીજો છે. આ તો બત્રીસ દાંત છે. આ જીભ ને બધું જુઓ ને, આમ આખો દહાડો કામ કરે છે, પણ જો કચરાય છે કોઈ દહાડો ?! એટલે આટલી દેહ પૂરતી મમતા વધારેને, તો બહુ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** આટલી મમતા રહે તો શું ફાયદો ?

**દાદાશ્રી :** આ દેહની મમતા રાખોને, એટલે આ દેહનું 'એડજસ્ટમેન્ટ' હોય છે, દરેકની વ્યવસ્થા હોય છે, એના નિયમ હોય છે, કે આંખને શું શું જોઈએ છે, તે બધું એને મળી આવે. કાનને શું જોઈએ છે, પેટને શું જોઈએ છે, બધાને જોઈતી વસ્તુઓ મળી આવે.

**પ્રશ્નકર્તા :** એકલી શરીર પર મમતા આવી ગઈ તો ?

**દાદાશ્રી :** શરીર પર બધી મમતા આવી ગઈ એટલે નિરાંતે ચાર ગોદડા પાથરીને સૂઈ જવાનું. પણ આ તો નિરાંતે સૂતાય નથી.

**પ્રશ્નકર્તા :** પણ લોકોને મમતા તો બધી વિસ્તૃત હોય ને ?!

**દાદાશ્રી :** પણ વિસ્તાર કરે છે તે કોના બાપની દિવાળી ?! આ દરેકને ઈચ્છા તો હોય જ ને ?! આ ખેડૂત છે, તે દરેક ખેડૂતને કેટલી જમીન કરવાની ઈચ્છા હશે ? અને જમીન તો ગણતરીબંધ જ છે ને ? અને લોકોની જમીન માટેની ઈચ્છા પાર વગરની છે. પેલો કહેશે 'મારે પાંચસો વીઘા જોઈએ.' બીજો કહેશે 'મારે સો વીઘા જોઈએ.' ત્રીજો કહેશે 'મારે સો વીઘા જોઈએ.' એ ગુણાકાર જ શી રીતે મળે ? આનો ગુણાકર મળે નહીં, ને લોકોનો માર ખાઈ ખાઈને દમ નીકળી જાય.

## મીટાવો મમતા સમજણથી

એક માણસને પોતાનો બંગલો છે, બહુ જ ગમે તેવો બંગલો છે.

તે બંગલો વેચવાની વાત નીકળી ત્યારે એ રડવા માંડ્યો. એ કહે છે, 'આ બંગલો વેચશો નહીં, ગમે એમ.' છતાંય પૈસાની અડચણને લઈને બંગલો વેચવો પડ્યો, ને દસ્તાવેજ થયા પછી એ બંગલો બળી ગયો. તો કોઈએ પેલાને પૂછયું કે, 'અલ્યા, તારો પેલો બંગલો બળી ગયો ?' ત્યારે એ કહે છે, 'મારે શું લેવાદેવા ?' 'પણ અલ્યા, એ તારો બંગલો હતો ને !' ત્યારે એ કહે છે, 'પણ મેં એ વેચી દીધો.'

હવે આવો સરસ બંગલો કે જેમાં એ રહેતો હતો, ને બીજે દહાડે એની મમતા કેમ ઊડી ગઈ ?

**પ્રશ્નકર્તા :** બંગલો વેચાઈ ગયો તેથી ?

**દાદાશ્રી :** પણ એની મમતા કેમ ઊડી ગઈ ?

**પ્રશ્નકર્તા :** પોતાની મમતા છોડી દીધી એટલે ગઈ.

**દાદાશ્રી :** છોડી તો નથી દીધી, પણ ફરજિયાત છોડી દેવી પડી ને ! બીજે દહાડે બંગલાને આગ લાગે તો એ ઊલટો હસે, કે ચાલો નિરાંત થઈ ! એટલે એક જ દહાડામાં 'મારાપણું' જતું રહ્યું ? અને એને બદલામાં શું આપ્યું ? કાગળિયાં આપ્યાં ?! અલ્યા, 'મારાપણું' કાગળિયાથી જાય છે ?! હા, જતું રહ્યું, તે જોયું ને ! અને કાગળિયાં જતાં રહે કે ના જતાં રહે ? એય જતાં રહે. જો કાગળિયાંથી 'મારાપણું' જતું રહે છે, તો આપણે એ સમજણથી કાઢીએ તો શું ખોટું ? જે કાગળિયાંથી જતું રહે એને સમજણથી કાઢીએ એ શું ખોટું ?! અને સમજણથી નીકળે કે ના નીકળે ? પછી ઘર બળી જાય તોયે રડે નહીં ને ?!

**પ્રશ્નકર્તા :** પણ કોર્ટ એ દસ્તાવેજ 'અનવેલિડ' કરે તો પાછો રડવા માંડે.

**દાદાશ્રી :** હા, તો પાછો રડવા માંડે.

**પ્રશ્નકર્તા :** આજ સુધી તો મમતા ના ઊડી, એવું કેમ ?

**દાદાશ્રી :** એ તો એનો રસ્તો જાણ્યા સિવાય ના ઊડે ને ! અને છેવટે એ વીસ લાખનો બાંધેલો બંગલો શું કહે છે ? 'હે નગીનદાસ શેઠ,

કાં તો તમે જતા રહેશો ને કાં તો હું જતો રહીશ.' ત્યારે નગીનદાસ શેઠ કહે છે, 'તું ક્યાં જતો રહેવાનો છે ?' ત્યારે બંગલો કહે છે, 'તમારી નાદારી નીકળશે ત્યારે મારે જતા રહેવું પડશે. અને નહીં તોય તમે જતા જ રહેવાના છો. હું તો ઊભો રહીશ.' હવે બંગલો આવું કહે ત્યારે શરમ ભરેલું લાગે કે ના લાગે ?

એટલે મમતાનો વિસ્તાર કર્યો છે આ લોકોએ, ખોટો વિસ્તાર. મકાનનો કેમ વિસ્તાર નથી કરતા કે 'આ મારું આટલું જ છે ?' અને આ મમતાનો વિસ્તાર તો આખી દુનિયા પર કરે છે.

**પ્રશ્નકર્તા :** પણ જેને મમતાનો વિસ્તાર મોટો એને સંસારની દૃષ્ટિએ મોટો માણસ કહે છે.

**દાદાશ્રી :** હા, મોટો માણસ કહે. પણ પણ એને દુઃખેય એટલું જ ને ! આ તો ખોટી બધાએ મમતા વિસ્તારી છે.

## 'મ્યૂઝિયમ'ની શરતો

આ મમતા બેસે છે તે ખાલી શેનાથી બેસે છે ? સંસારી સ્વભાવથી. બંધન-સ્વભાવથી મમતા બેસે છે. અને બુદ્ધિએ કંઈ ઓછું કામ કર્યું છે ? બુદ્ધિથી આ બધું જગત રૂપાળુ બમ્ જેવું કર્યું છે ? પણ આમાં ફસાવાની ના કહી છે. તું જો, ફર, ખા, પી, પણ ફસાઈશ નહીં. પણ તો ય આપણા લોક ચોંટી પડે. ના ચોંટીશ. ચાખીને ઊંઘી જા ને !

આ દુનિયા શું છે ? કે મોટામાં મોટું મ્યૂઝિયમ ! આ આપણા અહીં બરોડાનું મ્યૂઝિયમ છે ને, એવું આ એક મોટું મ્યૂઝિયમ છે. તે મ્યૂઝિયમમાં ટિકિટ લઈને પેસતી વખતે શું શરત હોય છે ? કે 'અંદર જાવ તમે. અંદર જુઓ કરો, ફરો, જેટલા કાળ સુધી બધું જોઈ ના રહો ત્યાં સુધી ફર્યા કરો. ખાવાની ચીજો ખાજો, પીજો. ભલે ચા પીવો. ભૂખ લાગી હોય તો નાસ્તો કરવાનો. ભોગવવાની ચીજ ભોગવજો. પણ કશું લેવાનું નહીં. છેલ્લે દરવાજે બહાર નીકળવાનું થાય તે ઘડીએ કશું લઈને નહીં નીકળતા. નહીં તો ગુનો લાગુ થશે.' તે એમાં પેઠાં પછી પાછી ભાંજગડ શી કરવાની ? સંગ્રહસ્થાન જોયા કરવાનું. પણ શેને માટે આ ધમાલ પાછી ? પાછું બહાર

નીકળતી વખતે કશું લઈ જવાનું નહીં. એવા આ સંગ્રહસ્થાનમાં પેઠા છો. ત્યારે એ કહે છે, 'સાહેબ, હાથમાં લઈએ ત્યારે ભાંજગડ ને.' પણ ના, મનમાં ય લઈને ના નીકળતા, અને વાણીમાં ય લઈને ના નીકળતા. કશું લેશો કરશો નહીં. છતાં આ ભોગવવાની છૂટ આપી છે, તો શું ખોટું કહે છે ?

**પ્રશ્નકર્તા :** બરોબર છે.

**દાદાશ્રી :** હવે તેવી રીતે નીકળી જવાય કે ના નીકળી જવાય ? પણ લોકો તો ભરભર કરે છે. અરે, કેટલાક તો ગજવામાં હઉ મૂકી લાવે છે. પણ પછી ત્યાં પકડાય. અને મનમાં તો બધા બહુ લોકો લઈ ગયા બધું. 'પેલી જોઈ હતી એના જેવી તો નહીં.' ત્યારે પેલી કહેશે, 'એમના જેવા તો મેં જોયા જ નથી.' અલ્યા શું કરવાના તે ?!

**પ્રશ્નકર્તા :** પણ એ સંગ્રહસ્થાન જ એવું હોય છે કે બધી લાલચો ઊભી કરે છે.

**દાદાશ્રી :** સંગ્રહસ્થાન એવું જ હોય છે. પણ જોડે લઈ જવાનું નહીં, એવી શરત, એટલે પછી શું ? તમારા ગામમાં જોડે લઈ જવાનો રિવાજ ખરો ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તો પછી શા હારું 'હાય, હાય' આ બધી ?! જોવું જાણવું ! કેરીઓ આવી તે કંઈ નાખી દેવાની છે ? હાફૂસની કેરી આવી તો નિરાંતે ખાવી, પંખો ચાલુ કરીને. 'એરકન્ડિશન' ચાલુ કરો. વાંધો નહીં. પણ જોડે લઈ જવાનું નહીં, ને 'હાય, હાય' કરવાની નહીં. એટલે જગત આખું સંગ્રહસ્થાન છે. એમાં ખાવ, પીવો નિરાંતે. 'ટેસ્ટફુલી' ખાવ. આમ તો ભોગવતા ય નથી. માથા ઉપર તલવાર લટકતી હોય, અને નીચે જમવાનું. બળ્યાં, તારાં જમવાનાં ! મેલ પૂળો અહીંથી. નહીં તો તલવારનો ભય લાગતો હોય તો એને કહીને બેસ કે 'જ્યારે પડવું હોય તો પડજે. અહીં જમવા બેઠા છીએ.' નહીં તો આમ માથે તલવાર અને નીચે જમવાનું, એવી એકેએક માણસની આ દશા છે. અને તે મોઢાં પર દિવેલ ફરી વળેલું જ

હોય. દિવેલ ફરી વળેલું જોવામાં આવે કે ના આવે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એટલે બધું ખાજો, પીજો. જે તમને અનુકૂળ આવે તે ખાજો. સ્ત્રીઓનો કશો વાંધો નહીં. પૈણશો નહીં ને પૈણો તોય તે વ્યવહારથી પૈણજો. નિશ્ચયનું પૈણશો નહીં. આ લોક તો નિશ્ચયથી પૈણી જાય છે. નિશ્ચયથી નહીં પૈણતા હોય ?

**પ્રશ્નકર્તા :** હા, પૈણે છે ને !

**દાદાશ્રી :** હવે એ લોકો પૈણે છે અને તમે ય પૈણો છો. પણ એ લોકો 'મારી, મારી,' કર્યા કરે છે. ને તમે ફાઈલનો નિકાલ કરો છો, 'જ્ઞાન' લીધું છે એટલે. પણ 'મારી, મારી' કહેલી કોઈ ચીજ જોડે લઈ જવાય ખરી ? કોઈ લઈ ગયેલા ખરા ?

**પ્રશ્નકર્તા :** ના, કોઈ હજુ સાથે નથી લઈ ગયું.

**દાદાશ્રી :** જો જોડે લઈ જવાની શરત ના હોય તો શા સારુ આ 'હાય, હાય' કર્યા કરતાં હશે લોકો ? એટલે મહીંથી કશું લેશો નહીં, બહુ ગમે તોય. લેશો તો જોખમદારી આવશે. પણ આપણા લોકો ગજવામાં ઘાલી લે છે અને પેલી બાજુ નીકળી જાય. પછી ત્યાં પકડે એટલે જોખમદારી આવે. એટલે આ કશું લેશો નહીં, ભોગવજો બધું ય અને 'મારું' કરશો નહીં કોઈ. સંગ્રહસ્થાનમાં 'મારું' કહેવાતું હશે ? તમને કેવું લાગે છે.

**પ્રશ્નકર્તા :** સાચી વાત છે.

**દાદાશ્રી :** ને જ્યાં કકળાટ છે ત્યાં જ મમતાપણું છે. બહાર કોઈની જોડે કકળાટ છે નહીં. પાછો કહે, 'મારી વહુ નાલાયક છે.' ત્યારે અલ્યા 'મારી' શું કરવા બોલે છે ? 'મારીપણું' તો ય છોડતો નથી. ના છોડે, નહીં ?

**પ્રશ્નકર્તા :** આ 'મારી' કહેવું અને 'નાલાયક' કહેવું એ બે સાથે બોલાય છે એ કોઈને વિચાર જ ના આવે.

**દાદાશ્રી :** હા, 'મારી વહુ નાલાયક છે, ડાઈવોર્સ આપવા જેવી છે'

એવું હઉ કહે. ત્યારે બોલે એની અસર રહે. હા, દરેક શબ્દની અસર રહે. ‘ન્હોય મારી’ કહે તેનીયે અસર રહે અને ‘મારી’ કહે તેનીયે અસર રહે.

## સાયકોલોજિકલ ઈફેક્ટ જ

અમારો એક ફ્રેન્ડ હતો, તેને દસ જ વર્ષ લગ્ન રહેલું, પૈણ્યા પછી. અને પછી વાઈફ મરી ગઈ. નાનાં ત્રણ છોકરાં મૂકીને. તે અમારો ફ્રેન્ડ રડતો હતો બહુ. ત્યારે એને આશ્વાસન લોક આપવા જાય ને, તે હું યે આશ્વાસન આપવા ગયેલો. મેં કહ્યું, ‘શું કરવા રડે છે હવે ? એનો શો અર્થ છે તે ?’ ત્યારે એ મને કહે છે, ‘પણ આ ત્રણ છોકરાં..... મને તો એના વગર ગમતું નથી.’ ત્યારે મેં કહ્યું, ‘શું કરીશ પણ ? હવે એ પાછી આવશે ?’ ત્યારે એ કહે છે, ‘મને ગમતું નથી એનું શું કરું ?’ મેં કહ્યું, ‘અલ્યા, આ તારી વાઈફ વગર તને ગમતું નથી. તો આજથી અગિયાર વર્ષ ઉપર તું અને આ તારી વાઈફ ગાડીમાં મળ્યા હોય તો તું ધક્કો મારે કે ખસ અહીંથી. દસ વર્ષ ઉપર પૈણ્યો હતો, તે પૈણ્યા પહેલા, વર્ષ દહાડા પહેલાં આવું બને કે ના બને ?’ ત્યારે એ મને કહે છે, ‘હા, એ તો ઓળખાણ નહીં ને !’ મેં કહ્યું, ‘આ તો પૈણ્યાના વર્ષ દહાડા પહેલાં જ મળી હોય તો વઢમ્વઢા કરે.’ ત્યારે એ કહે છે, ‘શું આમાં કહેવા માગો છો ?’ મેં કહ્યું, “તું પૈણવા બેઠો ને, ત્યારે શું રોગ પેઠો તને પાછો ? તું પૈણવા બેઠો તે ઘડીએ તેં જોઈ એને. ‘આ મારી વાઈફ’ પહેલો આંટો માર્યો. એણે ય આંટો માર્યો કે ‘આ મારા ધણી’. ત્યાર પહેલાં એવા આંટા મારેલા નહીં. તે આ પૈણ્યા ત્યારથી દશ વર્ષથી આ મમતાના આંટા માર માર કર્યા. ‘મારી, મારી, મારી, મારી !’ એ એટલી બધી માનસિક ‘ઈફેક્ટ’ થઈ ગઈ છે, એટલી બધી ‘સાયકોલોજી’ થઈ ગઈ છે. એક જ ફેરો બોલ્યા હોય તો સાયકોલોજી થાય, તો આ તો દશ વર્ષની સાયકોલોજી.” ત્યારે એ મને કહે છે, ‘હા, હા, મને લાગે છે એ સાયકોલોજી થઈ ગઈ છે મને. હવે શી રીતે જાય એ ?’ મેં કહ્યું, ‘ન્હોય મારી, ન્હોય મારી, બોલ. જેવી રીતે બંધાયું છે એને છોડી નાખ ને ! આ એનો રસ્તો છે. બીજો કશો રસ્તો નથી.’

આ ખરેખર કોઈ બંધન જ નથી. આ તો ‘સાયકોલોજી ઈફેક્ટ’ જ થઈ જાય છે. પછી ત્રણ છોકરાં મૂકીને વાઈફ મરી જાય એટલે રડે. ના રડે

બિચારો ? પણ પછી આવી સમજણ પડી એટલે ખુશ થઈ ગયો. ન્હોય ઓળખાણ ! આ તો 'મારી, મારી' કરીને ચોંટ્યું છે આ બધું. આ 'ન્હોય મારી, ન્હોય મારી' કરે કે ઊડી જશે. એની અમે ગેરેન્ટી આપીએ છીએ.

કોઈ પણ વસ્તુ 'મારી' કરીને કર્યું હોય તે ઉખાડવી હોય તો 'ન્હોય મારી' કહીએ કે ઊખડી જશે. અને ત્યાં ફરી ચોંટાડવું હોય તો 'ન્હોય મારી' કરતાં હોય તેને બદલે 'મારી, મારી' કરો કે ચોંટશે. સમજ પડીને ? આમાં ગુંદરની જરૂર નહીં પડે. ગુંદર વગર ટિકિટ ચોંટે એવી છે આ.

## મમતા વગેરેય બધું પ્રાપ્ત

આ તો મમતા નામનું ભૂત પેસી ગયું છે. એ તો હું કાઢી આપું તો જાય. અમે એના ભૂવા હોઈએ. મમતા, ડાકણ છે, તેના અમે ભૂવા હોઈએ એટલે કાઢી આપીએ. એટલે મમતા વગર તું ચાલ, તો કેટલું બધું માન મળશે ! પણ કોઈએ મમતા છોડી નથી. હું એને પૂછું છું કે 'તારે શું શું જોઈએ ? શેની શેની ભૂખ છે ?' ત્યારે એ કહે છે, 'માનની બહુ ભૂખ છે.' બીજી શેની ભૂખ ? ત્યારે એ કહે છે, 'થોડાંક આ ખાવાપીવાના સુખ મળે,' ત્યારે અલ્યા, મમતા છોડને, તો બધી જ ચીજ તને સામે મળશે.' ત્યારે એ કહે છે, 'એ છોડું તો મારે જતું રહે, છે તે જ જતું રહે.' એટલે પછી મમતા ના છોડે.

## લાલચનાં પરિણામે ફસામણ

ઘડામાં હાથ ઘાલતી વખતે વાંદરાં આમ કરીને હાથ જોસથી ઘાલે છે, લાલચનાં માર્યાં. 'મહીંથી ચણા કાઢી લઉં' કહેશે. તે જોસથી હાથ દાબીને ઘાલે છે. અને પછી ચણાનો મુઠ્ઠો વાળ્યો. હવે જોસથી હાથ ઘાલ્યો તે ફરી નીકળે તો ખરો જોસથી, પણ મુઠ્ઠો વાળેલો એનું શું થાય ? તે પછી મુઠ્ઠો વાળીને ખેંચે છે ને ! પછી હાથ ના નીકળે એટલે ચીસાચીસ, ચીસાચીસ, ચીસાચીસ ! હવે એ શાથી નથી છોડી દેતું ? એને જ્ઞાન છે કે 'મેં હાથ ઘાલ્યો છે તો હું કાઢી શકું એમ છું. તો કેમ આ નીકળતો નથી ? માટે કોઈએ મને પકડ્યો છે મહીંથી.' પણ એ છોડતું જ નથી, બળ્યું. મુઠી જ છોડતું નથી. અને બહાર ચીચીઆરી, બૂમાબૂમ. છૂટવા

માટે પ્રયત્ન કરે, આખી માટલીને ઊઠાવ ઊઠાવ કરવા જાય. પણ ઊઠાવાય જ નહીંને ! પેલી, આજુબાજુ માટી દબાવી દીધેલીને ! જોર કરીને ઉઠાવે ખરો, પણ પાછું માટલીને એ બે સાથે પકડાઈ જાય. પછી એ વાંદરાને લોક પકડી લે છે. વાંદરા પકડાઈ જાય છે. તે આપણા લોક પણ કારીગર છે ને ! કારણ કે એમાં રહીને આવ્યા છે આ. એમનાં પિતરાઈઓને ઓળખે છે આ લોકો. પણ જો પકડી લે છે ને ! વાત તો સમજવી પડશે ને ?

## એવો સ્વભાવ, છતાં સૂક્ષ્મ અવલોકન

પછી, આપણે ત્યાં પહેલાં આવડી નાની માટલીઓમાં દહીં કરતાં હતાં. બિલાડીને દહીં-દૂધ ખાવાની ટેવ હોયને, તે બિલાડી શું કરે ? એ મોઢું ઘાલે ચાખવા હારું. કારણ કે એને સુગંધી આવી. સુગંધી આવી એટલે સમજી ગઈ કે મહીં છે. અને હવે છોડે એ બીજો. અને કોઈ છે નહીં આજુબાજુ. જોસથી મોઢું ઘાલતી વખતે સ્ટ્રેન્થ થાય, પણ પાછું ખેંચવું એ સ્ટ્રેન્થ ના થાય. એટલે પછી માટલી લઈને ફર્યા કરે. મેં જોયેલી એવી બિલાડીને. ધન્ય છે. લોક દહીં ખાય, પણ તેં તો શીખંડ ખાધો !

તમે આવું નહીં જોયેલું ? હું તો ટીખળી હતો. તે મને આવું જડી આવે. ના હોય તો કોઈક મને દેખાડવા આવે 'હેંડો મારે ત્યાં.....' ટીખળી હતો તો ! તમારે ટીખળી થવું પડે એના માટે. ના થવું પડે ? મારું કહેવાનું કે ટીખળી સ્વભાવ ને, તેથી આ જડેલું બધું.

**પ્રશ્નકર્તા :** અમે બધા માટલીઓ લઈને જ ફરીએ છીએ ને ?

**દાદાશ્રી :** અરે, ફરે જ છે ને, પણ ! હું જોઉં છું ને ? ઘણાની તો મેં માટલીઓ ફોડી નાખેલી. ત્યારે શું કરે બિચારો ?! કંઈ લઈને ફર્યા કરે ?! આંખે દેખાય નહીં.

**પ્રશ્નકર્તા :** તમે એવા કેટલા માણસની માટલી ફોડી ?

**દાદાશ્રી :** એ તો નંબર નહીં કહું. પણ ફોડી છે ખરી મેં માટલી. અને એ દેખતા થયાં ને, હવે. 'હવે ફરી નહીં ઘાલું' એવો એને અનુભવ થઈ ગયો. એ અનુભવ થયા પછી એ ના ઘાલે.

## માન્યતા જ વળગાડે મમતા

બાકી સંસારની કોઈ ચીજ નડતી નથી. સંસારમાં નડવા જેવું છે જ શું ? જ્યાં પોતાનું છે નહીં ! અને આ તો પોતાનું માનેલું હતું. પોતાનું છે જ નહીં, એવું આપણે 'ડિસિશન' લીધેલું છે ને ! ને પોતાનું છે તે માનેલું છે. તે માનેલું એટલે કેવું ? કે આપણે માની લીધું હોય કે આ બેંક આપણી છે. તે પછી આપણે ત્યાં એક દહાડો જઈએ અને મેનેજરને કહીએ કે, 'ભઈ, બેંક અમારી છે. તમે હવે ખાલી કરો.' ત્યારે એ શું કહે ? એટલે એ માનેલું તે બધું જેલમાં ઘલાવશે. એવું માનીએ જ શું કરવા તે ? અને માનેલું શું કામનું ? 'ડિસિશન'વાળું હોવું જોઈએ, 'એકઝેક્ટ' હોવું જોઈએ. માનેલું તો પછી ફજેતી થાય, ને ઊલટું જેલમાં ઘલાવડાવે.

આ તો આપણે મમતા કરી તેથી બંધાયું. બાકી, આપણી વસ્તુ કોઈ છે નહીં. દેહ પણ આપણો નથી. જો આપણો હોત તો આપણને ચારી આપે. પણ આ તો જતી વખતે જુઓ ને, કેટલી ઉપાધિ કરીને દેહ જાય છે અને આપણને ઘર ખાલી કરી દેવું પડે છે. અને કોઈ અવતારમાં મમતા વગર મર્યા ? કાકા થઈને મરી ગયા, મામા થઈને મરી ગયા, આ જ કર્યું છે ને ! મમતા વગર જો મરો તો ત્યાં આગળ પ્રવેશ છે. અને મમતા સાથે મરો તો અહીં છે જ તમારું. અનંત અવતાર મર્યા, પણ પેલી મમતા તો ગઈ નહીં ને ! એ તો રહી. હજી તો મમતા જ ગઈ નથી ને ! આ મમતા સાચી નથી એવું જ્ઞાન થયું, પણ મમતા હજુ ગઈ નથી. 'આ મમતા સાચી નથી' એવું જ્ઞાન થવું, એય બહુ અઘરું છે, બહુ મોટામાં મોટું અઘરું છે.

## જે મમતાવાળો, તે 'પોતે' ન્હોય

અને મેં મમતા વગરના તમને કર્યાં તો ય બોલતા નથી તમે. તમને મમતા વગરના કર્યાં તોય તમે એમ કહેતા નથી કે હું યે મમતા વગરનો છું.

**પ્રશ્નકર્તા :** પણ મમતા એમ કેમ નીકળે ?

**દાદાશ્રી :** તમારે આ 'જ્ઞાન' પછી મમતા ગઈ છે. હવે એને ક્યાં કાઢવી છે પાછી ? બેની સહિયારી દુકાન હતી, 'તમારી' ને 'ચંદુભાઈ'ની,

તે આપણે વહેંચી નાખી. અને 'ચંદુભાઈ' મમતાવાળા છે, તેનો વાંધો નથી, 'આપણી' મમતા ગઈ છે. સહિયારી દુકાન વહેંચી નાંખી. તે મમતા કોને ભાગે ગઈ ? 'ચંદુભાઈ'ને ભાગ ગઈ. આપણે ભાગ ના આવી. એટલે ઉકેલ આવ્યો.

આ સંગ્રહસ્થાન છે. હોટલ આવી હોય તો આપણે ય ચા પીએ છીએ અને લોકો ય ચા પીએ છે. પણ લોકો આ સંગ્રહસ્થાનમાં શું કરે છે ? 'પેલી ચા સરસ હતી, આ બરોબર નથી. પેલી કડક હતી, આ કડક નથી.' જ્યારે આપણે એવું તેવું નથી કરતા. જે આવ્યું તેનો નિકાલ !

## ડ્રામેટિક મમતા, ડ્રામા પૂરતી

છતાં ભગવાને મમતા ના રાખવાનું કહ્યું નથી. મમતા રાખ, પણ નાટકી મમતા રાખ. નાટકમાં મમતા નથી રાખતા બધા ?! ભર્તૃહરિ રાજા આવ્યા, પિંગળા રાણી આવી, ભર્તૃહરિ રડે, પણ બધું નાટકી. એટલે એમાં બંધન જ નહીં. નાટક કરો બધું. ખાવ, પીઓ, બધું પણ નાટકી ! અમે નાટક જ કરીએ છીએ ને ?

**પ્રશ્નકર્તા :** આ કાળમાં નાટકી મમતાવાળો મળે ?

**દાદાશ્રી :** નાટકી મમતા તો હોય નહીં ને ! બાકી અમે નાટક જ કરીએ છીએ ને ! અમે કેવી હીરાબાની ખબર રાખીએ છીએ. અને પંદર દહાડે એક ફેરો હીરાબા છે તે ભાણાભાઈને કહે, 'આજે કહેજો જમવા આવે દાદા.' એટલે અમારે જવું જ પડે. ગમે એટલું કામ હોય તો બધું કાઢી નાખવું પડે. એમને રાજી રાખવા પડે. એ ચિઢાય તો આપણી આબરૂ ગઈ. આ થોડી ઘણી આબરૂ રહી છે તેય જતી રહે. પણ એ ચિઢાય એવું મેં રાખ્યું જ નથી. એટલે અમે હીરાબાને ત્યાં જઈને જમી આવીએ છીએ. હીરાબા કહે, 'કાલે જમવા આવજો.' તો પાછા અમે ત્યાં જઈએ છીએ. બધા લોકોય કહે, 'દાદા, આજ જમવા આવ્યા હતા.' પણ કેવું નાટક કર્યું ! હીરાબા એ ના જાણે કે આ નાટક કરે છે, તોય હું કહું કે 'તમારા વગર મને ગમતું નથી.' એ ના જાણે કે આ નાટક કરે છે, આ તો તમને કહું છું.

## ભોગવટો, પણ મમતા વગર

આ તમે અહીં બે દિવસ માટે રહેવા આવ્યા, તે આ પલંગ, ખુરશી, ગાદલાં બધી ચીજ ભોગવવાની ખરી. ભોગવવાનો વાંધો નથી, પણ મમતારહિત ભોગવવાનું. એનું નામ જ ભોગવટો કહેવાય. એટલે તમે આ મમતારહિત ભોગવટો કરો કે આ તો મારું ન્હોય. હવે ઘરધણીનેય આ બધું એનું નથી, એ જો સમજાય તો પછી એને મમતારહિત ભોગવટો કેવો સુંદર હોય ! તેથી પછી આમ સરસ ટિપોય હોય ને કોઈક છોકરું ઉપર કુદ્યું અને ટિપોય બેસી ગઈ, તો એને મહીં બેસી ના જાય.

એટલે આ બધું 'જ્ઞાની પુરુષ' પાસે સમજવાની જરૂર છે. નહીં તો અનંત અવતારથી ભટકે છે, ભટકવામાં બાકી રાખ્યું નથી. પણ સેન્ટ્રલ સ્ટેશન આવ્યું નથી. અહીં 'જ્ઞાની પુરુષ' મળ્યા એટલે છેલ્લું સ્ટેશન આવી ગયું.

## તેને મોક્ષ મળે

હવે આ 'સેન્ટ્રલ' સ્ટેશન જ છે. અહીંથી ફરી આગળ જવાનું નહીં, ફરી મુસાફરી કરવાની નહીં. કશી ઉપાધિ નહીં. આધિ નહીં, વ્યાધિ નહીં, કશું નહીં, નહીં તો આ દરેક સ્ટેશને તો ભટકવાનું જ છે ને ! ને ભટક ભટક જ કરે છે, આમથી આમ ભટકે ને આમથી આમ ભટકે છે. કારણ કે એને આ લાલચો છે 'આ જોઈએ છે, તે જોઈએ છે.' ભગવાન તો કહે છે કે, 'તારી લાલચ પૂરી થાય તો મારી પાસે આવ, મારા આશ્રયે આવી જા. તો તું ને હું એક જ છીએ.' પણ એને પોતાને આ લાલચો છે ને લાલચો છે તેથી ભટકામણ ઊભી રહી છે.

બાકી આ જગતમાં લાલચ ના રાખે એ મોક્ષ એની મેળે ખોળી જ કાઢે. જો લાલચ બંધાય નહીં, તો મોક્ષ ખોળી જ કાઢે. આ તો લાલચથી જ આ જગત બધું ભટક્યા કરે છે, અને લાલચથી ભયંકર દુઃખો ભોગવે છે.

એક ભાઈ અહીં આવેલા. એમને મેં કહ્યું, 'લાલચ છે કે ?' ત્યારે એ કહે છે, 'લાલચ બિલકુલ રાખી નથી.' મેં કહ્યું, 'બહુ સરસ

એડજસ્ટમેન્ટ કહેવાય.' જેણે લાલચ જિંદગીમાંય કરેલી નથી, ત્યારે એ ભગવાન સુધી પહોંચી શકે.

## લાલચમાં, નિયમ પણ નહીં

**પ્રશ્નકર્તા :** લાલચ એક પ્રકારની હોય કે અનેક પ્રકારની હોય ?

**દાદાશ્રી :** એક પ્રકારની લાલચ હોય તેનો વાંધો નહીં. એને એક પ્રકારનો લોભી કહેવાય છે.

**પ્રશ્નકર્તા :** પણ આ લાલચ આપ જે કહો છો, એ એક પ્રકારની હોય ?

**દાદાશ્રી :** ના, બધી જાતની લાલચ. જ્યાંથી ને ત્યાંથી સુખ જોઈએ.

**પ્રશ્નકર્તા :** ભ્રાંતિનું સુખ ?

**દાદાશ્રી :** હા, તે જ તો, બીજું શું ? નિયમ ના હોય કોઈ. વિષય એકલાની લાલચ હોય તો વાંધો નથી. એ લોભ કહેવાય. બીજા બધામાં લાલચ નથી ને ? ના. જ્યારે લાલચુ માણસને બધી લાલચ હોય, તમામ પ્રકારની લાલચ હોય.

## લાલચ તો ધ્યેય ચૂકાવે

કૂતરાને એક પૂરી દેખાડીએને, એમાં તો એની બધી 'ફેમીલી'ને પણ ભૂલી જાય. છોકરાં, કુરકુરિયાં, બધાંયને ભૂલી જાય અને આખું પોતાનું સ્થાન છે, જે લત્તામાં રહેતો હોય તેય ભૂલી જાય અને ક્યાંય જઈને ઊભો રહે છે. લાલચની હારુ પૂંછડી પટપટાવતો હોય, એક પૂરીને માટે ! લાલચ, જેનો હું 'સ્ટ્રોંગ' વિરોધી છું. લોકોમાં હું લાલચ દેખું ત્યારે મને થાય, આવી લાલચ બધી ?! 'ઓપન પોઈઝન' છે ! મળી આવે એ ખાવું. પણ લાલચ ના હોવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** લાલચ વગર રહેવાથી મળી પણ રહે છે.

**દાદાશ્રી :** એટલે આ લાલચુને જ આ ભાંજગડ છે. નહીં તો બધું મળી રહે, ઘેર બેઠાં મળે. આ અમે કશી ઈચ્છા પણ નથી કરતાં તોય બધી

ચીજ મળે છે ને ! લાલચ તો નથી, પણ ઈચ્છાયે નથી કરતા !

**પ્રશ્નકર્તા :** લાલચ અને ઈચ્છા એ બેમાં શો ફેર ?

**દાદાશ્રી :** ઈચ્છા રાખવાની છૂટ છે બધાને, બધીય જાતની. ઈચ્છાનો વાંધો નથી. લાલચુ તો, આ કૂતરાને એક પૂરી ધરી તે ક્યાંનો ક્યાં જાય, એને લાલચ પેઠી ને !

**પ્રશ્નકર્તા :** એટલે લાલચમાં સારા નરસાનો વિવેક નહીં રહેતો હોય ?

**દાદાશ્રી :** લાલચ તો, જાનવર જ કહી દો ને એને ! મનુષ્યરૂપે જાનવર જ ફર્યા કરે છે.

**પ્રશ્નકર્તા :** તો અમારી ધર્મક્રિયાઓ લાલચ ને પ્રતિષ્ઠા ને કીર્તિને લીધે હોય તો એનું ફળ શું ?

**દાદાશ્રી :** એ લાલચ ના કહેવાય. કીર્તિને માટે, એ તો સ્વભાવિક રહે માણસને. સંસારમાં છે એટલે નામ કાઢવાની ઈચ્છા હોય, બીજી ઈચ્છા હોય. એ કંઈ લાલચ ના કહેવાય. લાલચ તો આ કૂતરાં જેવું હોય. એક પૂરી દેખાઈ ને, એટલે પાછળ ભમ્યા જ કરે. એને ભાનેય ના રહે કે આ મારાં બૈરાં-છોકરાં છોડી દીધાં ને આ લત્તોય છોડી દીધો. કશું ભાન નહીં.

થોડી ઘણી લાલચ તો બધાને હોય, પણ એ લાલચ નભાવી લેવાની. પણ લાલચુ જ જેને કહેવામાં આવે છે, એને તો કંઈ જાનવર જ જોઈ લો ને, મનુષ્યરૂપે !

એક માણસને, કોઈ ખાવાની સરસ ઊંચી વસ્તુ લાવ્યા. હવે પેલા માણસને એ વસ્તુ બહુ જ ભાવે છે, તો એ લાલચ સારુ બેસી રહે. બે, ત્રણ, ચાર કલાક બેસી રહે. થોડુંક એને આપીએ ત્યાર પછી જ એ જશે. પણ એ લાલચ સારુ બેસી રહે છે. અને જે અહંકારી છે એ તો કહે, 'મેલ પૈડ તારી, એના કરતાં આપણા ઘેર જવા દો ને !' એ લાલચુ ના હોય.

એટલે લાલચોથી આ જગત બંધાયેલું છે. અલ્યા, કૂતરાં ગધેડાંને લાલચ હોય. પણ આપણને લાલચ કેમ હોય ? લાલચ તે હોતી હશે ?!

આ ઉંદર પાંજરામાં ક્યારે આવે છે ? પાંજરામાં ક્યારે ઝડપાઈ જાય છે ?

**પ્રશ્નકર્તા :** લાલચ હોય ત્યારે.

**દાદાશ્રી :** હા, ઢેબરાની સુગંધ આવી અને ઢેબરું ખાવા ગયો કે મહીં તરત ફસાય. પાંજરાની મહીં ઢેબરું દેખ્યું તે બહાર રહ્યો એ તલપાપડ થયા કરે કે 'ક્યારે પેસું ? ક્યારે પેસું ?' પછી મહીં પેસી જાય એટલે પેલું 'ઓટોમેટિક, વસાઈ જાય. મનુષ્યોને આ 'ઓટોમેટિક' આવડે બધું. એટલે એની મેળે જ વસાઈ જાય. એટલે સર્વ દુઃખનું મૂળ લાલચ છે.

## જોખમી, લોભ કે લાલચ ?

**પ્રશ્નકર્તા :** લાલચ કોણ કરાવે ? મન કરાવે ?

**દાદાશ્રી :** મન કરાવે, પણ મૂળ તો અહંકારનો જ ગુણ ને ! ગયા અવતારની લાલચો મનની મારફતે નીકળે, અને પાછું આ અહંકારથી ફરી લાલચો ઊભી થયા કરે.

**પ્રશ્નકર્તા :** આ લાલચ ક્યા કષાયમાં જાય ?

**દાદાશ્રી :** લાલચ, એ રાગ કષાય છે. રાગ અને કપટ, એ બે ભેગું થાય એટલે લાલચ ઊભી થાય.

**પ્રશ્નકર્તા :** એ મોહમાં પણ આવે ને, દાદા ?

**દાદાશ્રી :** એ જે ગણો તે, પણ લાલચ શબ્દ જુદો છે.

**પ્રશ્નકર્તા :** કપટ જેવી હોય, લાલચ ?

**દાદાશ્રી :** કપટેય નહીં આ તો. આ તો લાલચુ જ બધું. કપટ તો તમને ય આવડે. આ તો લાલચુ ! લાલચમાં મુખ્યપણે તો લોભ હોય.

**પ્રશ્નકર્તા :** એ લોભ ધીરે ધીરે લાલચુ બનાવી નાખે ?

**દાદાશ્રી :** નહીં. એ લાલચ થયા પછી જ લોભ ઉત્પન્ન થાય.

લોભિયાનો વાંધો નહીં. તો ય લોભિયો કોઈ દહાડો જીતે. પણ લાલચુ ના જીતે.

લોભિયા કરતાંય લાલચુ બહુ ભારે હોય. લોભિયો સારો કે ધૂતારાને ભૂખેય ના મરવા દે. ધૂતારાને ભૂખ્યા કોણ રાખે ? બીજાં બધાં મરવા દે. પણ આ લોભિયો ના મરવા દે.

**પ્રશ્નકર્તા :** તો લોભિયામાં ને લાલચુમાં ફેર શો છે ?

**દાદાશ્રી :** લાલચુ તો બધામાં લાલચુ ! લોભિયો તો, તેને લોભ એક જ બાબતમાં. પૈસા એકલામાં જ લોભ ! અને પૈસાના અંગે, જેમાંથી પૈસા પ્રાપ્ત થાય એ વસ્તુઓનો લોભ ! જ્યારે આ લાલચુને તો જે આવ્યું તે ! જરા ભાંગ આવે ને તો ય લાલચ, ગાંજો આવે તો ય લાલચ !! જેમાં ને તેમાં સુખ લે, ભોગવી લેવાની લાલચ !! લાલચુ માણસ વકરે એટલે ત્રાગાં કરે. 'હું મરી જઈશ, આમ કરીશ કે આપઘાત કરીશ' એમ બીવડાવી મારીને ભોગવી લેવા ફરે, ને વકરે પાછો.

**પ્રશ્નકર્તા :** ત્યાં એને કઈ લાલચ છે કે જેથી એ વકરે છે ?

**દાદાશ્રી :** સુખ ભોગવી લેવાની. પેલાં ભોગવવા ના દેતાં હોય તે આવું વકરે કે 'આપઘાત કરીશ, હું તો આમ કરીશ.'

**પ્રશ્નકર્તા :** લાલચ ખાસ કરીને વિષય માટે હોય ?

**દાદાશ્રી :** વિષય માટે, ને બીજાં બધાં માટે ય હોય.

**પ્રશ્નકર્તા :** એટલે બીજું, માન, પૂજાવાની કામના એવું બધું પણ ખરું ?

**દાદાશ્રી :** હા, એય હોય. અને દારૂ બહુ ના પીવા દે, તો ય આવું કરે.

**પ્રશ્નકર્તા :** લાલચ વસ્તુની હોય કે વસ્તુમાંથી આવતા સુખની હોય ?

**દાદાશ્રી :** સુખનું જ છે ને ! ' વસ્તુનું નહીં. વસ્તુને તો શું કરવાનું ! વસ્તુમાંથી આવતા સુખની લાલચ છે.

**પ્રશ્નકર્તા :** લોભિયાને પણ એવું જ હોય ને ?

**દાદાશ્રી :** લોભિયો સારો, લોભ તો એને અમુક જ જાતનો હોય. બીજી કંઈ ભાંજગડ નહીં. એને તો સ્ત્રીની ભાંજગડ ઘણા ફેરો હોતી ય નથી, બીજાં સુખોની ય ભાંજગડ નથી હોતી. આ લોભની એકલી જ ભાંજગડ !

**પ્રશ્નકર્તા :** લોભિયા અને લાલચુમાં ભારે કોનું કહેવાય ?

**દાદાશ્રી :** લાલચુનું ! લાલચુને તો છૂટવાનો વારો ય ના આવે. સીધા માણસોને આવી તેવી ડિફિકલ્ટીઓ નથી આવતી. જ્યારે લાલચુ માણસને અપમાન ભરેલી 'લાઈફ' રહેવાની.

**પ્રશ્નકર્તા :** તો ય એને અપમાનનું દુઃખ ના લાગે ?

**દાદાશ્રી :** એવું લાગે તો તો એ લાલચુ રહે નહીં ને ! વધુ લાલચુને નફ્ફટ કહે લોક !

**પ્રશ્નકર્તા :** એટલે જેને માનની પડેલી હોય તો તેને લાલચની પડેલી ના હોય ?

**દાદાશ્રી :** માનની પડેલી હોય તો તેને અવગુણો બહુ પેસે નહીં. અપમાનના ભયથી જ ના પેસે.

**પ્રશ્નકર્તા :** પણ માનની લાલચ પેસી જાય તો ?

**દાદાશ્રી :** હા, એય લાલચ હોય છે. એ જ લાલચ ! એને માનની ભીખ કહીએ છીએ અમે.

**પ્રશ્નકર્તા :** પણ લોભિયો એ પણ લાલચુ હોઈ શકે કે નહીં ?

**દાદાશ્રી :** નહીં. લોભિયામાં ને લાલચુમાં બહુ 'ડિફરન્સ' ! લોભિયો એટલે લોભિયો ને લાલચુ એટલે લાલચુ ! લોભિયો બેભાન ના હોય, લાલચુ બેભાન હોય. લાલચુ તો પોતાનું અહિત જ કર્યા કરે, નિરંતર અહિત કર્યા કરે.

**પ્રશ્નકર્તા :** એને પોતાને એમ ખબર પડતી હોય કે આ હું અહિત કરું છું ?

**દાદાશ્રી :** ના, એ ખબર જ ના હોય ને ! ભાન જ ના હોય ને !!

એટલે કોઈ દહાડોય લોભિયો છૂટે. સહુથી પહેલો છૂટે કોણ ? માની. એટલે ક્રોધવાળો. ક્રોધ ને માનવાળો એ સહુથી વહેલો છૂટે. કારણ કે બેઉ ભોળાં હોય. રસ્તે જતાં ય કોઈ કહે કે શું મોટાં છાતી કાઢીને ફરો છો ?! પણ પેલા લોભીને તો પોતાને ય ખબર ના હોય કે મારામાં લોભ છે. એટલો બધો ઊંડો વ્યવહાર હોય કે ધણીને ય ખબર ના હોય કે મને લોભ છે. એ તો અમારે દેખાડવો પડે !

**પ્રશ્નકર્તા :** લોભ એટલો ઊંડો હોય, એટલે એ જલ્દી ન છૂટે ?

**દાદાશ્રી :** હા, તે ના છૂટે જલ્દી. બહુ તેલ કાઢી નાખે. તો ય પણ લોભિયો નિયમવાળો હોય. જ્યારે લાલચુને તો નિયમ જ ના હોય. લાલચુને કોઈ નિયમ નહીં. એ 'જ્ઞાની'ની આજ્ઞા જ ના પાળે ને ! પાળવી હોય તો ય પાળી શકાય જ નહીં.

**પ્રશ્નકર્તા :** પણ 'જ્ઞાની' પ્રત્યે ભાવ બહુ હોય, તો એનું શું ?

**દાદાશ્રી :** ભાવ હોય, તો ય ભલીવાર ના આવે ને ! એટલે લોભિયો છૂટે, પણ લાલચુ ના છૂટે.

આ 'જ્ઞાન' પછી થોડો લોભે ય જીવતો રહે છે અને લાલચે ય જીવંત રહે છે. પણ લાલચુને 'સેફ સાઈડ' નહીં. એ 'સેફ સાઈડ' લોભિયાને થઈ જાય, પણ લાલચુને 'સેફ સાઈડ' થાય નહીં, મેં એવું ઘણી જગ્યાએ જોયેલું.

મોટો લોભિયો હોય ને, તે 'જ્ઞાની'ની આજ્ઞા પાળી શકે નહીં. તે ય પણ વખતે 'જ્ઞાની'ની આજ્ઞા પાળે. પણ લાલચુ, એ 'જ્ઞાની'ની આજ્ઞા ના પાળે. આ બધાં 'ડિફરન્સ' 'બીટવીન' લોભિયો અને લાલચુ ! લાલચુ આપઘાતી માણસ હોય. પોતાનો ઘાત કરી રહ્યો છે, નિરંતર પોતાનો આપઘાત કરી રહ્યો છે !

## જ્યાં ત્યાંથી સુખની જ લાલચ

**પ્રશ્નકર્તા :** લાલચમાં બીજું શું શું આવે ?

**દાદાશ્રી :** લાલચમાં બધું ય આવે ને !

**પ્રશ્નકર્તા :** પણ એ કેવા પ્રકારની લાલચ હોય ?

**દાદાશ્રી :** બધાં પ્રકારની લાલચ ! કોઈ બાકી જ ના હોય ને !!

**પ્રશ્નકર્તા :** દાખલો આપીને સમજાવો ને.

**દાદાશ્રી :** એ તો બધાં સમજે છે. માર ખાવાની લાલચ કોઈને હોય ? ગાળો ખાવાની લાલચ હોય ? કેવા પ્રકારની લાલચ તે ના સમજે બધા ય ? આ ભોગવી લઉં, પેલું ભોગવી લઉં, ફલાણું ભોગવી લઉં, એ જ લાલચ.

**પ્રશ્નકર્તા :** પણ એ લાલચ ક્યા આધારે ઊભી રહે ?

**દાદાશ્રી :** સુખ ચાખવાના આધારે ! જ્યાંથી ત્યાંથી સુખ ચાખી લેવું. ધ્યેય કે કશું નહીં. માન-અપમાનેય નહીં, કશું ય નહીં. નફફટ થઈને સુખ ચાખવું. કોઈ કાયદો ય નહીં.

**પ્રશ્નકર્તા :** તો એવી લાલચોનું કારણ શું ? કઈ રીતે આ લાલચો આવે છે ?

**દાદાશ્રી :** જેમાં ને તેમાંથી સુખ પ્રાપ્ત કરવું, ને જેનું ને તેનું પડાવી લેવું. એટલે પછી 'લૉ', કાયદો કે કશું નહીં. અને તે લોકનિંદ્ય હોય તો ય કશી પડેલી ના હોય અને તે લોકનિંદ્ય જ હોય આ બધું. એટલે પછી લાલચ આવાં કામ કરાવે. માણસને માણસજાતમાં ના રાખે.

**પ્રશ્નકર્તા :** એટલે લાલચમાં એને કેવા ભાવ ઊભા થાય ?

**દાદાશ્રી :** જે કંઈ મળે તેની લાલચ થાય. લાલચ એટલે ભૌતિકમાં આખો દહાડો સુખ ખોળ ખોળ કર્યા કરે.

**પ્રશ્નકર્તા :** ગમે તે ભોગે ભૌતિક સુખ લેવાનું ?

**દાદાશ્રી :** હા, બસ. આપણું 'જ્ઞાન' લીધેલા મહાત્માઓ એવું સુખ ખોળે નહીં. એ તો 'ફાઈલો'નો સમભાવે નિકાલ કરે. આવી પડેલું હોય

તેનો નિકાલ કરે, પણ ખોળે નહીં.

કોઈ ભવમાં લાલચ ગઈ નથી, તેથી જ આ બધું દુઃખને ! અને દુઃખે ય અનંત અવતાર મળે, સુખ કોઈ કાળે ના મળે. લાલચ એ દુઃખનું જ કારણ છે. સુખનો ધરાવો યે ના આવે કોઈ દહાડો ય. આ એક અવતારની લાલચ હોય નહીં માણસને, કેટલાય અવતારની લાલચ હોય. પણ હવે આ એક અવતારમાં એ લાલચ તોડી નાખે તો પાંસરું થઈ જાય. એટલે લાલચ ગુણ જ્યાં સુધી છૂટે નહીં ત્યાં સુધી જોખમ તૂટે નહીં.

આપણું 'જ્ઞાન' શું કહે છે ? જગતમાં ભોગવવા જેવું છે શું ? તું અમથો આની મહીં ફાંફા મારે છે. ભોગવવા જેવો તો આત્મા છે !

**પ્રશ્નકર્તા :** એમાં સુખ જે રહેલું છે એવું બીજે ક્યાંયે સુખ છે જ નહીં.

**દાદાશ્રી :** બીજે સુખ હોતું હશે ?! બધું કલ્પિત છે એ સુખ તો. આપણે સુખ કલ્પીએ તો સુખ લાગે.

એક જણ કહે છે, મને જલેબી બહુ ભાવે છે અને એક જણ કહે, મને જલેબી દેખું છું ને ચીતરી ચઢે છે. એટલે એ સુખ કલ્પેલાં બધાં.

જગત આખું સોનાનો સ્વીકાર કરે અને 'જ્ઞાની પુરુષ' એનો સ્વીકાર ના કરે અગર તો જૈનના સાધુઓ ય સોનાનો સ્વીકાર ના કરે.

જગતના લોકોએ વિષયમાં સુખ કલ્પ્યું. વિષય એટલે નર્યો ગંદવાડો, એમાં સુખ તે હોતું હશે ?

## વિષયની લાલચ, કેવી હીન દશા !

**પ્રશ્નકર્તા :** હવે આ વિષયમાં સુખ લીધું, એના પરિણામે પેલા ઝઘડા ને ક્લેશ બધું થાય ને ?

**દાદાશ્રી :** બધું આ વિષયમાંથી જ ઊભું થયું છે અને સુખ કશુંય નહીં પાછું. સવારના પહોરમાં દિવેલ પીધા જેવું મોઢું હોય. જાણે દિવેલ પીધેલું ના હોય ?!

**પ્રશ્નકર્તા :** એ તો કંપારી છૂટે કે આટલાં બધા દુઃખો આ લોકો સહન કરે છે આટલા સુખને માટે !

**દાદાશ્રી :** એ જ લાલચ છે ને, આ વિષય ભોગવવાની ! પછી એ તો નર્કગતિનું દુઃખ ત્યાં ભોગવે ને, ત્યારે ખબર પડે કે શું સ્વાદ ચાખવાનો છે આમાં !! ને વિષયની લાલચ એ તો જાનવર જ કહી દો ને ! વિષયમાં ઘૃણા ઉત્પન્ન થાય તો જ વિષય બંધ થાય. નહીં તો વિષય શી રીતે બંધ થાય ? તેથી કૃપાળુદેવે કહ્યું કે, થૂંકવાનું યે ના ગમે.

**પ્રશ્નકર્તા :** આ બધી વસ્તુઓમાં દોષ ઊભો થાય, તે જાગૃતિ ન હોવાથી જ ઊભો થાય ને ?

**દાદાશ્રી :** લાલચ હોય તો જાગૃતિ રહે નહીં. મૂળ લાલચ જ હોય છે.

**પ્રશ્નકર્તા :** તો પછી લાલચ કાઢવા શું પુરુષાર્થ કરે ? મારે વિષય ન જોઈએ, એવું ?

**દાદાશ્રી :** એ તો વાત સમજે એક વાર, વિષયને જો સારી રીતે સમજી લે તો ! એ વિષય તો આંખને ના ગમે એવો છે, કાનને સાંભળવાનો ના ગમે એવો છે, નાકને સોડવાનો ના ગમે એવો છે, જીભને ચાટવાનો ના ગમે એવો છે. પાંચેય ઇન્દ્રિય નાખુશ થઈ જાય, પાંચેય ઇન્દ્રિયોને ગમે નહીં, એમ બધી જ રીતે ફોડ પાડીને સમજવું પડે. મનનેય ગમતું નથી, બુદ્ધિનેય ગમતું નથી, અહંકારનેય ગમતું નથી, છતાંય શી રીતે ચોંટ્યો છે તે જ સમજાતું નથી.

**પ્રશ્નકર્તા :** એમાં ક્ષણિક સુખ દેખાતું હોય ને !

**દાદાશ્રી :** ના. ક્ષણિક સુખનો સવાલ નથી. પણ આ બધાં લૌકિક રીતે જ ચોંટેલા છે ને !

જેમાં કોઈ ઇન્દ્રિયો કબૂલ કરતી નથી. જલેબીનો વાંધો નથી. જલેબી વિષય છે પણ એનો વાંધો નથી. એ આંખને દેખવી ગમે. એને ભાંગીએ તો સંભળાય. એટલે કાનને ગમે. નાકને સુગંધી ગમે. જીભનેય

એનો સ્વાદ ગમે. હાથેય અડાડીએ તો આમ સરસ લાગે, તેય ગમે. માટે આપણે શું કહીએ છીએ કે જલેબી ખાવ. કારણ કે આ ઈન્દ્રિયો કબૂલ કરતી હોય તો ખાવ. પણ આ વિષયમાં તો ઈન્દ્રિયો સોડે ને, તો ત્રણ દહાડા સુધી ખાવાનું ના ભાવે.

લાલચુને તો કોઈ બઈ વિષય ના આપે ને, તો એને 'બા' કહે, એવા બેભાન માણસો છે ! મારું શું કહેવાનું કે આત્મસુખ ચાખ્યા પછી પેલા સુખની જરૂર જ ક્યાં રહી ?!

બાકી, વિષય એટલે નર્યો ગંદવાડો, ગંદવાડો ને ગંદવાડો ! આ તો ઢાંક્યો ગંદવાડો !! આ ચાદર ખસેડી નાખે ને, આ પોટલું છોડે ને, ચાદર છોડી નાખે ને, તો ખબર પડે. બધું ભોપાળો ! એ સમજણ યાદ નહીં રહેવાથી, એનું ભાન નહીં રહેવાથી જ આ વેષ છે ને ! ને લાલચુ તો શું કરે ? પેલીને અહીં હાથે પરું નીકળ્યું હોય, ને તે આ બહુ લાલચે ચઢ્યો હોય ને પેલી કહે, 'ચાટી જા.' તો એ ચાટી જાય. કૂતરાં ય જે ચાટે નહીં, એને આ ચાટી જાય. એ લાલચુ કહેવાય. તોય એને અહમ્ ના જાગે. અહમ્ જાગે નહીં કે, 'આ કેમ થાય ? મેલ પૈડ, મારે નથી જોઈતું.' આ લાલચ તો મારી નાખે માણસને. કાયદો છે કે ડુંગળી બહુ ખાનાર હોય ને, એને ડુંગળીનો અહીં ઢગલો હોય ને, તોય ગંધ ના આવે. અને ડુંગળી ખાતો ના હોય ને, તો ત્રીજા રૂમમાં બે ડુંગળીનાં કાંકરા પડ્યા હોય તો અહીં એને ગંધાય, એટલે લાલચુને બેભાનપણું આવી રીતે થઈ જાય.

વિષય એટલે તો પાશવતા ! વિષય એ તો પાશવતાની નિશાની કહેવાય. એ કંઈ મનુષ્યપણાની નિશાની છે ?! વિષય તો એક-બે છોકરાં થાય એટલાં પૂરતું જ હોય. પછી વિષય હોતો હશે માણસને ?

## એનાથી જ અથડામણ

**પ્રશ્નકર્તા :** વિષયની લાલચમાં પોતે સફળ ન થાય ત્યારે શંકા ને એ બધું પછી કરે છે ને ?

**દાદાશ્રી :** સફળ ના થાય એટલે બધુંય કરે. શંકાઓ કરે, કુશંકાઓ કરે બધી. બધી જાતના વેશ કરે એ પછી. યા અલ્લાહ પરવરદિગાર થાય

પછી ! એક લાલચ હઉ થાય પછી. પણ એ જ એને પાછું ફજેત કરે તે જુદું. એના કબજામાં ગયા એટલે ફજેત કર્યા વગર રહે નહીં ને !

'વાઈફ' જોડે મન-વચન-કાયાથી કોઈ સંબંધ જ નથી અને ધણીપણું કરે, એ ના થવું જોઈએ. ધણીપણું તો ક્યારે કહેવાય ? મન-વચન-કાયાથી પાશવતાનો સંબંધ હોય ત્યાં સુધી ધણીપણું કહેવાય.

**પ્રશ્નકર્તા :** પણ વિષય હોય તો જ ધણીપણું કરતો હોય ને ?

**દાદાશ્રી :** ધણીપણું એટલે શું કે દબડાવીને ભોગવવું. પણ પછી આવતા ભવનો હિસાબ આવી જાય ને ?!

**પ્રશ્નકર્તા :** એ શું થાય ?

**દાદાશ્રી :** વેર બંધાય ! કોઈ આત્મા દબાયેલો રહેતો હશે ઘડીવાર ?

બહુ અથડામણ થાય ને, પછી કહેશે, 'મોઢું તોબરો જેવું લઈને શું ફરો છો ? તે તોબરો પછી વધારે ચઢે. પછી એ રીસ રાખે. પેલી કહે, 'મારા ઘાટમાં આવે ત્યારે હું એનું તેલ કાઢીશ.' તે રીસ રાખ્યા વગર રહે નહીં ને ! આ જીવમાત્ર રીસ રાખે, તમે છંછેડો એટલી વાર ! કોઈ કોઈનો દબાયેલો નથી. કોઈ કોઈને લેવાદેવા નથી. આ તો બધું ભ્રાંતિથી મારું દેખાય છે, મારું-તારું !

આ તો નાછૂટકે સમાજની આબરૂને લીધે આમ ધણીના દબાયેલા રહે. પણ પછી આવતે ભવ તેલ કાઢી નાખે. અરે, સાપણ થઈને કૈડે હઉ !

## તે લાલચમાંથી લાચારીમાં

એક સ્ત્રી એના ધણીને ચાર વખત સાષ્ટાંગ કરાવડાવે ત્યારે એક વખત અડવા દે ! ત્યારે એના કરતાં આ દરિયામાં સમાધિ લેતો હોય તે શું ખોટું ? શા સારું આ ચાર વખત સાષ્ટાંગ ?!

**પ્રશ્નકર્તા :** આમાં સ્ત્રી શાથી આવું કરે છે ?

**દાદાશ્રી :** એ એક પ્રકારનો અહંકાર છે.

**પ્રશ્નકર્તા :** પણ એને પછી શું ફળ મળે ?

**દાદાશ્રી :** કશો ફાયદો નહીં. પણ આમ અહંકાર કે 'જોયું ને, આ કેવો સીધો કરી નાખ્યો !' અને પેલો બિચારો લાલચથી કરેય એવું ! પણ સ્ત્રીને પછી ફળ ભોગવવું તો પડે ને ?

**પ્રશ્નકર્તા :** એમાં સ્ત્રીપણાને બચાવ કરે છે પોતે ?

**દાદાશ્રી :** ના. સ્ત્રીપણાનો બચાવ નહીં, એ અહંકાર જ રોફ મારે છે. તે પેલાને માંકડાની પેઠ નચાવે. પછી એનાં 'રીએકશન' તો આવે ને ? પેલો ય વેર રાખે પછી કે 'હું તારા લાગમાં આવ્યો, ત્યારે તે મારો વેષ કર્યો ને મારી આબરૂ લીધી. તું લાગમાં આવે એટલી વાર છે !' તે પછી લઈ લે આબરૂ, ઘડીવારમાં ધૂળધાણી કરી નાખે પછી.

## લાલચુનો સ્પર્શ બગાડે સંસ્કાર

નાના છોકરાં છોકરી હોય છે, એને લાલચુ માણસથી આમ અડાય પણ નહીં. નહીં તો એ લાલચુ માણસનો હાથ અડે ને, તો એ નાની છોકરીના સંસ્કાર ખરાબ પડી જાય. નાનો છોકરો હોય તો ય એના સંસ્કાર ખરાબ પડી જાય. માટે એ હાથ ના અડે તો સારું. કારણ કે એ લાલચુ ગલીપચી સારું તો બોલાવે એને, હમણે સામે કાળાં દેખાતાં છોકરાં હોય, ના ગમે તેવાં હોય તો એ બોલાવે નહીં. આ તો ગુલાબનાં ફૂલ જેવી એટલે એને બોલાવે. તે ય ગલીપચી સારુ. એ ગલીપચી, એમાં કંઈ ઓછો વિષય છે ? પણ ના અડે ત્યાં સુધી ઉત્તમ ! કારણ કે લાલચુનું મન તો ત્યાં જ જાય પાછું. આકર્ષણ કંઈ વિષયનું એકલાનું જ હોય ? જો કે અહીંય વિષય વસ્તુનો છે નહીં, પણ આકર્ષણ હોય. એનાં કરતાં અપવિત્ર ના થાય એ સારું.

## એ જ પુરુષાર્થ

બાકી લાલચ કંઈ એકલા વિષયની હોય છે ? બધી લાલચ ! ખાવાની-પીવાની બધી લાલચો જ છે ને ! કંઈ પણ ખાવાનો વાંધો નહીં, પણ લાલચ ના હોવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** લાલચ એટલે દેખતાં જ ગલગલિયાં થઈ જાય ?

**દાદાશ્રી :** ગલગલિયાં તો ખરેખરાં થાય. પણ આ લાલચ છે એવું ઓળખાય તોય સારું !

કોઈને દેખે તો તરત એ લાલચુના મનમાં એમ થાય કે 'ચાલો, આજે જોડે જઈને ખાઈશું.' એ લાલચ તે ઘડીએ આપણે શું કરવું જોઈએ ? 'મેં તો હમણાં જ ખાધું હતું. હવે નહીં ફાવે.' સ્વમાન જેવું હોવું જોઈએ ને ? લોક તો આપણને ખવડાવે, પણ મનમાં રહે ને ! ઓછું કંઈ મનના ચોપડામાં ભૂંસાઈ જાય છે ? એટલે પેલો ભેગો થાય કે વિચાર તો આવે ને, કે આ ખવડાવે તો સારું ? પણ એ વિચારને ફેરવવા એ આપણું કામ ! ફેરવવો એ આપણો પુરુષાર્થ કહેવાય. એને નહીં ફેરવવાના જોખમદાર આપણે. જે વિચાર ફેરવ્યા, એ વિચારના આપણે જોખમદાર નહીં. અને વિચાર ના ફેરવ્યા તો એ વિચારના આપણે જોખમદાર થયા !

**પ્રશ્નકર્તા :** હવે ખાવાની ચોખ્ખી ના પાડી દીધી, તો એ પેલાના ભાવને તરછોડ મારી ના કહેવાય ?

**દાદાશ્રી :** શાની તરછોડ કહેવાય ? એ તો કોઈ કહેશે કે 'હેંડો, બહાર દારૂ પીવા.' તો ? એમાં શાની તરછોડ ? આવા પોલાં બહાનાં શું કરવા ખોળો છો ? એ કહે તો આપણે જઈએ ને ના ખાવું હોય તો આપણે આમ લઈને આમથી આમ નાખી દઈએ. બધુંય આવડે. આમ ચાંપ દબાવીને ચલાવી લેવાનું. કંઈ ના આવડે એવું ઓછું છે ?

એક જ વસ્તુ ખાતા હોય તો ય પણ વાંધો નહીં ને ! એને બીજી કોઈ લાલચ નહીં ને !! એટલી એક જ લાલચમાં રમ્યા કરે, બસ. એક ઉપર આવી જાય તો ય વાંધો નહીં ને ! આ લાલચુ તો જેની ને તેની લાલચમાં પડ્યા હોય ! એટલે પછી એણે જ્યાં જ્યાં ચોર પેસી જાય ને, ત્યાં ત્યાં વાડ ઘાલી દેવી પડે. લાલચ તો બહુ ઝેરી વસ્તુ છે. લાલચ તો એક 'લિમિટ' પૂરતી હોય, એકાદ. એનો વાંધો નહીં.

## લાલચુ વહોરે જોખમો જ

**પ્રશ્નકર્તા :** કોઈ એક લાલચ કે જે 'એક્સ્ટ્રીમ' છે, એ જ એને

ફસાવે છે ?

**દાદાશ્રી :** હા, એવું બને ને ! કોર્ટમાં જોખમદારીવાળી તારીખ હોય તોય પણ લાલચની જગ્યા આવી ગઈ, લાલચ પ્રાપ્ત થાય એવી જગ્યા મળી ગઈ, તો એ કોર્ટેય છોડી દે. એટલે જોખમ બધું વ્હોરે.

**પ્રશ્નકર્તા :** એ માણસને બહુ બેજવાબદાર માણસ કહી શકાય ?

**દાદાશ્રી :** બેજવાબદાર ના કહેવાય, પણ બહુ વધારે જવાબદારીવાળો કહેવાય ! લાલચમાં જ શૂરો હોય એટલે બહુ જવાબદારી વ્હોરે.

## લાલચુની નજર જ ભોગમાં

પણ લાલચુ એટલે સબ બંદરકે માલિક. એ તો પછી બધાય બંદર પર એની 'સ્ટીમર' ઊભી રહે. અને જે પોતાનો માલ હોય, એનો વેપારી પોતાનો ભેગો થાય એવો કાયદો છે !

**પ્રશ્નકર્તા :** પણ એ તો નજર જ ત્યાં હોય ને ?

**દાદાશ્રી :** ના. નજર ઉપરથી નહીં. કાયદો જ એવો છે. કારણ કે આપણે મોઢેથી દવા પીએ ને, તે ક્યાં જશે ? જ્યાં આગળ દુઃખે છે ત્યાં જ જાય. આ મોઢેથી, જ્યાં દુઃખે છે ત્યાં આગળ દવા શી રીતે ગઈ ? એ કાયદા છે, આકર્ષણ છે ત્યાં. એટલે આપણે શું કહીએ છીએ ? દર્દ દવાને આકર્ષણ કરે છે, નહીં કે દવા દર્દને સપડાવે છે.

એટલે દર્દ જ દવાને આકર્ષણ કરે છે. બજારમાં કોઈ જગ્યાએ શીશી ના મળતી હોય, તે શીશી અહીં આવીને ઊભી રહે. અને પછી કહે, 'આ દવા કોઈ જગ્યાએ મળતી નહોતી. આ એક જ મળી. હતી એક જ એની પાસે.' મેં કહ્યું, 'હા, હું સમજી ગયો. તારા કહેવા સિવાય હું સમજી ગયો !'

## આની લાલચ શી તે ?

**પ્રશ્નકર્તા :** એવું ખરું કે લાલચુને નોકરી-ધંધો કરવાનું મન ના થાય, લાલચને લીધે ?

**દાદાશ્રી :** એ મળે ય નહીં ને મન પણ ના થાય.

હવે લોક તો નવી નવી લાલચ દેખાડે ત્યારે મનમાં થાય કે આ કેળું લઈ જઉં કે લૂમ લઈ જઉં ?! જ્યારે કંઈક ખરી મહેનત કરીને કમાવી લાવ્યો હોય, પણ એ કમાણી જવાની થાય ત્યારે આવું લાલચવાળું આપણને ભેગું થાય. લોક તો લાલચો દેખાડે, પણ પોતાને લાલચ ઊભી થઈ કે મુશ્કેલીમાં મૂકાઈ જાય. બાકી, આપણે તો એવો ધંધો કરીએ કે જે આપણને 'હેલ્પ' આપે. આપણી પ્રકૃતિમાં જે ધંધા છે એટલા જ ધંધા કરીએ તો જ આપણને વળે. પણ પ્રકૃતિમાં ખાલી આભાસ માત્ર દેખાતા હોય એવા ધંધાઓ કરવા જઈએ ને, તેમાં જ માર્યા જાય ! પ્રકૃતિમાં પણ આભાસ જેવા ધંધા હોય. કોઈકે કહ્યું કે તરત મહીં લાલચના માર્યા ચોંટી પડવાનું મન થાય. એ બધું આભાસ જેવું કહેવાય. અમને એવું બનેલું. અમે આ બધા આભાસી ધંધા જોયેલા.

આ સંસારની આશા રાખીએ, લાલચ રાખીએ કે ના રાખીએ તો યે તેનું તે જ ફળ આવવાનું છે. આની લાલચ શી તે ? નાશવંત ચીજો છે. તમે ઠોકર મારશો તો યે એ પાછું આવશે. અને નહીં તો તમે 'આવ, આવ' કરશો તો યે નહીં આવે. કારણ કે એ બધું 'મિકેનિકલ' છે !

## સ્વચ્છંદ, અટકણ ને લાલચ

આ તો હજુ લાલચ રહી ગઈ છે ને, એ લાલચ મારી નાખે પોતાને ! એટલે અમે ચેતવણી આપ આપ કરીએ કે ચેતો, ચેતો. બાકી, બહુ મજબૂત માણસ હોય, પણ આગળ આવી શકે નહીં ને !

**પ્રશ્નકર્તા :** પણ એ તો લાલચ નીકળી જાય તો પછી આગળ આવી શકે ને ?

**દાદાશ્રી :** પણ લાલચ જ ના નીકળે, બળી ! એ લાલચને કાઢતાં તો બહુ ટાઈમ જાય એ તો.

**પ્રશ્નકર્તા :** સ્વચ્છંદી અને લાલચુમાં શું ફેર ?

**દાદાશ્રી :** સ્વચ્છંદીનોય વાંધો નહીં. સ્વછંદી તો હોય, પણ લાલચુનો બહુ વાંધો.

**પ્રશ્નકર્તા :** આપ અટકણ કહો છો એ અને લાલચ, એ બે એક જ પરિણામી વસ્તુ છે ?

**દાદાશ્રી :** અટકણ જુદી વસ્તુ છે. અટકણ તો નીકળી શકે છે. અટકણો બધી હોય જ દરેક માણસને, પણ નીકળી શકે. આપણાં અહીં અટકણવાળા બધાં બહુ છે ને ! છતાં નિરંતર એ મારી આજ્ઞામાં જ રહે એવાં યે છે. અટકણનો વાંધો નહીં. અટકણ તો ભાંગે કોઈક દહાડો. પણ આ લાલચુ તો આજ્ઞામાં જ ના રહી શકે ને ! કારણ કે લાલચની જગ્યા આવે ને, ત્યાં એ પોતે જ ભમી જાય. જાગૃતિ ત્યાં આગળ રહે નહીં.

## લાલચની ગ્રંથિ

**પ્રશ્નકર્તા :** એ લાલચો જન્મજાત વસ્તુ છે કે સંગથી ઉત્પન્ન થયેલી છે ?

**દાદાશ્રી :** જન્મ્યો ત્યારથી જ એ ગ્રંથિ બધી આવી પડેલી છે.

**પ્રશ્નકર્તા :** તો આ લાલચ છે એ આ જન્મની છે કે આગલા જન્મની છે ?

**દાદાશ્રી :** એ તો આગળના જ જન્મની છે ને ! પણ આ જન્મમાં ય હજુ તો ભમી જાય છે. એટલે તે ઘડીએ ભમી ના જાય ત્યારે લાલચ છૂટી પડે. પણ ભમી ના જાય એવું બને નહીં ને !

લાલચ તો બહુ ખરાબમાં ખરાબ ચીજ છે. હવે મરી જાય તો જ લાલચ જાય. પણ એ લાલચનું બીજ હોય, તેથી ફરી એને લીધે બીજે અવતાર પાછી લાલચ ઊભી થાય. બાકી, લાલચ જાય નહીં. લાલચ તો માણસને મારી નાખે, પણ જાય નહીં. લાલચ તો અજ્ઞાનતાની નિશાની છે.

## એવો નિશ્ચય છોડાવે લાલચો

એટલે 'કોઈ વસ્તુ ના ખપે' એવું નક્કી કર્યું, ત્યારથી લાલચ શબ્દ જ ઊડી જાય. નહીં તો લાલચ જ જોખમ ને ! ક્રિયા એ જોખમ નથી, લાલચ જોખમ છે. 'કોઈ પણ વસ્તુ ના ખપે', પછી આપણે લઈએ એ

વાત જુદી છે. બાકી, આપણને લાલચ હોય નહીં. લાલચ તો નર્કે લઈ જાય અને જ્ઞાન પચવા ના દે.

**પ્રશ્નકર્તા :** આ 'જ્ઞાન' પછી પણ આ લાલચો બધી રહેવાની ખરી ?

**દાદાશ્રી :** કો'કને રહે.

**પ્રશ્નકર્તા :** એને આ લાલચોમાંથી છૂટવું હોય તો તે શી રીતે છૂટે ?

**દાદાશ્રી :** એ જો એનો નિશ્ચય કરે તો બધું છૂટે. લાલચથી છૂટવું તો જોઈએ જ ને. પોતાનાં હિતને માટે છે ને ! નિશ્ચય કર્યા પછી, છૂટ્યા પછી પેલી બાજુ સુખ જ લાગશે. એ તો વધારે સુખ લાગશે, નિરાંત લાગશે ઊલટી. આ તો એને ભય છે કે આ સુખ મારું જતું રહે. પણ એ છૂટ્યા પછી તો વધારે સુખ લાગશે.

**પ્રશ્નકર્તા :** પણ એ ભય નીકળે નહીં ત્યાં સુધી પેલો લાભ થાય નહીં ને ? પેલો ભય છે એને એટલે આ બાજુ નિશ્ચય ત્યાં સુધી થવા ના દે ને, એને ?

**દાદાશ્રી :** એટલે ભયને લઈને એની લાલચ છૂટે નહીં, ને એને ભય છે કે 'આ સુખ મારું જતું રહેશે.' અરે, જતું રહેવા દેને, અહીંથી. તો જ પેલું આવશે.

## અહંકારે કરીને ય કઢાય

**પ્રશ્નકર્તા :** એક રીતે તો આ લાલચ એ પણ કર્મનો ઉદય જ છે ને ?

**દાદાશ્રી :** હા, કર્મનો ઉદય છે. પણ આ કર્મનો ઉદય ખોટો છે ને ?

**પ્રશ્નકર્તા :** તો પછી લાલચો ઉત્પન્ન થવાનું કારણ શું ?

**દાદાશ્રી :** એવા સંજોગો મળી આવે ત્યારે લાલચો ઊભી થાય.

**પ્રશ્નકર્તા :** જે વસ્તુ પ્રત્યે લાલચ હોય એ વસ્તુનો તિરસ્કાર થશે ત્યારે લાલચ છૂટી જશે ?

**દાદાશ્રી :** તિરસ્કાર કે ગમે તે, પણ તે તો વસ્તુનો તિરસ્કાર થાય ત્યારે બીજી વસ્તુની લાલચ ઊગે. અને ચીજો તો બધી બહુ ને ! આ તો જેમ કરિયાણાને ત્યાં બધી જ જાતની ચીજો હોય ને ? એવું આમને, લાલચુને ત્યાં બધી જ ચીજો હોય, બધી જ ડબીઓ હોય. એ તો સામટું ફેંકી દે ત્યારે રાગે પડે. નહીં તો એકનો તિરસ્કાર કરે તો બીજું વધારે પેસે. એ તો અહીં સત્સંગમાં બેઠાં બેઠાં કોઈ દહાડો નીકળશે. પણ તે ય એકદમ તો નીકળે નહીં. એ સહેલી વાત નથી.

લાલચ શી રીતે જાય, તેનો રસ્તો નથી. પણ અહંકાર ઊભો કરે ને લાલચને કાઢે, તો લાલચ જાય. એટલે લાલચને અહંકારે કરીને કાઢી નાખવાની. એ તો જબરજસ્ત અહંકાર ઊભો કરે તો વાંધો નથી. 'દાદા' પાસે શક્તિઓ માગીને અહંકાર ઊભો કરે અને અહંકારથી એ કાઢી નાખે ત્યારે ! એ ય એમ ને એમ તો નીકળે નહીં ને ! સહજ થયેલું, તે નીકળે કેમ કરીને ? એટલે અહંકારથી કાઢી નાખે ત્યારે જાય. પણ ફરી પાછો એ અહંકાર ધોવો પડે. પણ પહેલી લાલચ કાઢી નાખે, ને પછી અહંકારને ધોવાનો !

એટલે અહંકારે કરીને પણ કાઢી નાખ. એ અહંકાર પછી અમે કાઢી આપીશું. નહીં તો અનંત અવતારનો આ રોગ ક્યારે નીકળે ? એ તો મારા જેવાની હાજરીમાં નીકળ્યું તો નીકળ્યું, નહીં તો રામ તારી માયા !

## ત્યારે લાલચ જાય

**પ્રશ્નકર્તા :** આ લાલચુને છૂટવા માટે બીજો કોઈ ઉપાય તો ખરો ને ?

**દાદાશ્રી :** એ તો એ પોતે લાલચ છોડે તો જ જાય. બધી બાબતમાં ઉપરથી છેદ ઊડાડી દે તો જ થાય. નહીં તો આપઘાત સ્વભાવ છે એનો ! લાલચ એટલે પોતે પોતાનો આપઘાત કરવો તે. એનો કોઈ ઉપાય નથી લખેલો.

**પ્રશ્નકર્તા :** એ બધો છેદ ઊડાડવો હોય તો તે કઈ રીતે ઊડે ?

**દાદાશ્રી :** નહીં, એ ઊડે જ નહીં. એ તો પોતે પોતાનું બધું બંધ કરી દે, લલચાવનારી ચીજો બધી જ બંધ કરી દે, બાર મહિના સુધી

અપરિચય થઈ જાય, તો પછી ભૂલી જવાય, વિસારે પડી જાય. અપરિચયની જરૂર. લાલચુ માણસ તો રાત્રે બે વાગે ય કો'ક કંઈક દેખાડે તો તૈયાર ! એને ઊંઘવાની યે પડેલી ના હોય.

જેટલી ચીજ લલચાવનારી હોય એ બધી જ બાજુએ મૂકી દે, એને યાદ ના કરે. યાદ આવે તો પ્રતિક્રમણ કરે, તો એ છૂટે. બાકી, શાસ્ત્રકારોએ એનો કંઈ ઉપાય બતાવ્યો નથી. બધાનો ઉપાય હોય, લાલચનો ઉપાય નહીં. લોભનો ઉપાય છે. લોભિયા માણસને તો મોટી ખોટ આવે ને, ત્યારે લોભ ગુણ જતો રહે હડહડાટ !

## લાલચ ખાતર તો દુઃખ આપે

આ તો આખો દહાડો લાલચમાં ને લાલચમાં જ ભમ્યા કરે. લાલચને લીધે બળતરા થાય. તે અહીં સત્સંગમાં આવે એટલો વખત શાંતિ રહે અને એટલા માટે તો અહીંયા આવે. બાકી, આખો દહાડો લાલચમાં જ ભમ્યા કરે.

એની પાસે 'જ્ઞાની'ની કૃપા યે કશું ના કરે. કૃપા યે હારી જાય ત્યાં તો. લાલચુ એટલે દગાખોર. આજ્ઞા જ ના પાળે ને ! કૃપા શી રીતે ઊતરે તે ? અને દુનિયામાં કોઈને ય સુખ ના આપે, બધાંને દુઃખ આપે. એની લાલચ ખાતર એ ગમે તેને દુઃખ આપે. ને પેલાં બધાં તો એક અવતાર કતલ થાય, પણ બીજે અવતારે ક્યાં કતલ થવાનાં છે ? જેનાં ભાગ્યમાં હોય, તે એક અવતાર કતલ થાય. બીજે અવતારે કંઈ ઓછું કતલ થવાનું છે ?

## આવો દુરુપયોગ થતો નથીને

**પ્રશ્નકર્તા :** એની લાલચનો એને માર પડે ને ?

**દાદાશ્રી :** બહુ માર પડે.

**પ્રશ્નકર્તા :** તો એ પાછો ના ફરે ?

**દાદાશ્રી :** માર પડે ત્યારે બીજી લાલચ સાંભરે કે આ પેલું કરી આવીશ હમણે. એટલે રૂઝાઈ જાય.

**પ્રશ્નકર્તા :** એટલે રૂઝાવાની ઘણી દિશા હોય એની પાસે !

**દાદાશ્રી :** હા, છતાં જો કદી એ શુદ્ધાત્મામાં રહે, આજ્ઞા પાળે, ને એક બાજુ વસ્તુઓ બધી છોડી દે તો રાગે પડી જાય. પણ આ તો એને પોતાને ય ખબર ના પડે કે મને લાલચ છે. ભાન જ ના હોય ને, એવું. એવું ભાન હોય તો તો પોતે છૂટો ના થઈ જાય ? આ તો અમે દેખાડીએ, ત્યારે એને કંઈ દેખાય. એ તો એમ જ જાણે કે આ હું 'સમભાવે નિકાલ' કરું છું. લોકનિંદ્ય કામો આચરવા અને સમભાવે નિકાલ કરવો, એ બેનું સામસામી બનતું હશે ? પોતાની સ્ત્રી સાથે વાંધો નથી. પણ લોકનિંદ્ય કામો આચરવાં અને આજ્ઞા પાળું છું એમ માને, આને આજ્ઞાનો દુરુપયોગ કર્યો કહેવાય. બળ્યો 'લાસ્ટ' દુરુપયોગ - સો ફેરા દુરુપયોગ બોલીએ એવો દુરુપયોગ કર્યો કહેવાય. દુરુપયોગ તો આ સાધારણ માણસો ય કરે છે અને એ લાલચુ તો આપઘાતી, પોતાનો ઘાત જ કરી રહ્યો છે. જો પુણ્યશાળી હોય તો ચેતી જાય. નહીં તો ના ચેતે. ચેતે ય શી રીતે ? કારણ કે એમાં 'ઈન્ટરેસ્ટ' પડતો હોય એને પાછો, એટલે ત્યાં પાછો ભમી જાય.

એટલે બીજ ગયું નથી. બીજ તો હમણે પાણી પડ્યું કે ફૂટ્યું ! સંજોગો બાઝયા નથી એટલે. સંજોગ બાઝે કે તરત ફૂટે. આપણે જાણીએ કે અહીં પુરાવા કશું રહ્યું નથી, એકલી વાડ જ દેખાય, ગાંઠો બાંઠો, છોડવા, કશું છે જ નહીં, પણ ગાંઠો હોય અંદર. તે પાણી પડ્યું કે ફૂટ્યું ! એટલે કોઈ અભિપ્રાય ના અપાય કે એને કશું ઓછું થયું છે. એવું થાય જ નહીં ઓછું. શી રીતે થાય તે ?

એટલે બધાનો છેડો આવશે, પણ લાલચુનો છેડો નહીં આવે.

## કુસંગનો પાસ

અનંત અવતારથી આનું જ બગડેલું છે. પોતાની જિંદગી જ ધૂળધાણી થાય અને બીજાનીયે, જોડેવાળાનીયે ધૂળધાણી થાય.

આ બધો તાલ કુસંગોથી બેસી ગયેલો. હવે એક ફેરો તાલ બેઠા પછી ગાંઠો જાય નહીં ને ! તે આવડી આવડી મોટી ગાંઠો થયેલી હોય. આવડી નાની ગાંઠો હોય તો જતી રહે. આવડું મોટું લોહચુંબક હોય તો

એ ટાંકણીને ખેંચે. પણ મોટા લોખંડને ખેંચવા જઈએ તો ? લોહચુંબકેય ખેંચાઈ જાય. લોહચુંબકને પકડી રાખીએ તો આપણો હાથ હઉ ખેંચી જાય. એવું આ તો બધું કુસંગનું છે.

એથી શાસ્ત્રકારોએ કહ્યું, કે ઝેર ખાઈને મરવું સારું, પણ કુસંગનો પાસ ના જોઈએ !

## એનાં આવરણ ભારે

કોઈ લાલચ એને ના હોય એવું નહીં. એટલે એવા તો અહીં આવે ત્યારથી હું એને ચોપડું કે, 'પાંસરો રહેજે. અનંત અવતારથી માર ખાધો, પણ તોય લાલચ જતી નથી. અહીં આવ્યા પછી તારું ઠેકાણું ના પડે, તો શું કામનું ?'

અમારી 'જ્ઞાની પુરુષ'ની વાણી વીતરાગ વાણી હોય, એટલે વીતરાગતાના ચાબખા હોય. એ વાગે બહુ, અસર બહુ કરે. પણ દેખાય નહીં.

પણ આ મુખ્ય ગુણ જે લાલચ કામ કરી રહ્યો છે, એ તો 'જ્ઞાની'નાં વાક્યને ય ખઈ જાય, વાટીને ખઈ જાય ! લાલચ !! એ લાલચરૂપી અહંકાર છે ને, એ તૂટતો નથી એ લોકોનો !! 'જ્ઞાન' આપીએ છીએ ત્યારે આ અહંકાર તૂટતો નથી, આ ભાગ જીવતો રહે છે. તેથી પછી આ વેષ વધે છે.

## આજ્ઞાપાલન જ અંતિમ ઉપાય

**પ્રશ્નકર્તા :** આ 'જ્ઞાન' લીધાં પછી આ લાલચ ભાગ એનો ગયો ના હોય ?

**દાદાશ્રી :** એ લાલચ જીવતી રહે.

**પ્રશ્નકર્તા :** એટલે એનો અર્થ એવો કે એને 'જ્ઞાન' પરિણામ નથી પામ્યું ?

**દાદાશ્રી :** અમુક ભાગ પરિણામ પામ્યું, પણ બીજી લાલચ જીવતી રહી.

**પ્રશ્નકર્તા :** તો પછી આ જ્ઞાને જેવું જોઈએ એવું ફળ આપ્યું નથી, ત્યારે જ આમ થાય ને ?

**દાદાશ્રી :** નહીં. લાલચુ છે એટલે 'જ્ઞાન' જ ફળ ના આપે. મૂળમાંથી જ, ગ્રંથિ જ લાલચુ ! એ લાલચ 'જ્ઞાન'ની અસર ના કરવા દે. તેથી શાસ્ત્રકારોએ કહ્યું ને, લાલચુ ઊતરતાં ઊતરતાં નર્કગતિમાં જાય. લાલચુ તો કોઈ ચીજ બાકી ના રાખે.

**પ્રશ્નકર્તા :** એવું થાય કે 'જ્ઞાન' લીધા પછી, લાલચોનો પણ જ્ઞાતા-દ્રષ્ટા રહી શકે ?

**દાદાશ્રી :** ના. પણ ત્યાર હોરુ કંઈક લાલચ આવે ને, તો પાછો ત્યાં જાય. જ્યાં એમનો 'સ્લીપિંગ પાથ' છે ને, જ્યાં લપસવાની જગ્યા છે ને, ત્યાં આગળ એ લોકોને જાગૃતિ રહેતી નથી. અમુક જગ્યાએ તો બહુ સરસ જાગૃતિ રાખે. પણ જ્યાં સ્લીપિંગ, એની જે લપસવાની જગ્યાઓ છે ને, ત્યાં આગળ જાગૃતિ નથી રહેતી.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, શુદ્ધાત્મા પદ મળ્યું છે. ત્યારે એ તો જોયા જ કરે ને ?

**દાદાશ્રી :** પણ તે લપસવાની જગ્યાએ ના જુએ. બીજા બધામાં જુએ અને લપસ્યો એ તો મહીં એને લાલચ છે તેથી જ ને !

**પ્રશ્નકર્તા :** તે ઘડીએ આજ્ઞામાં ના રહ્યો તો લપસવાનું થાય ?

**દાદાશ્રી :** લાલચ છે એટલે ત્યાં આગળ આજ્ઞામાં રહી શકે જ નહીં ને ! લાલચ હોય ત્યાં આત્મા એકાકાર થઈ જાય. એટલે એને તો બહુ પુરુષાર્થ કરવાની જરૂર છે.

**પ્રશ્નકર્તા :** ફરી 'જ્ઞાન'માં બેસે તો લાલચ નીકળે ?

**દાદાશ્રી :** ના નીકળે. 'જ્ઞાન'માં બેસવાથી કંઈ ઓછું નીકળે છે ? આ તો પોતે આજ્ઞામાં રહેવાનો પ્રયત્ન કરે, તે નિરંતર આજ્ઞામાં રહેવું જ છે એવું નક્કી કરે ને આજ્ઞાભંગ થાય તો પ્રતિક્રમણ કરે, ત્યારે દહાડો વળે.

'જ્ઞાની' પાસે ફરે તો ફરી જાય વખતે ! એ તો મન-વચન-કાયાથી બહુ મજબૂત થઈને, શુદ્ધ ચિત્તે વાત કરે ને, તો કશું થાય, તો ફરી જાય. નહીં તો ના ફરે. પણ લાલચ તો શુદ્ધ ચિત્ત જ ના થવા દે. નિર્ણય રહે નહીં ને ! લાલચ પોતાના નિર્ણયને તોડી નાખે.

**પ્રશ્નકર્તા :** પણ એને કોઈ વખત એવું મનમાં આવે કે મારે આમાંથી નીકળવું છે ?

**દાદાશ્રી :** એ હોય, હોય ! પણ લાલચ એવી વસ્તુ છે ને, એ પહેલું લાલચ જાય તો જ પછી નીકળાય.

**પ્રશ્નકર્તા :** 'જ્ઞાની પુરુષ'ની આજ્ઞામાં રહે તો એનો અંત આવશે ને ?

**દાદાશ્રી :** લાલચનો અંત લાવે તો આવે. લાલચને ઉખાડશે તો આવશે. એટલે એના સામે પ્રયોગ કરે કે આજ્ઞા પૂરી પાળવી છે ને ના પળાઈ તો પ્રતિક્રમણ કરવાં છે, એવું. પછી ઘરવાળાં બધાં માણસો જોડે 'રેગ્યુલર' થઈ જવું જોઈએ. 'સમભાવે નિકાલ' આજ્ઞા પાળે એટલે પછી 'રેગ્યુલર' થાય ને ? પછી 'રિયલ-રિલેટિવ' જોવું જોઈએ.

પણ તો ય આપણે પૂછી જોઈએ કે આજ્ઞાપૂર્વક એકુંય દહાડો જોયું છે કે ? એ આજ્ઞાપૂર્વક જોઈ રહ્યો હોય તો આવું પરિણામ ના આવે ને ? જોયાનું પરિણામ તરત આવે. આ તો બધું બુદ્ધિનું, કશી 'હેલ્પ' ના કરે. એ વાતો ય બધી બુદ્ધિની કરવાનાં.

**પ્રશ્નકર્તા :** એટલે બુદ્ધિથી જ આખી આજ્ઞાને 'એડજસ્ટ' કરે ?

**દાદાશ્રી :** હા, જ્ઞાનથી નહીં. બુદ્ધિથી 'એડજસ્ટ' કરે.

**પ્રશ્નકર્તા :** તો પછી એનું પરિણામ કેવું આવે ?

**દાદાશ્રી :** કશુંય નહીં. બુદ્ધિથી તો નાશ થઈ જાય બધું ! બુદ્ધિ વિનાશી, અને એનાથી આ જે જે થયું એ બધું વિનાશી હોય.

**પ્રશ્નકર્તા :** ના, પણ તો જ્ઞાનથી કેવી રીતે હોય એ ? જ્ઞાનથી

આજ્ઞા પાળવી અને બુદ્ધિથી આજ્ઞા પાળવી એમાં ફેર શો ?

**દાદાશ્રી :** જ્ઞાનથી આજ્ઞા પાળે એટલે બધે પરિણામ પામેલું હોય, અને બુદ્ધિથી આજ્ઞા પાળે એટલે પરિણામ પામે નહીં કશું.

**પ્રશ્નકર્તા :** પરિણામ પામે ત્યાં શું હોય ?

**દાદાશ્રી :** સમભાવે નિકાલ થાય એટલે બધે રાગે પડી જાય.

**પ્રશ્નકર્તા :** એટલે પરિણામ આવે બહાર ?

**દાદાશ્રી :** ચોક્કસ આવે, પાસ જ થાય. આ તો આપણે જોઈએ ને, તો કશું કોઈ દહાડો ય રાગે નથી પડ્યું. એક દહાડો ય નહીં, એક કલાકે ય નહીં ને !

**પ્રશ્નકર્તા :** એટલે આ બધું ઊંધું હતું કે 'હું આજ્ઞા પાળું છું, હું બધું પામી ગયો છું' ?!

**દાદાશ્રી :** ઊંધું જ ને, ત્યારે બીજું શું ?! બુદ્ધિનો જ ખેલ બધો. બધાંને જે કંઈ કહે, બધાંની જોડે વાતો કરે તે ય બુદ્ધિની જ વાતો ! એ સ્પર્શે નહીં, ને સામો શું યે જાણે કે ઓહો, શું થઈ ગયા ! એટલે મારે સામાને કહેવું પડે કે ભઈ, કશુંય નથી ત્યાં આગળ !

નહીંતર પરિણામ તો બધાં માલમ પડે, સુગંધી આવવા માંડે.

**પ્રશ્નકર્તા :** એટલે બહાર પરિણામ ના આવતું હોય તો ત્યાં સુધી બુદ્ધિથી જ પાળી રહ્યો છે એમ ગણાય ? બીજા 'મહાત્મા'ઓને માટે પૂછું છું.

**દાદાશ્રી :** ના, બીજાને નહીં. બીજાને તો કશું અડે નહીં, બિચારાને ! એ તો લાલચવાળાને માટે, લાલચુ હોય તેને ત્યાં મૂળ જ્ઞાન પામેલું ના હોય !

લાલચુને આપણું 'જ્ઞાન' આખુંય હાજર રહે છે, પણ બુદ્ધિનું જ જ્ઞાન રહે છે. એટલે ખરે ટાઈમે ઊડી જાય. બુદ્ધિનું જ્ઞાન એટલે ખરે ટાઈમે ઊભું ના રહે, ખરે ટાઈમે એ ખસી જાય. આમ દેખાય 'આ'ના જેવું જ

બધું, એમાં ફેરફાર ના દેખાય. પણ ખરે ટાઈમે ખસી જાય ને બીજાને ખરે ટાઈમે ખસે નહીં.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિનું જ્ઞાન એટલે આ જ્ઞાનને બુદ્ધિથી સમજેલો હશે ?

**દાદાશ્રી :** એને બુદ્ધિજ્ઞાન પ્રગટ થયું હોય. કારણ કે આ લાલચની જે ખરાબી રહી ને, એટલે જ્ઞાન ઊભું ના થાય ને ! મહામુશ્કેલી બિચારાંને ! ઘણોય પસ્તાય, પણ શું થાય ? કોઈ મિનિટ સુખ પડે નહીં.

**પ્રશ્નકર્તા :** હવે જે બધી ભૂલો કરી હોય, એ બધી ભૂલોનું પ્રતિક્રમણ 'જ્ઞાની'ની પાસે કરી લે અને પાછો નિશ્ચય કરીને 'જ્ઞાની'એ બતાવ્યું એ પ્રમાણે ચાલે તો ?

**દાદાશ્રી :** પણ હજુ ભૂલ દેખાતી નથી, તો શી રીતે પ્રતિક્રમણ કરે તે ? એ તો જેમ જેમ અમારા કહ્યા પ્રમાણે આગળ વધતા જશે, તેમ તેમ ભૂલો દેખાતી જશે. આ તો હજુ ભૂલો થઈ છે તે ય દેખાતી નથી.

એટલે આ આજ્ઞા પાળવાની શરૂઆત કરે, પછી ઘરમાં, બીજાં બધાં આજુબાજુ બધાંને સંભાળે, એમ કરતાં કરતાં બધી ભૂલો દેખાતી જશે. અને એ ભૂલો દેખાશે, અમુક હદ સુધી આવશે, તો અમે ય રસ્તો કરી આપીશું પછી આગળ ! આ તો બધી શક્તિ પાછી લાલચને મળે છે, એટલે એમાં ને એમાં શક્તિ પેસી જાય. આ અમારી મૂકેલી શક્તિ પેલી લાલચમાં વપરાઈ જાય. એ તો અમારે જવાબદારી આવે. થોડો- ઘણો ઉકેલ આવ્યા પછી અમને એમ લાગે, ખાતરી થાય, તો અમે પાછળ શક્તિ મૂકીએ. નહીં તો એ શક્તિ પછી આમાં વપરાઈ જાય. તો એ શક્તિના આધારે પાછું આમાં મલિદા મળે.

એટલે એ તો અમુક હદ સુધીનો સંયમ આવે, એવું આપણને આમ લાગે તો શક્તિ આપેલી કામની. નહીં તો આ શક્તિ આપી આપીને જ આવું થયું છે ને ! એવું હું સમજી ગયો છું.

**પ્રશ્નકર્તા :** પણ જે રીતે લાભ હોય, એ રીતે આપ કંઈ કહો ને !

**દાદાશ્રી :** હા, એ તો એ રીતે કહીએ. પણ આ કહ્યું એટલું જો

કદી કરે ને, આ ઘરનાં બધાં માણસો જોડે એમ તેમ થોડો ફેરફાર થવા માંડ્યો તો એની સાથે લક્ષ્મી યે પછી એને ખૂટશે નહીં.

એટલે પહેલાં તો ભૂલની પ્રતીતિ બેસવી જોઈએ. પછી એને ખાતરી થાય ત્યાર પછી ભૂલ ભાંગવા માંડે અને પછી પુરુષાર્થ માંડવો પડે એક બાજુ. આ ભૂલ એવી નથી કે પુરુષાર્થ વગર ચાલી જાય. જબરજસ્ત પુરુષાર્થ માંડવો પડે. પછી વીસ શક્તિ ઉત્પન્ન થઈ, એટલે વીસ પાછી ફરી શક્તિ વાપરી એટલે ચાળીસની શક્તિ ઉત્પન્ન થાય, ફાયદો થાય. એમ કરતાં કરતાં શક્તિ જબરજસ્ત વધી જાય.

**પ્રશ્નકર્તા :** એ પોતે ભાવના કરે કે આજ્ઞા પાળવી જ છે તો એનું પરિણામ આવે કે નહીં ?

**દાદાશ્રી :** આજ્ઞા તો પાળવી જ જોઈએ ને ! અને સમભાવે નિકાલ કરવો જ જોઈએ. પછી ઘરવાળા બધાં કહે, 'ના, દાદાજી અમારા તરફની કોઈ ફરિયાદ નથી.' મહિનામાં પરિણામ આવ્યા વગર રહે કે ? સાચું હંમેશાં પરિણામ લાવે અને જૂઠું ય પરિણામવાળું હોય. અમે તો એટલે કહીએ કે આ ઘરનાનો પહેલો નિકાલ લાવો, રસ્તો લાવો.

પરિણામ લાવે તો જ એને લાભ છે ને ! થોડું પરિણામ આવેને, એટલે દસ પરિણામી જાય ત્યારે વીસની શક્તિ ઉત્પન્ન થાય. ફરી પાછું વીસ પરિણામી જશે તો તો ચાળીસની શક્તિ વધે. પછી પોતાને માલમ પડે ને, કે આ શક્તિ વધી છે મારી ?! નહીં તો આ તો 'ડીઝોલ્વ' થયેલી શક્તિ છે.

આ તો અત્યાર સુધી આજ્ઞામાં તો એક મિનિટે ય રહેતો નથી. આજ્ઞામાં રહેતો હોય તો ઘરનાં માણસને દુઃખ થાય ? કેવો સમભાવે નિકાલ કરીને બધાંનો પ્રેમ જીતી લે ! આ તો આજ્ઞામાં રહેતો જ નથી આજ્ઞા શું છે તે જાણતો જ નથી. ખાલી બુદ્ધિથી જાણે કે આ શબ્દોથી જાણે, પણ ભાવાર્થ ના જાણે. નહીં તો આજ્ઞામાં રહેનારને થોડો-ઘણો મતભેદ હોય, બાકી ભાંજગડ ના હોય. ઘરનાં માણસ એનાથી કંટાળે નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે ઉપાયમાં તો શુદ્ધાત્મામાં રહે, પ્રતિક્રમણ કરે,

વસ્તુથી દૂર રહે ?

**દાદાશ્રી :** હા, અને પછી ઘરના દરેક માણસની સાથે 'એડજસ્ટ' થઈ શકે. સમભાવે નિકાલ કરવાની એ આજ્ઞા મુખ્ય છે ને ! અને ઘરનાં બધાનામાં શુદ્ધાત્મા જોવા જોઈએ ને ?! પણ આ તો કશુંય યાદ નહીં, ભાન જ નહીં ને, એ જાતનું !

રસ્તો આ છે કે 'દાદા'ની આજ્ઞામાં રહેવું એવો નિશ્ચય કરીને બીજે દહાડેથી શરૂ કરી દે અને જેટલી આજ્ઞામાં ના રહેવાય એટલાનાં પ્રતિક્રમણ કરવાનાં. અને ઘરનાં દરેક માણસને સંતોષ આપવો, સમભાવે નિકાલ કરીને. તો ય એ ઘરનાં બધાં કૂદાકૂદ કરે તો આપણે જોઈ રહેવાનું. આપણો પાછલો હિસાબ છે તેથી કૂદાકૂદ કરે. હજુ તો આજે જ નક્કી કર્યું. એટલે ઘરનાં બધાંને પ્રેમથી જીતો. એ તો પછી પોતાને ય ખબર પડે કે હવે રાગે પડવા માંડ્યું છે. છતાં ઘરનાં માણસો અભિપ્રાય આપે ત્યારે જ માનવા જેવું. છેવટે તો એનાં પક્ષમાં જ હોય ઘરનાં માણસો.

પછી 'વાઈફ' પર ધણીપણું ના કરવું જોઈએ. ધણી છે નહીં, ને ધણીપણું કરો છો ! નામના, કહેવાતા ધણી છે. તેમાં પાછું ધણીપણું કરો છો ! સાચા ધણી હોય તો વાંધો નહીં. હવે નથી ધણી, ત્યાં આગળ આપણે ધણીપણું કરીએ તો ઊલટી મુશ્કેલી ઊભી થાય ને ?! એટલે પોતે ધણીપણું ના બજાવવું જોઈએ. હવે એ બઈ આપણી ઉપર ધણીપણું બજાવે તો આપણે હસવું કે 'ઓહોહો ! તમે ય છે તે, ઉધાર કરેલું જમે કરાવ્યું ખરું' એમ કહીએ. એ તો સારું જ ને, આ જમે કરાવે તે ?!

'દાદા'ની નિરંતર આજ્ઞામાં રહેવાય તો વાંધો નથી. આજ્ઞામાં રહેવાય નહીં તો ફરી પ્રતિક્રમણ કરવું.

## પૂજાવાની લાલચ

આ તો કેવું કે એ લાલચ ક્યારે ઊગી નીકળે એ કહેવાય નહીં. પાંચ-સાત જણ જ જો મળ્યા હોય તો બહુ થઈ ગયું ને ! આખા મુંબઈ શહેરમાં ખબર આપી દે કે આ જ્ઞાની આવ્યા છે, ટોળકી ઊભી થઈ કે બધું તૈયાર કરી નાખે. વાળ ના હોય તો પેલા વેચાતા લઈ આવીને કરશે.

અનંત અવતાર આ જ કર્યું છે બળ્યું. તેનાં જ આ લક્ષણ ! આ દુઃખ અને આ અડચણો બધી તેની જ છે, આ જ કર્યું છે !! દંડુકી વગાડનાર પાંચ-સાત-દસ જણ જોઈએ, કે ચાલ્યું પછી ગાડું ! એની જવાબદારી શું આવશે એનું ભાન નથી. આ અવતારમાં છૂટે તો ય સારું છે, બહુ સારુ છે. પણ આ વાત સમજે તો છૂટે. નહીં તો લાલચ મોક્ષે જવા દે નહીં.

**પ્રશ્નકર્તા :** પણ આવું દંડુકી વગાડનારાં ભેગાં કરીને જ્ઞાની થઈ જાય, એની જવાબદારી શું આવે ?

**દાદાશ્રી :** એ તો હડોહડ અગ્નિ ! નર્કગતિ ! એ ભોગવે એટલે પછી પાછો તૈયાર થઈને અહીં આવે, ફરી પાછું એનું એ જ ! લાલચ પડેલી જાય નહીં ને ! 'જ્ઞાની પુરુષ' હોય ત્યારે બદલાઈ જાય કંઈક.

આપણને લાલચ ના હોય તો પાછળ ફૂદાં ય ભમે નહીં. લાલચ હોય ત્યાં ફૂદાં ભમે. લાલચ નહીં એ દુનિયાનો રાજા ! અને લાલચુ તો લાળો પાડ પાડ કરે, તોય વળે નહીં કશું ય.

લાલચને જીવવાની ને મજબૂત થવાની જગ્યા મળે, તો હવે એ જગ્યા જ આપીએ ત્યારે ને ? એટલે ત્યાં પછી પ્રતિક્રમણ કરવાં પડે. 'ફરી હવે નહીં જવાનું' કહીએ. આપણે કહેવું કે, 'ચંદુભાઈ, ફરી આવું જવાનું નહીં.'

પોતાની છૂટવાની મજબૂત ભાવના, 'સ્ટ્રોંગ' ભાવના હોય, પણ પેલી લાલચ ને એ બધું આંતર્યા કરે ને ! પણ પોતાના ખ્યાલમાં રાખે ને, કે ક્યારે ઉડાડી મૂકું ? જેમ દુશ્મનોને ખ્યાલમાં રાખે ને, એવું. તો આનો નિવેડો આવશે. નહીં તો નિવેડો ના આવે.

**પ્રશ્નકર્તા :** આ લાલચ એ ભયંકર રોગ છે !

**દાદાશ્રી :** એ ઘણાં કાળનો રોગ છે તે કેમ કરીને મારું માનતા થાય ! તે પછી આંબે કેરી હાલી કે મહીં હાલ્યું હડહડાટ !! આંબે કેરી હાલવી જોઈએ, એટલે અહીં યે અંદર કેરી હાલે !

**પ્રશ્નકર્તા :** અમુક માણસો એવા હોય છે કે યેનકેન પ્રકારેય એમને પોતાને જાહેર થવું જ હોય છે, સો માણસની વચમાં.

**દાદાશ્રી :** એ તો પાંચ-દસ માણસોના ગુરુ થવાની ટેવ છે એને. શિષ્ય થતાં તો આવડતું નથી ને ગુરુ થઈ બેસવું છે ! એટલે પછી કોઈ ઘરાક હાથમાં આવ્યું ને, કે ત્યાં બેસી જાય. પણ તે ય લાલચ માટે, બધું ભોગવવા માટે કોઈ વસ્તુ ભોગવવાની નહીં, એવું નહીં.

## એક ભવ, 'જ્ઞાની'ની આધીનતામાં

એથી અમે શું કહ્યું કે આ સત્સંગની એકતા છોડશો નહીં. નહિ તો જુદું જવા ફરે. પણ કશુંય નહીં આવડે. લોક ધક્કા મારીને કાઢી મૂકશે ! આવું ના ચાલે. ચાલતું હશે ? બનાવટ કરેલો વાઘ કેટલો દહાડા ચાલે ? વાઘનું ચામડું પહેરીને ફરે તો ચાલે ? એ મૂળિયું જ ઊગે નહીં, એટલા માટે કહી દીધેલું, મૂળિયું જ ના ઊગવું જોઈએ આપણને. એ તો આપણે આ ભવ આધીનતામાં જ કાઢવાનો. આધીનતા છોડશો નહીં. કારણ કે જમાવટ કરે તો માણસો ભેગા થઈ જાય. પણ એમાં પોતાનું અહિત થાય અને પેલાનુંય અહિત થાય.

આપણે ત્યાં એક ભાઈ જુદું કાઢીને બેઠો હતો હઉ. બેચાર જગ્યાએ 'દાદા'ના નામ પર કરી આવ્યો બધું. મોટી મોટી સભાઓ ભરી આવ્યો ને બધું કરી આવ્યો. પણ મેં કહ્યું, 'અલ્યા, માર ખાઈશ છેવટે. કેટલા દહાડા ઓઢેલું ચાલશે ?' પાછો, આમ પાછો ય ફરી જાય. આમ આડો ના થઈ જાય. પણ લાલચ પેસી જાય, તે 'કંઈક કરી આવું' કહેશે. એ પાછો જમાવી દે એવો હતો. એક ફેરો તો હજારો માણસ ભેગાં કર્યા હતાં. કારણ કે મોઢે જરા આકારવાળો હોય, ભવ્યતા સારી ! પણ એને મેં ચેતવી દીધો, '' સહેજ પણ 'દાદા'ની આધીનતા તું છોડીશ તો નર્કે જઈશ. તું શબ્દો કંઈથી લાવવાનો હતો ? આ શબ્દ મારા કહેવા પડશે લોકોને. મારા કહેલા શબ્દો ચાલશે, પણ નવે નવાં કહેવા જઈશ તો નર્કે જઈશ !''

એટલે મારે ચેતવવા પડે. આવી યે લાલચ હોય 'દાદા'થી સ્વતંત્ર થવા ! અલ્યા, આમાંય સ્વતંત્ર થવું છે ? સ્વતંત્ર તો થઈ ગયા, કંઈ

પરતંત્ર છો ? કંઈ મારા દબાયેલા હોય તો વાત જુદી છે. પેલા ગુરુમાં દબાયેલા હોઈએ, તે ત્યાં વખતે સ્વતંત્ર થવા ફરો તો વાત જુદી છે. અહીં કંઈ દબાયેલા નહીં, કશું નહીં, અને હું તો કહું છું કે, 'હું તો બધાનો શિષ્ય છું.' પછી ભાંજગડ શેને માટે ? પણ ટેવ પડેલી અનાદિની, સ્વતંત્રમાં મજા આવે, 'ઈન્ટરેસ્ટ' આવે. મેલ પૂળો ઈન્ટરેસ્ટને ! મહીં પડી રહે ને આમાં, આ સત્સંગમાં ને સત્સંગમાં !!

**પ્રશ્નકર્તા :** પણ દાદા, સ્વતંત્રતા કરતાં 'હું કંઈક જાણું છું' એવું દેખાડવાની ઈચ્છા હોય.

**દાદાશ્રી :** એ જ ભાંજગડ છે ને ! 'હું જાણું છું' એ તો બધું, જાણતો કશુંય ના હોય.

હવે એક ભવ આધીનતાથી કાઢવો.

**પ્રશ્નકર્તા :** આધીનતાથી તો સારું ને, કંઈ ઉપાધિ તો નહીં.

**દાદાશ્રી :** હા, ઉપાધિ નહીં. બધા આધીનતાથી જ કાઢે. પણ કો'કનું મહીં મૂળિયું વાંકું હોય તે વેષ ભજવીને ઊભો રહે પાછો, જુદી દંડુકી વગાડે !

## આધીનતા પણ ઉપર નહીં

મને કેટલાક લોકો એમ કહે છે કે, 'તમે થોડીઘણી ચાવીઓ જુદી તમારી પાસે રાખી મૂકતા નથી ?' મેં કહ્યું, શેનાં હારુ હું ચાવીઓ રાખી મૂકું ? મારે ગુરુ તરીકે રહેવું હોય અને રોફ બજાવવો હોય એવો, તો ચાવીઓ રહેવા દઉં. પણ મારે રોફે ય નથી બજાવવો અને ગુરુ તરીકે રહેવું ય નથી. અમારે તો તું જ ગુરુ હવે. ગુરુ તરીકે રહેવું હોય ને, તે પોતાનું પૂરેપૂરું જ્ઞાન આપે નહીં. કારણ કે શિષ્યને થોડું થોડું આપતો જાય એટલે શિષ્ય જતો ના રહે, અને એનું ગાડું ચાલ્યા કરે.

અને અહીં તો બધાંને છૂટ છે. અહીં તો મારી પાસે રહે છે ને, એમને કહી દઉં કે તમારે જ્યારે ભાગી જવું હોય ત્યારે ભાગી જજો. હું ના નહીં કહું. તમે મને મુશ્કેલીમાં મૂકશો તો ય હું તમને ના નહીં કહું.

તમારે જ્યારે ભાગી જવું હોય ત્યારે ભાગી જજો. શું વાંધો પછી ? અને હું ક્યાં આમને માથે વીંઢાળું ? એવું તો આ ગુરુઓ કરે કે જેમને બીજી લાલચો હોય.

જેને કંઈ લાલચ નથી એને ખુદાયે પૂછે નહીં. કારણ કે ખુદા પૂછે કે 'તુમ કહાં ગયે થે ?' તો એ ખુદા ફસાય ! કોને પૂછયું સાહેબ, તમે આ ?! ભૂલ કરી આ !! જેને કોઈપણ પ્રકારની લાલચ નથી એમને પૂછવાનો અધિકાર નથી. ખુદાને પણ પૂછવાનો અધિકાર નથી. લાલચ છોડો. લાલચમાં બધુંય આવી જાય.

## હેતુ, પૂર્ણકામનો ઘટે

તમે જોયેલી લાલચ ?

**પ્રશ્નકર્તા :** અરે, આપણે જ લાલચુ હતા ને !

**દાદાશ્રી :** એમ ?! શી બાબતમાં ?

**પ્રશ્નકર્તા :** અરે, ગમે તે બાબતમાં, સત્સંગની બાબતમાં લાલચુ જ હતા ને !

**દાદાશ્રી :** આ મારી જોડે લાલચુ એ લાલચુ કહેવાતા નથી. બીજી બધી બાબતોમાં લાલચુ કહેવાય. આ લાલચ ના કહેવાય. મારી જોડે તો આ સ્વાર્થેય ના કહેવાય. મારી જોડે તમે જે સ્વાર્થ રાખો, એનું નામ જ પરમાર્થ !

**પ્રશ્નકર્તા :** હું અહીં આવ્યો અને ખેંચાઈને આવ્યો છું. પણ જ્ઞાન મેળવવાની લાલચથી જ આવ્યો છું ને !

**દાદાશ્રી :** એ લાલચ સારામાં સારી ! એ ઉત્તમમાં ઉત્તમ લાલચ !! આ લાલચ તો ના રાખેને, તેને અમે કહીએ કે, 'જરા કચાશ છે તમારામાં, પાકા નથી.' લાલચ તો આની રાખવા જેવી છે. બાકી, સંસારમાં કોઈ ચીજની લાલચ રાખવા જેવી છે નહીં. લાલચ તો આની રાખવા જેવી છે. તમે રાખી એ ઉત્તમ કામ કર્યું.

**પ્રશ્નકર્તા :** પણ આ જ્ઞાનની લાલચ કહેવાય ?

**દાદાશ્રી :** લાલચ તો શું હેતુ માટે છે, એ જોવાય છે. કારણ કે લાલચ તો બહુ સરસ કામ કરે છે, જો હેતુ સારો હોય તો.

**પ્રશ્નકર્તા :** આ શુભ હેતુની લાલચ છે, એમ ગણાય ને ?

**દાદાશ્રી :** શુભ હેતુ નહીં, આ પૂર્ણકામની લાલચ ! શુભ હેતુ તો, હમણે દાન શીખ્યા કે ફલાણું શીખ્યા એમાં શુભ હેતુ છે જ. પછી પાછો અશુભ હેતુ આવશે. પણ જ્યાં શુદ્ધ હેતુ છે કે જ્યાં પૂર્ણકામ થવાનું છે, પછી કોઈ કામ બાકી ના રહે એવું પૂર્ણકામસ્વરૂપ હોય, એ શુદ્ધ હેતુ છે !

## શાસ્ત્રમાં નથી, સાંભળ્યામાં નથી....

**પ્રશ્નકર્તા :** હવે જ્ઞાની વગર આવા ફોડ કોણ પાડી શકે ? બાકી, જગતમાંથી છૂટવું હોય તે કેટલું બધું જોખમી છે !

**દાદાશ્રી :** આવું ભાન જ ના હોય ને ! ખરેખર તો, હું બંધાયેલો છું કે નહીં એવું જાણે તો ય બહુ સારું. પણ બંધાયેલો છે એટલે એ જાણે કે 'આ બધાય લોક કરે છે ને !' એટલે એને બહાનું જડ્યું. અલ્યા, બધા કૂવામાં પડ્યા હોય તો તારે હઉ કૂવામાં પડવું ?!

પણ લાલચ છૂટી કે એની સુંગધી આવે !

**પ્રશ્નકર્તા :** અધ્યાત્મમાં લાલચુ શબ્દ કોઈ દિવસ સાંભળ્યો નથી.

**દાદાશ્રી :** કોઈ છૂટું પાડે જ નહીં ને ! કોણ છૂટું પાડે ? આ તો આપણે વિગતવાર સમજાવીએ. એ તો શાસ્ત્રો જે વાંચેલા હોય, તે ચાર પ્રકાર બોલે કે ક્રોધ-માન-માયા-લોભ ! ત્યારે કોઈ કહેશે, 'એ તો સાહેબ, શાસ્ત્રમાં છે. કંઈ નવું બતાવો ને !' એટલે એ આગે સે ચલી આઈ. તે શાસ્ત્ર જ્યારે થયું હશે ને, ત્યારથી તેમાં લખ્યું છે 'બળેલી દોરડીમાં સાપની ભ્રાંતિ થઈ, એવી રીતે આ જગત ભ્રાંતિવાળું દેખાય છે !' તે હજુ યે એ શબ્દ ફેરફાર કરનારો કોઈ નીકળ્યો નહીં. એ ને એ જ શબ્દથી ચાલે છે ગાડું ! 'સીમીલી' જ આ. બીજી 'સીમીલી' આવડે નહીં. મહા મહા મોટા મનુષ્યોએ પણ આની આ જ 'સીમીલી' આપી. અને બીજી, છીપમાં છે તે ચાંદીની ભ્રાંતિ થઈ. ત્યારે આ બે શબ્દો તો પહેલેથી ચાલ્યા

આવે છે. તું નવા બે શબ્દ બોલ. શબ્દો નવા હોવા જોઈએ કે 'ડીઝાઈન'વાળા હોવા જોઈએ કે 'પ્રેક્ટિકલ' હોવા જોઈએ, એવું હોવું જોઈએ. તો કંઈ માણસમાં ફેરફાર થાય. નહીં તો એ તો આગે સે ચલી આઈ, એને શું કરવાનું ? એ 'સીમીલી' તો હું વાંચત તો મને ય જડત !

તેથી કૃપાળુદેવે કહ્યું ને, કે શાસ્ત્રમાં નથી, સાંભળ્યામાં નથી, છતાં અનુભવમાં આવે એવી જેની વાણી છે તો એ 'જ્ઞાની' કહેવાય ! નહીં તો પછી એને 'જ્ઞાની' કહેવાય જ નહીં ને !!

❖❖❖❖❖

## [૫]

# માન : ગર્વ : ગારવતા

## માન, મમતા વગરનું

એટલે 'જ્ઞાની પુરુષ'ને તો બધું જ પૂછાય ! અને આ 'અક્રમ વિજ્ઞાન' એવું છે કે અહીં હરેક વસ્તુ પૂછાય. પિસ્તાળીસ આગમની હરેક વસ્તુ પૂછાય અને વેદાંતની યે બધી વાત પૂછાય. આ તો કુદરતી રીતે બન્યું છે ! ને મોટામાં મોટું આશ્ચર્ય, અગિયારમું આશ્ચર્ય ગણાય છે. અહીં કલાકમાં તમારું બધું જ કામ થઈ જાય છે.

**પ્રશ્નકર્તા :** પૂર્વ જન્મનાં આપના આટલા બધાં સારાં કર્મો હતાં, તો ય આપને આટલી બધી પાછલી ઉંમરમાં કેમ જ્ઞાન થયું ? પહેલાં કેમ ના થયું ?

**દાદાશ્રી :** એવું છે ને, અમારું મોહનીય કર્મ પૂરું થાય ત્યારે જ્ઞાનાવરણ તૂટે. જ્ઞાનનું આવરણ ક્યારે તૂટે ? મોહનીય કર્મ પૂરું થાય ત્યારે. અમને શેનો મોહ હતો ? અમને કોઈ પ્રકારનો મોહ નહોતો. પૈસાનો કે વિષયનો કોઈ મોહ નહોતો. એક માનનો જ મોહ !

**પ્રશ્નકર્તા :** હા. એ સમજાવો ને ! ૧૯૫૮માં આપને જ્ઞાનનો આવિર્ભાવ થયો, એ પહેલાં આપની આંતરિક પરિસ્થિતિ વિશે જરા વિગતવાર સમજાવો ને !

**દાદાશ્રી :** હા, જ્ઞાનનો આવિર્ભાવ થતાં પહેલાં ક્રોધ-માન-માયા-લોભ, રાગ-દ્વેષ એમાં વિશેષ કરીને માનનું જ જોર હતું, સામ્રાજ્ય જ માનનું હતું અને એના આધારે બીજા જીવી રહ્યા હતા. માનનું જ જોર ! પાછું અભિમાનનું જોર નહીં. અભિમાન તો, પાછું મમતા હોય ત્યારે અભિમાન થાય. આ તો મમતા વગરનું માન !

**પ્રશ્નકર્તા :** મમતા વગરનું માન કેવું હોય ?

**દાદાશ્રી :** હું જ, હું જ કંઈક છું, હું જ કંઈક છું એ.

**પ્રશ્નકર્તા :** એ તો મમતા કહેવાય.

**દાદાશ્રી :** ના. મમતા તો બીજી વસ્તુ છે. 'આ મારું છે', એનું નામ અભિમાન. 'આ મારું છે, આ કેવું છે, આ મારું છે' એ અભિમાન કહેવાય અને માન એટલે 'હું'નું જ છે તે બહુવચન, એ માન કહેવાય. માન તો હોય. માન હોય, તેનો વાંધો નથી. અભિમાન છે તે મમતા દેખાડે. મમતા હોય તો જ અભિમાન હોય. તે મમતાનું મૂળથી લક્ષણ અમારામાં ઓછું, બિલકુલેય ઓછું ! આ માનનું જ હતું કે હું કંઈક છું, બધાં લોકો કરતાં વધારેમાં વધારે 'હું કંઈક છું' એ બધું ખોટું. કશુંય ના મળે. કંઈ ભલીવાર જ નહીં. માની બેઠેલા એટલું જ.

હું 'જ્ઞાન' પહેલાંના જીવનની વાત કરું છું, કે બીજાં ક્રોધ-માન-માયા-લોભ, બધાં આના, માનના 'અંડરહેન્ડ' થઈને ફર્યા કરતાં હતાં. ને મમતાનો ગુણ પહેલેથી નહીં.

## મનમાં માનેલું માન

એટલે મનમાં એમ જ જાણે કે હું જ છું, આ દુનિયામાં કોઈ છે જ નહીં. જો, પોતાની જાતને શું માની બેઠેલા ! મિલકતમાં કશું નહીં. દસ વીઘા જમીન અને એક ઘર, એ સિવાય બીજું કશું નહીં. અને ચરોતરનો રાજા હોય એવું મનમાં રોફ રહે. કારણ કે આજુબાજુના છ ગામવાળા લોકોએ અમને ચગાવેલા. પૈઠણિયા વર, માગો એટલી પૈઠણ આપે ત્યારે આ વર ત્યાં પૈણવા જાય. એની આ મગજમાં તુમાખીઓ ભરાઈ ગયેલી. અને કંઈ પૂર્વભવનું લાવેલો, તેથી આ ખુમારીઓ બધી હતી.

તેમાંય મારા મોટાભાઈ જબરજસ્ત ખુમારીવાળા હતા. મારા મોટાભાઈને હું માની કહેતો હતો, ત્યારે એ મને માની કહેતા હતા. તો ય એક દહાડો મને શું કહે છે ? 'તારા જેવો માની મેં જોયો નથી.' મેં કહ્યું, 'શેમાં મારું માન જુઓ છો ?' ત્યારે કહે, 'દરેક બાબતમાં તારું માન હોય છે.'

અને તે પછી મેં તપાસ કરી, તો બધી બાબતમાં માન નીકળ્યું મારું અને તે જ કૈડતું હતું. અને માનને માટે શું કર્યું ? જે કોઈ હોય, તે કહે કે 'અંબાલાલભાઈ, અંબાલાલભાઈ !' હવે 'અંબાલાલ' તો કોઈ કહે જ નહીં ને ! છ અક્ષરથી બોલે. અને પછી ટેવ પડી ગઈ, 'હેબિચ્યુએટેડ' થઈ ગયા તેમાં. હવે માન બહુ ભારે એટલે માનનું રક્ષણ કરે ને ! તે પછી 'અંબાલાલભાઈ'ના છ અક્ષર ના બોલાય અને કો'ક ઉતાવળમાં 'અંબાલાલ' બોલી ઊઠે, એ કંઈ ગુનો છે એનો ? છ અક્ષર સામટા એકદમ ઉતાવળમાં તો શી રીતે બોલાય તે ?

**પ્રશ્નકર્તા :** પણ તમે એવી આશા રાખો ને ?

**દાદાશ્રી :** અરે, હું પછી તોલ કરું કે ''આ મને 'અંબાલાલ' કહ્યું પાછું ? શું સમજે છે ? શું 'અંબાલાલભાઈ' ના બોલાય એનાથી ?'' ગામમાં દસ-બાર વીઘાં હોય ને બીજો કશો રોફ નહીં તો ય મનમાં શું માની બેઠા ? અમે છ ગામના અમીન, વાંકડાવાળા ! અહીં તમારે ત્યાં દેસાઈ વાંકડાવાળા હોય છે ને ? તે એ ય ઠેંસીવાળા હોય.

હવે સામાએ 'અંબાલાલભાઈ' ના કહ્યું હોય તો મને આખી રાત ઊંઘ ના આવે, અકળામણ થાય. લે !! એમાં શું મળી જવાનું ?! આમાં મોઢું કંઈ મીઠું થઈ જવાનું ?! કેવો સ્વાર્થ માણસને હોય છે ! એ સ્વાર્થ, તે એમાં કશોય સ્વાદ ના હોય. છતાંય માની બેઠેલો છે, તે ય લોકસંજ્ઞાથી. લોકોએ એમાં મોટા બનાવ્યા ને લોકોએ મોટા માન્યા ય ખરા ! અરે, આ લોકોનાં માનેલાનું શું કરવાનું તે ?!

આ ગાયો-ભેંસો આપણા સામું બધાં જોઈ રહે, બધી ગાયો આપણા સામું જોઈ રહે, અને પછી કાન હલાવતી હોય તો આપણે એમ સમજી જવાનું કે આપણને માન આપે છે આ ?! એવું છે આ તો બધું. આપણા

મનમાં માનીએ કે આ લોકો બધાં માનથી જોઈ રહ્યાં છે, મનમાં માનીએ ! એ તો સહુ સહુનાં દુઃખમાં છે બિચારાં, સહુસહુની ચિંતામાં છે. એ તમારાં સારું કંઈ પડી રહ્યાં છે ? નવરાં છે ? સહુ સહુની ચિંતામાં ફર્યા કરે છે !

## એ બધું ય માન માટે જ

મેં લોકોને કહેલું, 'તમારું કામ કરાવી જજો મારી પાસે, જે કંઈ હોય તે. સલાહ સંપ, બીજું કંઈ હોય ! મારી પાસે પૈસા હોય તો ય આપીશું, પણ તમારું કામ કરીશું. તમારે મારું કામ કરવું નહીં.' કારણ કે મારું કામ તમને કરવાનું ના કહું ને, એટલે તમને મારા તરફનો ભય ના રહે. રાતે કોઈક દહાડો સિનેમામાં ગયા હોય ને ત્યાંથી તમારે ત્યાં આવ્યા. તમે કહો, 'આ કોઈ દહાડો આવે નહીં, ને આમ આવ્યા. માટે કંઈ જોઈતું હશે !' તે આ ઊલટું તમે 'સતી' ઉપર દૃષ્ટિ બગાડો છો. આપણે જોઈતું નથી અને એ દૃષ્ટિ બગાડે, ફફડે મહીં કે 'કંઈ માગશે, માગશે.' ત્યારે મેં બધાને કહી દીધું કે 'આ હાથ ધરવા માટે નથી. માટે તમારે જે જરૂર હોય, તે મને કહેજો.' એટલે બધાં નિર્ભય બની ગયેલાં.

રોજ ચચ્ચાર ગાડીઓ ઘર આગળ પડી રહે. મામાની પોળમાં પંદર રૂપિયાનું ભાડું, સંસ્કારી પોળ. આજથી પિસ્તાળીસ વર્ષ પર ક્યાં બંગલામાં લોકો રહેતા હતા ?! મામાની પોળ બહુ ઉત્તમ ગણાતી હતી. તે દહાડે અમે ત્યાં મામાની પોળમાં રહેતા હતા અને પંદર રૂપિયાનું ભાડું. તે દહાડે લોકો સાત રૂપિયાના ભાડામાં પડી રહે, અમે પંદર રૂપિયામાં. આમ મોટા કંટ્રાક્ટર કહેવાય. હવે ત્યાં મામાની પોળમાં પેલા બંગલામાં રહેવાવાળા આવે મોટરો લઈને. કારણ કે ઉપાધિમાં સપડાયેલા હોય, તે અહીંયા આવે. તે ઊંધું-છતું કરીને આવ્યા હોય ને, તો ય એમને 'પાછલે બારણે' રહીને કાઢી મેલું. 'પાછલું બારણું' દેખાડું કે અહીં રહીને નીકળી જાવ. હવે ગુનો એણે કર્યો અને 'પાછલે બારણે' છોડાવી આપું હું. એટલે ગુનો મારા માથે લીધો. શેના સારુ ? પેલું માન ખાવા સારુ ! 'પાછલે બારણે' કાઢી મેલવું એ ગુનો નથી ? આમ અક્કલથી દેખાડ્યું હતું પાછું, તે પેલા બચી જાય. એટલે પેલા અમને માનથી રાખે, પણ ગુનો અમને ચોંટે. પછી સમજાયું કે બેભાનપણામાં આ બધા ગુના થાય, માન ખાવા માટે. પછી માન પકડાયું. જો ચિંતા થાય માનની !

**પ્રશ્નકર્તા :** આપે માન પકડ્યું, પછી માનને કઈ રીતે માર્યું ?

**દાદાશ્રી :** માન મરે નહીં. માનને આ આમ ઉપશમ કર્યું. બાકી, માન મરે નહીં. કારણ કે મારનારો પોતે, કોને મારે ? પોતે પોતાને મારે કેવી રીતે ? તમને સમજણ પડી ને ? એટલે ઉપશમ કર્યું ને જેમ તેમ દહાડા કાઢેલા.

## ક્રોધથી ભયંકર ઉત્તાપના

મારે નાનપણમાંથી લોભ નહોતો. પણ માન બહુ ભારે હતું, એટલે ક્રોધે ય ભારે !

**પ્રશ્નકર્તા :** માનમાં જરાક પણ મગજમારી થઈ એટલે તમે કોપાયમાન થઈ જાવ, એમ ને ?

**દાદાશ્રી :** માનમાં એક વાળ જેટલું ઊભું થાય ને, તો ભયંકર ઉત્તાપના થાય અને સામો ય ધ્રૂજી જાય બિચારો ! એવો ક્રોધ, તે સામાને બાળી મૂકે એવો ક્રોધ નીકળે. એવો જબરજસ્ત ક્રોધ હતો. કારણ કે બીજો લોભ નહીં ને ! ઘણા ફેરા તો મારા ક્રોધથી, એ જે અજ્ઞાનતામાં મારો ક્રોધ હતો એ જો ખરેખરો ઉકળ્યો હોય તો સામો માણસ ત્યાં ને ત્યાં જ મરી જાય. એક શીખ તો મરી જવાનો હતો, તે મારે જોવા જવું પડ્યું હતું ને માથે હાથ ફેરવ્યો ત્યારે રાગે પડ્યું.

એટલે અમે આ સ્થિતિમાં હતા. ઘેર કંઈ લાંબા રૂપિયા હતા નહીં. ખાલી ઉપરનો ડોળ, દેખાવ ! એમાં આ ઉપાધિ, ચિંતા પાર વગરની !

## ગમતો અહંકાર દુઃખદાયી બન્યો

ત્યારે આજુબાજુવાળા લોક શું કહે ? બહુ સુખી માણસ ! કંટ્રાક્ટનો ધંધો, પૈસા આવે-જાય. લોકો પર પ્રેમ. લોકોએ પણ પ્રેમદૃષ્ટિ કબૂલ કરી કે ભગવાન જેવા માણસ, બહુ સુખી માણસ ! લોક કહે કે સુખી માણસ, ને હું ચિંતા પાર વગરની કરતો હતો. ને પછી એક દહાડો ચિંતા મટતી નહોતી, ઊંઘ જ નહોતી આવતી. પછી બેઠો અને ચિંતાનું પડીકું વાળ્યું. આમ વાળ્યું, તેમ વાળ્યું ને ઉપર વિધિ કરી. મંત્રોથી વિધિ કરી અને પછી બે ઓશીકા વચ્ચે મૂકીને સૂઈ ગયો, તે ઊંઘ ખરેખરી

આવી ગઈ. અને પછી સવારમાં પડીકાને વિશ્વામિત્રીમાં પધરાવી આવ્યો, પછી ચિંતા ઓછી થઈ ગઈ. પણ જ્યારે 'જ્ઞાન' થયું ત્યારે બધું આખું જગત જોયું-જાણ્યું.

**પ્રશ્નકર્તા :** પણ 'જ્ઞાન' પહેલાં એની યે જાગૃતિ તો હતી ને, કે આ અહંકાર છે એમ ?

**દાદાશ્રી :** હા, એ જાગૃતિ તો હતી. અહંકાર છે તે ય ખબર પડતી હતી, પણ એ ગમતો હતો. પછી બહુ કૈડ્યો ત્યારે ખબર પડી કે આ તો આપણો મિત્ર ન્હોય, આ તો આપણો દુશ્મન છે, મજા નથી એ કશામાં.

**પ્રશ્નકર્તા :** એ અહંકાર દુશ્મન ક્યારથી લાગવા માંડ્યો ?

**દાદાશ્રી :** રાતે ઊંઘ ના આવવા દે ને, એટલે સમજી ગયો કે આ તો કઈ જાતનો અહંકાર ! એટલે તો એક રાતે આમ પડીકું વાળીને સવારે વિશ્વામિત્રી જઈને પધરાવી આવ્યો. શું થાય પણ ?

**પ્રશ્નકર્તા :** એટલે પડીકામાં શું મૂક્યું ?

**દાદાશ્રી :** આ બધો અહંકાર ! મેલ પૂળો અહીંથી આ. શેના સારુ તે ? વગર કામનાં, નહીં લેવા, નહીં દેવા ! લોક કહે 'પાર વગરના સુખિયા છે' અને મારે તો અહીં સુખનો છાંટો ના દેખાતો હોય, મહીં અહંકારની ચિંતા-ઉપાધિઓ થયા કરે ને !

સહેજ અહંકાર ઘવાયો કે આવી બન્યું, આખી રાત ઊંઘ ના આવે. અરે, પહેલાં તો લગ્નમાં જઉં ને, તે ત્યાં કોઈએ આમ જે' જે' કર્યું હોય પણ ના દેખાયું હોય તો વેષ થઈ પડે. પોતાની જાતને શું ય માની બેઠેલો. કશું નહોતું તેમાં, પણ મનમાં માની બેઠેલો ! એક સ્ટેટ હોય તો જાણે ઠીક છે કે બરોડા સ્ટેટ હતું. આ તો કશુંય નહોતું ને ! વગર સ્ટેટે ડોળ. ડોળી લોક કહેવાય. અને કપડાં પહેરવાનાં, જાણે બહુ યે મોટો ગાયકવાડ સરકારનો પિતરાઈ હોય ને, એવું ! હવે આમાં શું કાઢવાનું ?! પણ પછી ખરું રાગે પડી ગયું.

**પ્રશ્નકર્તા :** એ અહંકારથી જુદા રહીને વર્તતા હતા ? એવું કશું ?

**દાદાશ્રી :** ના. જુદા નહોતા રહ્યા ત્યારે તો આ દશા થઈ હતી ને ! ત્યારે જ ઊંઘ ના આવે ને !! જુદા રહ્યા હોત તો બેસાડી ના દઈએ એને ?!

પણ અહંકાર એકલો જ પોષાયા કરે. કપટ નહીં, મમતા તો બિલકુલેય નહીં. મમતા ખરી, પણ બહુ જૂજ. અહંકારની જ મમતા, પૈસાની મમતા નહીં. એટલે કશું આવડતું નહોતું ને અહંકાર પાર વગરનો હતો. એક આટલું આવડે, કોઈને 'હેલ્પ' કરવાનું !

## ખાનદાનીનો અહંકાર

એટલે આ માન મને બહુ. જાણે શું યે છું મોટો ! કારણ કે ક્ષત્રિય કુળમાં જન્મેલા. પટેલ એટલે ક્ષત્રિય. એટલે પેલી પૈઠણ (દહેજ) બધા આપે ને ! તે જન્મતાં જ મોટી વાતો કરે કે આ આટલો ચેક આવવાનો ને આટલા આવવાનાં. મોટા ચેકવાળો વર આવ્યો ! અને તેવા ગુણો ય ખરા પાછાં. એ પૈઠણ એમ ને એમ આપતાં નથી. એવા ગુણો હોય, કુળના ગુણ હોય એને લીધે આપે અને એકલું કુળેય ના ચાલે. જાતિ અને કુળ બન્ને જોઈએ, ત્યારે પૈસા આપે. નહીં તો આપે કે ?! એકલો કુળવાળો કેવો હોય ? 'નોબલ' હોય. 'નોબલ' હોય એટલે કુળવાનના અમુક સારા ગુણો હોય. ત્યારે એ કોઈને છેતરતો ન હોય ને કોઈ લુચ્ચાઈ ન કરતો હોય. એ કુળવાન અને જાતવાન બે હોય તો એ પૈઠણ આપવા લાયક ગણાય. જાતવાન એટલે શું ? 'નોબલ' પણ હોય અને આમ કોઈને છેતરતો ના હોય. છેતરવાના કોઈ ગુણ એનામાં હોય નહીં.

હવે 'નોબલ' કોને કહેવો ? જે જતાં ય વે'રાય ને આવતાં ય કરવતી વે'રાય. એટલે લેતી વખતે પોતે વે'રાય, સામો એને છેતરે. અને દેતી વખતે પોતે છેતરાય, એમ કરીને કે બિચારાને દુઃખ થશે, માટે આપવાનું છે, તેનાં કરતાં થોડું વધારે આપો. એટલે બેઉ બાજુ વે'રાય. એનું નામ ખાનદાન કહેવાય, એ 'નોબલ' કહેવાય.

અને આ ખાનદાનીનો અહંકાર હશે, તેનો વાંધો નથી. એ અહંકાર ખાનદાની સાચવે છે. હા, નહીં તો અહંકાર ના હોય તો ખાનદાની ઊડી જાય, નાદારી કાઢે.

અમારા મોટાભાઈ અહીં આગળ વડોદરે રહે. તે હું વડોદરે આવું ત્યારે આજુબાજુવાળા કોઈ કહેશે, 'અમારું ગંજી પહેરણ લાવજો, અમારું આ લાવજો, અમારી બે ચડ્ડીઓ લેતા આવજો.' મિત્રો બધા કહે ને ?! અને મારો સ્વભાવ કેવો ? જેની લારી આગળ ઊભો રહ્યો અને પૂછયું એટલે એને ત્યાંથી જ લેવાનું. પછી વધતું-ઓછું હોય તો ય નભાવી લેવાનું. કારણ કે એને દુઃખ ના થાય એટલા માટે એને ત્યાંથી જ લેવાનું. એટલે હું મારો સ્વભાવ સમજું. અને જે લોકોએ વસ્તુઓ મંગાવેલી, તે લોકો સાત જગ્યાએ પૂછી પૂછીને, બધાંને અપમાન કરી કરીને પણ લઈ આવે. એટલે હું જાણું કે આ લોકો મારા કરતાં બે આને ફેર લાવે એવા છે. અને મારી પાસે મંગાવ્યું તો મારા બે આના વધારે જવાના છે. એટલે હું બે આના એ અને એક આનો વધારાનો, એમ કરીને ત્રણ આના બાદ કરીને હું પેલાને રકમ કહું. બાર આના આપ્યા હોય તો 'નવ આના મેં આપ્યા છે' એવું એને કહું. એટલે એ એમ ના કહે કે 'મારામાંથી કમિશન કાઢી ગયા. હું તો દશ આને લાવતો હતો ને મારે તમને બાર આના આપવા પડ્યા. માટે તમે બે આના કાઢી લીધા.' એવું લોક મારી ઉપર 'કમિશન'નો આરોપ ન કરે એટલા માટે આ ત્રણ આના ઓછા લઉં, ત્રણ આના કાઢી નાખું. હા, નહીં તો કહેશે, 'બે આના કમિશન કાઢી લીધું !' લે ! અલ્યા, નથી કાઢ્યું 'કમિશન'. 'કમિશન' કાઢવાનું હું શીખ્યો નથી મારી જાતે.

અમે નથી લીધું 'કમિશન', આખી જિન્દગીમાં નથી કર્યું. સામા માણસે કહ્યું હોય કે, 'ત્યાંથી મને જરા આટલું કામ કરી આપો ને !' એટલે શું કે પચ્ચીસ હજારનો માલ હોય, તે અપાવી દેવાનો હોય. તેમાં આપણે ત્રણસો-ચારસો 'કમિશન' ખાઈ જઈએ તો ? સામો માણસ એવું જાણતો હતો કે આ 'કમિશન' ખાશે ? ને એટલા માટે એણે તમને આપ્યું છે ? નહીં. એટલે એણે આપણને સોંપ્યું અને એમાં આ વિશ્વાસઘાત ?! આવું શોભે નહીં આપણને !

**પ્રશ્નકર્તા :** પણ આ બધું તો 'નેચરલ' છે ને ?

**દાદાશ્રી :** શું નેચરલ ?! પૈસા ખવાતા હશે ? પૈસા ખવાય નહીં. એ તો ખાનદાની છે. હવે અજ્ઞાનદશામાં ય જો ખાનદાનીનો અહંકાર નહીં

હોય તો ખાનદાનીની નાદારી નીકળશે. આપણે તો ખાનદાન ! ખાનદાન માણસથી ખોટું કશું થાય જ નહીં. કશું ખોટું ના કરવું, એનું નામ ખાનદાન. કંઈપણ લોકનિંદ્ય કાર્ય નહીં કરવું, એનું નામ ખાનદાન. ખાનદાન હોય, એનાથી કોઈ લોકનિંદ્ય કાર્ય થતું નથી. લોક નિંદા કરે એવું કાર્ય ખાનદાનમાં ના હોય અને લોક નિંદા કરે તોય એ કહે કે 'અમે ખાનદાન', તો એ જૂઠું ખાનદાન કહેવાય. કોઈ 'એક્સેપ્ટ' કરે જ નહીં ને ! લોક નિંદા કરે અને ખાનદાન કહેવાય, એ બે ગુણાકાર મળે જ નહીં ને !

હવે જે કામ કરીએ અને કહી દઈએ કે 'મેં કર્યું', તો ખાનદાની જતી રહે. ખાનદાન તો બેઉ બાજુ ઘસાય, આવતાં ય ઘસાય અને જતાં ય ઘસાય. ને કરવતી જેવો માણસ તો બેઉ બાજુ વે'રે, આપતાં ય વે'રે ને લેતાં ય વે'રે !

## માનની ભૂખ

હવે નાનપણમાં હરેક બાબતમાં જેને માન મળેલું હોય, તેને માનની ભૂખ મોટી ઉંમરમાં હોય નહીં. નાનપણમાં માનની ભૂખ મટેલી હોય તો માનની પડેલી ના હોય. અપમાનની તરછોડ વાગે તો માણસ ખલાસ થઈ જાય. નાનપણમાં બે-પાંચ-દસ વખત અપમાન જો થઈ જાય ને માન મળતું ના હોય ને માનનો તરછોડાયેલો હોય, ત્યારે માનનું જ એણે નિયાણું કર્યું હોય. તે મોટી ઉંમરમાં બહુ માની થાય, સખત માની થાય. નાનપણમાં જ એણે નક્કી કર્યું હોય કે મારે હવે આ બધાની 'આગળ' જવું છે. એટલે પછી એ હેન્ડલ મારીને 'આ બધાથી આગળ આવું ત્યારે જ ખરો', કહેશે ને એ આગળ આવે પણ ખરો ! હા, તન તોડીને મહેનત બધું જ કરે, પણ આગળ જાય. અને નાનપણમાં માન મળ્યું હોય, તે વધારે આગળ જાય નહીં.

હવે માન બહુ મળે તો માનની ભૂખ મટી જાય. 'આઉટ ઑફ પ્રમાણ' માન મળ્યા જ કરે, તો પછી માનની ભૂખ મટી જાય. પછી એને માન ના ગમે. અમને ઓછું માન આપતા હશે લોક ? એવું માન તમને મળે તો ભૂખ મટી જાય પછી.

## માનના 'સ્વાદ'માં લોભ છૂટે

તમને માન ગમે છે ?

**પ્રશ્નકર્તા :** દાદા, આ જે અત્યાર સુધી અપમાનના ભયને લીધે જે સંકુચિતતા હતી અગર તો માનની હાનિ થશે, એથી પેલું 'ડીપ્રેશન' રહે, અને કોઈ પ્રક્રિયામાં પોતે ભાગ પણ ના લે, આઘા ખસી જાય. તે આ માન મળે એટલે મુક્તતા આવતી ગઈ.

**દાદાશ્રી :** નહીં, આ લોભગ્રંથિ છે. તેથી એને માન મળે ને જે સ્વાદ આવ્યો એટલે પેલી ગ્રંથિ તૂટવા માંડી. લોભગ્રંથિ તૂટે. માનનો સ્વાદ ચાખવાનો મળ્યો એથી લોભની ગ્રંથિ તૂટે, હડહડાટ !

હવે માનની ગાંઠ હોય ને, તે માન એને ફેરવ ફેરવ કરે. જ્યાં માન મળતું હોય, ત્યાં એને કહે કે 'તમારા નામની એક તક્તી મૂકાવી દઈશું.' તો કહેશે, 'પચાસ હજાર લખજો.' માન મળે ત્યારે લોભ છોડી દે. જ્યારે લોભિયો લાખ માન મળે તો યે લોભ છોડે નહીં. એવા લોભિયા તો આ કાળમાં શોધવાય મુશ્કેલ છે. આ કાળમાં એવા લોભિયા છે જ નહીં. લોભિયા તો ત્રીજા ને ચોથા આરામાં હતા. બહુ જબરજસ્ત લોભિયા. આ કાળમાં તો નથી માનનું ઠેકાણું ને નથી લોભનું ઠેકાણું.

## માન, માનની ભીખ

'કંઈ જ જોઈતું નથી', એનું બધું કામ થાય છે. વસ્તુ સામે આવી પડે તો ય નથી જોઈતી. તમારે તો જોઈએ છે ને ? શું શું જોઈએ છે ?

**પ્રશ્નકર્તા :** આમ ખબર પડે કે હજુ માન જોઈએ.

**દાદાશ્રી :** માન જોઈએ તેનો વાંધો નહીં. પણ માનના સારુ ઉપયોગ રહ્યા કરે ? કે માન કેમ કરીને મળે, એવું ?

**પ્રશ્નકર્તા :** ના, એવો ઉપયોગ ના રહે.

**દાદાશ્રી :** પછી માન ના મળે તો ?

**પ્રશ્નકર્તા :** તો કંઈ વાંધો નહીં.

**દાદાશ્રી :** તેનો કશો વાંધો નહીં. બાકી, માનની કામના હોય એ જ ભીખ કહેવાય છે. કોઈ પણ વસ્તુની કામના એ ભીખ કહેવાય છે. કામના, ભીખ એ નિકાલી બાબત ના ગણાય. કામના, ભીખ નજીક નજીકના શબ્દો છે. બાકી, ઉપયોગ ના જાય તો કશું અડે જ નહીં. એટલે આમાં માર્ગ રૂંધાતો નથી. પણ ભીખવાળો તો બીજા માર્ગે ચઢયો એમ કહેવાય.

**પ્રશ્નકર્તા :** કોઈ માન આપે ને ગમે, એ માનની ભીખ કહેવાય ?

**દાદાશ્રી :** ના. ગમે, એ તો સ્વાભાવિક રીતે ગમે જ. તમને ખાંડવાળી ચા ગમે કે ખાંડ વગરની ? એ તો ખાંડવાળી ચા સ્વાભાવિક ગમે જ. પણ કોઈક કહેશે કે, 'ભઈ, મને તો ખાંડ વગરની જ ચા ગમે છે, બોલો !' ત્યારે હું કહું કે એ અહંકાર છે. એનાં કરતાં ખાંડવાળી ચા પીને, છાનોમાનો. સ્વાદિષ્ટ તો રહે. ખરું કે ખોટું ?

**પ્રશ્નકર્તા :** હવે માન ગમે તો કેવું કહેવાય ?

**દાદાશ્રી :** એ ગમે, તો એનો વાંધો નથી. ગમે તો ખરું ને ! પણ છોને, માન ગમે. કશો વાંધો નહીં. કોઈ કહેશે કે, 'એ માનનો મારાથી નિકાલ થતો નથી.' તો હું કહું કે, 'હવે આ ભવમાં નિકાલ નહીં થાય, તો આવતે ભવ નિકાલ કરીશું.' પણ માન ખા નિરાંતે !

## માન ચાખો, પણ......

એટલે માનની ઈચ્છા ના હોવી જોઈએ. માન આપેલું હોય ને તમારી થાળીમાં આવે તો ખાવ નિરાંતે. અને ધીમે રહીને, આસ્તે રહીને ખાવ, રોફથી ખાવ. પણ એની ઈચ્છા ના હોવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** પણ એ માન વટાવે, એમાં એને કંઈ વાંધો ના આવે ?

**દાદાશ્રી :** માન વટાવે એમાં શું વાંધો ? માન તો વટાય, તે તો ખર્ચાઈ ગયું. ફરી હવે ઊભું નથી થતું ને ? માન તો ચાખો. હું કહું છું ને, ચાખો. પછી કંઈ ત્યાં આગળ ચાખવાનું છે ? ત્યાં સિદ્ધગતિમાં કંઈ માન મળવાનું છે ? અહીં મળે એટલું ચાખો નિરાંતે. પણ ટેવ ના પાડી

દેશો, ‘હેબિચ્યુએટેડ’ ના થશો.

**પ્રશ્નકર્તા :** એ માન નીચે પાડી ન દે ?

**દાદાશ્રી :** એ તો અભિમાન નીચે લઈ જાય. એટલે લોક માન આપે તો ચાખવામાં વાંધો નથી. પણ જોડે જોડે એમ રહેવું જોઈએ કે આ ન હોવું ઘટે. અને માન આપે તે લેવાની આપણે છૂટ આપી છે, માન વસ્તુની છૂટ છે, પણ માન આપનાર પર રાગ ના થવો જોઈએ.

## માનમાં કપટ : માનની વિકૃતિ

**પ્રશ્નકર્તા :** આ માન ચાખે, એ પછી જાગૃતિને ‘ડાઉન’ ના કરે, દાદા ?

**દાદાશ્રી :** જાગૃતિ ઓછી થાય જ ને ! હવે માનમાં કપટ હોય ત્યાં જાગૃતિ ઉત્પન્ન ના થાય. માનમાં કપટ હોય ત્યાં માન દેખાય જ નહીં.

**પ્રશ્નકર્તા :** માન છે તે સહજ મળે તો ચાખવાનો વાંધો નથી. પણ એ પછી વિકૃત થવા માંડે ને એની ઈચ્છા થાય. એવું બને ને, પછી ?

**દાદાશ્રી :** એવું તેવું થાય, પણ તે ઈચ્છા તો હોવી જ ના જોઈએ. અને ઈચ્છા થાય તે નુકસાનકારક છે.

**પ્રશ્નકર્તા :** તો એ માનની વિકૃતિ પછી કઈ કઈ અને કેટલે સુધીની હોઈ શકે ?

**દાદાશ્રી :** બહુ જાત જાતની વિકૃતિઓ હોય. માનની વિકૃતિઓ તો બહુ જ હોય. અને તે માનની વિકૃતિ જ માણસને પાછો પાડે છે. એટલે માન ચાખવાને માટે વાંધો નથી. કોઈ તમને કહે ‘આવો, પધારો સાહેબ, આમ છે, તેમ છે.’ એ માન તમે બધું નિરાંતે ચાખો-કરો. પણ તેનો તમને કેફ ના ચઢી જવો જોઈએ. હા, ચાખો નિરાંતે, અને અંદર સંતોષ થશે. પણ જો કેફ ચઢ્યો તો, એ થઈ ગયું કદરૂપું ! બાકી, માન હોય ત્યાં સુધી માણસ કદરૂપો દેખાય અને કદરૂપો થાય એટલે કોઈને આકર્ષણ ના થાય. કદરૂપો દેખાય કે ના દેખાય ? મોઢા ઉપર રૂપ હોય,

તો યે પણ કદરૂપો દેખાય.

માન શાથી ઊભું રહ્યું છે ? સામાને પોતે હલકો માને છે માટે માન ઊભું રહ્યું છે. માટે એને હલકો નહીં માનવો અને એ તો મારો ઉપરી છે એવું કહેવું. તો માન ઊડી જાય.

## અપમાન કરનારો, ઉપકારી

**પ્રશ્નકર્તા :** હવે તો આ માન-અપમાન બહુ ખૂંચે છે, એમાંથી મુક્ત થવું કઈ રીતે ?

**દાદાશ્રી :** અપમાન ખૂંચે છે કે માન ખૂંચે છે ?

**પ્રશ્નકર્તા :** આમ તો અપમાન.

**દાદાશ્રી :** અરે, બળ્યું માન પણ બહુ ખૂંચે. જો માન પણ વધારે પડતું આપે ને, તો માણસ ઊભો થઈ જાય. માન બહુ આપે ને, તો ત્યાંથી કંટાળીને નાસી આવે માણસ. રોજ આખો દહાડો માન આપ આપ કરે ને, તો ત્યાંથી માણસ કંટાળીને નાસી જાય. અને અપમાન તો ઘડીવારે ય ગમે નહીં. માન તો થોડીક વાર ગમે ય ખરું. છતાંય માણસ અપમાન સહન કરી શકે, માન સહન નહીં કરી શકે. હા, માન સહન કરવું એ તો બહુ સીસું પીધા જેવું છે. છોકરો પૈણવાનો થાય ને, તે બાપને નીચો નમીને પગે લાગે ત્યારે બાપ ઊભો થઈ જાય, ઊંચો થઈ જાય. 'અલ્યા, તું કેમ હાલે છે ?' ત્યારે એ કહે, 'સહન થતું નથી.'

**પ્રશ્નકર્તા :** અને છતાં અપમાન ના ગમે, તે કેવું કહેવાય ?

**દાદાશ્રી :** અપમાન ના ગમે, એ તો બહુ જ ખોટું કહેવાય. અપમાન તો ના ગમે અને એ તો આપણા બધાય લોકોને અપમાન નથી ગમતું. એ ગમાડવાની શક્તિ લોકોને ઉત્પન્ન થઈ નથી. એમણે તો અપમાન કરનારો ભાડે રાખવો જોઈએ. પણ કોઈ ભાડે રાખતું જ નથી ને ! પણ ભાડાવાળો અપમાન સાચું કરે નહીં ને ! અને લોક તો, જ્યારે સાચું અપમાન કરે છે ત્યારે એ બેસી જાય છે. સાચું અપમાન કરે એને ઉપકારી ગણવાનો. પણ ત્યારે માણસ બેસી જાય છે. સાચું અપમાન કરે ત્યારે બેસી જવાય નહીં.

એટલે સામો કોઈક અપમાન કરનાર મળી આવે ને, તો બહુ ઉપકારી માનીને 'એ જોડે ને જોડે રહે તો બહુ સારું' એવું નક્કી કરજો.

## અપમાનનો પ્રેમી

કોઈ માણસ કંઈક અપમાન કરે તે વખતે એ અપમાન કરનારો માણસ, તમારાં કર્મનાં ઉદય થાય ત્યારે એ નિમિત્ત ભેગું થાય. તમારો કર્મનો ઉદય તમારે ભોગવવાનો છે, એમાં એનો શો દોષ બિચારાનો ? એટલે કરી જોજો અખતરો આ રીતે. અપમાન કરે, વખતે ગાળ ભાંડે તોય પણ આપણાં કર્મનો ઉદય છે એટલું માનજો. અગર તો આપણે રસ્તામાં જતાં હોઈએ અને ડુંગર ઉપરથી ગબડતો ગબડતો આવડો પથરો પડ્યો, તો આપણે શું કરીએ તે ઘડીએ ?

**પ્રશ્નકર્તા :** ભાગ્યમાં હોય તો વાગે જ.

**દાદાશ્રી :** ડુંગર ઉપરથી પથરો ગબડતો ગબડતો આપણા માથા પર પડ્યો એટલે એ વાગ્યો, એટલે આપણે જોઈ લઈએ કે કોઈ છે નહીં. માટે એમાં કોઈની પર કષાય કરતાં નથી. અને કો'ક માણસે આવડો કાંકરો માર્યો હોય તો કષાય કરીએ છીએ. એનું શું કારણ ? આપણને સમજણ ફેર છે. એ કાંકરો મારનારોય ડુંગર છે અને પેલોય ડુંગર છે. આમાં શુદ્ધ ચેતન નથી, એ મિશ્ર ચેતન છે. એ ય પથ્થર જ છે, ડુંગર જ છે બિચારો. એટલે આટલું જો કરશો તો બહુ થઈ ગયું.

એવું છે, અપમાન કરી નાખે ત્યારે અપમાનનો પ્રેમી ના થઈ શકે ને ? જેટલો માનનો પ્રેમી હોય, તે એટલો અપમાનનો પ્રેમી ના થઈ શકે, નહીં ? જેટલો નફાનો પ્રેમી છે એટલો ખોટનો પ્રેમી ના થઈ શકે, નહીં ?

## ગણતરની હેલ્પ ?

તમારું અપમાન કરે તો શું કરો તમે ? મારું કહેવાનું કે જ્યાં સત્તા ના હોય, ત્યાં 'ગમે છે' કહી દેવાનું. સત્તા ના હોય ત્યારે શું કરવાનું ? નહીં તો 'ગમે નહીં' કહીએ, એટલે એ કૈડ્યા કરે મહીં. આખી રાત કૈડ્યા કરે, હં કે ! તમને કોઈ દિવસ કૈડેલું ?

**પ્રશ્નકર્તા :** રાતોની રાત કૈડ્યા કરે, ઝાટકા વાગે.

**દાદાશ્રી :** માણસ શી રીતે દહાડા કાઢે છે, તે જ જુઓ ને ! ભણેલાં માણસ ઉપાધિને ઓછી કરી નાખે, બને ત્યાં સુધી ઉપાધિનો ભાગાકાર કરી નાખે ને એને છેદ ઊડાડી દે. પણ પોતાનું ના ચાલે ત્યારે પછી ગૂંચાય. ભણેલામાં ગણતરી નથી હોતી એટલે ગૂંચાય છે. ભણતર હોય છે, પણ ગણતર નહીં ને ! ગણતર એ જુદી વસ્તુ છે. મને ભણતર નથી આવડ્યું, પણ ગણતર બહુ સારું આવડે છે. મેટ્રીક 'ફેઈલ' થયો, પણ ગણતર બહુ સારું આવડે.

## પ્રતિકાર, ત્યાં પ્રતિક્રમણ

**પ્રશ્નકર્તા :** અપમાન થાય એ ના ગમે, તો ત્યાં શું કરવાનું ?

**દાદાશ્રી :** એનો વાંધો નહીં. પણ અપમાન થાય ત્યારે હુમલો ના કરો ને ?

**પ્રશ્નકર્તા :** વાણી એવી નીકળે, વાણીથી 'એટેક' થાય.

**દાદાશ્રી :** પણ એવો તમારો ભાવ નથી ને ?

**પ્રશ્નકર્તા :** બિલકુલ નહીં. એવી વાણી નીકળ્યા પછી પોતાને બિલકુલ ગમે નહીં. પણ આવી વાણી નીકળી એ અસંયમ તો થઈ ગયો ને ? એ લાભ મળે નહીં ને, કોઈ ?

**દાદાશ્રી :** પણ 'ફર્સ્ટ' સંયમ એટલે અંદર એવું થવું જોઈએ કે 'ના, આવું ના હોવું જોઈએ. આ કેમ થાય છે ?' એ પહેલો સંયમ. પણ આ સંયમ શરૂ થવો જોઈએ. સાચો સંયમ જ એ કહેવાય. પછી 'લાસ્ટ' સંયમ ધીમે ધીમે આવે.

**પ્રશ્નકર્તા :** કો'ક વખત આવું અપમાન કરી નાખે તો ત્યાં મનનો પ્રતિકાર ચાલુ રહે, વાણીનો પ્રતિકાર કદાચ ના થાય.

**દાદાશ્રી :** આપણે તો એ વખતે શું બન્યું, એનો વાંધો નહીં. અરે, દેહનો યે પ્રતિકાર થઈ ગયો, તો યે એ જેટલી જેટલી શક્તિ હોય, એ પ્રમાણે વ્યવહાર હોય છે. જેની સંપૂર્ણ શક્તિ ઉત્પન્ન થયેલી હોય, તેને

મનનો પ્રતિકારે ય બંધ થઈ જાય, છતાં આપણે શું કહીએ છીએ ? મનથી પ્રતિકાર ચાલુ રહે, વાણીથી પ્રતિકાર થઈ જાય, અરે દેહનો યે પ્રતિકાર થઈ જાય, તો ત્રણેય પ્રકારની નિર્બળતા ઊભી થઈ તો ત્યાં ત્રણેય પ્રકારનું પ્રતિક્રમણ કરવું પડે.

**પ્રશ્નકર્તા :** દાખલા તરીકે કોઈ અપમાન કરે, તો એને મહીંથી એટલું બધું માન જબરજસ્ત ઊભું થાય, પોતાની સામે ત્રાગું ઊભું થાય, તો એ એને ક્યાં સુધી પાડે ?

**દાદાશ્રી :** પડી જ ગયેલા છે ને ! ત્રાગું ઊભું થયું એ જ પડી ગયેલા ને ! ત્રાગું ઊભું થાય એ મોટામાં મોટું અહિતકારી કહેવાય. ત્રાગું ઊભું થવું એ મોટામાં મોટો ભય જ છે. એ સંપૂર્ણ પડી જ ગયેલો છે, એમાં પછી આગળ પડવાનું રહ્યું જ નથી.

## અપમાનની નિર્બળતા

અમે તો શું કહ્યું છે ? અપમાન ના ગમે તેનો વાંધો નથી. પણ માનની ભીખ નથી રાખવાની.

**પ્રશ્નકર્તા :** પણ અપમાનનો ભો, એ નબળાઈ તો કાઢવાની જ છે ને ?

**દાદાશ્રી :** એ તો જેમ જેમ અપમાન ખાતા જઈએ તેમ તેમ અપમાનની નબળાઈ ઓછી થતી જશે. જેટલી ધીરેલી, તે પાછી આવી જાય. માનની ભીખનો વાંધો છે.

**પ્રશ્નકર્તા :** આપણું અપમાન ના થાય એ લક્ષમાં રહે, એ શું કહેવાય ?

**દાદાશ્રી :** અપમાન ના થવા માટે જ ત્યાં આગળ ઉપયોગ રહ્યા કરે, સાચવ સાચવ કરે, એ ભીખ કહેવાય. ને નહીં તો ચારિત્ર મોહનીય, એ તો નિકાલી મોહ છે. આવ્યું ને ગયું, કશું લેવા નહીં ને દેવા નહીં.

## આત્માને, માન-અપમાન ?

એટલે આ બધી પુદ્ગલની ભીખ છે. માન ને અપમાન એ બધી

પુદ્ગલની ભીખો છે. અમને તો ધોલ મારે તો ય વાંધો નહીં.

**પ્રશ્નકર્તા :** આ માન-અપમાનની જે વાત થઈ, એ માન-અપમાનનો ખ્યાલ કોને આવે છે ? એ કંઈ દેહને નથી આવતો. એ તો આત્માને જ આવે છે ને ?

**દાદાશ્રી :** આત્માને માન-અપમાન હોય નહીં. એ ભિખારો નથી કે એને માન-અપમાન હોય. એ તો આખા બ્રહ્માંડનો રાજા કહેવાય, બ્રહ્માંડનો ભગવાન કહેવાય.

**પ્રશ્નકર્તા :** પણ અંદર જે પહોંચે છે, એ તો આત્માને ચોંટ લાગે છે ને ?

**દાદાશ્રી :** ના. આત્માને નથી લાગતું. આત્માને અડે નહીં.

**પ્રશ્નકર્તા :** દેહ તો અનાત્મા છે. દેહને શું અસર થાય માન-અપમાનની ?

**દાદાશ્રી :** આ બરફને ધખધખતો અગ્નિ અડાડીએ તો શું થાય ? અગ્નિ અડાડીએ તો બરફ દાઝે કે નહીં ?

**પ્રશ્નકર્તા :** દાઝે નહીં, પણ બરફ ઓગળી જાય.

**દાદાશ્રી :** એ તો પોતાનો ઠંડો સ્વભાવ, તે ઊલટો પેલાને ટાઢો કરે છે. એવી રીતે આત્માને દુઃખ અડે નહીં. આ દેહનેય લાગતું નથી અને આત્માને ય લાગતું નથી.

**પ્રશ્નકર્તા :** તો કોને લાગે છે ?

**દાદાશ્રી :** આ ભોગવે છે કોણ ? અહંકાર. અહંકાર ભોગવે છે ને અહંકારને લાગે છે. એ અહંકાર આ ભોગવે છે ને, તેને લાગે છે. આત્માને કશું અડે નહીં. આત્મા તો એની પોતાની ચીજ સિવાય સ્વીકાર જ નથી કરતો કોઈ ચીજનો. બીજી ચીજનો સ્વીકાર જ નથી કરતો.

## જેનું અપમાન, તે 'પોતે' ન્હોય

આ 'ચંદુભાઈ'નું કોઈક અપમાન કરે તો શું થાય ? રાતે ઊંઘ ના

આવે ને ? ઝાટકા વાગે ! આમ ક્ષત્રિય પ્રજાને, તે ઝાટકા વાગે. પેલો અપમાન કરનારો ઊંઘી ગયો હોય, પણ આ ઝાટકાવાળો ના ઊંઘે ! કોઈ અપમાન કરે ને આપણને ઊંઘ ના આવે એવું શા કામનું તે ? એવી નિર્બળતા શું કામની તે ? કોઈક અપમાન કરે ને આપણે શું કામ ના ઊંઘીએ ? અને કો'કનું અપમાન થાય છે, તમારું થતું જ નથી. 'તમારું' અપમાન કરે તો સહન ના જ કરવું જોઈએ. પણ એ 'તમારું' અપમાન નથી કરતો. તો શું કરવા આમ હાય હાય કરો છો ? આ તો કોઈકનું અપમાન થાય છે ને 'તમે' માથે લઈ લો છો. 'મને કર્યું' એવું તો ના હોવું જોઈએ ને ?! હા, 'તમારું' અપમાન ના કરવું જોઈએ કોઈએ. પણ 'તમારું' અપમાન કોઈ કરે ય નહીં. તમને ઓળખે જ શી રીતે ? 'તમને' તો કોઈ ઓળખતું જ નથી ને ! ઓળખે તો 'ચંદુભાઈ'ને ઓળખે. એ 'આપણને' તો ઓળખતો જ નથી ને !

હવે એ અપમાન કરનારો ઉપકારી જ્યારે ગણાશે ત્યારે તમારું માન છેદાઈ જશે. કોનું અપમાન કરવાનું ? 'અંબાલાલ મૂળજીભાઈનું'. તારે જેટલું અપમાન કરવું હોય એટલું કર ને ! મારે ક્યાં એમની જોડે સાઢું-સહિયારું છે ?! એ મારી જોડેના પાડોશી છે. તે જો રડશે તો હું પાછો છાનો રાખીશ.

પણ 'મારું અપમાન થયું' માને છે એટલે બિચારાને ઊંઘ ના આવે. નહીં તો કેટલી ગજબની શક્તિ એક એક 'ઈન્ડિયન'માં છે. ફક્ત એને ખોલનાર નથી. તો ય અત્યારે જુઓને, આ દીન થઈ ગયા છે લોકો ! જુઓ તો ખરાં, જ્યાં ને ત્યાં 'ક્યૂ'માં ઊભા રહે છે બિચારાં, એટલાં બધાં દીન થઈ ગયાં છે. નહીં તો આ પ્રજા તો કેવી હતી ? સહેજ વાતમાં, બોલવામાં કે 'ઈન્વીટેશન' આપવામાં જરા અપમાન જેવું લાગ્યું હોય તો જમવા ના જાય એવી આ પ્રજા ! પણ અત્યારે જુઓને ઢસરડા મારે છે, 'ક્યૂ'માં ઊભા રહીને ! આપણે કહીએ, 'કેમ સાહેબ, 'ક્યૂ'માં ઊભા રહ્યા છો ?' ત્યારે કહેશે, 'બસમાં જવાનું છે.' 'અરે, રોજ રોજ શાનાં હારુ બસમાં જવાનું ? સ્વતંત્ર રસ્તો કાઢતાં નથી આવડતું તને ?' ત્યારે કહે, 'શું રસ્તો કાઢું ? નોકરી કરું છું ને !' એટલે આ તો જીવન બધું 'ફ્રેક્ચર' થઈ ગયું છે. નહીં તો સહેજ અપમાન જેવું લાગે ને, તો જમવા નહોતા જતા. આ લોકો

અપમાનને બહુ મોટી કિંમતી ગણનારા હતા.

એટલે આ લોકોને અમે કેવું જ્ઞાન આપવા માગીએ છીએ કે આખા 'વર્લ્ડ'ના બધાં દેશોમાં ફરે, પણ 'ડીપ્રેસ' કોઈથી થઈ ના શકે. 'ડીપ્રેસ' ના થાય એવું જોઈએ. અને જે કોઈને 'ડીપ્રેશન' આપે છે એ પોતે 'ડીપ્રેસ' થયા વગર રહેતો નથી. ગમે તે મોટો માણસ હોય, આખું 'વર્લ્ડ' હોય, પણ આપણને ડગાવી કેમ શકે ?

હવે અપમાનનો ભો જતો રહે તો વ્યવહારના માણસો નફ્ફટ થઈ જાય. એટલે અપમાનનો ભો છે તેથી આ ફટમાં રહ્યા છે. નહીં તો ફટમાં રહે કે આ લોકો ? અને નિશ્ચયમાં અપમાનનો ભો જતો રહે તો માણસ સ્વતંત્ર થઈ જાય. આપણે ત્યાં અપમાનનો ભો જતો રહે, તો સ્વતંત્ર થઈ જાય.

## વળગેલી વંશાવળી કષાયની ?

માન ને અપમાનની જ પડેલી છે ને, બધેય ?

**પ્રશ્નકર્તા :** પણ દાદા, પહેલેથી આ ચાલ્યું આવતું હશે ?

**દાદાશ્રી :** અનાદિકાળથી બધો આનો આ જ માલ. મનુષ્યમાં આવ્યો ત્યારથી માન ને અપમાન. નહીં તો બીજી વંશાવળીમાં કશુંય નહીં. બીજી યોનિમાં નહીં, અહીં આગળ બહુ અને દેવલોકોમાં બહુ.

**પ્રશ્નકર્તા :** બીજી યોનિમાં જાય પછી આ માન-અપમાન ભૂલી જતાં હશે ?

**દાદાશ્રી :** ભૂલી જાય. આ અહીંથી ગયો ત્યાંથી જ ભૂલી જાય બધું, યાદ ના રહે. આપણે ચોથે દહાડે શું ખાધું હતું, તે તમને યાદ છે ?

**પ્રશ્નકર્તા :** ના. પણ વેર-ઝેર, માન-અપમાન, એ બધું જીવને યાદ રહે અને આ બધું કેમ ભૂલી જાય છે ?

**દાદાશ્રી :** ના, એય યાદ નથી રહેતું. આ ક્રોધ-માન-માયા-લોભ એકલું જ યાદ રહે છે અને પેલી ચાર સંજ્ઞાઓ તો કાયમ રહે છે. બાકી, વેર-ઝેર તો પછી થાય છે. એ યાદ આવતું નથી. અપમાન થાય કે

બૂમાબૂમ કરે. પેલી ગોળીઓને શું કહે છે ? આ છોકરા ખાય છે તે ?

**પ્રશ્નકર્તા :** પીપરમેન્ટ.

**દાદાશ્રી :** હવે પીપરમેન્ટ અહીં આગળ હોય તો બેબીને ને આ બાબાને, બેને લેવાની હોય, તો તેમાં જે લોભિયો હોય તે વધારે લઈ લે. આપણને ખબર પડે કે આ લોભિયો છે ! લોભિયો ઓળખાય. લોભિયો જેમાં ને તેમાં આગળ હોય.

**પ્રશ્નકર્તા :** માણસે આ બધી મુસીબતોનો શાંતિથી સામનો કરવો જોઈએ તે થતો નથી, તેનું શું કરે ?

**દાદાશ્રી :** કેમ કરીને કરે ? આ ક્રોધ-માન-માયા-લોભની નબળાઈઓ છે, તો મુસીબતોનો સામનો શી રીતે થાય ? ક્રોધ અમથો બેસી ના રહે. એ તો માન નામનો શત્રુ પેઠેલો હોય ત્યારે જ એ બેસી રહે. ક્રોધ તો માનનું રક્ષણ કરવા માટે હોય. એટલે જ્યાં સુધી માન છે ત્યાં સુધી ગુરખો રહેવાનો જ.

**પ્રશ્નકર્તા :** એટલે અપમાન સહન કરતા શીખી જવું જોઈએ, એમ ?

**દાદાશ્રી :** અપમાન સહન કરવાની શક્તિ આવશે, એ માન જશે ત્યારે. એ ગુરખો છે. 'માને' ગુરખો રાખેલો છે કે જો અપમાન કરવા આવે તો તેને કહે, 'તેલ કાઢી નાખજે.' અને પેલો એક લોભ છે, તેણે ય એક ગુરખો રાખ્યો છે. તે કપટ રાખ્યો છે. એને જ માયા કહી. અને લોભ જતો રહે તો એ માયા જતી રહે. ક્રોધ છે એ માનનો ગુરખો. 'મૂરખ છો, અક્કલ વગરના છો' એવું કોઈકે કહ્યું હોય ત્યારે આપણે કહેવું, 'ભઈ, હું આજનો નથી, પહેલેથી જ એવો છું.' એમ કહેવું.

લોકો ક્રોધ મારે છે ને ? કોઈ છે તે લોભને મારી મારીને ઓછો કરે. ત્યારે પેલી માયા શું કહે છે ? માયા કહે છે કે, ''મારા છ પુત્રો છે, ક્રોધ-માન-માયા-લોભ, રાગ ને દ્વેષ. એ મારાં છ છોકરાં અને હું સાતમી, અમને કોઈ નિર્વંશ કરી શક્યા નથી. હા, એક ફક્ત 'જ્ઞાનીપુરુષ' એકલાં જ અમને નિર્વંશ કરી શકે. બાકી, કોઈ અમને

નિર્વંશ કરી શકે નહીં. તું ગમે એટલા મારા ક્રોધને મારીશ, તું લોભને મારીશ, પણ જ્યાં સુધી મારો માન નામનો છોકરો જીવતો છે ત્યાં સુધી બધાં જીવંત થઈ જશે.''

'જ્ઞાની પુરુષ' માન નામના છોકરાને મારે, તેય મારે નહીં, ગાદીએથી ઉઠાડેય નહીં. જગ્યા 'ચેન્જ' કરી આપે. મારે, તો તો હિંસા કરી કહેવાય. 'માર' શબ્દ આવ્યો તો હિંસા કરી કહેવાય. હિંસા હોય નહીં. અહંકારને એ મારે નહીં.

## 'કરનારા'ની જગ્યા 'ચેન્જ'

**પ્રશ્નકર્તા :** આ કામ-ક્રોધ-મોહ-લોભ ને મદ, એમાં ખરાબ ચીજ કઈ ?

**દાદાશ્રી :** મદ.

**પ્રશ્નકર્તા :** મદ સૌથી વધારે કેમ ? લોભ ખરાબ નહીં ?

**દાદાશ્રી :** શેના આધારે ઊભું રહ્યું છે, તે જોવું જોઈએ ને ? મદના આધારે જ ઊભું રહ્યું છે. મદ ! એ આધાર ના હોય તો કોઈ ઊભું રહે એવું નથી.

**પ્રશ્નકર્તા :** પણ આ બધી ચીજો, તે 'કંટ્રોલ'માં આવી શકે. પણ લોભ 'કંટ્રોલ'માં ના આવી શકે ને ?

**દાદાશ્રી :** પણ લોભનો કરનારો 'કંટ્રોલ'માં આવે એટલે બધું 'કંટ્રોલ'માં આવી ગયું ને ! મેં કંઈ કોઈને લોભને કાઢવાનું કહ્યું હતું ? મેં કંઈ લોભને કાઢવાનું કહ્યું છે ? લોભના કરનારાને પકડ્યો, ને હડહડાટ ગાદીએથી ઉઠાવી દીધો, કે બધું ઊડી ગયું હડહડાટ ! રાજા મર્યો એટલે લશ્કર બધું ભાગમ્ભાગા ! લશ્કરમાં વાત ચાલે ને, કે રાજા મરાયા. પછી કોઈ ઊભું ના રહે. એટલે રાજા પકડાવો જોઈએ, બસ ! એટલે મદ હોય તો લોભ કરે ને ! નહીં તો લોભ કરે નહીં ને ! મદ જો જાય તો કશુંય લોભ રહે નહીં. આ ગરીબોને બિચારાને કશો લોભ જ નહીં ને ! કારણ કે મદ નહીં એટલે શાનો લોભ ?

## માન, એ હિંસકભાવ જ

એવું છે, ક્રોધ-માન-માયા-લોભ બધું હિંસકભાવ જ છે. આ ક્રોધ-માન-માયા-લોભ એ બધી હિંસા જ ગણાય છે. કપટ એ બહુ મોટી હિંસા ગણાય છે. માયા એટલે કપટ. ક્રોધ તો ઊઘાડી હિંસા, ઓપન હિંસા.

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું ને, કષાયમાં હિંસકભાવ હોય તો માનમાં હિંસકભાવ કેવો હોય ? એ સમજાવો.

**દાદાશ્રી :** માન પોતે જ હિંસકભાવ છે. માની માણસ બીજાની હિંસા કરે છે. એ તો સામો કંઈક કામની જરૂરિયાતવાળો હોય, કોઈ સ્વાર્થી હોય, મતલબી હોય, એ તો નભાવી લે. પણ બીજાને તો માની માણસ કેવો લાગે ? હવે માનની અંદર ક્રોધ ભરાયેલો જ છે, તિરસ્કાર હોય જ. માન એટલે તિરસ્કાર ! હું કંઈક છું, કે તિરસ્કારે લોકોને. માન એટલે જ તિરસ્કાર. અને અભિમાની તો બહુ તિરસ્કાર કરે.

માની જુદો, અભિમાની જુદો. અહંકારી જુદો, તુંડમિજાજી જુદો, ઘેમરાજી જુદો !

## માનના પર્યાયો અનેક

આ માનના શબ્દો તો બધા બહુ પર્યાયોમાં છે, એટલા બધા પર્યાયો છે.

**પ્રશ્નકર્તા :** તુંડમિજાજી, ઘમંડ, એ બધા કહેવાય ?

**દાદાશ્રી :** હા, એ તો બધા જાતજાતના શબ્દો એવા છે. લોક તો ગર્વ અને ગારવતા, એ બધું પોતાની ભાષાથી સમજે ને ? અભિમાનને ગર્વ કહે એવાં લોક છે આપણાં. અહંકાર કોને કહેવો, અભિમાન કોને કહેવું, માન કોને કહેવું, ગર્વ કોને કહેવો, તુમાખી-વાળો કોને કહેવો ?

**પ્રશ્નકર્તા :** ખુમારીવાળો કોને કહેવો ?

**દાદાશ્રી :** ખુમારીવાળો, એ બધાં જાતજાતનાં અભિમાન છે ને !

પછી કયો શબ્દ ? ઘમંડી ! ઘમંડ તો કશોય માલ ના હોય ને કહેશે, 'અરે, વકીલના બાપને હરાવી પાડું.' એટલે આપણે સમજીએ કે ઘમંડી છે એ. જાતજાતનાં લોક બધાં, માલ બધો જાતજાતનો ! પછી મચ્છરાયેલો કહે, વળી આનામાં ઘેમરાજી બહુ છે, એમેય કહે. તે આ બધામાં 'ડિફરન્સ' છે, તેને લઈને નામ જુદું જુદું પાડેલું. મચ્છરાળો તો થોડોક મચ્છર જેવો જ હોય. ચટકો મારે એ, તો લ્હાય બળે.

**પ્રશ્નકર્તા :** પણ આ બધાં અભિમાન, ઘમંડ, એ માણસની અમુક ઉંમર પછી આવે ને ? બાળકમાં એવું કંઈ બહું હોતું નથી.

**દાદાશ્રી :** બાળકમાં બિલકુલેય ના હોય. જેમ બુદ્ધિ વધે, તેમ આ બધું તોફાન વધતું જાય.

એટલે આ બધા શબ્દોના પર્યાય બહુ મોટા છે. પર્યાય સમજવો બહુ મુશ્કેલ વસ્તુ છે. એ તો 'જ્ઞાની પુરુષ' પાસે જાણવા મળે.

**પ્રશ્નકર્તા :** એ બધાંના જુદા જુદા ફોડ પાડો ને !

**દાદાશ્રી :** આ પેલો મજૂર જતો હોય, એટલે આપણે કહીએ, 'અલ્યા, શું તારું નામ ?' ત્યારે એ કહે, 'લલવો.' હવે એ પોતાને લલ્લુભાઈ નથી કહેતો, એટલે આપણે જાણીએ કે એ અહંકારી એકલો જ છે.

અને આપણે કોઈકને પૂછીએ કે, 'શું નામ ?' ત્યારે એ કહે કે, 'લલ્લુભાઈ.' એટલે આપણે જાણીએ કે આ માની હઉ છે જોડે.

અને બીજો કોઈક જતો હોય એટલે આપણે કહીએ, 'કોણ છો તમે ?' ત્યારે એ કહે, 'હું લલ્લુભાઈ વકીલ. ના ઓળખ્યો મને ?' એટલે અભિમાની હઉ કહેવાય.

એટલે આ બધાં એનાં લક્ષણ !

અહંકાર, પછી એ મમતા સ્વરૂપની સાથે થયો એટલે અભિમાન ઊભું થયું. કંઈ પણ મમતા, ગમે તે જાતની ! એટલે કોઈ પણ પ્રકારની મમતા સહિત છે એ અભિમાન થયું. જ્યારે અહંકાર એકલો હોય, મમતા વગર હોય, તો એ અહંકાર કહેવાય.

**પ્રશ્નકર્તા :** પછી તુંડમિજાજી રહ્યું ને ? એની 'ડેફિનેશન' શું કહેવાય ?

**દાદાશ્રી :** તુંડમિજાજ ! નહીં સમજણનો આંકડો, નહીં લક્ષ્મીનો આંકડો, તો ય મિજાજ પાર વગરનો. પૈણવાનું ના મળતું હોય તો ય પાછો મિજાજ ! અલ્યા, પૈણવાનું નથી મળતું તો ય શાનો મિજાજ કર્યા કરે છે તે ? એ તુંડમિજાજ કહેવાય ને, પછી.

પછી તુમાખીવાળો. તે આજથી પોણો સો વર્ષ ઉપર કલેકટરો, પોલીસો, ડી.એસ.પી.ઓ., એ બધાની તુમાખી હતી, જાણે ભગવાન હોય એટલી તુમાખી રાખતા હતા. અને મોટા મોટા શેઠિયાઓને મારે-ઝૂડે. મોટા મોટા શેઠિયાઓને હંટરથી ફટકારે. જો તુમાખી, તુમાખી !! હમણાં થોડાક જ વખત પર મેં જોયેલી બધી. અમારો ધંધો કંટ્રાક્ટનો ને, એટલે બધા ઓફિસરો પાસે જવાનું, તે તુમાખીવાળા જોયેલા ત્યાં. આ ટ્રેનમાં કલેક્ટરના સામે ફર્સ્ટકલાસમાં બેસાય નહીં. આમ ચોખ્ખા હતા. શિસ્તની બહાર ના ચાલે. પણ ત્યારે તુમાખી પાર વગરની હતી. કેવી તુમાખી ! લોકોને હડધૂત, હડધૂત કરી મૂકે. અમારાં કામ પર એક્ઝિક્યુટીવ એન્જિનિયર આવે ને, તે ધમધમાટ કરાવી દે અને ધારે એમ કરી નાખે. કારણ કે પાવર છે ને, એની પાસે.

અમે જોયેલી આ તુમાખી બધી. તે મને અત્યારે હસવું આવે છે, આ મોટા મોટા કલેક્ટરોને જોઈને. પહેલાં શું તુમાખી રાખતા હતા, જાણે ભગવાન આવ્યા હોય એવું. અને અત્યારે તો કલેક્ટર ચપ્પલ પહેરીને નીકળ્યો હોય ને એના પગ ઉપર આપણો બૂટ પડે તો 'પ્લીઝ, પ્લીઝ' કરે. પહેલાં તો આવું બન્યું હોય ને, તો હંટરથી ફટકારે. તેય સ્ટેશન ઉપર ને સ્ટેશન ઉપર જ ફટકારે. જ્યારે હવે તો 'પ્લીઝ, પ્લીઝ' કરે. આ માર ખાઈ ખાઈને જો પાંસરા થયા છે ! તુમાખી બધું ઊતરી ગયું ને ! ગાડીમાં મોટો કલેક્ટર હોય તો ય કશું બોલાય નહીં ને ! અને ગર્વનર હોય તો ય ના બોલાય. પણ જો માર ખાઈ ખાઈને પાંસરા થઈ ગયા ! અને હવે તો કહેશે, 'હા, ચાલશે.' બઈનેય શું કહેશે ? 'હા, હા, ચાલશે, ચાલશે.' પહેલાં તો નહોતા બોલતા 'ચાલશે' ને હવે ?

આ તો બધું જો ટાઢું ટપ થઈ ગયું ! અને અત્યારે તો લોક મોટા માણસોનીયે ટીકા કરે તો ય કશું નહીં. જો ટાઢા ટપ થઈ ગયા ને ! પાંસરા થઈ ગયા કે નથી થઈ ગયા ?! પાંસરા થયા છે ને પાછા બીજા માર ખાઈ ખાઈને હજુ પાંસરા થશે.

**પ્રશ્નકર્તા :** પછી આગળ, ઘેમરાજી કેવો હોય ?

**દાદાશ્રી :** એ ઘેમરાજી શબ્દનો શો અર્થ થાય ?

**પ્રશ્નકર્તા :** ઘેમરાજી એટલે ઘમંડ ?

**દાદાશ્રી :** નહીં. એ ઘમંડેય જુદો છે, ઘેમરાજીયે જુદો છે. આ લોકો તો બહુ પાકાં લોક છે. આટલે સુધી ઘમંડ અને આથી વધારે કરે તો ઘેમરાજી. પ્રમાણમાં ફેરફાર થયો હોય તો તરત જુદું પાડી નાખે. આ તો બહુ પાકાં લોક છે.

ઘેમરાજી એટલે અહીંથી છેટે ત્રણ માઈલ જવાય એવું ના હોય શરીર, અને પાછો કહેશે 'આખી દુનિયા ફરી આવું.' લોકો ઘેમરાજી રાખીને ફર્યા કરે અમથું. 'મગજમાં ઘેમરાજી રાખીને ફર્યા કરે એટલું જ છે.' કહે છે ને ? તે એ ઘેમરાજી રાખે. પછી આપણાં લોકેય કહી આપે, આબરૂ કાઢી નાખે કે 'વગર કામનો ઘેમરાજી રાખે છે, જુઓ તો ખરા !' લોક તો કંઈ છોડે કે ?! ઘમંડ રાખે તો છોડે નહીં, ઘેમરાજી રાખે તો છોડે નહીં. બધું જે જે કંઈ રાખે તેને છોડે નહીં, કહી આપે. કહેશે, 'ઘમંડ રાખે છે આ.' 'અભિમાન કરે છે, માની છે.' બધું કહી આપે લોક તો.

ઘેમરાજી એટલે શું ? 'છીટ, છીટ, છીટ. તું જા ઘેર, છીટ, છીટ.' બધાને 'છીટ છીટ' કર્યા કરે. અરે, પાંસરો રહે ને ! મને બેસવા તો દે. પણ ત્યારે કહે, 'છીટ છીટ.' એટલે એને બીજા લોકો હિસાબમાં જ ના આવે. એને બધા આ જાનવર જેવા લાગે. માણસો ય જાનવર જેવા લાગે. બોલો હવે, એ ઘેમરાજી ! એ કઈ ભાષાનો શબ્દ લાગે છે તમને ? પર્શીયન ભાષાનો શબ્દ છે ?

**પ્રશ્નકર્તા :** આ તળપદી, ચરોતરિયા ભાષાનો છે.

**દાદાશ્રી :** હા, ચરોતરી ભાષા ! કહેશે, ઘેમરાજી બહુ છે. આ પાસે છે નહીં કશું ય ને ઘેમરાજી બહુ છે. અને ઘેમરાજી શબ્દેય આપણા ગુજરાતીમાં છે ને ! હવે આ શબ્દ ક્યાંથી ઉત્પન્ન થયો, એનું 'રૂટ કૉઝ', હું ખોળું પણ તે જડતું જ નથી કશું ! અભિમાનનું એ બધાનું 'રૂટ કૉઝ' જડે છે.

**પ્રશ્નકર્તા :** એટલે શબ્દો જેટલા દેખાય છે એટલા સાદા નથી હોતા, અંદર બહુ રહસ્ય હોય છે.

**દાદાશ્રી :** હા, નર્યા અર્થના જ ભરેલા છે આ શબ્દો બધા. એ ઉપરનો અર્થ કરવાનો નહીં. એનો પરમાર્થ મહીં રહ્યો છે અંદર. પણ તે કેટલાય પડ જાય ત્યારે પરમાર્થ પ્રાપ્ત થાય.

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું, 'અહંકાર બહુ જ હતો.' તો એનાથી આ અહંકારનાં બધાં 'ફેઝિઝ' અનુભવમાં આવી ગયાં ને ?

**દાદાશ્રી :** હા, બધી બાજુનો અનુભવ ! એનાં 'પરસ્પેક્ટિવ વ્યૂ' હઉ જોયેલા. 'પરસ્પેક્ટિવ' અહંકાર કેવો દેખાય, તે આમ ખબર પડે.

**પ્રશ્નકર્તા :** એ કેવો દેખાય ?

**દાદાશ્રી :** અરે, ઓળખુંને, પણ ! 'ફ્રન્ટ એલીવેશન,' 'બેક એલીવેશન' 'પરસ્પેક્ટિવ વ્યૂ', બધી રીતે ઓળખું. 'દાદા' 'બેક એલીવેશન'માં કેવા દેખાય, તે ખબર પડે મને. 'ફ્રન્ટ એલીવેશન'ની ખબર પડે, 'પરસ્પેકટીવ'ની ખબર પડે. નાકને બધું કેવું દેખાય, તે બધી ખબર પડે.

**પ્રશ્નકર્તા :** નાક તો દેહનું થયું. પણ અહંકારનાં 'ફેઝિઝ' કેવા દેખાય ?

**દાદાશ્રી :** અહંકારનું ય પછી દેખાય ને ! આ દેહનું પહેલું દેખાય, તો પેલો અહંકાર દેખાય પછી. અહંકાર તો ઓગળે. પણ આ દેહ પ્રમાણે સાનુરૂપ હોય, એ જુદું નથી હોતું.

**પ્રશ્નકર્તા :** સાનુરૂપ એટલે ?

**દાદાશ્રી :** નાક ટૂંકું તો અહંકાર ટૂંકો. નાક લાંબુ તો અહંકાર લાંબો. એટલે આ શરીરનું હોય ને, એ અહંકારનું પણ એવું જ હોય.

## 'હમ' નડે મોક્ષે જતાં

**પ્રશ્નકર્તા :** આ 'ઈગો' અને 'અહંકાર' વચ્ચે શું ભેદ ?

**દાદાશ્રી :** એ એક જ વસ્તુ છે.

**પ્રશ્નકર્તા :** આ, 'હમ' કહે છે, તે પણ અહંકાર જ કહેવાય ને ?

**દાદાશ્રી :** 'હમ' જુદું છે ને અહંકાર વસ્તુ જુદી છે.

એવું છે ને, લોકોએ તો મુખ્ય ગણ્યું કે મોક્ષે જતાં બૈરી-છોકરાં જ નડે છે. અલ્યા, આ એકલું જ કંઈ નડે છે ? બીજી બધી કેટલીયે ચીજો નડે છે. આ બૈરી-છોકરાં બિચારાં શું નડતા હશે ? એમની પથારીમાં એ સૂઈ જાય, એમાં આપણને શું નડ્યું ? આપણા પેટમાં પેસીને કોઈ સૂઈ જાય છે ? આપણા પેટમાં પેસીને સૂઈ જતું હોય, તો નડ્યું કહેવાય. સહુ સહુની પથારીમાં સૂઈ જાય, એમાં આપણું શું ગયું ?!

ત્યાં પેલું તો આપણા પેટમાં પેસીને નડે છે, કે 'હમ, હમ, હમકુ કૈસા ?!' આ 'હમ' ના જાય, જ્યાં જશો ત્યાં 'હમ' જોડે હોય જ. જોયેલો તમે 'હમ' ? પણ એ દેખાય નહીં. છતાં લક્ષણ ઉપરથી માલમ પડે કે આ 'હમ' આવ્યું, આંખમાં દેખાય.

આ બીજુ બધું ય છૂટ્યું ને 'હમ' રહ્યું, તે 'હમ' તો બહુ ખોટું. એનાં કરતાં બે બૈરીને પૈણીને ફરતો હોત તો સારો, તે 'હમ' જતું રહેત. ગાળો ખાય એટલે 'હમ' જતું જ રહે ને ! અને આ એકલો સાંઢ જેવો, એને કોણ ગાળો દે ?! બૈરી નહીં, કશાક કોઈના લાગમાં આવે નહીં, પછી 'હમ' વધી જાય. અને અટકણ તો પાર વગરની હોય બધી. મનુષ્યોને બહુ અટકણ હોય.

અને અહંકાર તો ઊભી કરેલી ચીજ નથી. એ તો ગ્રહાઈ ગયેલો છે. પોતે જ પકડાઈ ગયો છે, સંજોગોના આધારે ! તે એ અહંકાર તો છૂટી જાય. અહંકાર તો 'રોંગ બિલીફ' જ છે ખાલી, બીજું કશું નથી.

જ્યારે 'હમ' તો, એ વાત જ જુદી. એ 'હમ' મેં જોયેલા બધા. 'હમ, હમ' ગા ગા કર્યા કરે, હું સમજી ગયો કે તમારું શું થશે તે ? 'રીઝર્વેશન' ક્યાં મળશે, એ અમે તરત જાણી જ જઈએ ને ! એ 'હમ'નું ગાડીમાં ક્યાં 'રીઝર્વેશન' મળશે, એ ના સમજીએ અમે ?

**પ્રશ્નકર્તા :** તો આ 'હમ' છે, એને ગાઢ અહંકાર કહેવાય ?

**દાદાશ્રી :** ના, 'હમ' એ અહંકારને અડે નહીં. ને અહંકાર જતો રહે, પણ 'હમ' ના જાય.

'હમ' તો ધારે એ કરે. આ પોલિસવાળાને બિચારાંને એવો 'હમ' ના હોય. હવે અહંકાર તો, એને સમજાવીએ-પટાવીએ, તો નીકળી જાય. પણ 'હમ' તો બહુ જુદી વસ્તુ છે. આ સંસારીઓમાં જે 'હમ' થયેલો ને, એ તો માર ખાઈને પછી નીકળી જાય.

**પ્રશ્નકર્તા :** એ 'હમ' જે છે, તે અધ્યાસને મળતું ખરું ?

**દાદાશ્રી :** અધ્યાસ ? નહીં. અધ્યાસ તો, આ બધો અધ્યાસ જ કહેવાય છે અને 'હમ' તો વળી અધ્યાસને ય ચઢી બેસે એવું. દેહનો અધ્યાસ એ જુદી વસ્તુ છે. પણ 'હમ'ના અધ્યાસને તો પહોંચી ના વળાય. દેહ તો બિચારો ભોળો છે. આ ક્રોધ-માન-માયા-લોભે ય ભોળા છે. પણ આ 'હમ' જેવી તો દુનિયામાં કોઈ ચીજ નથી. કારણ કે કશું જ ના હોય ત્યારે એનો જન્મ થાય, સ્વયં જાત ! હમ !

'હમ'વાળાની ખબર પડી જાય અમને ! એનો અવાજ ખખડાટવાળો હોય. ખખડાટ, કલદાર રૂપિયો ખખડે ને, એવો ખખડે ! તમે જોયેલા કે !

**પ્રશ્નકર્તા :** આપણી આજુબાજુથી કોઈ ઠેકાણે એ 'હમ'વાળાની ખબર પડે કે 'હમ, હું કંઈક છું.'

**દાદાશ્રી :** ના, એ 'હું કંઈક છું' એ જુદું છે. એવું છે ને, આ બધાં 'હું કંઈક છું'વાળા જે છે, એ સંસારી તમને જોવા મળે. સંસારી છે, એનું તો જ્યારે ત્યારે 'હમ' ઊતરી જાય. આમને તો માર ખાય ને, તો 'હમ'

ઊતરી જાય. જ્યારે પેલા લોકોને તો 'હમ' ઉતારનાર કોણ ? તે 'હમ'ને પછી સોહમ્‌માં લઈ જાય.

**પ્રશ્નકર્તા :** 'હમ' ઊભું થવા માટે એની પાસે કંઈક હોય ? કંઈ સામાન હોય કશો ?

**દાદાશ્રી :** કશો સામાન, કોઈ ચીજ ના હોય ત્યારે 'હમ' ઊભું થાય. કારણ કે જીવવું શા આધારે ? એટલે 'હમ'..... ! પહેલાં વસ્તુઓના આધારે જીવતો હતો. તે હવે આ 'હમ'ના આધારે જીવે કે 'હમ, હમ.' ને ખાવા-પીવાનું તો એકલો હોય તોય મળી આવે. પૂર્વની પુણ્યૈ તો હોય ને ? ખાવા-પીવાનું બધું મળી આવે, ને પછી 'હમ' તો વધતું જ જાય. 'કૈસા હમકું, હમકું સબ કુછ મિલતા હૈ, કોઈ ચીજ મિલતી નહીં ઐસા નહીં !' અલ્યા મિલે, પણ એ ક્યાંથી મળી, એ તને શું ખબર પડે ?! પણ પછી 'હમ' મોટું થઈ જાય. એ કોણ કાઢી આપે ?!

**પ્રશ્નકર્તા :** તો 'હમ' કેમ કરીને જાય ?

**દાદાશ્રી :** 'હમ' તો જતું હશે વળી ? 'હમ' તો પોતાની મેળે ઊભું કરેલું, જતું હશે ? અહંકાર જાય, પણ 'હમ' ના જાય. અહંકાર એટલે જ્યાં પોતે નથી ત્યાં પોતાપણાનો આરોપ કરવો, એનું નામ અહંકાર. એ અહંકાર જાય. પોતે કરતો નથી અને 'હું કરું છું' કહે છે, એનું નામ જ અહંકાર. બાકી, 'હમ' તો એણે પોતે બચ્ચું ઊભું કરેલું, તે જતું હશે !? 'હમ, હમ' ચાલતું જ હોય.

**પ્રશ્નકર્તા :** એ 'હમ' નીકળી જાય ? એનો કંઈકેય ઉપાય ખરો ?

**દાદાશ્રી :** એનો ઉપાય નથી. એ તો અધોગતિમાં જઈ અને ત્યાં માર ખા ખા કરે, ત્યાં 'હમ' કચરાય.

'હમ' ક્યારે ફૂટે છે ? જ્યારે એની પાસે બધી મિલકત ખૂટે ત્યારે. તે શા આધારે જીવવું ? એ 'હમ' કે 'હમારા દાદા ઐસા થા ને ઐસે થે.' ચાલ્યું 'હમ' પછી.

જ્યારે કંઈ કોઈ ચીજ ના હોય, ત્યારે 'હમ'નો જન્મ થાય ! ને

અહંકાર તો કઈ પરિસ્થિતિમાં ઊભું થયું, તે પરિસ્થિતિ યે હોય. હવે અહંકાર તો ક્યારે ઓછો થાય ? કો'ક બહારવટિયો રસ્તામાં કપડાં કાઢીને સારો કરીને માર માર કરે તે અહંકાર બધો ઓછો થઈ જાય.

**પ્રશ્નકર્તા :** એ પેલા અજ્ઞાની માટે વાત છે ?

**દાદાશ્રી :** એ તો અજ્ઞાનીની વાત ! જ્ઞાનમાં તો અહંકાર હોય જ નહીં ને ! અહંકારવાળાને એ અહંકાર ઘટે નહીં. અહંકાર વધે એવાં જ બધાં સાધનો મળી આવે. પણ ઘટવાનાં સાધનમાં આવાં કોઈ બહારવટિયા મળે ને સારો કરીને મારે ને, તો અહંકાર ઊતરી જાય. અગર તો દસ લાખ રૂપિયાની મિલકત હોય અને પંદર લાખની ખોટ ગઈ તો અહંકાર ઊતરી જાય !

**પ્રશ્નકર્તા :** પણ એ બીજા ખૂણામાં પેસેને, પાછો ?

**દાદાશ્રી :** ના, ઓછો થઈ જાય, વધે નહીં. અહંકાર ને મમતા એ તો સહજ પ્રાપ્ત થયેલી વસ્તુ છે, એ ઊભી કરેલી વસ્તુ ન્હોય. અને 'હમ' તો ઊભી કરેલી વસ્તુ છે.

## અહંકાર, માન, અભિમાન.... એક નથી

**પ્રશ્નકર્તા :** અહંકાર, માન ને અભિમાન, એમાં ફેર શો ?

**દાદાશ્રી :** અહંકારનું વિસ્તૃત સ્વરૂપ એ માન કહેવાય અને મમતા સહિતએ અભિમાન કહેવાય. કંઈ પણ કિંચિત્‌માત્ર મમતા એટલે, 'આ મારી મોટર' કહેશે, એ દેખાડવાની પાછળ શું હોય છે ? અભિમાન. એનાં છોકરાં ગોરાં સરખાં હોય તો આપણને દેખાડે, 'જુઓ, મારાં આ ચારેવ છોકરાં દેખાડું.' તે પાછું મમતા ને અભિમાન ! એટલે જ્યાં અભિમાન હોય, ત્યાં આવું બધું આપણને દેખાડ દેખાડ કર્યા કરે. અને માન એટલે અહંકારનું વિસ્તૃત સ્વરૂપ, બહુવચન થયેલું.

**પ્રશ્નકર્તા :** એ પછી માનમાંથી જ અભિમાન જન્મતું હશે ને ?

**દાદાશ્રી :** ના. અભિમાન ક્યારે જન્મે ? મમતા હોય તો અભિમાન જન્મે.

અહંકાર જુદી દશા છે અને અભિમાન જુદી દશા છે. આ આપણા લોકોને કશું ભાન તો છે જ નહીં, ખરેખરું ભાન નથી. ઠોકાઠોક કરે ! મનમાં જે આવે તે કહે કે 'આ અભિમાની માણસ છે, આ અહંકારી માણસ છે.' તે આ અહંકારી તો દરેક મનુષ્યો છે. કોઈ માણસ અહંકારી ના હોય એવું નહીં. 'જ્ઞાની' એકલા જ અહંકારી નહીં અને 'જ્ઞાની'ના 'ફોલોઅર્સ' પણ અહંકારી નહીં. બાકી, બીજા બધાય અહંકારી.

અહંકાર એટલે શું ? જે પોતે નથી, તેનો આરોપ કરવો. પોતે છે એ જાણે નહીં અને નથી તેનો આરોપ કરવો, એનું નામ અહંકાર. એ કોને કોને હોય ? એ પદ કોને કોને લાગુ થાય ? બધાને લાગુ થાય. બધા અહંકારી કહેવાય. અહંકાર એટલે વસ્તુના આધારે નહીં. એની માન્યતામાં શું વર્તે છે ? 'જે નથી એવો.' 'હું' 'ચંદુભાઈ' નથી પણ માને છે કે 'હું ચંદુભાઈ છું' એ જ અહંકાર ! એટલે 'પોતે' જો 'શુદ્ધાત્મા છે' તો અહંકાર નથી. અને 'ચંદુભાઈ છો' તો અહંકાર છે. પછી, આ 'બાઈનો હું ધણી થાઉં' એ બીજો અહંકાર. આ મોટા ધણી આવ્યા ! વહુ ટૈડકાવતી હોય ને પાછો ધણી થઈને બેસે. વહુ ટૈડકાવે તો ય એને ધણી કહેવાય ?! પછી, 'છોકરાનો હું બાપ થઉં' એ ત્રીજો અહંકાર. બધા કેટલા અહંકારના પ્રકાર ? પછી એ ઘરનું અભિમાન કે એવું કશું ના રાખતા હોય તો ય લોક કહેશે કે આ અહંકાર છે એમનો.

અહંકાર, એનો કંઈ ગુનો નથી. અહંકાર એટલે તો જ્યાં પોતે નથી ત્યાં આરોપ કરે છે. એટલો જ ગુનો છે. બીજો કોઈ અહંકારનો ગુનો નથી.

હવે માન એટલે શું ? કે અહીં આગળ 'ફર્સ્ટ કલાસ' કપડાં પહેરી અને ત્રણ હજારનું ઘડિયાળ ઘાલીને, આટલી જરા બાંય ઊંચી રાખે આમ, લોકોને દેખાય એટલે. પછી કોઈ કહેશે, 'કેમ છો શેઠ ?' તે આ માન દેખાય આપણને ખુલ્લું. કારણ કે 'ઈગો વીથ રીચ મટેરિયલ્સ,' એ માન કહેવાય. એની પાસે સામાન સારો સારો શણગારેલો પહેર્યો હોય, એ માન કહેવાય.

**પ્રશ્નકર્તા :** અહંકારી અને માની, એ બે વચ્ચેનો ફેર શું ?

**દાદાશ્રી :** અહંકારીને અપમાનનો ભો ના લાગે. માનીને અપમાનનો ભો હોય. જે માની હોય, તેને અપમાનનો ભો લાગ્યા કરે. જ્યારે અહંકારીને અપમાનનો ભો ના લાગે. માન હોય તો અપમાન લાગે ને ! માન જ ના હોય ત્યાં ?

**પ્રશ્નકર્તા :** પણ જ્યારે અહંકારનું ખંડન થાય ત્યારે એને અપમાન લાગે ને ?

**દાદાશ્રી :** ના. એ તો અહંકાર ભગ્ન કર્યો કહેવાય. પણ આ માની હોય તો જ અપમાન લાગે.

જ્યારે અભિમાન કોને કહેવાય ? પોતાની પાસે સાધન હોય, તે લોકોને કહી બતાવે. એને અભિમાન કહેવાય. એ તો દરેક માણસ કહી બતાવે. દરેક માણસ પોતાની પાસે હોય, તે કહી બતાવ્યા વગર રહે નહીં. એટલે અભિમાન ક્યારે કહેવાય ? કે અહંકાર તો છે જ, પણ દુકાને જઈએ ત્યારે રસ્તામાં જતાં જતાં એ ભાઈ આપણને કહેશે કે, 'ઊભા રહો.' 'ભઈ, શું છે તે ઊભા રહો ? ઉતાવળ છે ને !' ત્યારે એ કહેશે, 'આ અમારું મકાન. આ ચાર બિલ્ડિંગ, આ બે અને પેલા બે અમારાં.' એ બધું અભિમાન કહેવાય. 'ભઈ, અત્યારે મારે જવાનું છે, તું શું કરવા વાતો કરે છે ? તું તારી મેળે માથાફોડ શું કરવા કરે છે ?' પણ એ એનું અભિમાન બતાડે છે. આપણે પૂછીએ નહીં તોય દેખાડે કે કેવો સરસ છે ! એનું શું કારણ ? એને અભિમાન છે. પૂછીએ અને જવાબ આપે એ જુદું છે. અને પૂછ્યા વગર જવાબ આપે એ અભિમાન ! એના મનમાં ગલીપચી થયા કરે કે 'ક્યારે કહી દઉં', એ અભિમાન.

**પ્રશ્નકર્તા :** તે અભિમાનને લીધે 'આપણું વધારે ઊંચું ને પેલાનું નીચું' એમ બોલે ને ?

**દાદાશ્રી :** હા, અભિમાન એટલે એ 'ઊંચુ ને નીચું.' એના પુરાવા આપે છે કે 'આ મારી મિલકત, પેલી મારી મિલકત, આ મારી ગાડી.'

એટલે 'ઊંચુ-નીચું' આના ઉપરથી કહેવા માગે છે. પણ સીધી રીતે, 'ડાયરેક્ટ' રીતે ઊંચું-નીચું બોલતો નથી. અભિમાન એટલે પોતાને જરૂરિયાત કરતાં વસ્તુ વધારે હોય અને એ દેખાડે, એ અભિમાન. એનાં મનમાં એમ કે 'જો હું કેટલો સુખી છું !' પેલાને હલકો પાડવા પ્રયત્ન કરે, એનું નામ અભિમાન.

એટલે અભિમાન તો આ બધું બતાડે, આ દેખાડે, તે દેખાડે. અરે, ઊંચી જાતનાં દોઢસો રૂપિયાનાં ચશ્માં લાવ્યો હોય તેય દેખાડી દે. 'જોયાં ચશ્માં ?!' કહેશે. અલ્યા, મારે તારાં ચશ્માને શું કરવા છે બળ્યા, તે મને દેખાડ દેખાડ કરે છે ?! પણ અભિમાન પોષવા માટે કહે કહે કરે. અરે, ધોતિયાનો જોટો સાડી ત્રણસોનો લાવ્યો હોયને, તે ય દેખાડ દેખાડ કરે. દોઢસોના બૂટ લાવ્યો હોય તે ય દેખાડ દેખાડ કરે. એ અભિમાન !

અરે, એટલે સુધી, કે જો જમાઈ બહુ દેખાવડો હોય ને અને બહુ ભણેલો હોય ને, તો કહેશે, 'મારા જમાઈ તમે જુઓ, હેંડો. મારા જમાઈ જુઓ'. અરે, તારા જમાઈમાં શું જોવાનું છે તે ? બધાંને હોય તેવા જમરાં, એમાં છે શું ? ત્યારે એ કહે, 'ના, મારો જમાઈ જોઈ લો.' પછી આપણે એને કહીએ કે, 'શું દેખાવડા છે, બહુ સારા જમાઈ મળ્યા.' ત્યારે પછી એને સંતોષ થાય. એટલે પછી આપણને જમવા હઉ તેડી જાય, હં કે ! કહેશે, 'આજ તો અહીં જ જમવાનું. જમ્યા વગર જશો નહીં પાછું.' એટલે જમવા હઉ તેડી જાય.

અભિમાન એટલે માનની જાહેરાત કરવી બધે, જ્યાં ને ત્યાં. એના ભાઈનું મકાન નાનું હોય તોય બતાવે કે 'આ મારા ભાઈનું મકાન, આ મારા કાકાનું મકાન, પેલું અમારું મકાન.' મોટું હોય તેમ બતાવે, ત્યાં આગળ અભિમાન મહીં વર્તતું હોય. પોતાની વસ્તુ સામાને માન કરવા માટે દેખાડવી, એનું નામ અભિમાન. શા સારુ બતાવે છે ? માન સારુ. પાછો માનથી આગળ ચાલ્યો, એ અભિમાનમાં ય પાંસરો ના થાય. પછી કુદરત એને માર માર કરીને રાગે પાડી દે. એટલે બે-ચાર ગાડીઓ પોતાની પાસે હોય, પણ એનો અહંકાર ના કરાય. એનું અભિમાન ના કરાય. અભિમાન કરે કે જવાની તૈયારી થઈ. નમ્રતા રાખવી જોઈએ. જેમ જેમ આપણી પાસે વિશેષ સાંસારિક સાધનો હોય ને, તેમ નમ્રતા હોવી ઘટે.

પાછા કહેશે, 'મારે આ ચાર દીકરાઓ, આ મારો છોકરો સી.એ. છે ને મારે આમ છે.' એ બધું અભિમાન. 'હું ગોરો છું, હું જાડો છું' કહે એ બધુંય અભિમાન કહેવાય. આ બધાં શામળાં છે ને પોતે ગોરો હોય તો એ ગોરાપણાનું એને અભિમાન છે. રૂપનો મદ હોય કે ના હોય ?

**પ્રશ્નકર્તા :** હોય.

**દાદાશ્રી :** પોતાની બૈરી બહુ રૂપાળી હોય, તો એનો પોતાને મદ હોય કે 'મારી વાઈફ જેવી તો કોઈની વાઈફ નથી.' એવું બને કે ના બને ?

**પ્રશ્નકર્તા :** બને છે.

**દાદાશ્રી :** હવે આ રૂપ રહેવાનું નથી. આ રૂપ કદરૂપું થતાં વાર નથી લાગે એવું. ઘડીકમાં કંઈ 'બળિયા બાપજી' નીકળે તો શું નીકળે એનું રૂપ ? 'બળિયા' નીકળે તો પછી રૂપ રહ્યું ?! ગમે તેવું રૂપાળું હોય તોય ? કંઈ આપણા હાથમાં છે આ સત્તા બધી ? એટલે એનો અહંકાર ના કરાય. 'મારા જેવો કોઈ રૂપાળો નથી' એ અભિમાનમાં ગયું. માટે 'હું ગોરો છું' એવું એ બોલે છે, એ અહંકાર નથી. આ લોકો તો અહંકારને સમજતા જ નથી. ને અભિમાની તો તરત ઓળખાય.

**પ્રશ્નકર્તા :** ગ્રુપ ફોટો જ્યારે પાડવાનો હોય ત્યારે અભિમાન તરત જ દેખાઈ આવે.

**દાદાશ્રી :** હા. અરે, પેલો ફોટોગ્રાફર જ સમજી જાય કે આ અભિમાનમાં આવ્યો છે. પણ એ ફોટોગ્રાફર અમને જોતાં તરત જ સ્વીચ દબાવી દે. એ જાણે કે આ બિલકુલ અભિમાન રહિત દેખાય છે. અને પેલો અભિમાની તો આમ ચોક્કસ થઈ જાય તે ઘડીએ. અલ્યા, ચોક્કસ શું કરવા થઈ જાય છે ?! જ્યારે અમારે સાહજિકતા હોય.

**પ્રશ્નકર્તા :** અભિમાન અહંકાર જેવું જ ને ?

**દાદાશ્રી :** ના. અહંકાર તો સારો. અહંકાર તો કાઢી નખાય. ને અભિમાન તો મહાદુઃખદાયી. કુદરતનો ધંધો શું છે ? અભિમાનને જ ઉતારવાનો ધંધો છે. અભિમાન વધે કે પડ્યો જ છે. મારે લાપોટ ઉપરથી !

અહંકારનો વાંધો નથી.

અભિમાન અને અહંકારમાં ફેર શું હશે ? 'હું ચંદુભાઈ' એ અહંકાર. જ્યાં નથી ત્યાં તમે આરોપ કરો કે હું છું, એનું નામ અહંકાર. અને આ મારા બંગલા, આ મારી મોટરો એમ દેખાડે, એ અભિમાન ! ત્યારે ધોળા વાળ કેમ નથી દેખાડતા ? 'જુઓ, મારા ધોળા વાળ આવ્યા, જુઓ !' પણ અત્યારે તો લોક કાળા કરી લાવે પાછા, હં ! રંગી લાવે ! એટલે અહંકાર તો અણસમજણથી થયેલો છે અને અભિમાન તો સમજણપૂર્વક. પોતે ગર્વરસ લે છે કે 'જો આ જુઓ, આ મારી વાડી જુઓ, આ જુઓ, તે જુઓ.' એટલે આપણે જાણીએ કે અભિમાન ચઢ્યું છે આને.

હવે કોઈ માણસ એક પદ બોલે, પછી, આપણે ખુશ થઈ જઈએ એટલે એ બીજાં બે-ત્રણ પદ બોલે. તો એ ય અભિમાન !

આ અભિમાન એટલે તમને સમજાયું ને ? કે પૌદ્ગલિક 'વેઈટ'ને પોતાનું 'વેઈટ' માનવું તે. 'હું મોટો છું' એમ માનવું, પછી સોનાની જણસો, ઘડિયાળ, ઘરાં ને એ બધું જે પૌદ્ગલિક 'વેઈટ' છે એને પોતાનું 'વેઈટ' માનવું, તે અભિમાન ! આ બંગલાનું 'વેઈટ' છે એને પોતાનું જ 'વેઈટ' એ માને. આપણા લોક તો 'આ મારા બંગલા જુઓ ને આમ જુઓ ને તેમ જુઓ, આ મારા બંગલા કેવા સરસ છે.' એવું બોલે તો કોઈ કહેશે કે અહંકાર બોલે છે. કોઈ કહે, 'આ અહંકારી છે.' ના, એ અભિમાની કહેવાય. વસ્તુ તો એની પાસે છે, પણ એનું આરોપણ કરીને પોતાનો દેખાવ કરવો ગર્વ ચાખવા માટે, એ અભિમાન કહેવાય. અભિમાનમાં તો, એ રસેય બહુ મીઠો હોય. 'આ મારા બંગલા.' એમ કહે કે તરત મહીં મીઠાશ વર્તે. એટલે પછી એને 'હેવમોર'ની પેઠ ટેવ પડી જાય.

**પ્રશ્નકર્તા :** તમે એકવાર કહેલું કે આખું જગત 'હેવમોર'માં ફસાયું છે.

**દાદાશ્રી :** 'હેવમોર'માં ! આ મારે 'હેવમોર'ની જરૂર નથી, એટલે હું ફસાયો નથી ને ! છતાંય આઈસ્ક્રીમ આવે ત્યારે હું ખાઉં છું. લોકોનો એ ધ્યેય છે, ને મારે એ ધ્યેય વગરની વાત છે. મારો ધ્યેય જુદો છે.

લોકોને 'હેવમોર'ની પછી ટેવ પડી જાય છે. એનું કારણ છે કે

અજાગૃતિ છે. એ તો અહીં હિતાહિતનું ભાન નથી, એટલે એ ટેવ પડી જાય છે. 'હેબિચ્યુએટેડ' ક્યારે થાય ? હિતાહિતનું ભાન ના હોય ત્યારે 'હેબિચ્યુએટેડ' થાય. અમને રોજ 'હેવમોર'નો આઈસ્ક્રીમ ખવડાવે તો અમને પછી બીજે દહાડે એ સાંભરે નહીં. મહિના મહિના સુધી રોજ અમને ખવડાવે ને પછી બંધ કરે તો ય અમને એ સાંભરે નહીં. આમ વખાણીએ ખરા કે 'બહુ સરસ છે આઈસ્ક્રીમ' એમ બધી વાતો કરું, પણ બધું સુપરફ્લુઅસ !' ખાઈ રહ્યા પછી સ્વાદ આપતો હોય તો તો અમે જાણીએ કે સરસ વસ્તુ. ખાઈ રહ્યા પછી, પછી આપણે ગમે તેટલું કહીએ કે 'સ્વાદ પાછો કાઢો' તો ય પાછો ના આપે, નહીં ? તો પછી એવા સ્વાદને શું કરવાનું ? એટલે કેટલાંક તો સ્વાદ માટે મહીં જતા રહે છે. તો હવે છે નહીં બીજું એટલે હું એને મમળાય મમળાય કરું મોઢામાં. છેલ્લો કોળિયો હોય ત્યારે શું કરું ? હા, પણ ગળામાં ઊતરી જશે પછી આવો સ્વાદ નહીં આવે.

હવે તમને અભિમાન સમજાઈ ગયું ? અને અહંકારની વાત સમજાઈ ગઈ ?

**પ્રશ્નકર્તા :** ને સંયમ આવે તો સંયમની સાથે અભિમાન પણ ઊભું થયા કરે ને !

**દાદાશ્રી :** અભિમાન હોય ત્યાં સંયમ છે જ નહીં. જ્યાં અભિમાન હોય ત્યાં સંયમ હોય નહીં. અભિમાન આંધળો હોય અને સંયમ હોય ત્યાં અભિમાન તો નહીં, પણ અહંકાર પણ ના હોવો જોઈએ.

## દેહાભિમાન, શૂન્યતાને પામેલું

અભિમાન તો અમારે કરવા જેવું હોય કે આખા બ્રહ્માંડના ઉપરી અમે કહેવાઈએ. છતાંય પણ અમને તો નાના બાળક કરતાં ય ઓછું હોય. અમને તો અહંકાર હોય જ નહીં ને ! અહંકાર હોય તો આ બધું ભેગું થાય જ નહીં ને ! આ દેહનો માલિક ના હોય તે બ્રહ્માંડનો માલિક થઈ શકે. દેહનું માલિકીપણું, મનનું માલિકીપણું ને વાણીનું માલિકીપણું ના હોય, તે બ્રહ્માંડના માલિક થાય !

**પ્રશ્નકર્તા :** પણ કેટલાંક લોકો કહે છે જ્ઞાની પુરુષમાં ઘણી વખત

અભિમાન જોવામાં આવે છે. પણ એ કેમ બની શકે ?

**દાદાશ્રી :** જ્યાં અભિમાન છે એ જ્ઞાન નહીં અને જ્ઞાન છે ત્યાં અભિમાન નહીં.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન ને અભિમાન બે સાથે ના રહી શકે, એનો અર્થ એ થયો ને ?

**દાદાશ્રી :** જ્ઞાન ને અભિમાન બે સાથે કોઈ દહાડો ક્યારેય પણ ન રહે. કાં તો અભિમાન રહે કે જ્ઞાન ! છતાં તમે મને બે ધોલ મારો અને મને અભિમાન આવે તો એ અજ્ઞાન છે મારું અને ખુલ્લું દેખાય કે જ્ઞાની ન્હોય આ.

હા, જ્યાં સુધી અમને 'જ્ઞાન' નહોતું થયું, ત્યાં સુધી દેહાભિમાન નહોતું ગયું. ઊલટું પાશેર હતું ને, તે સવાશેર થયું હતું. જન્મ્યો ત્યારે પાશેર હતું, પછી જેમ મોટો થયો એમ સવાશેર થતું ગયું. પાશેર હતું તેય કૈડતું હતું તો સવાશેર શું નહીં કૈડ્યું હોય ?! હવે અભિમાન એનું નામ કે કૈડ્યા કરે અને અહંકાર એનું નામ કે જે અંતરદાહ બાળ્યા કરે. અંતરદાહ એકલો જ બળતો હોય તો એ અહંકાર કહેવાય અને આ અભિમાન તો કૈડ્યા કરે.

તે અમે અહંકાર નહીં પણ અભિમાનમાં આવેલા. અરે, તુંડમિજાજી હઉ થયેલા. અને વળી કેટલાક એમે ય કહેતા કે ઘેમરાજી બહુ છે. કારણ કે અમારે જ્ઞાન નહોતું થયું તો ય એ પૂર્વનો સામાન બધો એવો ઊંચો ભેગો થયેલો, એટલે મને એમ ખરું કે આપણી પાસે કંઈક છે. એટલી ખબર ખરી અને તેની જરા ઘેમરાજી રહ્યા કરે.

એટલે અહંકાર ક્યાં હોવો ઘટે, અભિમાન ક્યાં હોવું ઘટે, એ બધું ક્યાં ઘટે, એ બધું મારાં લક્ષમાં છે. હવે આજ અહંકારી પુરુષ એકુંય મળે નહીં, વિકૃત તો થયેલો જ હોય, અભિમાન સુધી તો ગયેલો જ હોય.

અહંકારી પુરુષ તે તો સાહજિક કહેવાય. એ સહજ અહંકાર છે અને તે અહંકારી હોય જ નહીં ને, આ કાળમાં ! ક્યાંથી લાવે અહંકારી ? આજ તો અભિમાની હોય. અહંકાર તો શું છે ? કે 'હું ચંદુભાઈ છું' એ

જ અહંકાર છે. પણ એ તો સાહજિક વસ્તુ છે. એમાં એનો ગુનો નથી. અને અભિમાન શું ? કે આ પેલું કારખાનું અમારું, આ દવાખાનું યે અમારું, એટલે બતાડ બતાડ કરતા હોય તો આપણે સમજી જવું કે આ કોણ બોલી રહ્યું છે ? એમનું અભિમાન બોલી રહ્યું છે.

**પ્રશ્નકર્તા :** પણ એમાં જે તમે કીધું કે દેહાભિમાન, પાશેરનું સવાશેર થઈ ગયું. અને પછી એનું શૂન્ય કેવી રીતે થયું ?

**દાદાશ્રી :** ઓચિંતું જ ! મેં તો આમાં કશું નથી કર્યું. 'ધીસ ઈઝ બટ નેચરલ' થઈ ગયું. એટલે લોકોને હું કહું છું કે નકલ કરવા જેવી નથી આ. 'નેચરલ' છે, પછી એમાં તું શું કરીશ ? હવે મારી પાસે આવ, હું તને રસ્તો દેખાડીશ. મને રસ્તો જડ્યો છે. બાકી, હું જે રસ્તે ગયો છું તે રસ્તે તું કરવા જઈશ તો માર્યો જઈશ. કારણ કે મારે તો પાશેરને બદલે સવાશેર થયું, તે મારાથી સહન નહોતું થતું. એ દિવસો કેમ કાઢવા તે તો હું જ જાણું.

**પ્રશ્નકર્તા :** પેલું કહ્યું છે ને, 'દેહાભિમાન હતું પાશેર, વિદ્યા ભણતાં વધ્યું શેર અને ગુરુ થયો ત્યાં મણમાં ગયો.' હવે એમાંથી શૂન્ય ઉપર કેવી રીતે અવાય એ જ મહત્ત્વનું.

**દાદાશ્રી :** હવે આ 'જ્ઞાન' પછી તમારો પુરુષાર્થ દિવસ-રાત કઈ બાજુ જઈ રહ્યો છે ? શૂન્ય તરફ જઈ રહ્યો છે. પહેલાં શું થતું હતું ? કે મણનો બે મણ થાય, તે તરફ જતું હતું. હવે શૂન્ય તરફ જઈ રહ્યા છો. એને આપણે એમ કહીએ કે હવે શો ઉપાય ? તો ય તે કંઈ વળે નહીં. એટલે અત્યારે પદ્ધતિસર જ છે. શૂન્ય તરફ જઈ રહ્યો છે અને એ થવાનું જ !

## સ્વરૂપ જ્ઞાન પછી....

આ 'જ્ઞાન' પછી તમારે અત્યારે અહંકાર છે જ નહીં. કારણ કે અહંકાર કોને કહેવાય ? કે 'હું ચંદુભાઈ છું' એવું નક્કી કરવું, એનું નામ અહંકાર ! અને તમને 'હું ચંદુભાઈ છું' એ જ્ઞાન ઉપર શંકા પડી. 'હું ચંદુભાઈ નથી' અને 'હું તો શુદ્ધાત્મા છું', એટલે હવે તમને અહંકાર છે જ નહીં.

**પ્રશ્નકર્તા :** અહંકાર એટલે 'હું ચંદુભાઈ છું' એ ભાગને જ કહો છો ?

**દાદાશ્રી :** હા, એને જ અહંકાર કહેવાય.

**પ્રશ્નકર્તા :** એ અહંકાર ભાગ તો નીકળી ગયો છે, પણ હવે અમારું અભિમાન રહી ગયું છે ?

**દાદાશ્રી :** હા, અભિમાનનો વાંધો નહીં. એ અભિમાન નિકાલી બાબત છે. તમને અહંકાર રહેલો જ નથી ને ! અભિમાનનો વાંધો નહીં. માન ને અભિમાન એ નિકાલી બાબત છે. પછી એથી આગળ ગર્વ ને બીજો બધો સામાન રહેલો છે ને ! મૂળ અહંકાર ગયો પણ અહંકારનાં જે પરિણામ હતાં, તે તો હજી રહ્યાં જ ને ! મૂળ રૂટ કૉઝ ગયું. પણ ઉપરનાં હજુ ડાળાં ને એ બધું રહ્યું, તે સૂકાઈ જશે.

**પ્રશ્નકર્તા :** એટલે અભિમાન એ જૂના અહંકારનું જ પરિણામ છે ?

**દાદાશ્રી :** હા. અભિમાન એ અહંકારનું પરિણામ છે. તે પરિણામ રહી ગયાં, ને 'રૂટ કૉઝ' ગયું. અહંકાર ગયો ! ને અહંકારનાં બધાં પરિણામ જતાં રહે એટલે કેવળજ્ઞાન થાય.

**પ્રશ્નકર્તા :** પણ અહંકારનું પરિણામ અભિમાન, તો અભિમાન ચાલ્યું જાય એટલે કેવળજ્ઞાન આવીને ઊભું રહે ને ?

**દાદાશ્રી :** ના. પરિણામમાં એકલું અભિમાન ના હોય. અહંકારનાં પરિણામમાં તો બીજાં બધાં બહુ હોય. તે બધાંય જાય એટલે કેવળજ્ઞાન થાય !

**પ્રશ્નકર્તા :** તો અહંકારનાં પરિણામ કયા કયા ?

**દાદાશ્રી :** બધાં બહુ જાતનાં પરિણામ હોય.

**પ્રશ્નકર્તા :** અમારાં એ અભિમાનથી કોઈને તકલીફ ના થાય અને સંતાપ ના થાય, એને બદલે સામાને સુખ થાય, એને માટે અમારે શું કરવાનું ?

**દાદાશ્રી :** આટલો ભાવ જ કરવાનો. બીજું કશું કરવાનું નહીં. 'આપણા અભિમાનથી કોઈને દુઃખ ન હો ને સુખ થાવ' એવો ભાવ કરવાનો. પછી દુઃખ થઈ જાય તો પ્રતિક્રમણ કરવાનાં ને આગળ હેંડવા માંડવાનું. ત્યારે શું કરે તે ?! કંઈ આખી રાત ત્યાં આપણે બેસી રહેવું ? બેસી રહેવાય એવું નથી આ પાછું. આપણે બેસી રહેવું હોય તો ય બેસાય એવું નથી, તો શું કરવાનું ?

છતાં આ લોકોને દુઃખ ના થાય એવી રીતે આપણે પગલું ભરવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** એ હિસાબે તો આખો સંસાર અહંકારના પરિણામ જ છે, 'હું ચંદુભાઈ છું' એનું પરિણામ જ આખો સંસાર ને ?

**દાદાશ્રી :** પણ હવે એ અહંકાર, આ 'જ્ઞાન' પછી તમને ગયો. ફરી અહંકાર રહેતો હોય તો પરિણામ ઊભાં થયાં કરે ને ! આ 'જ્ઞાન' પછી તો નવાં પરિણામ ઊભાં થાય નહીં ને ! અને જૂનાં પરિણામ ઊડ્યાં જ કરે, જૂનાં એકલાં જ ઊડી જવાનાં. એટલે ઊકેલ આવી ગયો. એ ટાંકી નવી ભરાતી નથી. કોઈની ટાંકી પચાસ ગેલનની હોય ને કોઈની પચ્ચીસ લાખ ગેલનની હોય. મોટી ટાંકી હોય ત્યારે વાર લાગે. પણ ખાલી થવા માંડ્યું, એને શું !

**પ્રશ્નકર્તા :** પણ ટાંકી ખાલી થતાં થતાં તો પેલાં ફલડ(પૂર)ની માફક કોઈને ગબડાવી દે, કોઈને અથડાય ને કોઈને મારી દેને, પાછું.

**દાદાશ્રી :** હા, એ તો બધું જે મારે છે ને, તે તો એનાં પરિણામ છે ને ! એમાં આપણને શું લેવા-દેવા ? પણ કોઈને દુઃખ થાય તો એનું પ્રતિક્રમણ કરી લેવાનું.

## સ્વમાન એટલે....

**પ્રશ્નકર્તા :** માન અને સ્વમાન વચ્ચે ભેદ શું ?

**દાદાશ્રી :** માન એટલે 'ઈગો વીથ રીચ મટેરીયલ્સ.' અને સ્વમાન એટલે પોતાની જે કવૉલિટી' છે ને એટલા પૂરતું જ માન !

પોતાને જે 'ક્વૉલિટી' 'ફીક્સ' છે એટલા પૂરતું જ માન કે 'ભઈ, હું ગ્રેજ્યુએટ થયો છું.' તે 'ગ્રેજ્યુએટ' પૂરતું જ માન. એ સ્વમાન પોતાનું, પોતે જે છે એવું માગણી કરે. એથી વધારે નથી માગતો. એ સ્વમાન ભંગ થાય ત્યારે એને લાગે કે 'હું ગ્રેજ્યુએટ થયો છું ને વળી આ શું કહે છે ?!' એટલે 'ગ્રેજ્યુએટ' છે એટલા પૂરતું જ. અને તે એને માટે યોગ્યતા ધરાવે છે, એટલે એને છંછેડવો ના જોઈએ. સ્વમાન ભંગ ના કરવું જોઈએ કોઈનું.

અને માન એટલે શું ? કે એની પાસે 'ડીગ્રી' કે 'ક્વૉલિટી' નથી એ જોવાનું નહીં, ને ગુણની વાત તો ક્યાં ગઈ પણ 'ઈગો વીથ રીચ મટેરીયલ્સ' એ માન. ત્રણ હજારનું ઘડિયાળ છે, ચશ્મા સોનાની ફ્રેમવાળા છે, લોંગકોટ સરસ પહેર્યો હોય, એ બધું માન !

**પ્રશ્નકર્તા :** એ 'ઈગો' ઘવાયો અને સ્વમાન ઘવાવું, એ બે વચ્ચે તફાવત ખરો ?

**દાદાશ્રી :** બહુ જ ! સ્વમાન ઘવાયું એટલે તો સામો માણસ વેર વાળે.

**પ્રશ્નકર્તા :** અને 'ઈગો' ઘવાય તો વેર વાળે નહીં ?

**દાદાશ્રી :** ના, કશું ય નહીં. 'ઇગો'નો વાંધો નથી. પણ આ શ્રીમંતોને 'ઇગો' હોતો જ નથી ને ! 'ઇગો' હંમેશા ગરીબોને એકલાને જ હોય છે. આપણે જેને કહીએ છીએ ને, 'ચાલ નાલાયક' તો ય કશું ય અસર નહીં, એનું નામ 'ઈગો'. છતાં એકલું એવું યે નહીં. 'ઇગો' અસરે ય થાય અને અસર ના યે થાય. 'ઇગો' અસર કરે ય ખરો, તે વખતે કાપી યે નાખે અને અસર ના યે થાય. પણ આ શ્રીમંતોને એકલો 'ઇગો' ના હોય.

**પ્રશ્નકર્તા :** તો શ્રીમંતોમાં શું હોય ?

**દાદાશ્રી :** શ્રીમંતોને માન હોય, અભિમાન હોય, સ્વમાન હોય, એ બધું જાતજાતનું હોય. એમને 'ઇગો' વીથ(સાથે) બધું હોય. અને પેલાં ગરીબોને 'ઇગો' વીથ કશું ના હોય બિચારાં પાસે.

**પ્રશ્નકર્તા :** કોઈ માણસે કોઈ સારું કાર્ય કર્યું હોય તો એનું

અભિમાન લે અને કોઈક માણસને ઊતારી પાડવા માટે અભિમાન કરે તો ?

**દાદાશ્રી :** એ બધું અભિમાન ગણાતું નથી.

**પ્રશ્નકર્તા :** તો એ બે વચ્ચેનો તફાવત શું ?

**દાદાશ્રી :** માન અને અભિમાન એ 'વીથ રીચ મટેરીયલ્સ' !

**પ્રશ્નકર્તા :** એટલે માન અને અભિમાન એ સાધન-સંપત્તિ સાથે જોડાયેલાં છે ?

**દાદાશ્રી :** હા, બીજાં કોઈ નહીં.

## અજ્ઞાનદશાનો શ્રેષ્ઠ સદ્ગુણ

**પ્રશ્નકર્તા :** સ્વમાન અને અભિમાન એ બે વચ્ચેનો ભેદ ?

**દાદાશ્રી :** સ્વમાન એટલે એ ક્યા પ્રકારનું માન ? મને કોઈ સહેજે સળી ના કરે એવા પ્રકારનું માન અને આ મારી સ્થિરતાને કોઈ ડગાવે નહીં. સ્વમાન તો માણસ, કોઈ પોતાને સળી ના કરે એટલા પૂરતું જ રાખે છે. ને અભિમાની એટલે તો, કોઈ અભિમાની હોય ને, તે શું કહેશે કે, 'આ અહીંથી આપણો બંગલો શરૂ થયો, તે પેણે સુધી બંગલો છે. તેમાં પાછળ તો તમે જોયું જ નથી.' પછી એની છોડીની જણસો કરાવી હોય ને, તે બધી આપણને દેખાડે. એનું અભિમાન પોષાય એટલા માટે દેખાડે. પછી, એની જમીન હોય તે બધી દેખાડે કે 'આ બસ્સો વીઘાં જમીન મારી છે.' અને અભિમાની હોય ને, તે આખો દહાડો અરીસામાં જો જો કરે કે હું કેવો રૂપાળો છું ! અને લોકો કહે છે ને, અમારા બાપ-દાદા આમ ને તેમ ને કુળવાન. એ બધા અભિમાની. એને સ્વમાની ના કહેવાય.

સ્વમાની તો વ્યવહારથી લેવું-દેવું એમાં હોય. સ્વમાન એટલે સામાનું સ્વમાન રાખવું અને તેને બદલે પોતાનું સ્વમાન પ્રાપ્ત કરવું, એનું નામ સ્વમાન કહેવાય. એટલે સંસાર વ્યવહારમાં સ્વમાન એ તો વ્યવહાર છે. સ્વમાન ભંગ ના થાય ત્યાં સુધી ચલાવી લેવું પડે. જો કે આપણને તો આ મોક્ષમાર્ગ મળ્યો એટલે આપણને સ્વમાનની તો વાત જ ના હોય.

પણ સંસાર વ્યવહાર સ્વમાન સુધી સાચવવો જોઈએ. નહીં તો નફ્ફટ કહેવાય. સ્વમાનશીલ તો હોવું જ જોઈએ ને ! અજ્ઞાનીમાં ય એટલું તો હોવું જ જોઈએ. એટલી 'બાઉન્ડ્રી' તો જોઈએ ને ! 'બાઉન્ડ્રી'ની બહાર, એવું તે કેમ ચાલે ?! સ્વમાન એટલે અપમાન ના થાય એ માટેનું રક્ષણ કરવું તે.

સ્વમાન એ તો બહુ મોટામાં મોટી ચીજ છે, અજ્ઞાન દશાની સદ્ગુણની 'લિમિટ' છે ! સ્વમાનને તો અમે બહુ વખાણ્યું છે, આ હિસાબે કે અજ્ઞાનદશાની સદ્ગુણની 'લિમિટ' ! અજ્ઞાનદશામાં સદ્ગુણ તો હોય ને ? તેની આ 'લિમિટ'!

**પ્રશ્નકર્તા :** સ્વમાન ક્ષમ્ય છે કે નહીં ?

**દાદાશ્રી :** આ 'જ્ઞાન' લીધું હોય ને, એટલે સ્વમાન ક્ષમ્ય છે. નહીં તો સ્વમાને ય રાખવું જોઈએ જ. અજ્ઞાનદશામાં ય સ્વમાન તો રાખવું જોઈએ ને ! સ્વમાન ના હોય તો લીહ્ટ થઈ જાય પાછો. લીહ્ટ થઈ જાય એટલે 'બાઉન્ડ્રી' ચૂકી જાય.

**પ્રશ્નકર્તા :** પણ સ્વમાનમાં અહમ્‌નો અંશ ખરો કે નહીં ?

**દાદાશ્રી :** ભલે, એ અહમ્ તો છે જ જાણે. પણ તો ય લીહ્ટ ના થઈ જાય. સ્વમાનને લઈને 'બાઉન્ડ્રી'માં રહે, 'બાઉન્ડ્રી' ચૂકે નહીં એ કોઈ દહાડોય. એટલે અજ્ઞાનદશામાં ય સ્વમાનની જરૂર છે.

**પ્રશ્નકર્તા :** હવે દરેકનું પોતાનું સ્વમાન તો હોય. એટલે સ્વમાન તો આપણે આપણું રાખવું જોઈએ ને ?

**દાદાશ્રી :** આ 'જ્ઞાન' લીધું, હવે સ્વમાન શેનું રાખવાનું ? હવે સ્વમાન કશું ના હોય.

**પ્રશ્નકર્તા :** પણ પ્રસંગોપાત કંઈક એવો પ્રસંગ બન્યો. ત્યારે આપણે આપણું સ્વમાન રાખવું જોઈએ ને ?

**દાદાશ્રી :** પણ સ્વમાન ને આપણે લેવાદેવા ના હોય. માન ને સ્વમાન બધું ય ગયું. એવું છે, 'સ્વ' બદલાયેલું ના હોય, એને સ્વમાન

રાખવાનું. આ તો ‘સ્વ’ જ બદલાઈ ગયું ત્યાં આગળ ! ‘સ્વ’ બદલાઈ ગયું એને સ્વમાન હોય કે ? સમજણ ના પડી તમને ?

**પ્રશ્નકર્તા :** પણ ડ્રામેટિક સ્વમાન તો રાખવું જોઈએ ને ?

**દાદાશ્રી :** એ તો રહે જ. જેટલું રહે એ સાચું. બાકી, સ્વમાન રાખવાની જરૂર નથી. એ પાછો આપણે ક્યાં ધંધો માંડીએ, નવો વેપાર ?!

સ્વમાન એટલે, આપણે ‘ચંદુભાઈ’ છીએ અને તે પોતાનું માન સાચવવું. પણ જ્યાં સુધી આપણે ‘ચંદુભાઈ’ છીએ ત્યાં સુધી. અને આપણે શુદ્ધાત્મા થયા, તો એ વાત જ ક્યાં રહી ?! આ ‘જ્ઞાન’ પછી ‘પોતે’ ‘આત્મા’ થયો. પછી સ્વમાન જ ક્યાં રહ્યું ?! સ્વમાન તો, દેહાધ્યાસનું માન, એનું નામ સ્વમાન. પણ ‘આપણે’ ‘આત્મા’ થયા પછી સ્વમાન રહ્યું જ ક્યાં ? પણ આ નિકાલી બાબતનું સ્વમાન રહે. નિકાલી બાબતની આપણે લેવાદેવા નહીં ને !

## અભિમાની : મિથ્યાભિમાની

**પ્રશ્નકર્તા :** અભિમાન અને મિથ્યાભિમાન વચ્ચે શું ફરક ?

**દાદાશ્રી :** અભિમાન તો, આ ઘરાં એનાં પોતાનાં હોય અને પ્રત્યક્ષ દેખાડે એ અભિમાન કહેવાય. અને મિથ્યાભિમાનવાળાને તો, ભઈને ખાવાનું યે ઠેકાણું ના હોય ને બહાર લોકોને કહેશે, ‘અમારે તો બધી આમ સાહેબી છે.....’ ને એવી બધી ઠોકાઠોક કરે. એવા લોક નહીં જોયેલા ? આપણા લોકોય કહે કે એ મિથ્યાભિમાની છે. મિથ્યા એટલે કશું છે નહીં અને અભિમાન કરે છે, બણગાં ફૂંકે છે. જ્યારે અભિમાની તો, એને લોકો જાણે કે, ‘ના, ભઈ મિલકતવાળો છે તે અભિમાન કરે છે. અભિમાન કરવા લાયક છે. પણ એમણે અભિમાન ના કરવું જોઈએ, એમણે ના બોલવું જોઈએ.’ અભિમાની એટલે વધારે પડતું આપણે માન એને આપીએ જ. કારણ કે શ્રીમંત છે ને ! પણ એ બોલ્યો એટલે આપણા મનમાં કડવું લાગે કે ‘તું જાતે કેમ બોલ્યો ? અમે વાહ વાહ કરીએ, તે તારે સાંભળવાની.’

## એનું નામ મિથ્યાભિમાન

**પ્રશ્નકર્તા :** મિથ્યાભિમાન માટે કંઈક દાખલો કહો ને !

**દાદાશ્રી :** મિથ્યાભિમાન એટલે શું ? ઘરાં હોય નહીં ને પાછો કહે, 'આ બધી મારી મિલકત ઘણી છે.'

એક પટેલ ગાડીમાં બેઠા હતા. તે અમારા ગામના જ હતા. જોડે એક કોઈ ગામડાનો માણસ હશે, તે સારો માણસ હતો. તેણે પૂછયું, 'કાકા, ક્યાં જાવ છો ?' ત્યારે ભઈ કહે, 'ભાદરણ જાઉં છું.' 'ત્યાં કેટલા દહાડા રહેશો ?' પેલાએ પૂછયું. ત્યારે પટેલ કહે, 'ભાઈ, રહેવાનું તો દસ-બાર દહાડા જ છે. પણ બે દહાડા તો મારે ઘર સાફ કરતા થશે.' 'ઘર સાફ કરવામાં એક કલાક-બે કલાક થઈ જાય'. પેલા ભાઈએ કહ્યું, ત્યારે પટેલે કહ્યું, 'ભઈ, નીચેના ઓરડાં જ વાળતાં બે-ચાર કલાક થાય. પછી બીજો માળ, ત્રીજો માળ. બધાનો કચરો કાઢવાનો. વળી બાથરૂમો ધોવાની, ફલાણું ધોવાનું. ગોદડાં સો-દોઢસો હશે, તે પાછાં સાફ કરવાનાં.' આમ એમણે તો ફાડ ફાડ કર્યું. પેલાએ પણ સાંભળ સાંભળ કર્યું. જો ચિતર ચિતર કર્યું ! દોઢસો ગોદડાં (!)

પછી એમનાં 'વાઈફ' મને આવીને કહેતાં હતાં, 'જુઓને, આ તો આવું બોલતા હતા.' ત્યારે એમનાં ધણીએ મને શું કહ્યું ? 'હું બધું પેલાને કહેતો હતો, તે આણે મારી ત્યાં આબરૂ બગાડી નાખી. આણે કહી દીધું કે એવું બધું કશું નથી. તમે માનશો નહીં. હું આબરૂ બાંધતો હતો, હું આબરૂ વધારતો હતો, ત્યારે આણે આબરૂ મારી તોડી નાખી.' અલ્યા, આમાં ક્યાં આબરૂ વધવાની તે ? કોની આબરૂ વધવાની ? શું આ તોફાન ! આ મિથ્યાભિમાન. ભાડાના ઘરમાં રહેવું અને મોટી મોટી વાતો કરવી !

અરે, લૂગડાં યે ભાડાનાં લઈ આવેને, પછી ? 'હમારા દો બંગલા હૈ ઔર ખેત તો બડા હૈ, વો બગીચા હૈ અંદર.' કોટ ઈસ્ત્રીબંધ હોય, પણ તે ભાડાનો. તે આપણો કોટ ધોબીને ત્યાં હોય અને ધોબી પેલાને ભાડે આપે. પછી કો'કનો પહેરેલો કોટ આપણે પહેરવાનો પાછો. તે દેખ, આ દુનિયા તો જો ! અને આપણે કહીએ કે કોઈનું પહેરેલું હું પહેરું નહીં. આવી દુનિયા ચાલે છે અંદર. જોઈ લીધેલું મેં બધું. તમે ઓળખો ય ખરાં કે આ ભાઈ કોટ

પહેરીને ફરતો હતો. તે તમને મનમાં થાય પણ ખરું કે આ કોટ મારા જેવો, ને અહીં આગળ ડાઘ હતો, તેનો તે ડાઘે ય છે આ. પણ એ ભાઈને શું કહેવાય આપણાથી ? એવી આ દુનિયા છે.

## રાઈ ભરી મગજમાં

લોકો શું કહે છે ? 'તારા મગજમાં બટાકા ભર્યા છે.' હા, કોઈના મગજમાં રાઈ ભરેલી હોય, કોઈનાં મગજમાં બટાકા ભર્યા હોય !

**પ્રશ્નકર્તા :** દાદા, રાઈ કેમ કીધી હશે ?

**દાદાશ્રી :** પેલો બોલે એવું તે લ્હાય જેવું હોય. એવું બોલે કે આપણને આધાશીશી ચઢી જાય, હેડેક થઈ જાય.

**પ્રશ્નકર્તા :** આવી રાઈ તો બધાનાં મગજમાં ભરેલી જ હોય.

**દાદાશ્રી :** એમ ?! ખરું કહો છો. ગુજરાતમાં રાઈ સસ્તી ને ! એટલે લોક ખાય ને ! હવે રાઈ ઊતરી ગઈ કે નથી ઊતરી ગઈ ?

**પ્રશ્નકર્તા :** હા, નીકળી ગઈ.

**દાદાશ્રી :** નીકળી ગઈ, બસ. એટલે નીવેડો આવી ગયો.

**પ્રશ્નકર્તા :** રાઈ ભરેલી એટલે અભિમાન વધારે હોય, એનું નામ રાઈ ભરેલી ને ?

**દાદાશ્રી :** અભિમાનવાળા જુદા અને રાઈવાળા જુદા ! રાઈવાળાને કશી મિલકત જ ના હોય. અભિમાન કરવા જેવું ના હોય તો ય રાઈ બહુ હોય, મગજમાં રાઈ ભરેલી હોય. અને અભિમાન તો કોણ કરી શકે ? અહીં આગળ જેને પાંચ-દશ મોટા મોટા મકાનો હોય એ અભિમાન કરી શકે. એની પાસે કંઈ એવી સગવડ હોય, એક નાના ગામની એસ્ટેટને એવું હોય, તે અભિમાન કરે. આ ગમે તે એક ફ્લેટ હોય પાંચ- પચ્ચીસ લાખનો, ને એ રાઈ ચઢાવે એનો શો અર્થ છે તે ?! ગમે એટલું સરકાર કનડે તો ય એના વૈભવમાં બીજું નુકસાન ના થાય, વખતે એ અભિમાન કરે તો ચાલે.

બીજા લોકોને માન રાખવાનો અધિકાર ખરો, કે ભઈ મારે જો, ફ્લેટ ઘરનો છે, મારે ગાડી ઘરની છે. એ માન રાખવાનો અધિકાર ખરો. બાકી, અભિમાન રાખવાનું કંઈ કારણ નથી. અભિમાન તો, સ્ટેટ હોય ત્યારે અભિમાને શું ફાયદો કાઢ્યો ? સ્ટેટ જતું રહ્યું ને, ઊલટું ?! અને તે અભિમાન રાખવાથી મોટો તાજ કેવો હોય ? કાંટાળો તાજ હોય. ક્યારે આ કોઈ લશ્કર આવશે ને ક્યારે ચઢી આવશે એ કહેવાય નહીં. એનાં કરતાં તાજ વગરનો સારો. આ તો હમણે એનું નામ ફ્લેટ કહે છે. નહીં તો માળા કહેતા હતા. ચકલીનો માળો હોય ને ? કે કબૂતરનો માળો, કોઈ ચકલીનો માળો, પોપટનો માળો ! ડબલરૂમ હોય તો ય દીવાનખાનું કહે.

## માન માપવાનું થર્મોમિટર

**પ્રશ્નકર્તા :** બહારના કોઈ 'મટિરિયલ્સ' સિવાયનું પણ માન ખરું ને ? આ સાધુઓ, સંન્યાસીઓને કશાય મટિરિયલ્સ નથી હોતાં, છતાંયે એમને માન જબરજસ્ત હોય છે એ કયું માન ?

**દાદાશ્રી :** એમને માન છે તે કોઈ પુસ્તક-શાસ્ત્ર જાણું છું એ બધું હોય. આ પણ એક મિલકત જ કહેવાય ને ? શાસ્ત્ર બધું હું જાણું છું, એ મિલકત જ કહેવાય ને ?! એ બધાં 'મટિરિયલ્સ' જ કહેવાય. એ બધું માન જ હોય છે.

**પ્રશ્નકર્તા :** અને કોઈ કશુંય ના જાણતો હોય તો ય એને માન બહુ રહ્યા કરે, એવુંય બને.

**દાદાશ્રી :** હા, એવું હોય. કારણ કે, એ માની બેઠો છે ને ! કોઈ પણ માણસ માન આપે તો એ સ્વીકાર ના કરે, મનથી સ્વીકાર ના કરે એટલે એનો પારો ન ચઢે પછી. એટલે એ એની જાતને માની બેઠો કે હવે મારામાં માન રહ્યું નથી. કારણ કે પેલા લોકો માન આપે તો એમને બહુ અસર થાય નહીં, પોતે મહીં સ્વીકાર ના કરે. અને એ વર્તન એવું રાખે કે પેલા લોકોને ખોટું લાગે નહીં. એટલે મનમાં ને મનમાં એ જાણે કે મારો પારો ચઢતો નથી, માટે હવે માન રહ્યું નથી. નહીં તો પારો ચઢી જ જાય ને ? લોકોએ 'આમ' કર્યું અને પોતે સ્વીકાર કર્યો, એટલે પારો ચઢ્યો જ ને !

હવે એ સ્વીકાર નહીં કરતા હોય એટલે પારો ના ચઢે. પણ પછી મેં કહ્યું, 'તમારામાં માન નથી રહ્યું ને ? તે હવે થર્મોમિટર મૂકો કે ભઈ, તાવ ચઢ્યો કે ઊતર્યો ?' ત્યારે એ કહે છે, 'એ શું થર્મોમિટર ?' મેં કહ્યું, 'હમણે પંદર-વીસ જણ સગાવહાલાં બેઠાં હોય, અને તમને કહે કે 'તમારામાં જરાય છાંટો ય અક્કલ નથી.' એ અસર થઈ ગઈને ! અલ્યા, ક્યાં ગયું ? તારું માન નહોતું ને ? અપમાન જેવું માન નથી કોઈ. પેલા માનની તો કિંમત જ નથી. પણ અપમાન જેવું કોઈ માન નથી. અપમાન જેનાથી સહન નથી થતું એ જ મોટો માની. પેલા લોકો આપે એ માન તો સહન થઈ શકે. જ્યારે અપમાન સહન નથી થતું એ મોટામાં મોટું માન છે. એ મોટો માની કહેવાય. મારી પાસે થર્મોમિટર બધી જાતનાં છે. કોઈ પણ આવ્યોને, તો હું થર્મોમિટર મૂકી દઉં. થર્મોમિટર વસ્તુ એવી છે કે તરત ખ્યાલમાં આવી જાય.

એટલે અમથાં મનમાં માની બેઠાં છે એટલું જ છે, શેખચલ્લીની પેઠ કે આમ પૈણીશું ને આમતેમ. એક ઘડાને લીધે આ બધો એનો સંસાર ઊભો કર્યો ને ?! કે આમ બકરી લાવીશ, ને આમ ફલાણું લાવીશ ને શાદી કરીશ ને છોકરો થશે ને પછી કહેવા આવશે કે, 'હેંડો પપ્પા જમવા.' તે હું એનો ઘડો જ પાડી નાખું એટલે એનું બધું ઊડી જાય ! ઘડો પડી ગયો એટલે કશું રહે નહીં પછી. તે હું ઘડો પાડી નાખું હડહડાટ. એટલે પૈણવાનું રહ્યું, છોકરાં રહ્યાં, બકરી યે રહી, બધું ય રહ્યું ! પણ શું કરે તે ?! એમાં એમનો દોષ નથી.

બધાં જ આવું માની બેઠેલાં છે. સંતો ય વગર કામના માની બેઠેલાં છે. કંઈ બધાં ય ખરાબ સંતો હોય છે એવું નથી. સંતો ય ઘણા સારા હોય છે. સારા એટલે કે જેને 'બાપજી, બાપજી' કરો એટલે ખુશ ! બીજું પૈસાની કંઈ પડેલી નહીં, વિષયોની પડેલી નહીં. 'બાપજી' કહો એટલે ખુશ. પણ તે મનમાં માની બેસે કે 'હવે કશું અમને દ્વંદ્વ રહ્યું નથી.' દ્વંદ્વાતીત થઈ બેઠાં છે ને ?! હમણે આ એક વાતમાં તો પાણી પાણી થઈ જશો, એક જ અક્ષરમાં. તો પછી બીજા અક્ષરો આવશે ત્યારે શું ?! એક અક્ષરમાં તો ફાટી જાવ છો. આ સો મણ દૂધ હોય ને, તે પાંચ શેર-દશ શેર મીઠું તો એમ ને એમ ખાઈ જાય, તો ય ફાટે નહીં. અને આ તો

એક જ અક્ષરમાં ફાટી જાય.

## નિર્માની : નિર્અહંકારી : નિર્મોહી

અરે, અત્યારે તો કેટલાક સાધુઓ નિર્માની થઈને ફરે છે. તે ના ચાલે. નિર્માની જોયેલા કે તમે ? નિર્માની એટલે નિર્અહંકારી કહેવાય ને ?

**પ્રશ્નકર્તા :** હા, નિર્અહંકારી.

**દાદાશ્રી :** જો જો એવું બોલતા (!) નિર્માનીને નિર્માની અહંકાર હોય, 'હું નિર્માની છું' એવો અહંકાર હોય અને માની લોકોને માની અહંકાર હોય. આ માનીનો અહંકાર સારો, પણ નિર્માનીનો અહંકાર તો ક્યા અવતારે ધોશો ? નિર્માનીપણું એ સૂક્ષ્મ અહંકાર છે, તે પેઠા પછી નીકળે નહીં કોઈ દહાડો ય. 'હું નિર્માની છું, હું નિર્માની છું. અમે નિર્માની છીએ' કહેશે. તે નિર્માની થઈ બેઠો. એની પાછળ સૂક્ષ્મ અહંકાર છે. એનાં કરતાં આ સ્થૂળ સારો કે લોકો કહી આપે કે, 'અલ્યા, આ તમારો આટલો પાવર છે, તેને લીધે છાતી કાઢીને ફરો છો કે ?' એવું કહે કે નહીં ? અને પેલાને તો કોઈ કહેનાર જ મળે નહીં. કોઈ વઢનાર જ મળે નહીં ને ! એ પછી વધ્યા જ કરે દહાડે દહાડે. એટલે મારે મોઢે કહેવું પડે છે કે જરા સમજો, નહીં તો રખડી મરશો. નિર્અહંકારી થવું પડશે. નિર્માનીપણું ના ચાલે. તમે સમજ્યા ને, નિર્માની એટલે શું ?

આ તમને 'જ્ઞાન' આપીએ એટલે નિર્અહંકારી થાવ. પેલું નિર્માની એ પાછો મોટો અહંકાર છે. એ લફરું બહુ મોટું છે બળ્યું. આ માનનું લફરું તો સારું. એ ભોળું છે લફરું. તે કોઈ કહી આપે ય ખરાં કે, 'અલ્યા, છાતી શાની કાઢો છો આટલી બધી ?' કહે કે ના કહે ? અરે, તમે જ પેલાને કહો ને, કે 'હું કામ કરતો હોઉં તો આવી છાતી વગરનો ફરું છું ને તમે છાતી શાને કાઢો છો ?' પણ નિર્માનીને તો કોઈ કહેનાર જ નહીંને ! માન-બાન કશું યે નહીં. નિર્માનીપણું એ તો સૂક્ષ્મ અહંકાર છે, એટલે શું ? કે ઉપરનાં શીંગડા કાપી નાખ્યાં, પણ મહીંના શીંગડાં રહ્યાં. આ તો અંદરના ય શીંગડાં નહીં ચાલે ને ઉપરના ય શીંગડાં નહીં ચાલે ! અંદરના શીંગડા અંદરની કૈડ ઊભી કરે. અને બહાર કૈડ તો હોય નહીં ને, એમને.

એમને બધાં સાફસૂફ કરી આપે, નોકરો-ચાકરો હોય, તે માકણ-મચ્છર કાઢી આપે. તે બહાર કૈડે નહીં કશું ય પછી. પણ અંદરની કૈડ શી રીતે છોડશે તમને ? અંદરની કૈડ તો ખરેખરી કૈડ છે. તમે જોયેલી કે નહીં કોઈ દહાડો અંદરની કૈડ ?

**પ્રશ્નકર્તા :** જોયેલી, અનુભવેલી.

**દાદાશ્રી :** એટલે નિર્અહંકારી થવું પડશે, નિર્માનીપણું ના ચાલે.

**પ્રશ્નકર્તા :** એ તો દાદા, બીજો એક શબ્દ પર્યાય તરીકે, નિર્મોહી.

**દાદાશ્રી :** નિર્મોહી શબ્દ 'ફુલ' છે જ નહીં. નિર્મોહી એટલે સંપૂર્ણ મોહ વગરનો, એવું નથી. નિર્મોહી એ સંપૂર્ણ મોહ વગરના માણસ માટે કહેવાય નહીં. જેને મોહ ક્ષય થઈ ગયો, તેને નિર્મોહી ના કહેવાય. એટલે નિર્મોહી એ મોહ ક્ષય દશા નથી. ફક્ત અનાસક્ત શબ્દ એકલો ચલાવી શકાય, નિર્મોહી નહીં. નિર્મોહી ક્યાં સુધી ? અહંકારે કરીને મોહ જે દૂર કર્યો, તેને નિર્મોહી કહેવાય. અહંકારે કરીને જે માન દૂર કર્યું, એને નિર્માની કહેવાય. એટલે અહંકાર તો પોતે છે, ને બીજું બધું ઓછું કર્યું. કોઈકે ગાળ ભાંડી 'મારે શું લેવાદેવા ?' કહેશે. પણ અહંકાર તો તેનો તે ખડો રહ્યો. નિર્મોહીપણાનો અહંકાર રહ્યો, નિર્માનીપણાનો અહંકાર રહ્યો. એ અહંકાર તો છેવટે કાઢવો પડશે ને !!

માનીનો અહંકાર તો 'જ્ઞાની' ઓગાળી આપે. પણ નિર્માનીનો અહંકાર તો ભગવાનથીયે ઓગળે નહીં, એવો સૂક્ષ્મ અહંકાર છે. એ સૂક્ષ્મ અહંકાર ઊભો થાય તો માર્યા જશો. માટે કોઈકને પૂછીને કરજો.

કૃપાળુદેવે એટલા માટે લખ્યું છે કે આ જગતમાં મોક્ષ શાથી નથી થતો ? ત્યારે કહે છે કે આ લોભ કે બીજી કશી ભાંજગડ જ નથી. પણ જો માન ના હોત તો અહીં જ મોક્ષ થઈ જાત !

એ તો લોકોને ઉત્તેજના માટે લખેલું છે, 'વ્યૂપોઈન્ટ' દેખાડ્યું છે. વાત કરેક્ટ છે. તે અજ્ઞાની લોકોને દેખાડ્યું છે કે બીજું બધું હશે ને, તે જોઈ લેવાશે. પણ માન ઉપર જ લક્ષ રાખશો. માન જ આ સંસારનું મુખ્ય કારણ છે.

## સત્ પુરુષ એ જ કે જેને.....

કૃપાળુદેવે તો શું કહ્યું, કે સત્ પુરુષ એ જ કે, નિશદિન જેને આત્માનો ઉપયોગ છે. એટલે નિરંતર કાયમને માટે ઉપયોગ ચૂકે નહીં, એક સેકન્ડે ય ચૂકે નહીં, એનું નામ સત્ પુરુષ કહેવાય. પછી શાસ્ત્રમાં નથી, સાંભળ્યામાં નથી, છતાં અનુભવમાં આવે એવી જેની વાણી છે. જેની વાણી નવું શાસ્ત્ર લખાય એવી હોય. જેને નિશદિન આત્માનો ઉપયોગ છે. એનો એક જ શબ્દ સાંભળવામાં આવે તો મોક્ષે ચાલ્યો જાય. કારણ કે વચનબળ સહિત છે. અંતરંગ સ્પૃહા નથી એવી જેની ગુપ્ત આચરણા છે. બાકી તો એવાં બધાં અનંત ગુણો છે ! ત્યાં સત્ પુરુષ છે.

કૃપાળુદેવે એટલે સુધી લખ્યું ને કે,

''સંસાર કેવળ અશાતામય છે...... એક અંશ શાતાથી કરીને પૂર્ણ કામતા સુધીની સર્વસમાધિ તેનું સત્ પુરુષ જ કારણ છે. આટલી બધી સમર્થતા છતાં જેને કંઈ પણ સ્પૃહા નથી, ઉન્મત્તતા નથી, પોતાપણું નથી,ગર્વ નથી, ગારવતા નથી, એવા આશ્ચર્યની પ્રતિમારૂપ સત્ પુરુષને અમે ફરી ફરી નામરૂપે સ્મરીએ છીએ.''

## ...સ્પૃહા નથી

**પ્રશ્નકર્તા :** એ સ્પૃહા નથી કહ્યું, એટલે કઈ રીતની ?

**દાદાશ્રી :** શ્રીમદ્ રાજચંદ્રે 'સ્પૃહા નથી' કહ્યું. તો નિસ્પૃહી એવા ઘણા છે આપણા હિન્દુસ્તાનમાં. તો એવા કામ લાગે ? ના. નિસ્પૃહીઓ કામ ના લાગે. સ્પૃહા ના હોય એવાયે માણસો અહીં પાછા પાર વગરના છે, નિસ્પૃહી.

આ બાબાઓ છે તે બધા નિસ્પૃહ, તદ્દન સ્પૃહા નહીં. 'હમકુ ક્યા, હમકુ કુછ નહીં ચાહિયે.' તે કોઈ દૂધ લઈ જાય ને, ત્યારે એ શું જાણે કે, 'બાપજી રાજી થશે, હેંડોને. કોઈક દહાડો કામ થશે. મારાં છોકરાંને ઘેર છોકરો નથી.' ત્યારે પેલા શું કહેશે, 'હમકો કુછ નહીં ચાહિયે, ચલે જાવ ઈધરસે. ક્યૂં આયા ?' તે આવડી આવડી ગાળો હઉ આપે. પણ

આપણા લોક લાલચુ છે, તે આ લોકોનું ગાડું ચાલ્યા કરે. અને ‘વ્યવસ્થિત’નો નિયમ છે. એને ખાવા-પીવાનું ગમે તે રસ્તે, એ ગાળો દે તોય પેલો આપી જાય. એટલે જીવતો તો રહે ને ! ‘વ્યવસ્થિત’નો નિયમ છે, ખાવાનું પહોંચાડ્યા વગર રહે નહીં. અરે, છેવટે એમે ય કહે, ‘બાવાનું મગજ એવું છે, પણ આપો એને.’ ગાળો ખાઈને ય આપી આવે. હવે જે કહે છે, ‘હમકુ કુછ નહીં ચાહિયે.’ આ ય સ્પૃહા જ કહેવાય છે. એ ય એક જાતનો અહંકાર છે, નિસ્પૃહી ! એવાં નિસ્પૃહી જોયેલા કોઈ ? મેં જોયેલા આવા ય.

એક નિસ્પૃહી આવ્યો હતો, તે તાળું દેખાડતો હતો. કાણું પાડીને તાળું મારેલું ! અને પછી કપડાં કાઢીને મને કહે છે, ‘દેખો.’ અલ્યા ભઈ, ઈન્દ્રિયને તાળું શું કામ માર્યું ? બિચારી ઈન્દ્રિયોએ શું ગુનો કર્યો, તે આને તાળું માર્યું ?! આ તો તે દહાડે જ્ઞાન નહીં એટલે આ બાજુનો પક્ષ જરા કડક થઈ જાય. મેં કહ્યું, ‘આ શેનાં સારું તમે અહીં પધાર્યા છો ? શેનાં સારું આમ કરો છો ને આવું દર્શન કરાવો છો ?’ ત્યારે એ કહે, ‘તાળા લગાયા, નહીં દેખતા હૈ ?’ મેં કહ્યું, ‘દેખા ભાઈ. એક જગહ પે ક્યૂં લગાયા ? ઈધર પીછે ભી લગા દો.’ ત્યારે એ કહે, ‘હમારી સાથ ઐસા બોલતા હૈ ?’ મેં કહ્યું, ‘તમારે શું જોઈએ છે એ કહો.’ ત્યારે એ કહે, ‘પાંચ રૂપિયા અભી કા અભી દે દો.’ મેં કહ્યું, ‘ભઈ, દબડાવ્યાના રૂપિયા મારી પાસે નથી. મારી પાસે વિનંતીના રૂપિયા છે. તમે માગો તેટલા રૂપિયા છે મારી પાસે. બાકી તમે દબડાવો, તેના રૂપિયા મારી પાસે નથી. નહીં તો મારા ગુરુએ કહ્યું છે કે જે માગે તેને આપજો, દબડાવે તેને ના આપશો.’ ત્યારે એ કહે, ‘ઐસા કરેગા ? ઐસા કરેગા ?’ મેં કહ્યું, ‘આપ તો બડા લોગ, કુછ ભી કર શકો ઐસા. હમારી પાસ તો કુછ નહીં. હમ ક્યા કરેગા ? ઔર જો પૈસા હૈ, વો માગનેવાલે કે લિયે હૈ.’ ‘હમારે લિયે કુછ ભી નહીં ?’ ત્યારે મેં કહ્યું, ‘એક રૂપિયા લે જાવ.’ પછી એ પાંસરું ના બોલ્યો ને, એટલે ઝાંપાની બહાર નીકળ્યા, પછી મેં કહ્યું, ‘આવો પધારો.’ પછી ચા મુકાવડાવી ને પાઈ, ને પાંચ રૂપિયા આપ્યા. એક રૂપિયો પેલો ને એ પાંચ રૂપિયા વધારે બીજા. એટલે બોલ્યો નહીં પછી.

એટલે નિસ્પૃહ થયેલા તો ‘હમકુ ક્યા ? હમકુ ક્યા ?’ કર્યા કરે. તે

એય રખડી મર્યા અને બધાને રખડાવી માર્યા. અને 'જ્ઞાની પુરુષ' કેવા હોય ? તમારા આત્મા સંબંધી સ્પૃહાવાળા હોય, અને બહાર તમારું જે ભૌતિકમાં છે તેના નિસ્પૃહી. ભૌતિકમાં કોઈ ચીજ જોઈતી ના હોય, અને એનાં આત્માનું કેમ કલ્યાણ થાય એટલી જ સ્પૃહા હોય. હા, સંપૂર્ણ નિસ્પૃહ નથી. એટલે અમે 'જ્ઞાની પુરુષ' નિસ્પૃહ-સસ્પૃહ છીએ. એટલે શું ? આ કાંઠો ય અમારો ન્હોય અને આ બીજો કાંઠો ય અમારો ન્હોય. અમે તારાં પુદ્‌ગલમાં નિસ્પૃહ છીએ અને તારાં આત્માને માટે સસ્પૃહ છીએ. એટલે તું અમને ગાળો ભાંડે તો ય અમે તારી જોડે સ્પૃહા રાખીએ. એનું કારણ શું ? કે તારા આત્માને માટે સસ્પૃહ છીએ. એ વાંકું કરે ને, એ અપમાન કરે ને, તો ય અમે એને માટે રક્ષણ મૂકીએ બિચારાને. તમને સમજાયું ને ?

## ...ઉન્મત્તતા નથી

પછી બીજો કયો ગુણ ?

**પ્રશ્નકર્તા :** ઉન્મત્તતા નથી.

**દાદાશ્રી :** હા. ઉન્મત્તતા એટલે શું ? આપને સમજાય છે ? હું તમને તમારી ભાષામાં દેખાડી દઉં.

આ લોકો અહંકાર તો કેવો કરે તે ? અહીંથી આમ જતો હોય ને, ત્યારે સીધો 'સ્ટ્રેઈટ ફોરવર્ડ'ની રીતે જતો હોય, આમ સાહજિક રીતે પદ્ધતિસર ચાલતા હોય. અને પાછો આવતો હોય, તે ઘડીએ આપણે જાણીએ કે આ આનામાં કેમ ફેરફાર થઈ ગયેલો લાગે છે ? 'ફેસ' બદલાયેલો લાગે આપણને. પાછો આવતો હોય ત્યારે રોફભેર આવતો હોય. એટલે આપણે જાણીએ કે આ કંઈ ફેરફાર થયો છે કંઈક, આને 'ઈફેક્ટ' છે કંઈ.

એટલે એને આપણે કહીએ કે, 'આવો આવો, જરા ચા પીને જાવ.' આપણે પેલું તપાસ કરવા માટે ચા પાઈએ છીએ, એમના રોફ સારુ નથી પાતા. ત્યારે એ જાણે કે એનાં રોફને લીધે ચા પાય છે. આપણે ચા-પાણી પાઈને પછી પૂછીએ કે, 'કઈ બાજુ ગયા હતા ?' ત્યારે એ કહે, 'પેલા પાંચ હજાર રૂપિયા લેવાના હતા ને, તે લાવ્યો.'

ગજવામાં પાંચ હજાર આવ્યા, તે પાછું આ ચઢ્યું ! ઉન્મત્ત થઈ જાય. એને રોગ પેઠો છે આ, ઉન્મત્તતાનો રોગ ! એટલે એ રીંગણું થઈ ગયું પાછું 'ટાઈટ' ! નહીં તો 'આમ' થઈ જાય રીંગણું.

બોલો હવે, એ પાંચ હજાર જો માણસને 'ટાઈટ' કરતું હોય, માણસ ઉન્મત્ત થઈ જાય, તો અમને તો, 'જ્ઞાની પુરુષ'ને તો આખા ભગવાન જ વશ થઈ ગયેલા છે ! બોલો, અમારે 'ટાઈટ' કેટલું બધું હોય ?! પણ તો ય ઉન્મત્તતા નથી જરાય. એ અજાયબી જ છે ને ! પાંચ હજાર જો આટલું 'ટાઈટ' કરતા હોય, તો ભગવાન - આખો ત્રણ લોકનો નાથ, જેને વશ થતો હોય તે કેવા 'ટાઈટ' હોય ?! પણ ના, ખરી લઘુતા ત્યાં જ હોય ! અમે તો નાના બાળક જેવા હોઈએ.

## ...પોતાપણું નથી

પછી ત્રીજું કયું વાક્ય લખે છે ?

**પ્રશ્નકર્તા :** પોતાપણું નથી.

**દાદાશ્રી :** પોતાપણું એટલે હું છું ને આ મારું છે ! પોતાપણું નથી એટલે આ શરીર એ પોતાનું છે જ નહીં. આ શરીર જ મારું નથી એટલે શરીરને લગતી બધી વસ્તુઓ મારી છે જ નહીં. આ મન મારું નથી, આ વાણી મારી નથી. આ જે બોલે છે ને, તેય મારી વાણી નથી. આ ઓરિજિનલ ટેપરેકર્ડ બોલે છે. એ વક્તા છે, તમે શ્રોતા છો ને હું જ્ઞાતા-દ્રષ્ટા છું. આ આપણા ત્રણનો વ્યવહાર છે. વાણીના અમે માલિક નથી. આ શરીરનાં અમે માલિક નથી. આ મનના અમે માલિક નથી.

## ગર્વ મીઠાશથી ઊભો સંસાર

**પ્રશ્નકર્તા :** ગર્વ એટલે શું ? ગર્વ અને અભિમાન, એમાં કંઈ ફેર ખરો ?

**દાદાશ્રી :** અભિમાન ને ગર્વ બેઉ સામસામાં ત્રાજવામાં મૂકીએ તો કેટલું થાય ? એક બાજુ ત્રાજવામાં ગર્વ મૂકીએ ને એક બાજુ અભિમાન મૂકીએ તો શું થાય ? સરખું વજન થાય ? અભિમાન પા રતલ થાય અને

ગર્વ ચાલીસ રતલ થાય.

**પ્રશ્નકર્તા :** કઈ રીતે એ સમજાવો.

**દાદાશ્રી :** એવું છે, લોક તો અભિમાનને સમજતું નથી, ગર્વમાં સમજતું નથી. ગર્વ એટલે અભિમાન નહીં. અભિમાન શબ્દ જુદો, ગર્વ જુદો, અહંકારેય જુદો.

**પ્રશ્નકર્તા :** તો ગર્વ એટલે હુંપદ ?

**દાદાશ્રી :** ના. હુંપદ એટલે અહંકાર કહેવાય. 'હું ચંદુભાઈ છું' એ અહંકાર કહેવાય. વખતે તમારામાં અભિમાન ના પણ હોય, ગર્વ પણ ના હોય. જ્યાં પોતે નથી ત્યાં હું માનવું, એનું નામ હુંપદ. જે સ્વપદ ચૂક્યા એ હુંપદમાં હોય. પણ ગર્વ એટલે શું ? ગર્વરસ તો બહુ ચીકણો હોય. આ અભિમાન તો ભોળો રસ બિચારો, પા રતલ ! ને ગર્વરસ તો ચાલીસ રતલ !!

**પ્રશ્નકર્તા :** આ જરા ગર્વરસનો દાખલો આપી સમજાવો.

**દાદાશ્રી :** અભિમાનમાં એવું ના જાણે કે 'આ બધાનો કર્તા હું છું' અને ગર્વરસ તો 'હું કર્તા છું' એવું માને. એટલે એકનો કર્તા એટલે આખા બ્રહ્માંડનો કર્તા ય પણ હું છું એવું માને. એટલે ગર્વરસ તો બધો બહુ સુધી પહોંચે છે. ગર્વ કરતા હશે કોઈ ? અરે, બધી બાબતમાં ગર્વ છે. 'હું કરું છું' એ ભાન, એ બધું ગર્વ કહેવાય.

કૃપાળુદેવને 'હું કરું છું' એ ભાન ગયું ત્યારે સાચું સમકિત થયું, ત્યારે એમણે શું કહ્યું કે 'મટ્યો ઉદયકર્મનો ગર્વ રે !' આખું જગત ઉદયકર્મના ગર્વવાળું. એમાં એકુંય અપવાદ નહીં. કારણ કે, જ્યાં સુધી પોતે 'સ્વરૂપ' થાય નહીં ત્યાં સુધી બીજી જગ્યાએ છે ને બીજી જગ્યાએ છે એટલે ગર્વ રહ્યા વગર હોય નહીં.

'ઈગોઈઝમ' શાથી પેઠું છે ? અજ્ઞાનતાને લઈને. શેની અજ્ઞાનતા ? આ બધું કોણ કરે છે તે અજ્ઞાનતા છે. તેથી, નરસિંહ મહેતા શું કહે છે ? ''હું કરું, હું કરું એ જ અજ્ઞાનતા, શકટનો ભાર જ્યમ શ્વાન તાણે, સૃષ્ટિ

મંડાણ છે સર્વ એણી પેરે, જોગી જોગેશ્વરા કો'ક જાણે.''

શું ખોટું કહે છે આ નરસિંહ મહેતા ? ત્યારે કેટલાક કહે છે કે, 'મેં આ કર્યું, મેં સ્વાધ્યાય કર્યો, મેં તપ કર્યું, મેં જપ કર્યાં' તે કયું સાચું ? એટલે 'હું કરું, હું કરું' એ અજ્ઞાનતા, શી રીતે પામે માણસ ? અને ગર્વ એટલે શું ? કે પોતે કરતો નથી ત્યાં 'મેં કર્યું' એમ કહે, એનું નામ ગર્વ. પોતે કરતો નથી, 'ઈટ હેપન્સ' છે. તેને બદલે શું કહે છે લોકો ?

**પ્રશ્નકર્તા :** મેં કર્યું.

**દાદાશ્રી :** એનું નામ ગર્વ.

**પ્રશ્નકર્તા :** એમ કહેવાય છે કે જ્ઞાનનો પણ ગર્વ આવી જાય.

**દાદાશ્રી :** જ્ઞાનનો ગર્વ તો વળી આપણે ચલાવી લઈએ કે સારી વાતનો ગર્વ છે. પણ આ તો અજ્ઞાનનો ય ગર્વ છે.

**પ્રશ્નકર્તા :** ને ગર્વ સારા અર્થમાં પણ વપરાય છે ને, કે આ ગર્વ લેવા જેવી વાત છે.

**દાદાશ્રી :** એ પછી સારા અર્થમાં વપરાય છે. પણ મૂળ ગર્વ જગતમાં આ અહીં છે. એ પછી એને લઈ ગયેલા સારા અર્થ માટે.

ગર્વ એટલે 'જ્યાં પોતે નથી કરતો' ત્યાં આગળ 'કરે છે' એવું માનવું. તે વખતે રસ ઉત્પન્ન થાય છે મહીં, ગર્વરસ ઉત્પન્ન થાય છે. તે બહુ મીઠું લાગે છે, એટલે એને મજા આવે છે કે મેં કર્યું !

**પ્રશ્નકર્તા :** અને વાતાવરણ પણ એવું છે કે નિમિત્તને ચોંટી પડે, હારતોરા કરે, માનપત્રો આપે કે 'તમે જ કર્યું.'

**દાદાશ્રી :** હા, 'તમે જ કર્યું, તમે જ કર્યું' એમ કરીને ચોંટી પડે.

કોઈનું સારું કર્યું ને, એનો ગર્વ લે. પાછું ખરાબ કર્યું, તેનો ય ગર્વ લે. એટલે કે ભલભલાને મારી નાખેલા, એનો ગર્વ લે. ભલભલાને મેં શ્રીમંત બનાવી દીધેલા, પૈસાવાળા બનાવી દીધા, એવો ગર્વ લે. એ સ્વમાન ના કહેવાય, અભિમાન ના કહેવાય.

કોઈ જગ્યાએ પાન ના મળે ને પાન કોઈ લઈ આવ્યું હોય તો બે-ત્રણ વખત ગાઈ બોલે, 'કોઈ જગ્યાએ નહોતું મળતું, હં !' એ ગર્વરસ. 'હું હતો તે લઈ આવ્યો, નહીં તો આ ઠેકાણું ના પડત' કહેશે. એ ગર્વરસ ચાખે. બહુ મઝા આવે.

**પ્રશ્નકર્તા :** ગર્વ લેવો, એ તો ખોટું જ કહેવાય ને !

**દાદાશ્રી :** ગર્વથી સંસાર ઊભો રહ્યો છે. સંસારનું બીજ જ ગર્વ છે, અહંકાર નથી.

**પ્રશ્નકર્તા :** ગર્વ એ બીજ છે, એ કઈ રીતે ?

**દાદાશ્રી :** અહંકારમાં સ્વાદ હોતો નથી. એટલે અહંકાર બેસ્વાદ છે અને આ ગર્વરસ સ્વાદિષ્ટ છે, બહુ જ સ્વાદિષ્ટ ! માન-અભિમાન એ સ્વાદિષ્ટ ખરું, પણ ગર્વ જેટલું નહીં. ગર્વ જેવું તો કોઈ સ્વાદિષ્ટ વસ્તુ જ નથી.

## 'વિજ્ઞાન' જ છોડાવે ગર્વરસ

એટલે કર્તા ખરેખર નથી આપણે. કર્તા બીજી જ વસ્તુ છે. આ આપણે આરોપ કરીએ છીએ, આરોપિત ભાવ કરીએ છીએ કે 'હું કરું છું આ.' એનો ગર્વરસ ચાખવાનો મળે. એવો ગર્વરસ તો બહુ મીઠો લાગે પાછો અને તેથી કર્મ બંધાય. ગર્વરસ ચાખ્યો, આરોપિત ભાવ કર્યો કે કર્મ બંધાયું.

હવે જેમ છે એમ જાણીએ કે ભઈ, આ કર્તા આપણે નથી ને આ તો 'વ્યવસ્થિત' કરે છે ત્યારથી આપણે છૂટા થઈએ. એવું વિજ્ઞાન હોવું જોઈએ આપણી પાસે. પછી રાગ-દ્વેષ જ ના થાય ને ! આપણે હવે છીએ જ નહીં 'આ', એવું વિજ્ઞાનથી જણાય. આ હું જે બોલું છું, તે આ મારું વિજ્ઞાન નથી. આ વીતરાગ વિજ્ઞાન છે ! ચોવીસ તીર્થંકરોનું વિજ્ઞાન છે ! અને વીતરાગ વિજ્ઞાન સિવાય શી રીતે વાતને પામે માણસ ?!

**પ્રશ્નકર્તા :** આપની 'થીયરી' પ્રમાણે તો 'વ્યવસ્થિત' ચલાવે છે, તો ય ગર્વરસ થયા જ કરે ને, એનામાં ?

**દાદાશ્રી :** ના. ગર્વ થાય જ નહીં ને ! ગર્વ તો, જ્યાં સુધી 'હું

ચંદુભાઈ છું' એવું 'ડિસાઈડ' થાય ત્યાં સુધી જ ગર્વ છે. 'રોંગ બિલીફ' છે ત્યાં સુધી ગર્વ છે અને 'રોંગ બિલીફ' ગઈ એટલે ગર્વ રહેતો જ નથી.

**પ્રશ્નકર્તા :** 'રોંગ બિલીફ' તો જતી નથી ને, જલદી ?

**દાદાશ્રી :** 'રોંગ બિલીફ' જતી જ રહે ને ! અમે એ કાઢી આપીએ છીએ. બધાં કેટલાંય જણની 'રોંગ બિલીફ' જતી રહી છે ને ! અને તે 'રોંગ બિલીફ' એક નથી. હું આનો ભઈ થઉં, આનો મામો થઉં, આનો કાકો થઉં, એવી કેટલી બધી 'રોંગ બિલીફો' બેઠી છે ?!

**પ્રશ્નકર્તા :** જ્યાં સુધી સ્વરૂપનું ભાન ના કરાવો, ત્યાં સુધી એ 'રોંગ બિલીફ' જાય નહીં ને ?

**દાદાશ્રી :** ના જાય. એ ભાન આવવું જોઈએ. 'હું ચંદુભાઈ નથી, ચંદુભાઈ તો ખાલી ડ્રામેટિક છે' એવું ભાન આવવું જોઈએ. પછી અંદર સંયમ વર્ત્યા કરે. અને અંદરનો, આંતરિક સંયમ વર્ત્યો એટલે પછી ગર્વરસ ના ચાખે. સંયમનું સુખ એટલું બધું ઉપજે કે એને ગર્વરસ ચાખવાની જરૂર જ ના પડે. આ તો એને સુખ નથી, તેથી એ ગર્વરસ ચાખે છે. કોઈ પણ જાતનું સુખ ના હોય ત્યારે આવું આ સુખ તો ખરું જ ને !

## 'જ્ઞાની'ને ગર્વ નથી

એ ગર્વરસ ચાખવાથી જ કેફ ચઢ્યા કરે. પછી બહુ કેફી થઈ જાય. તે કેફ શી રીતે ઊતરે હવે ? મોહનો કેફ જે ચઢેલો, તે શી રીતે ઊતરે ?! ખોટ આવે છે તે ય ફરજિયાત છે અને નફો આવે છે તે ય ફરજિયાત છે. પણ નફો આવે ત્યારે કહે છે, 'હું કમાયો.' અને ખોટ ગઈ ત્યારે કહેશે, 'ભગવાને ઘાલી.' 'માય સ્ટાર્સ આર નોટ ફેવરેબલ.'

એટલે ગર્વરસ ચાખવો છે. એ રસ એક જાતનો એવો મીઠો છે, એ ગર્વરસ ચાખવો છે અને ગર્વરસને લઈને આ સંસાર ઊભો રહ્યો છે. દારૂને લીધે, બીડીઓને લીધે કે ચાને લીધે આ સંસાર ઊભો નથી રહ્યો, પણ આ ગર્વરસને લઈને ઊભો રહ્યો છે. આ રસ એકલો જ એવો છે કે કોઈને છોડવાનો ગમતો નથી.

ગર્વ એટલે શું ? તમને સમજાવું. કોઈ આપણને કહેશે, 'મેં ચાર સામાયિક કરી.' તે ઘડીએ એનાં મોઢા પર આમ ખૂબ આનંદ દેખાતો હોય. અને આપણે પૂછીએ, 'આણે કેટલી સામાયિક કરી ?' ત્યારે એ કહે છે, 'એનાથી થતી નથી. એક જ કરી છે એણે.' પછી આપણે પૂછીએ, 'સાહેબ, ચાર સામાયિક તમે કર્યાં !' ત્યારે એ કહે, 'બીજું કોણ કરનાર ? હું જ કરનારો ને !' ત્યારે આપણે સમજીએ ને, કે આને કેટલો કેફ છે ?! મનમાં પોતાની જાતને શું યે માની બેઠો હોય. પણ બીજે દહાડે આપણે કહીએ, 'કેમ, આજ કેટલી સામાયિક કરી ?' ત્યારે એ કહેશે, 'આજ તો પગ દુઃખે છે, નથી કરી.' નહીં તો કહેશે, 'મારું માથું દુઃખે છે.' તો કાલે સામાયિક પગે કરી હતી કે તમે કરી હતી ? કોણે કરી હતી ? જો તમે કરી હોય તો પગનું બહાનું ના કાઢશો. આ તો પગ પાંસરા છે, માથું પાંસરું છે, પેટમાં દુઃખતું નથી તેથી સામાયિક થયું. બધું રેગ્યુલર હોય, બધાં સંજોગો પાંસરા હોય ત્યારે થાય છે. તેમાં તમે એકલા શું કરવા માથે લો છો ?! એટલે આ પરસત્તાએ કર્યું, એમાં તમારું શું ? એવું માથે લે કે ના લે ? પણ આ તો 'ઇગોઈઝમ' કર્યા કરે છે ખાલી. કરે છે આ બધું 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ.' પણ 'પોતે' કહે છે, 'હું કરું છું' તે ગર્વરસ ! અને ગર્વરસ ચાખવાની ટેવ છે ને, ત્યાં સુધી આ સંસાર ઊભો રહે છે. વાત તો સમજવી પડશે ને ? એમ ને એમ કંઈ ગપ્પું ચાલે કંઈ ?

**પ્રશ્નકર્તા :** પણ આ તો બધું જન્મથી જ લઈ આવેલા હોય ને ?

**દાદાશ્રી :** હા, જન્મથી જ લઈ આવેલા છે. પણ એ ભાન નથી રહેતું ને ! અને ગર્વરસ ચાખ્યા જ કરે છે. ગર્વરસ ચાખવાનો 'એને' બહુ ગમે છે. 'મેં ચાર સામાયિક કર્યા' કહેતાની સાથે આમ 'ટાઈટ' થઈ જાય. અને એક સામાયિક કરી હોય તેની પર જરા દયા ખાય. કહેશે, આનાથી બિચારાથી થતું નથી. પહેલી દયા આવે ને પછી તિરસ્કાર આવે. એટલે ગર્વરસથી ઊભું રહ્યું છે, તે આપણી જ ભૂલ છે ને ?! તેમાં ભગવાન શું કરે ?! તેથી કૃપાળુદેવે કહ્યું,

'દસ વર્ષે રે ધારા ઉલ્લસી, મટ્યો ઉદયકર્મનો ગર્વ રે !'

આ ઉદયકર્મનો ગર્વ એ શું, એવું સમજે એકુંય માણસ ?!

હિન્દુસ્તાનમાં કયો માણસ સમજી શકે આને ! એ તો અમે ફોડ પાડીએ ત્યારે સમજાય.

ઉદયકર્મ એટલે આ ઉદય કરે છે અને હું નથી કરતો આ સામાયિક. તો એને ગર્વ નથી. પણ આ લોક તો ગર્વરસ ચાખ્યા વગર રહે નહીં ને ! ચાખે કે ના ચાખે ? 'મેં ચાર સામાયિક કરી.' તે કેમ ચાર કહો છો ? ત્યારે એ કહે છે, 'આને એક જ થઈ છે.' હું સમજી ગયો, મોક્ષની તૈયારી કરી(!) તેં આ !

ગર્વ લેવાથી શું થયું ? કે ગળાં પકડાયાં. મોક્ષનું તો ક્યાં ગયું, પણ મોક્ષમાં તો લાખ અવતાર તેં અંતરાય પાડ્યા. સામાયિકનો ગર્વ કર્યો ! સંસારનો ગર્વ થાય. કહેશે, 'અમે ફલાણી જગ્યાએ ગયા.' ઓહોહો, ત્યાં જવાનો ય ગર્વ લીધો ?! અને જાણે કશું કમાઈ ગયા ના હોય ! જાણે ચિંતા-ટાઢ ઊડી ગઈ ના હોય ! એ ગર્વ કહેવાય.

હવે તેથી આ લોકોએ કહ્યું છે કે ''યહી ગલેમેં ફાંસી.'' આ સામાયિક કરી, પ્રતિક્રમણ કર્યું, આ મેં ત્યાગ્યું, એ બોલ્યા એ તમારા ગળામાં ફાંસી છે તે ગર્વરસ ચાખ્યા !

હવે સત્ પુરુષને ગર્વ નથી, એટલે શું ? એ એમના હાથે ગમે એટલી શાંતિ આપે તો ય એમને એમ ગર્વ નથી કે 'હું આપું છું, હું આ શાંતિ આપું છુ' એવું નથી. એ એમ જાણે કે હું તો નિમિત્ત છું અને એના ઘરની શાંતિ એને ઉઘાડી આપું છું.

એટલે ગર્વ ના હોય કોઈ ચીજનો. કારણ કે અહંકાર જ ના હોય તો ગર્વ હોય ક્યાંથી ? જ્યાં અહંકાર હોય, ત્યાં ગર્વ હોય જ. એટલે એમને ગર્વ નથી.

હવે એ ગર્વ અમારી પાસે ના હોય. કોઈ ક્રિયા મેં કરી છે એવું અમારામાં ના હોય. હવે આના કર્તાનો રસ ચાખે છે તેથી જીવાય છે આ લોકોથી. અત્યારે ય શાસ્ત્રોના મોટા મોટા વાંચનારા હોય, પણ 'મેં કર્યું' એના આધારે જીવે છે, એની મસ્તીમાં !

આ ગર્વરસ આગળ એને કશું ગમતું નથી. ગર્વરસ બહુ ગમે છે

એને. કહેશે, 'મેં ત્યાગ કર્યો. સ્ત્રીનો ત્યાગ કર્યો, કરોડો રૂપિયા છોડીને આવ્યો છું, તે મોક્ષને માટે જ આવ્યો હોઈશ ને !' ત્યારે મેં કહ્યું, 'શેને માટે એ તો તમે જાણો. તમને હજુ કયો રસ ચાખવાનો ગમે છે, એ શું ખબર પડે ?! આ રૂપિયાનો રસ ના ગમ્યો, પણ બીજા તો જાતજાતના રસ હોય છે ને જાતજાતની કીર્તિઓ હોય છે.' જ્યાં સુધી ગર્વરસ ચાખે છે, ત્યાં સુધી મોક્ષની વાતો કોઈએ કરવી નહીં.

દારૂડિયાને તો આપણે પાણી છાંટીએ ને, તો કેફ ઊતરે કે ના ઊતરે, પાંચ-સાત ડોલો પાણી રેડીએ તો ? પછી શું કહે બિચારો કે, 'સાહેબ, મારા જેવો મૂરખ કોઈ છે નહીં, હું કશું સમજતો નથી. હું મૂરખ છું. અને સાહેબ, મને મારવો હોય તો મારો, પણ મને કંઈક આપો !' તો હું પહેલો એને મોક્ષ આપું. કારણ કે મોક્ષ આપવાને એ લાયક થયો કહેવાય. આટલી જ લાયકાત મોક્ષ લેવાને માટે જોઈએ !

## ગર્વરસ ચઢાવે કેફ

અને શાસ્ત્રજ્ઞાન તો ઘણા અવતારથી વાંચ વાંચ કર્યાં, પણ કશું દહાડો ના વળ્યો. તેથી કૃપાળુદેવે કહ્યું ને, શાસ્ત્રજ્ઞાનથી નિવેડો નથી, અનુભવજ્ઞાનથી નીવેડો છે. માટે જ્ઞાની પાસે જા. શું કામ પુસ્તકમાં માથાં ફોડ ફોડ કરે છે ને આંખો બગાડે છે ?! તે અમથો વગર કામનો ગા ગા કરે છે ! પછી મનમાં કેફ વધ્યા કરે, 'હું જાણું છું' એનો કેફ વધે. એ તો મોટો કેફ. પેલા દારૂડિયાને તો એક ડોલ પાણી રેડીએ ને, તો તરત ઊતરી જાય. પણ આમને કેફ ઊતરે નહીં. ઉપરથી ભગવાન આવે તો ય કેફ ના ઊતરે. ભગવાનમાં યે કલ્પના કરે ! કારણ કે, 'હું જાણું છું'નો કેફ ચઢ્યો છે ને ! આ લોકોનો ક્યારે પાર આવે ?!

અને એની પાછળ જોડે જોડે પાછી માનની ભાવના ! ગર્વરસ તો ચાખવાની ટેવ છે જ ને, કે ગર્વરસ ચાખવાનો છોડી દેતાં હશે ?! ગર્વરસ છોડે નહીં ને ! એ તો બહુ મીઠો હોય. 'મેં આમ કર્યું ને તેમ કર્યું' બોલીને ગર્વરસ ચઢ્યા જ કરે. પોતાનું કરેલું કોઈને કહી બતાવે, તે ઘડીએ એને કેવો આનંદ થાય છે ? બહુ આનંદ થાય છે, નહીં ?

## અહમ્ રાખવો 'જાણતો નથી'નો

કોઈ પણ વસ્તુનો ધર્મ ક્યારે પ્રાપ્ત થાય ? કે મહાન પુરુષોનાં વચનોનું આરાધન કરવામાં આવે અને તેમાં 'હું કંઈ જ જાણતો નથી' એવા ભાવથી કરવામાં આવે તો પુણ્ય બંધાય છે. 'હું જાણું છું' એ ભાવથી કરે તો પાપ જ બંધાય.

**પ્રશ્નકર્તા :** પણ 'હું જાણું છું' એ ભાવથી જ થતું હતું.

**દાદાશ્રી :** નહીં તો પણ, મારું કહેવાનું કે આ બધું વિરુદ્ધ કહેવાય. આ તો લોકો માને છે કે અમે પુણ્ય કરીએ છીએ. એટલું સારું છે, રમી રમવા જાય તેનાં કરતાં સારું છે આ !

**પ્રશ્નકર્તા :** પણ પાપ કેવી રીતે થાય ? પાપ તો થાય જ નહીં ને ? એનો આશય જ નથી. કોઈને દુઃખ પણ થતું નથી.

**દાદાશ્રી :** દુઃખ કરવાનું નથી. ગર્વરસ ચાખવો છે આમાં. મોટામાં મોટો ગર્વરસ ચાખે છે. 'હું જાણું છું, હું સમજું છું !' અને પછી જે જે કરવામાં આવે એ બધી વાતમાં માલ નહીં. કહેવા જેવું નથી. બહુ ઉઘાડું ના કરવું. હું થોડું ઉઘાડું કરું, તે ખોટું દેખાય પછી. મોઢા પર 'હું જાણું છું' એ ભાવ હોય ત્યાં કોઈ દહાડો ય ક્રેશ ના દેખાય.

**પ્રશ્નકર્તા :** પણ અહમ્ સિવાય પ્રાપ્તિ શી રીતે થાય ?

**દાદાશ્રી :** અહમ્ તો કેવો રાખવાનો છે ? 'હું કંઈ જ જાણતો નથી' એવો અહમ્ રાખવાનો છે. 'હું કંઈ જ જાણતો નથી' એવો અહમ્ રાખી અને જે કાર્ય કરવામાં આવે તો એ અહમ્ ફળ આપે. નહીં તો ફળ જ ના આપે ને ! નહીં તો 'પોઈઝન' ચઢ્યા કરે, ઝેર ચઢ્યા જ કરે. વર્લ્ડમાં કોઈ આખા ચાર વેદના જ્ઞાતા હોય, તે અહીં આગળ આવે, ત્યારે એ મને કહે કે, 'હું જાણું છું.' ત્યારે હું તેને એક જ શબ્દમાં કહું કે, 'કશું શકોરું યે જાણ્યું નથી તેં ! જાણ્યું તો એનું નામ કહેવાય કે કહેવું જ ના પડે.'

**પ્રશ્નકર્તા :** એ તામસ અહમ્ કહેવાય. એ સાત્ત્વિક અહમ્ ના કહેવાય ને ? સાત્ત્વિક અહમ્ હોય તો પ્રાપ્તિ થાય કે ના થાય ?

**દાદાશ્રી :** સાત્ત્વિક અહમ્ રહેવો મુશ્કેલ છે ને ! એની વ્યાખ્યા કરવી બહુ મુશ્કેલ છે. સાત્વિક અહમ્ કેવો હોય કે 'હું કંઈ જ જાણતો નથી.'

**પ્રશ્નકર્તા :** જે સહજભાવે જ થાય.

**દાદાશ્રી :** ના. એવો અહમ્ જ કે, 'હું કંઈ જ જાણતો નથી.' એટલે આ બધા લોકો ફાંફા મારે છે, આખી દુનિયા ફાંફા મારી રહી છે. એક અક્ષર જડે એવી વસ્તુ નથી. આ સત્ય જડે એવું નથી. જે સત્ય આ લોકોને જડ્યું છે એ વિનાશી સત્ય છે.

આત્મા જાણ્યા સિવાય કશું વળે નહીં, ભટક ભટક કર્યા જ કરો. કારણ કે પુસ્તકમાં આત્મા હોય નહીં. ક્યાંથી જાણી લાવે ? 'જ્ઞાની' પાસેથી જ આત્મા પ્રાપ્ત થશે. પણ 'જ્ઞાની' હોય જ નહીં ને ! કોઈક જ ફેરો હોય. તેથી કૃપાળુદેવે કહ્યું ને, દુર્લભ, દુર્લભ, દુર્લભ, દુર્લભ છે !! જ્ઞાની હોય જ નહીં ! ક્યાંથી લાવે ?

## ગર્વ, સ્વપ્રશંસા વખતે.... 'જાગૃતિ'

**પ્રશ્નકર્તા :** સ્વપ્રશંસા ને ગર્વરસ એ કોને કહેવાય ? અને એ ચાખવાની ટેવનું કારણ શું ? એને ટાળવાનો ઉપાય શું ?

**દાદાશ્રી :** સ્વપ્રશંસા એટલે કોઈક કહે કે, 'તું બહુ ડાહ્યો છે, ને તું બહુ લાયક માણસ છે, ને તારા જેવા માણસ ક્યાંથી મળે !' એ સ્વપ્રશંસા ! એવું કહે એટલે પછી બીજું બધું વિસારે પડી જાય. તમારે આખો દિવસ કામ કરાવવું હોય તો એ કરે ય ખરો.

અને ગર્વરસ એટલે 'મેં કેવું સરસ કર્યું, કેવું આમ કર્યું.' જે કામ કર્યું હોય ને, તે 'કેવું સરસ છે' એમ રસ એનો ચાખે, એ ગર્વરસ !

એ ગર્વરસ ચાખવાની ટેવનું કારણ શું ? બસ, એની પાછળ અહંકાર છે, 'ઈગોઈઝમ' છે કે હું કંઈક છું.

એને ટાળવાનો ઉપાય શું ? તે તો બધું તમને આ 'જ્ઞાન' પછી

ટાળી નાખ્યું છે. હવે જે 'ડિસ્ચાર્જ' રૂપે રહ્યું છે તે જ રહ્યું ને ! 'એનાથી' 'આપણે' છેટા રહેવું.

**પ્રશ્નકર્તા :** દાદા, એ 'ડિસ્ચાર્જ'માં ય આમ જાગૃત કેવી રીતે રહેવું ?

**દાદાશ્રી :** આ 'ચંદુભાઈ' જે કરે, એ 'આપણે' જોયા કરવાનું. 'ચંદુભાઈ' ગર્વરસ ચાખે છે તે ય જોયા કરવાનું અને સ્વપ્રશંસા સાંભળવામાં ખુશ થાય છે તે ય જોયા કરવાનું.

**પ્રશ્નકર્તા :** અને પોતે એક સારું કાર્ય કર્યું હોય તો પોતે બીજાને કહે ય ખરો, દશ જણને કહી આવે કે, 'મેં આવું કર્યું, આવું કર્યું.' એવું યે કહેવાઈ જાય, તો શું કરવું ?

**દાદાશ્રી :** હા, પણ કહે તો જ એને ગર્વરસ થાય ને ! ગર્વરસ એનું નામ કહેવાય કે બીજાને કહે એટલે ગર્વરસ ઉત્પન્ન થાય. ત્યારે એને મજા આવે. અને કોઈ ઊંઘી ગયો હોય ને, તો થોડીવાર પછી એને ઊઠાડીને પણ કહે, ત્યારે જ છોડે !

**પ્રશ્નકર્તા :** પણ એવું થાય એટલે એ તો પુષ્ટિ મળ્યા કરે ને, પાછી ?

**દાદાશ્રી :** એ તો પુષ્ટિ મળે ને ! તે ય શું વધે ? કંઈ આત્મા ઓછો વધવાનો છે ? આ તો અહંકાર વધે.

**પ્રશ્નકર્તા :** અહંકારને પુષ્ટિ મળતી જાય, એમ પેલી આત્મા બાજુ ખોટ જાય ને, એટલી ?

**દાદાશ્રી :** એ તો જાય ને !

**પ્રશ્નકર્તા :** હવે આ 'ડિસ્ચાર્જ' સ્વરૂપે જ્યારે હોય, એને સતત જોયા કરે. તો એ જોવાનું કઈ રીતે થાય ?

**દાદાશ્રી :** આ 'ફિલ્મ' ઉતારી હોય ને, એને આપણે જોયા કરીએ ને, એમાં શું વપરાય ? આ સ્થૂળ આંખ વપરાય અને અંદરની આંખ

વપરાય છે, બન્ને વપરાય છે. જરૂર હોય તો આ ઉપરનો ભાગ, સ્થૂળ વસ્તુને માટે આ આંખ વપરાય. અને સૂક્ષ્મને માટે તો અંદરની આંખથી સમજાય. તે જોયા કરવાનું કે આ શું કરી રહ્યું છે, એટલું જ ! શું કરી રહ્યું છે એટલું જ જાણવાનું.

આમાં વધુ ગર્વરસ ચાખે છે એ બધુંય આપણે જોયા કરવું. અને પછી જરા કહેવું યે ખરું, 'ચંદુભાઈ, શું કરવા હજુ આવું આ ચાખો છો ?! જરા પાંસરા ચાલો ને !' એમ કહેવું, બસ.

**પ્રશ્નકર્તા :** તે ઘણીવાર હું કહું છું કે, 'બેસને, છાનો માનો અક્કલનો કોથળો !'

**દાદાશ્રી :** હા. અક્કલનો કોથળો કહીએ એટલે રાગે પડે. વેચે તો ચાર આનાય ના આવે, એમ કહી દેવું. પહેલાં કહેતા હતાં કે અક્કલના બારદાન આવ્યા છે !

હવે એ ગર્વરસ મીઠો આવતો હશે કે કડવો હશે ?

**પ્રશ્નકર્તા :** મીઠાશ લાગે. પણ એ ગર્વરસ ના લેવાય, એના માટે શું કરવું ?

**દાદાશ્રી :** કરવાનું કશું નહીં. આપણું જ્ઞાન જાણવાનું. ગર્વરસને ચાખનારા 'આપણે' ન્હોય ! 'આપણે' કોણ છીએ, એનું લક્ષ રાખવું પડે. એમાં કશું કરવાનું હોતું નથી ને !

આપણું 'જ્ઞાન' જ એવું છે કે ગર્વરસ ચખાય નહીં અને ચખાય તો તરત પ્રતિક્રમણ કરે. વખતે કંઈક ચોંટ્યું, પહેલાંના અભ્યાસથી વૃત્તિઓ એ બાજુ વળી ગઈ હોય, તો તરત ઊખાડી નાખે. એટલે ગર્વરસ આપણા 'જ્ઞાન' લીધેલા 'મહાત્માઓ' ચાખે નહીં. બીજા બધા લોકો ગર્વરસ ચાખે. કારણ કે રસ્તો જડ્યો નથી ને !

## 'જ્ઞાની', ગારવતામાં નથી

**પ્રશ્નકર્તા :** પછી ગારવતા. આ ગારવતા શબ્દનો જરા વિશેષ ફોડ પાડો ને !

**દાદાશ્રી :** શેને ગારવતા કહો છો તમે ? ગારવતાનો અર્થ શો ? આ ગારવતા એ જુદી વસ્તુ છે. ગારવતા તો ગાયને ય હોય, ભેંસને ય હોય અને માણસને ય હોય. ગારવતા દરેક મનુષ્યને હોય અને આમાં આપણા મહાત્માઓને ય હોય. હજુ તો લોક નરી ગારવતામાં પડ્યા છે.

હવે ગારવતા એટલે શું ? ગારવતા પ્રત્યક્ષ જોવી હોય તો - આ મિલ હોય છે ને, ત્યાં આગળ પેલાં ખાબડાં હોય છે, તળાવ જેવું, નર્યું ગંધાતું હોય એ. મિલનું પાણી જવાથી એ ખાડા પાણીથી ભરાઈ રહે છે. પણ પાણી મિલનું છે એટલે ક્ષારવાળું છે ને, એટલે એ ક્ષારના પાણીથી ખાડાનાં અંદરની માટી ખવાઈ જાય છે, એટલે મહીં કાદવ થઈ જાય છે. અંદરની માટી સડી જાય, કહોવાઈ જાય. એ કોહવારો થઈ જાય. એટલે ઉપર પાણી આટલું જ થોડું હોય, પણ મહીં આટલો બધો નર્યો કાદવ હોય, બબ્બે ફૂટનો ! અને કાળું અંધારા જેવું પાણી હોય ! હવે આ ભેંસો છે ને, તે ઉનાળામાં સખત તાપમાં ઠંડકનો રસ્તો ખોળે છે, ફ્રિજ ખોળે ! તે ઝાડ ખોળે, બીજું ખોળે. આ ગાય કરતાં ભેંસ બહુ ગરમ છે, એટલે એને તાપ સહન ના થાય. ગાયો-બકરીઓ બધાં સહન કરે. પણ ભેંસથી સહન ના થાય, એટલે ફ્રિજ ખોળે. એટલે ઉનાળાને દહાડે ભેંસ શોધખોળ કરે કે 'કોઈ જગ્યાએ ઠંડક છે ?' આપણા લોક નથી ખોળતા ? બહુ તાપ લાગે ત્યારે કહેશે, 'હેંડો, કંઈક એરકંડિશન્ડ રૂમમાં પેસીએ.' તે આમ ભેંસને પણ ખબર પડે. એટલે પાણી દેખે ને, ત્યાં પેસે. અને પેસે ને જો કાદવ દેખે, તો બસ ત્યાં એ એનું સ્થાન કરી નાખે.

એટલે ભેંસ મહીં કાદવમાં જઈને બેસે. ખાબડામાં પાણી હોય, ઉનાળાનો દહાડો હોય એટલે પાણીનો ઉપર ઉપરનો ભાગ ગરમ થઈ જાય. પણ જે કાદવ છે અંદર તે ઠંડકવાળો હોય. એની મહીં ભેંસ પડતું નાખે, મહીં બેસે નિરાંતે, આટલે સુધી કાદવ હતો, પણ મહીં બેસે એટલે કાદવ ઊંચો આવે. ઊંચો આવે એટલે આખો કોટ પહેરી લીધો હોય ને, એવો ચોગરદમ કાદવ ફેલાઈ જાય. અને આખું શરીર ફ્રિઝમાં મૂક્યા જેવું લાગે. એવી ઠંડક લાગે જાણે ફ્રિઝમાં બેઠી હોય ને, એવું લાગે એને. કાદવ બધો આખા શરીરે અહીં ગળા સુધી ફરી વળ્યો હોય, આ ડોકું એકલું જ બહાર રાખે. અને આમ જોયાં કરે બહાર બધે. મહીં બેસે એટલે પેલો

કાદવ હતો ને, એ કાદવનું કવર એ ફ્રિઝ ! કારણ કે કાદવની બહુ ઠંડક હોય, એટલે એ એકદમ હીમ જેવું લાગે. બરફની અંદર પોતે બેઠી હોય એવી રીતે એને લાગ્યા કરે. ભેંસ આ એરકંડિશનમાં બેસે અને આ લોકો મનુષ્યના એરકંડિશનમાં બેસે. સમજ પડીને ? તે એરકંડિશનમાં બેઠી હોય એવું એને લાગ્યા કરે.

બોલો હવે, ફ્રિઝમાં બેઠેલી ભેંસ, ગમે એટલું સોનું આપીએ તો યે નીકળે નહીં. હવે ધણી હંમેશાં ત્રણ વાગે દોહતા હતા, દૂધ કાઢતા હતા. તે દહાડે તો ધણી ખોળતો ખોળતો જડી નહીં એટલે અહીં આગળ આવ્યો. પછી ખાબડામાં જોઈ એટલે ધણીએ જાણ્યું કે આ તો હવે નીકળશે શી રીતે ? પછી ધણી પેલા ઘાસના લીલા પૂળા લાવીને બૂમ પાડે. કિનારે રહીને પેલો કહેશે, 'લે, લે !' ભેંસ આમ કાન માંડે ને આમ જુએ ખરી, પછી મોઢું ફેરવી નાખે. પણ ઊઠે નહીં. રોજ લીલા ઘાસ માટે દોડધામ કરતી હોય, પણ આ ગાંઠતી નથી અત્યારે ? તો મહીં તને શો સ્વાદ પડી ગયો છે ? ફ્રિઝની ઠંડક ! અને અહીંથી ઊઠવાનું નામેય નહીં. ફ્રિઝમાં બેઠેલી તે ઊઠે ? આ તાપમાં, એરકંડિશનમાંથી નીકળતી હશે ? ગારવતા કહેવાય આ. પછી ધણી જાણે કે આ લીલો પૂળો નાખું છું તો યે લોભાતી નથી, માટે બીજું કંઈક વધારે સુખ આપીએ તો પેલી ઊઠે. ધણી સમજી ગયો કે એને અત્યારે મસ્તી છે, કંઈ બીજી લાલચ વગર નીકળશે નહીં. એટલે પછી કપાસિયા લઈ આવે અને મહીં ગોળ દેખાડે. કોઈક કોઈક દહાડો ખવડાવતો હોય ને, તે દેખાડે. તે પેલી ભેંસેય સમજી જાય કે હં, પેલું છે. પણ તો ય આનાં જેવું તો નહીં જ ને ! ઘણું દેખાડીએ, સરસ દેખાડીએ કે દેખતાં જ ભાવ થઈ જાય, એ ભેંસ સમજી યે જાય કે ગોળ છે. પણ ગારવતામાંથી ઊઠે ત્યારે ને ? એટલે ગાંઠી નહીં એને ય. કશાયમાં ધ્યાન આપે નહીં. કારણ કે ત્યાં જે સુખ પડે છે એવું બીજામાં નથી. એટલે કાદવમાંથી ઊઠે નહીં. આમ જોઈ લે, પણ કશું હલે કરે નહીં. આમાં દાદ ના દે, જરાય દાદ ના દે. કહેશે, આવું સુખ છોડીને કોણ જાય તે ?! એ જ ગારવતા !

ગારવતાનું સુખ આ કહેવાય. એવું જગત આ ગારવતામાં સુખ માની બેઠું છે, તે ગારવતામાંથી ખસતા જ નથી ને ! આ સ્ત્રી-પુરુષો ઊઠતાં

જ નથી ને ! રામ તારી માયા ! ગારવતામાં પડેલાં છે. શી રીતે આ ગારવતામાંથી ઊઠે ? આને જ ફ્રિજ માન્યું. તમને સમજ પડીને, ગારવતા કોને કહેવાય એ ? જ્યારે 'જ્ઞાની પુરુષ' સમજણ પાડે ત્યારે ગારવતા સમજાય. એટલે આ 'એક્ઝેક્ટ' અર્થ સમજજો હં, કૃપાળુદેવ શું કહેવા માગે છે તે. જે ઠંડક મળી ગઈ એ ઠંડક જોડે સરખામણી કરી છે. આ લોકો સંસારમાં ગારવતામાં જે બેસી રહ્યા છે, તે ઘણાય સત્પુરુષો ને જ્ઞાની કહે કહે કરે છે, પણ કાન હલાવીને પાછા ફ્રિઝની મહીં બેસી જાય છે !

એવી ગારવતામાં સત્ પુરુષ ના હોય. કોઈ જગ્યાએ ફ્રિઝની પેઠે એ બેસી ના રહે. તમે ફ્રિઝમાં બેસાડો તો ય એ બહાર નીકળે અને તાપમાં બેસાડો તો ય બહાર નીકળે. એમને એવી ગારવતા ના હોય. અને જગતનાં લોકોને તો એ સંસારમાં જે પેઠાં ને, જે ગારવતા લાગે છે ને, તે વ્યાખ્યાન સાંભળવાયે જતાં નથી ને આખો દહાડો ગારવતામાં ને ગારવતામાં. એ ઠંડકમાં ને ઠંડકમાં, એ ગારવતા કહેવાય. સંસારી લોકો આ ગારવતામાં પડી રહ્યા છે અને ભેંસ પેલી ગારવતામાં પડી રહી છે. પાંચ ઈન્દ્રિયનાં સુખ, એ જ લોકોની ગારવતા ! જો મસ્તીમાં !! એટલે આખું જગત ગારવતામાં જ સપડાયું છે.

એ ભેંસને ખબર નથી કે આ સૂર્યનારાયણ આથમ્યા વગર રહેવાના નથી. અને રાતે પછી બે વાગે ય ઘેર તો જવું પડશે. તો એના કરતાં પાંસરી થઈને ઊઠને ! આ ખાવાનું ધરે છે તો ઊઠ ને, તો તારી આબરૂ રહે અને ધણીની યે આબરૂ રહે. પણ તો ય ના ઊઠે. રાતે દસ વાગે જવું જ પડે ને, પછી ? પછી પાછું એ ઠંડું લાગે, એટલે પાછી ટાઢ વાય. એટલે ખાબડામાંથી બહાર નીકળી જાય. પણ જ્યાં સુધી મહીંથી ખસે નહીં ત્યાં સુધી, એ ટાઈમને ગારવતાપદ કહ્યું. અત્યારે ઉનાળાના તાપમાં જરાક અકળામણ થાય ને બે-ત્રણ ડીસ આઈસક્રીમ ખાધો, એ ગારવતા.

જો ગારવતા ! ભેંસોની ગારવતા પેલી કાદવની અને મનુષ્યોની ગારવતા આ. ભેંસોને તો અમુક જગ્યાએ ગારવતા હોય. પણ મનુષ્યોને તો સ્ત્રીની ગારવતા, એરકંડિશન્ડની ગારવતા ! અને છોકરાનો બાપ, તે મનમાં મલકાયા કરે કે, 'ત્રણ છોકરા છે, તે ત્રણ વહુ આવશે. ત્રણ છોકરા

માટે ત્રણ ઘર બાંધવાં છે.' આ બધી ગારવતા ઊભી થાય. ગંધાતા ખાબડામાં ભેંસ બેઠેલી હોય, એવું આખું જગત ગારવતામાં જ પડી રહ્યું છે. ગંધમાં, નરી વિષયોની ગંધમાં ! વિષયની ગંધના સારુ કકળાટ ભોગવે છે. એટલે આ જગતનાં લોકો રૂપ ગારવતા, વિષય ગારવતા, રસ ગારવતા, મોહની-લોભની ગારવતામાં જ રાચે છે અને તેથી તેમને બહાર નીકળવું ગમતું નથી.

**પ્રશ્નકર્તા :** દાદા, એવું અમારા માટે કહેવાય કે લક્ષ્મી, પ્રતિષ્ઠા, માન-તાન, એ જે મળ્યું તેમાં ભેંસ જેવાં થઈને જ બેઠાં ?!

**દાદાશ્રી :** હા, ભેંસ જેવા થઈને બેઠાં.

**પ્રશ્નકર્તા :** એ ગારવતામાંથી કાઢનાર કોઈ જોઈએ ને ?

**દાદાશ્રી :** એ ગારવતામાંથી કાઢનાર જોઈએ ને ! એવું કોણ લલચાવે ? તે શું શું મેલીએ કે લલચાય વળી ? કપાસિયા ને ગોળને ના ગાંઠી, તો હવે શેને ગાંઠે એ ?! પછી ભેંસ બહાર નીકળે ? એ રસ ગારવતા કહેવાય.

**પ્રશ્નકર્તા :** આ ગારવતાનો સ્વાદ લેનાર અંતઃકરણમાં કોણ હોય છે ?

**દાદાશ્રી :** લેનાર કોણ હોય તે ? એ અહંકાર જ, બીજું કોઈ નહીં. બુદ્ધિ સમજ પાડે છે કે આ ગારવતા, મજા બહુ આવશે.

**પ્રશ્નકર્તા :** એમાં મુખ્યપણું ચિત્તવૃત્તિનું પણ હોય છે ને ?

**દાદાશ્રી :** ચિત્તવૃત્તિ તો ત્યાં ને ત્યાં જ ભટકે.

**પ્રશ્નકર્તા :** ગારવતાનાં સ્થાનોમાં ?

**દાદાશ્રી :** હા, ત્યાં જ ફર્યા કરે. માખ ભમ્યા કરે એવું.

એવું છે, આ અભિપ્રાયથી મન ઊભું થયેલું છે અને મનને બહુ મોટી ચીજ ગણવામાં આવી છે. હવે અભિપ્રાય કેમ ઊભો થયો ? વિશેષ ભાવથી અહંકાર ઊભો થયો, ને અહંકારથી અભિપ્રાય ઊભો થયો. હવે

અભિપ્રાયથી મન ઊભું થયું, અને મન ઊભું થવાથી ચિત્તની અશુદ્ધિ થવા માંડી. અને ચિત્તની અશુદ્ધિ થઈ એટલે તેમ તેમ કાદવમાં ઘૂસવા માંડ્યો, સંસારનાં કાદવમાં હવે કોણ કાઢે એને ?! અને પાછું ગારવતા ! રસ ગારવતા, રિદ્ધિ ગારવતા ને સિદ્ધિ ગારવતા !! ત્રણ પ્રકારની ગારવતામાં ફસાયો, પછી કોણ કાઢે એને ?!

## આ પણ બધી ગારવતા....

**પ્રશ્નકર્તા :** આ રસ ગારવતા એ જરા સમજાવો ને ?

**દાદાશ્રી :** આ કેરીઓનો રસ, બીજો રસ, આ બાસુદી, એ બધા.

**પ્રશ્નકર્તા :** એટલે ખોરાકના સ્વાદ બધા ?

**દાદાશ્રી :** હા, સ્વાદ. તે બધું રસ ગારવતા કહેવાય. કોઈ માણસને અમુક અમુક ચીજો બહુ જ ભાવતી હોય. એ વસ્તુ તે દહાડે બનાવવાની હોય ને, તો સવારથી એનું ચિત્ત એ વસ્તુમાં જ હોય. અને બપોરે એક વાગે બની રહે ત્યાં સુધી એનું ચિત્ત એમાં હોય. જમ્યા પછી યે અને ત્યાર પછી યે એનું ચિત્ત એમાં જ હોય, એ રસ ગારવતા.

આ ભેંસ કાદવમાં પડી રહે છે એ રસ ગારવતા. આ મનુષ્યોની પાંચ ઈન્દ્રિયોના રસોમાં ગારવતા છે. ફરી આઘોપાછો થાય નહીં. એ રસ ગારવતા, ઈન્દ્રિયોની રસ ગારવતા કહેવાય.

પછી રિદ્ધિ ગારવતા ! 'મારે બે મિલો છે ને આમ છે ને આ પાંચ છોકરાં છે, બે છોડીઓ છે, બંગલો છે.' એ રિદ્ધિ ગારવતા ! રિદ્ધિ એટલે આ પૈસા સંબંધી, આ ભૌતિક બધું એ રિદ્ધિ કહેવાય અને પેલી સિદ્ધિ કહેવાય.

**પ્રશ્નકર્તા :** સિદ્ધિમાં શું હોય ?

**દાદાશ્રી :** સિદ્ધિ આધ્યાત્મિક હોય.

**પ્રશ્નકર્તા :** સિદ્ધિનો દાખલો આપો ને !

**દાદાશ્રી :** આ બહુ અહિંસક માણસ હોય, ત્યાં આગળ બકરી વાઘ

બધા ભેગા થઈ જાય તો ય વાંધો ના આવે. અથવા કોઈ માર માર કરતો અહીં આવ્યો હોય તો મને દેખે એટલે પછી બધું ભૂલી જાય. સ્વભાવ ભૂલાડે !

સિદ્ધિ ગારવતા આ સાધુ, સન્યાસીઓ, આચાર્યોને હોય. એમને કોઈ કહે 'બાપજી, મારે આ દુઃખ છે.' તે પેલા સિદ્ધિ વટાવે. પછી ગારવતામાં રહે. 'બાપજી, બાપજી' લોક કહે એટલે ખુશ. લોકો ય કંઈ મૂકી જાય લાડવા ને એ બધું, તે ખાય, પીવે ને મજા કરે. આવી બધી ગારવતામાં રહે. સિદ્ધિ આવી હોય તો સિદ્ધિની ગારવતામાં જ રહ્યા કરે, બસ. બીજો કંઈ 'એડવાન્સ' થવાનો વિચાર ના કરે.

**પ્રશ્નકર્તા :** એટલે ગારવતા 'એડવાન્સ' થવાનું રોકી દે ?!

**દાદાશ્રી :** હા, એ ગારવતામાં, લોકો બધા 'બાપજી, બાપજી' કર્યા કરે એટલે પેલા ખુશ ખુશ !

એટલે કેટલીક સિદ્ધિ ગારવતા હોય છે, કેટલીક રિદ્ધિ ગારવતા હોય છે, કેટલીક રસ ગારવતા હોય. આવી અનેક પ્રકારની ગારવતા હોય છે. આ શાસ્ત્રોનીયે ગારવતા જ છે ખાલી !

**પ્રશ્નકર્તા :** શાસ્ત્રોની પણ ગારવતા ?

**દાદાશ્રી :** બસ, જ્યાં બેસી રહેવાનું થાય ને ખસવાનું મન ના થાય એ બધી ગારવતા. બાકી, રોજે રોજ પ્રગતિ કરવાની છે.

**પ્રશ્નકર્તા :** એટલે છેલ્લા સ્ટેશન સુધી જતાં દરમ્યાન ગમે તેવાં આવાં સ્થળો આવે ત્યાં રહેવું નહીં !

**દાદાશ્રી :** ત્યાં આગળ રોકાઈ જવાનું નહીં, ત્યાં આગળ જે સુખ આવે, તે સુખમાં રોકાઈ જવાનું નહીં. એ તો શાસ્ત્રો વાંચે એટલે સુખ વર્તે. કારણ કે 'જ્ઞાની પુરુષ'ની વાત છે. તેથી અંદર ઠંડક થાય, શાંતિ થાય. રાજ્ય મળ્યું હોય અને રાજ્યમાં તન્મયાકાર થઈને પડી રહેવું, એ બધી યે ગારવતા કહેવાય.

બાકી, ગારવતાને લોક સમજતું જ નથી, ગારવતા શું છે તે ?

**પ્રશ્નકર્તા :** આ તો પેલો ભેંસનો દાખલો આપ્યો ને, એનાથી આમ સ્પષ્ટ સમજાય.

**દાદાશ્રી :** તે આ દાખલો આપેલો ને, એટલે લોકો રસ્તામાં ભેંસને કાદવમાં બેઠેલી દેખે, ખાબડામાં ભેંસો દેખાય કે કહેશે, 'એ ય પેલી ગારવતા આવી. દાદા, આ જુઓ ગારવતા.' હું કહું, 'હા, તને યાદ રહ્યું ખરું !'

ગારવતાનો અર્થ જ કોઈએ કર્યો નથી. ગારવતાનો અર્થ કોઈ જગ્યાએ પુસ્તકમાં આપેલો નથી. તેથી મેં આ ગારવતાનો અર્થવિશદ ફોડવાર કર્યો.

## ગારવતામાંથી છૂટવું કઈ રીતે ?

**પ્રશ્નકર્તા :** એટલે આ સુખની ભ્રાંતિ, એ આખું ગારવતાનું સ્વરૂપ જ છે ને ?

**દાદાશ્રી :** બધું ગારવતા જ છે.

**પ્રશ્નકર્તા :** એ ગારવતાના સંજોગો જે ભેગા થાય છે અત્યારે, આમ તો એ પહેલેથી હિસાબ લઈને આવેલો છે ?

**દાદાશ્રી :** બધું 'ડીસાઈડેડ' લઈ કરીને આવેલો છે.

**પ્રશ્નકર્તા :** તો પણ હવે, અત્યારે એને ફરીથી વળગી પડે છે ?

**દાદાશ્રી :** અજ્ઞાની હોય તો વળગી પડે ને 'જ્ઞાન' ને 'આજ્ઞા' પાળતો હોય તો ના વળગે.

**પ્રશ્નકર્તા :** તો ય એમાંથી છૂટી ના શકે ? એને ભોગવવું તો પડે જ ને, એટલું ?

**દાદાશ્રી :** સહી કરેલી ને !

**પ્રશ્નકર્તા :** અત્યારે એ ગારવતામાં પાછો સ્વાદ લે તો નવી સહી યે પડવાની ?

**દાદાશ્રી :** ના. આપણું 'જ્ઞાન' લીધેલું હોય તો ના પડે.

**પ્રશ્નકર્તા :** આ ગારવતામાં, અત્યાર સુધીની 'લાઈફ'માં આમ ચિત્તવૃત્તિ તો એવી વિખરાયેલી હોય જ ને ?

**દાદાશ્રી :** બધી વિખેરાયેલી જ હોય. તેથી એકાગ્ર થાય જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** તો આ ગારવતા જે છે, એને પ્રમાદની પરાકાષ્ટા ના કહેવાય ?

**દાદાશ્રી :** પ્રમાદ એ જુદી વસ્તુ છે, ને આ ગારવતા એ જુદી વસ્તુ છે. ગારવતા એટલે એને ઊઠવાનો વિચારે ય ના આવે. પ્રમાદીના તો મનમાં એમ થાય, 'બળ્યું, હું પ્રમાદી છું.' જ્યારે પેલાને તો 'હું ગારવતામાં છું' એવું ભાને ય ના થાય ! ગારવતામાં જ છે ને, જગત. અત્યાર સુધી બધું ગારવતા જ કહેવાય. એ ભેંસ ઊભી જ ના થાય.

**પ્રશ્નકર્તા :** સૂર્યનારાયણ તો આથમ્યા વગર રહેશે નહીં અને ઠંડી પડશે એટલે ઊઠવું પડશે એને. પણ આ મનુષ્યોને કંઈ એવા સંજોગ બદલાતા નથી, આ ગારવતામાંથી નીકળવા માટે ?

**દાદાશ્રી :** ના, આ ગમે છે. સારી સારી ચીજો પેલો ખવડાવે તો ય કહેશે, 'આની જોડે નહીં.' પણ એને બહુ જ ભૂખ લાગે ને, તો આ સુખ એને સુખ માલમ પડે જ નહીં. એને વેદના થાય. તો એ ઊઠે. બહુ જ ભૂખ લાગે તો ઊઠે. અગર તો બહારનું વાતાવરણ ઠંડું પડી ગયું હોય તો ઊઠે. હા, એટલે અંદર મઝા ના આવે.

**પ્રશ્નકર્તા :** પણ ગારવતામાંથી છૂટવાની કોઈ ચાવી હશે ને ?

**દાદાશ્રી :** એ તો એની મેળે બહાર ઠંડું થાય એટલે ઊઠી જાય.

**પ્રશ્નકર્તા :** પણ આ મનુષ્યોની લાઈફમાં એવું વાતાવરણ કંઈ આવે ?

**દાદાશ્રી :** ના, ના. આ અત્યારે આ બધા ગારવતામાં છે. પેડર

રોડમાંથી ઊઠીને ત્યાં સાંતાક્રુઝ જાય ? નાદારી નીકળી હોય ત્યારે જાય. પૈસા ના હોય, કશું ના હોય. પછી પેલો કાઢે તો જાય.

**પ્રશ્નકર્તા :** એટલે આ લોક ગારવતામાંથી છૂટી શકતું જ નથી ?

**દાદાશ્રી :** ગારવતા ! ઓ હોહો, પણ ગારવતામાંથી છૂટવા માટે લોક તૈયાર હોય છે ? ના, ગારવતામાં તો લોકો ખુશ થઈને એમાં પડી રહે હંમેશાં.

**પ્રશ્નકર્તા :** પણ ખરો આનંદ તો ત્યાં નથી ને ?

**દાદાશ્રી :** નથી, નહીં ? તો ય જગત આખું ગારવતામાં પડી રહ્યું છે.

**પ્રશ્નકર્તા :** તો પછી આ ગારવતા વસ્તુ છે, એ માણસનામાંથી જાય કેવી રીતે ?

**દાદાશ્રી :** બીજું સુખ જુએ તો જાય.

**પ્રશ્નકર્તા :** બીજું સારું સુખ મળે તો છૂટી જાય ?

**દાદાશ્રી :** હા, તો છૂટે. બીજું સુખ પ્રતીતિમાં બેસી જાય એને. ના જોવામાં આવ્યું હોય ને પ્રતીતિ બેસે કે 'આ દાદા કહે છે એમ જ છે' તો એ જાય.

**પ્રશ્નકર્તા :** આપણા મહાત્માઓને આ ગારવતા ખરી ને ?

**દાદાશ્રી :** ખરી. પણ ગારવતામાં એ સમજે કે આપણને ગારવતાનું વળગણ છે, છતાં ગમે ગારવતા !

**પ્રશ્નકર્તા :** એ ગારવતામાં ના રહીએ અને નીકળી જઈએ એવું શું 'સોલ્યુશન' ?

**દાદાશ્રી :** એ 'સોલ્યુશન' તો, મનમાં નક્કી કરવું જોઈએ કે આ હોય કે તે હોય, બેને સમાન કરી નાખે ને, તો 'સોલ્યુશન' હોય. સમાન ! પોતાની કિંમતમાં સમાન !

**પ્રશ્નકર્તા :** એટલે આ ગારવતાનાં સુખ જે મળે છે એ....

**દાદાશ્રી :** એની કિંમત અને આની કિંમત બે સરખી માને, બેની કિંમત જ સરખી કરી નાખે.

**પ્રશ્નકર્તા :** પણ શેની શેની કિંમત ?

**દાદાશ્રી :** આ ગારવતાની અને બીજી વસ્તુ આપે ને ખાવા-પીવાનું મળતું હોય તે. કિંમત સરખી કરી નાખે એટલે ઊડી જાય એ. આમાં ય ક્યાં સુખ છે ને આમાં ય ક્યાં સુખ છે, એવું બધું જાણે છે એ એને ઊડાવી નાખે.

ગારવતાને તો લોક સમજતું જ નથી.

**પ્રશ્નકર્તા :** પણ 'જ્ઞાન' લીધેલું હોય, એને ગારવતામાંથી છૂટવા માટેનો આ સિવાય બીજો કોઈ રસ્તો ખરો ?

**દાદાશ્રી :** પણ 'ચંદુભાઈ'ને અસર રહે છે કે 'શુદ્ધાત્મા'ને અસર રહે છે ? ગારવતાની અસર રહેતી હોય તો 'ચંદુભાઈ' કહેવાય. અને ગારવતાની અસર ના રહેતી હોય તો 'શુદ્ધાત્મા' થઈ ગયા.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, અમે અહીંયાં આવ્યા છીએ, દાદાનાં દર્શન કરવા છે, દાદાની સાથે બેસવું છે, એમાં પણ એ જે રસ હોય, એ પણ ગારવતા જ કહેવાય ને ?

**દાદાશ્રી :** ના. એ ગારવતા નહીં. એને ગારવતા કેમ કહેવાય ?! એ તો મુખ્ય વસ્તુ છે. એ તો અમૃત જેવી વાત છે. અમને ગારવતા એકું ય હોય નહીં. રસ ગારવતા ના હોય, રિદ્ધિ ગારવતા ના હોય, સિદ્ધિ ગારવતા ના હોય ! કોઈ પણ પ્રકારની ગારવતા ના હોય. જગત આખું ય ગારવતામાં જ સડ્યા કરે છે. 'જ્ઞાની' ગારવતામાં ના હોય.

## મુક્તિ સાધવી 'જ્ઞાની' આશ્રયે

ભગવાન તો મને વશ થઈ ગયેલા છે. ભગવાન જેને વશ થઈ ગયા છે એવાં 'જ્ઞાની પુરુષ', એમને કયા કયા ગુણો ના હોય ? ગર્વ ના

હોય, ગારવતા ના હોય, અંતરંગ સ્પૃહા ના હોય, ઉન્મત્તતા ના હોય.

**પ્રશ્નકર્તા :** એ તો બહુ ઊંચે જાવ ત્યારે એ જાય.

**દાદાશ્રી :** ના. પણ એ જતા રહે પછી જ જ્ઞાની કહેવાય. એ જતા રહ્યા પછી અમે એમ કહીએ કે આ ટેપરેકર્ડ બોલે છે. બાકી 'ટેપરેકર્ડ બોલે છે', એવું આ દુનિયામાં કોઈ ના બોલે. પોતાની વાણી સારી હોય ને, તો 'કેવું સરસ હું બોલ્યો, કેવું સરસ બોલ્યો' કહ્યા કરે. જ્યારે આને 'ટેપરેકર્ડ' અમે બોલીએ છીએ. કારણ કે માલિકી વગરની વાત છે આ બધી. એટલે ગર્વ ગારવતા કશું જ રહ્યું નહીં ને ! કશું હોય જ નહીં. ભાંજગડ જ નહીં ને ! એક ફક્ત બંધન કેટલું ? આ એકલું જ, કે આ ભાવના કંઈક પૂર્વભવે ભાવેલી હશે કે આ જે સુખ હું પામ્યો છું એ લોકો પામે. એટલા પૂરતી આ ક્રિયા છે. એ ભાવનાનું ફળ છે આ.

એટલે આ અલૌકિક કહેવાય. આ લૌકિક ના કહેવાય. અહીંયાં તો અમારી વાણી, વર્તન અને વિનય, આ ત્રણ ચીજ મનોહર હોય, મનને હરણ કરે તેવું હોય. અને તે જ્યારે ત્યારે એ થવું જોઈએ, એવું થવું પડશે. એ તો જે થયા હોય તેમની પાછળ પડીએ, તો તેવું થઈ જવાય કે ના થઈ જવાય ?

**પ્રશ્નકર્તા :** થઈ જવાય.

**દાદાશ્રી :** બસ, બીજું કશું કરવાની જરૂર નથી આપણે. એમની પાછળ પડવું. અનંત અવતારની ખોટ એક અવતારમાં ભાંગવાની છે. એટલે કાળજી તો રાખવી પડશે ને ? કેટલા અવતારની ખોટ છે ? અનંત અવતારની ખોટ !

❖❖❖❖❖

# [૬]

## લઘુતમ : ગુરુતમ

### 'લઘુતમ' 'ગુરુતમ' પદમાં 'જ્ઞાની'

અમારી એ જ ભાવના છે કે ભલે એક અવતાર મોડું થશે તો વાંધો નથી. પણ આ 'વિજ્ઞાન' ફેલાવું જોઈએ અને 'વિજ્ઞાન' લોકોને લાભ કરવું જોઈએ. તેથી ખુલાસો કરવા માટે હું આવ્યો છું. મને નવરાશ છે. મારે કોઈ કામ નથી. નવરામાં નવરો માણસ હું છું અને તદ્દન બુદ્ધિ વગરનો હું એકલો જ છું, એટલે મને કશી ભાંજગડ નથી. તમારે તો ભાંજગડ હોય. બાકી, હું કંઈ તમારાથી મોટો નથી, એ તમને લાગે એવું ? આ તો વ્યવહારને ખાતર આ ઊંચે પદે બેઠા છીએ.

અને પાછું મારી 'હાઈટ' કેટલી છે, તે તમે જાણો છો ? લઘુતમ ! લઘુતમ એટલે શું ? આ દુનિયામાં જેટલા જીવ છે, એમાં સૌથી નાનામાં નાનો હું છું. એ મારી 'હાઈટ' છે. પછી આ તમને કંઈ હરકત કરે એવું છે કશું ? એટલે આ ભૌતિકમાં, આ નામમાં-રૂપમાં-પૈસા-માન-તાન એ બધી બાબતમાં લઘુતમ. અને આ બીજી હાઈટ એટલે સેલ્ફે કરીને ગુરુતમ છીએ અમે. એટલે 'હોમ ડિપાર્ટમેન્ટ'માં અમે ગુરુતમ અને 'ફોરેન ડિપાર્ટમેન્ટ'માં લઘુતમ ! તમે 'ફોરેન'માં ગુરુતમ થવા ફરો છો એટલે મહીં 'હોમ ડિપાર્ટમેન્ટ'માં લઘુતમ થાવ છો.

તો લઘુતમ એટલે કેટલું મોટું કહેવાય ?

**પ્રશ્નકર્તા :** લઘુતમ એટલે એકદમ નાનામાં નાનો, પણ ઉત્તમમાં ઉત્તમ કહી શકાય ?

**દાદાશ્રી :** ના, ઉત્તમ નહીં. લઘુતમ ! એ ઉત્તમ આમાં નથી. લઘુ એ નાનો કહેવાય. લઘુતર એટલે વધારે નાનો કહેવાય. અને લઘુતમ એટલે સર્વથી નાનો, કોઈ જીવ એનાથી નાનો નહીં. બસ ! એનું નામ જ લઘુતમ.

**પ્રશ્નકર્તા :** વ્યવહારમાં કહે છે ને, દાસાનુદાસ છું, દાસનો યે દાસ ને તેનો ય હું દાસ છું, એ ?

**દાદાશ્રી :** ના. આપણે ત્યાં દાસાનુદાસ સુધી પહોંચેલા. પણ કોઈ લઘુતમ સુધી નહીં પહોંચેલો. જ્યારે અમારું આ લઘુતમ સ્વરૂપ છે, એટલે લોકોનું કલ્યાણ કરી નાખશે. વ્યવહારથી લઘુતમમાં છું અને નિશ્ચયથી ગુરુતમમાં છું. હું કોઈનો ગુરુ થયો નથી. આખા જગતને ગુરુ તરીકે માનું છું. તમે બધા આવ્યા, તમને ગુરુ તરીકે માનું છું. ત્યારે કો'ક કહેશે, 'તમે અહીં કેમ બેઠા ?' હવે હું અહીં નીચે બેસું, તો આ લોકો બેસવા નથી દેતા. આ લોકો મને ઊઠાવીને ઉપર બેસાડે છે. બાકી, મને તો નીચે બેસવાનું બહુ સારું પડે છે. એટલે ગુરુપદમાં છું નહીં, લઘુતમમાં છું.

## ભાવમાં તો લઘુતમ જ

એટલે હું કંઈ તમારો ઉપરી નથી. તમે મારા ઉપરી છો. મારી જાતને ઉપરીપણું કોઈ દહાડો ય મેં માન્યું નથી. એટલે તમારે વાંધો ખરો ? ભડક નહીં, વાંધો નહીં. તમારાથી મોટાં હોય તો તમને ભડક લાવે કે, 'મોટા માણસ, શું કહી દેશે !' આ તો તમે મને વઢો, પણ હું તમને નહીં વઢું. હું વઢું તો હું ભૂલથાપ ખઈ ગયો કહેવાઉ. અને તમે વઢો તો, તમારી સમજણફેરને લઈને વઢી પડો. કચાશ એટલે વઢી પડોને ? બાકી, આખું જગત અમારું ઉપરી છે. કારણ કે હું લઘુતમ છું. તમારે કેટલા ઉપરી છે ? કેમ બોલતા નથી !

**પ્રશ્નકર્તા :** પણ મારે લઘુતમ મનાયું નથી.

**દાદાશ્રી :** કેમ ? બને એવું નથી ? એવું છે ને, ગુરુતમ એટલે ઉપર ચઢવું. આ પાવાગઢ છે, તો ઉપર ચઢવું હોય તો જોર પડે કે નીચે ઉતરવું હોય તો ?

**પ્રશ્નકર્તા :** ઉપર ચઢવું હોય તો જોર પડે.

**દાદાશ્રી :** તો લઘુતમ એટલે નીચે ઊતરવું. એ તો રમતાં રમતાં નીચે ઉતરી જવાય. ના ઊતરી જાય રમતાં રમતાં ? અમે તો નિરાંતે રમતાં રમતાં ઊતરી ગયા હતા. માટે ભાવ લઘુતમનો જ રાખવો. જેટલું લઘુતમનો ભાવ રાખશો એટલું ગુરુતમમાં આગળ વધશો. અને લઘુતમ થાય તો ગુરુતમ પદ મળે છે.

## ત્યારે ભગવાન વશ વર્તે

એટલે હું આ વ્યવહારમાં લઘુતમ છું અને નિશ્ચયમાં ખરી રીતે ગુરુતમ છું. મારો ઉપરી કોઈ નથી. ભગવાન પણ મને વશ થઈ ગયેલા છે. તો પછી હવે બીજું રહ્યું શું ?

લોકો મને કહે છે, 'તમે દાદા ભગવાન કહેવડાવો છો ?' મેં કહ્યું, 'ના. હું શું કરવા કહેવડાવું ? જ્યાં ભગવાન પોતે જ મને વશ થઈ ગયા છે, પછી એ કહેવડાવાની શી જરૂર ? ભગવાન, ચૌદ લોકનો નાથ મને વશ થઈ ગયેલો છે અને જો તમે મારું કહેલું સેવન સેવો તો તમને પણ તમારો નાથ વશ થઈ જશે.' વશ થયેલું કામનું, પણ ભગવાન થઈને શું કાઢવાનું ? જે છે એને ભગવાન રહેવા દો ને ! મને ચૌદ લોકનો નાથ વશ થયેલો છે અને તમને વશ થાય એવો રસ્તો દેખાડું છું.

અને ભગવાન થવું એ બહુ મોટું જોખમ કહેવાય. એટલે ભગવાન જો હું કહું તો મારે માથે જોખમદારી આવે. તમને તો શું જાય ? અને હું શું કરવા એવું પેસું પણ ? મારે પેસીને શું કામ છે ? મારે ભગવાન વશ થયેલા છે, તે શું ખોટા છે ?

એટલે ભગવાન થવું સારું કે વશ થયેલા સારા ? કયું પદ ઊંચું ?

**પ્રશ્નકર્તા :** વશ થયેલા છે એ.

**દાદાશ્રી :** લ્યો, હવે આવું ઊંચું પદ મૂકીને કોણ નીચા પદમાં જાય ? અને ભગવાન વશ થયેલા છે એની 'ગેરેન્ટી' આપું છું. એમને કહું છું યે ખરો કે, 'તમે અહીંથી ખાલી કરો ને !' ત્યારે એ કહે, 'ક્યાં જાઉં ? કોઈ જગ્યા હોય તો હું કહીશ.' મેં કહ્યું, 'કોઈકને ત્યાં પેસો તો મને વાંધો નથી. હવે બહુ દહાડા રહ્યા અહીં આગળ.' પણ એ જગ્યા થવી જોઈએ ને ?! એ તો મમતારહિત થવું પડે, અહંકારરહિત થવું પડે, ત્યારે એ કમરામાં ભગવાન આવે. એવો કમરો જોઈએ. કમરો સારો ના જોઈએ ?

ભગવાન દરેકને વશ થઈ શકે છે. જેનામાં અહંકાર ઓછો હોય તો વાંધો નહીં, પણ જેની મમતા ગયેલી છે એને ભગવાન વશ થયા વગર રહે જ નહીં. જેની મમતા સંપૂર્ણ ગઈ એને ભગવાન વશ થયા વગર રહે નહીં.

## 'જુનિયર'ના યે 'જુનિયર'

ને આખી દુનિયામાં હું એકલો જ 'જુનિયર' છું. 'જુનિયર'નો 'જુનિયર' થાય તો આખા બ્રહ્માંડનો 'સિનિયર' થાય. હું એકલો જ 'જુનિયર' રહ્યો છું. મને 'સિનિયર' કરવો છે તમારે હવે ? મને હઉ 'સિનિયર' કરવો છે ? તો 'જુનિયર' થવાય એવું છે.

**પ્રશ્નકર્તા :** અમે તો હજુ આપની સરખામણીમાં નાના બાળક જેવા છીએ.

**દાદાશ્રી :** એ જુદી રીતે છે. અને હું જે કહેવા માગું છું એ જુદી રીતે છે. કારણ કે લોકોને એમ લાગે કે આ ગુરુ છે. પણ ના, હું ગુરુ નથી. હું લઘુતમ છું. લઘુતમ એટલે 'જુનિયર'. આ બધા જ મારાથી 'સિનિયર' છે. ઝાડ-પાન, બધાં જ મારાથી 'સિનિયર'. તો હવે તમને 'જુનિયર' રહેવાનું ગમે કે 'સિનિયર' રહેવાનું ?

**પ્રશ્નકર્તા :** એમ તો 'જુનિયર'ના યે 'જુનિયર' રહેવાનું ગમે.

**દાદાશ્રી :** હા, હા. એ લાભ છે, તો પછી 'સિનિયર'ના 'સિનિયર' થવાય. જેને 'જુનિયર'ના 'જુનિયર' રહેવું છે, તે

'સિનિયર'નો 'સિનિયર' થઈ શકે.

## લઘુતમ ભણતાં જડ્યા ભગવાન

નાનપણમાં ગુજરાતી સ્કૂલમાં એક માસ્તરે મને કહ્યું, 'આ તમે લઘુતમ શીખો.' ત્યારે મેં કહ્યું, 'લઘુતમ એટલે શું કહેવા માગો છો ? લઘુતમ શી રીતે થાય ?' ત્યારે કહે છે, 'આ બધી રકમો જે આપી છે એમાં નાનામાં નાની રકમ, અવિભાજ્ય રકમ, જેને ફરી ભાગી ના શકાય એવી રકમ, એ શોધી કાઢવાની છે.' ત્યારે હું તે વખતમાં નાની ઉંમરમાં, પણ માણસોને શું કહેતો હતો ? આ રકમો સારી નથી. શબ્દ તો એવો બોલતો હતો. તે મને આ વાત માફક આવી. એટલે મને એમ લાગ્યું કે આ 'રકમો'ની અંદર પછી એવું જ છે ને ?! એટલે ભગવાન બધામાં અવિભાજ્યરૂપે રહેલા છે.

એટલે ત્યારથી જ મારો સ્વભાવ લઘુતમ ભણી ઢળતો ગયો. તે લઘુતમ થયું નહીં પણ ઢળ્યો ખરો. પણ છેવટે લઘુતમ થઈને ઊભો રહ્યો. અત્યારે 'બાય રિલેટિવ વ્યૂ પોઈન્ટ આઈ એમ કમ્પ્લીટ લઘુતમ' અને 'બાય રીયલ વ્યૂ પોઈન્ટ આઈ એમ કમ્પ્લીટ ગુરુતમ.' એટલે આ સંસારની બાબતોમાં, જ્યાં સુધી સંસારી વેશ છે, તે બાબતમાં હું લઘુતમ છું. એટલે આ લઘુતમની 'થિયરી' પહેલેથી 'એડોપ્ટ' થઈ ગયેલી.

## મહત્ત્વ, લઘુતમ પદનું જ

**પ્રશ્નકર્તા :** તો દાદા, આપ આમાં લઘુતમપદને કેમ બહુ મહત્ત્વ આપો છો ?

**દાદાશ્રી :** પણ આ લઘુતમ તે કાયમ 'સેફસાઈડ' ! જે લઘુતમ છે તે તો કાયમ 'સેફસાઈડ' છે, ગુરુતમવાળાને ભય. 'લઘુતમ' કહ્યું એટલે પછી અમારે પડવાનો શો ભય ? અહીં ઊંચે બેઠાં હોય, તેને પડવાનો ભય. જગતમાં લઘુતમભાવમાં કોઈ હોય નહીં ને ! જગત ગુરુતમભાવમાં હોય. ગુરુતમ થયો હોય તે પડે. એટલે અમે તો લઘુ થઈને બેઠેલા. અમારે જગત પ્રત્યેનો ભાવ એ લઘુતમભાવ છે. એટલે અમને કશું પડવાનો ભો નહીં, કશું અડે નહીં ને નડે નહીં.

એટલે અમે 'રિલેટિવ'માં લઘુતમ થઈને બેઠેલા. અમે કહીએ કે 'ભઈ, તારા કરતાં અમે નાના છીએ, તું ગાળ દઉં એના કરતાં હું નાનો છું.' એ બહુ ત્યારે ગધેડો કહે. તો ગધેડાથી તો આપણે બહુ નાના છીએ. ગધેડો તો 'હેવી લોડ' છે ને ! અને આપણામાં તો 'લોડ' જ નથી. એટલે જો ગાળો ભાંડવી હોય તો હું લઘુતમ છું. લઘુતમ તો આકાશ જેવું હોય, આકાશ પરમાણુ જેવું હોય. લઘુતમને માર ના અડે, ગાળો ના અડે, એને કશું અડે નહીં.

કહેવાનો ખાસ ભાવાર્થ એટલો કે તારે કંઈ રોફ રાખવો હોય તો હું લઘુતમ છું ને તારે મારો રોફ રાખવો હોય તો હું ગુરુતમ છું.

## લઘુતા જ લઈ જાય, ગુરુતા ભણી

આપણને કોઈ નાલાયક કહે તો પછી નાલાયકને ઝઘડો કરવાનો રહ્યો જ નહીં ને ? નાલાયક એટલે લઘુતમ રહ્યા ને ! એટલે આ જગત તો કંઈ એક જાતની વંશાવલિ છે ? બધી જ પહેલેથી જ ચાલી આવે છે અને નાલાયકો હોતા નથી. પણ એ તો આ લાયકો એમને નાલાયક કહે છે અને પેલાં નાલાયકો તો આ લાયકોને જ નાલાયક કહે છે. એ પાછું મેં જઈને તપાસ કરેલી. આ તો સામસામી નાલાયક કહે છે. એટલે આ ન્યાય પૂરો નીકળે એવો નથી જલદી.

**પ્રશ્નકર્તા :** લઘુતમ એ જ ન્યાય.

**દાદાશ્રી :** હા, લઘુતમ એ ન્યાય, બસ. લઘુતમમાં આવ્યા કે એ બધાં પાંસરા. પછી ઉપાધિ જ નહીં ને ! અને જે જે લાયક છે એ તો તમે લઘુતમ કરવા ફરો તો ય તમને એ ગુરુતમ ભણી લઈ જાય.

## લાચાર થવા કરતાં.....

એટલે એવો જ્યારે ત્યારે લઘુતમભાવ કરવો પડશે ને ? નહીં તો છેવટે માણસ તબિયતથી બહુ હેરાન થઈ જાય છે ને એને બહુ દુઃખ પડે છે, ત્યારે માણસ ડૉક્ટર આગળ લાચારી કરે કે ના કરે ?

**પ્રશ્નકર્તા :** કરે જ છે ને !

**દાદાશ્રી :** લાચાર થવું તેનાં કરતાં લઘુતમ થવું સારું. પણ લાચાર નહીં થવું જોઈએ. કોઈ પણ કારણે લાચાર નહીં થઈ જવું જોઈએ.

આ બધા જે મોટા માણસો છે ને, એ જ્યારે પેટમાં દુઃખે ને, ત્યારે 'ઓ મા-બાપ ! તમે કહો એ કરું' કહે. તે ઘડીએ લાચાર થાય. મહીં દુઃખ થાય છે ત્યારે 'ડૉક્ટર, મને બચાવજો' કહે. એવી લાચારી કરે. આ લોકો બહુ સુંવાળા હોય, તે દુઃખ સહન ના થાય. ગુરુતમ થવા ગયા ને, તેનું પૂંઠિયું દહાડે દહાડે બહુ સુંવાળું થઈ જાય. અને લઘુતમ થવા માટે તો કઠણ પૂંઠિયું જોઈએ. કહેશે, 'તારે જે કરવું હોય તે કર !' પણ લાચારી ના હોય એને.

અમે આખી જિંદગીમાં કોઈ જગ્યાએ લાચારી નહીં બતાવેલી. કાપી નાખે તો ય લાચારી નહીં. લાચાર થવું એ હિંસા કહેવાય, આત્માની જબરજસ્ત હિંસા કહેવાય ! અને શરીર છે ત્યાં સુધી દુઃખ થયા વગર છૂટકો નથી. પણ લાચારી તો ન જ હોવી જોઈએ. લઘુતમ હોવું જોઈએ.

પોતે આત્મા, અનંત શક્તિનો ધણી ! અને ત્યાં આગળ આપણે કહીએ કે 'હું લાચાર છું' એ કેટલું હીનપદ કહેવાય ? અલ્યા, લાચારી હોતી હશે ? જેની પાસે આત્મા છે, એ લાચાર કેમ હોઈ શકે ? આત્મા હોય ત્યાં લાચારી ના હોઈ શકે. એનાં કરતાં લઘુતમ થા ને !

## ગુરુતમ થવા ગયા, તો...

તમારે લઘુતમ થવાની ઈચ્છા છે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** બહુ સારું કહેવાય.

**પ્રશ્નકર્તા :** 'પ્રભુતાસે પ્રભુ દૂર' કહે છે ને !

**દાદાશ્રી :** હા, તેથી અમે કહ્યું કે અમે અમારા મોક્ષમાં રહીએ ને લઘુતમ રહીએ. છતાં વૈભવ અમે ગુરુતમનો ભોગવીએ. અમારો દેખાવ, વર્તન બધું લઘુતમનું. જગતના માટે તો હું સૌથી નાનામાં નાનો છું,

લઘુતમ પુરુષ છું અને આ 'જ્ઞાન' જેને જાણવું છે તેને માટે તો હું સૌથી મોટામાં મોટો છું, ગુરુતમ છું. એટલે જો તારે મોક્ષ જોઈતો હોય તો હું ગુરુતમ છું. અમારાથી કોઈ મોટો નથી. અને તારે સંસારમાં મોટા થવું હોય તો લઘુતમ છું. હવે મોક્ષે જવું હોય, એને હું ગુરુતમ ના કહું તો પાછું એનું ગાડું જ આગળ ના ચાલેને ! અને જગતમાં લોકોને શું થવું છે ?

**પ્રશ્નકર્તા :** ગુરુતમ થવું છે.

**દાદાશ્રી :** એ તમે ક્યાં જોયેલું ?

**પ્રશ્નકર્તા :** આપણામાં જોયું હોય ને !

**દાદાશ્રી :** પણ બહારનાં લોકોમાં તો એવું નહીં કરતા હોય ને ? બહાર કોઈ માણસ હશે ગુરુતમભાવવાળા ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એમ ? બધાં એમાં જ છે ને ? એ તો એમ જ જાણે કે આ જ આત્મા છે એટલે આને જ ગુરુતમ કરી નાખું. દરેકને ગુરુતમમાં જ બેસવાની ઈચ્છા. બધા આમાં જ ! ગુરુતમ જોઈએ બધાને. 'બાપજી' કહ્યું કે ખુશ. એટલે પાછું ગુરુતમ વધ્યું. હવે જવું છે એમને મોક્ષે અને થાય છે ગુરુતમ. તે વિરોધ છે કે અવિરોધ ? તો વહેલા જલ્દીસર મોક્ષે જશે ? એ તો ભટકવાની નિશાની જ કહેવાય ને ! કારણ કે વ્યવહારમાં ગુરુતમ થવા ગયેલા, એ બધા પડી ગયેલા. વ્યવહારમાં જેટલા જેટલા ગુરુતમ થવા ગયા એ બધાય ફસાયા. બોલો, ફસાયું કે નથી ફસાયું ? અને લઘુતમ થયા એ જ તર્યા. બાકી, ગુરુતમ થવું હોય તો આ રસ્તો જ નથી. આ તો માર ખાધેલો અને છેવટે બુદ્ધુ થઈ ગયેલા ! ને ઊલ્ટાં મોક્ષનાં અંતરાય પાડ્યા. અંતરાય આપને સમજમાં આવ્યું ?

**પ્રશ્નકર્તા :** એ અંતરાયને દૂર કેમ કરવા ?

**દાદાશ્રી :** એ દૂર કરવા માટે લઘુતમભાવ કરવો જોઈએ, તો બધા

અંતરાય ઊડી જશે. 'પ્લસ-માઈનસ' કરીએ ને, તો બધા અંતરાય ઊડી જાય. એટલે આ બધા અંતરાયો છે તે ગુરુતમભાવથી ઊભા થયેલા છે. અને લઘુતમભાવ કરીએ ને, તો બધા અંતરાયો ઊડી જાય પાછા.

આપણને ગુરુતમનું શું કામ છે ? ફાયદો શું છે એમાં ? જેટલો ઊંચે ચઢે એટલો નીચે પડે. એના કરતાં નીચે બેસી રહેવું શું ખોટું ? કશી ભાંજગડ જ નહીં ને ! અને આપણું સુખ આપણી પાસે હોય અને જ્યારે મોક્ષે જવાનું હોય ત્યારે ધર્માસ્તિકાય એની મેળે લઈ જશે, તમારે કશે જવાની જરૂર નથી. માટે લઘુતમમાં આવી જાવને, તો બધો ઉકેલ આવી જશે. લઘુતમમાં આવી જવું એ જ આપણું પૂર્ણપદ ! અમારું આ લઘુતમ સ્વરૂપ છે અને તો જ ગુરુતમ સ્વરૂપ હોય. હા, લઘુતમ થયા સિવાય કોઈ ગુરુતમ થયેલો નહીં.

ને જ્યાં હું લઘુતમ થયો છું ત્યાં લોકો ગુરુતમ થવા ફરે છે. એને 'રિલેટિવ'ના ગુરુ થઈ બેસવું છે, એ 'રિલેટિવ'માં જ ગુરુ થવા માગે છે. ગુરુ એટલે 'હું કંઈક મોટો થઉં' એવી જેને ભાવના છે. 'રિલેટિવ'માં તો જે લઘુતમ થવા ફરે છે એ ઊર્ધ્વગતિમાં ચઢે છે. પણ 'રિલેટિવ'માં કોઈ લઘુતમ થવાનું બતાવતું જ નથી ને ! અને 'રિલેટિવ'માં જે કોઈ ગુરુતમ થવા જાય છે, એને પછી બે પગ વધે તેમાં કોઈનો શો દોષ ?! હા, જ્યાં લઘુ થવાનું હોય ત્યાં ગુરુ થવા માંડ્યો એટલે એના ફળરૂપે બે પગના ચાર પગ થાય અને એક પૂછડું વધારાનું. કારણ કે ગુરુતમથી એવાં કાર્યો થઈ જશે કે બે પગના ચાર પગ થાય. જ્યારે લઘુતમ માન્યતાથી કાર્ય બહુ સુંદર થશે. પણ જગત આખું જ ગુરુતા ખોળે છે ને !

**પ્રશ્નકર્તા :** એટલે લઘુ થાય છે.

**દાદાશ્રી :** ના, ના, લઘુ નહીં, ચાર પગવાળા થાય છે. કારણ કે રિલેટીવમાં ગુરુતમ થવા જાય છે એટલે ગુરુતમ પાછું પેઠું. એ ગુરુતમને કાઢવા માટે ઉપાય જોઈએ ને પાછો ?! તે આ બે પગ હતા, તે બીજા બે પગ વધ્યા. એટલે પડી ના જવાયને ! નહીં તો આ ગધેડા ક્યાંથી લાવીએ ? આ ગાયો-ભેંસો ક્યાંથી વેચાતી લાવીએ ?! આ તો લોક બિચારા સારા છે, સુંવાળા છે. તે ગાયો-ભેંસો થઈને ઋણ ચૂકવે છે !

'રિલેટિવ'માં ગુરુતમ થયેલા તેથી. ને લોકોનું ખાઈ ગયેલાને મલીદા, તેથી. મલીદા ખાઈ જાય ને ? ખાય કે ના ખાય ?!

એમાં ય પાછું બે જાતનાં કામ કરે છે લોકો. 'રિલેટિવ'માં ગુરુતા એ બે જાતનું કામ કરે છે. એક તો 'સુપર હ્યુમન' તરીકે કામ કરે છે અને એક પાશવી કામ કરે છે. 'સુપર હ્યુમન'ના કામ કર્યાં હોય, ઊંચા કામ કર્યાં હોય તો દેવગતિમાં જાય અને નહીં તો જાનવરમાં જઈ આવે, ને ત્યાં આગળ ગૂંચવાડો નીકળી જાય પછી અહીં મનુષ્યમાં આવે. આ ન્યાય હું જાતે જોઈને આવ્યો છું. એમને ખબર નથી કે શું ન્યાય થવાનો છે. બે પગ છે તેના ચાર પગ થશે ને ઉપરથી પૂછડું વધારાનું ! પણ એમને આપણાથી એમ ના કહેવાય. અત્યારે તો એ મસ્તીમાં મહાલે છે. એ શું કહે છે ? 'પડશે તેવા દેવાશે. પડશે ત્યારે જોઈ લઈશું.' તે અત્યારે તો રોફ મારવા દો ને !

## લઘુતમને જ વરે ગુરુતમ

જગત આખું 'રિલેટિવ'માં ગુરુતમ ખોળે. એટલે પહેલા ગુરુ થવાની ઈચ્છા, પછી ગુરુતા કરે. ગુરુતા થયા પછી ગુરુતમ થવા ફરે. પણ આમાં કોઈ ગુરુતમ થયેલો નહીં. આપણું 'વિજ્ઞાન' શું કહે છે ? 'રિલેટિવ'માં લઘુતમ અને 'રીયલ'માં ગુરુતમ ! એટલે એ આપણી મૂળ વસ્તુ છે.

દરેક ધર્મવાળા શું કહે છે ? કે અમારા ધર્મથી મોક્ષ છે. કોઈ એમ કહે છે કે મારા ધર્મથી મોક્ષ નથી, એવું ? બધાય એમ કહેશે, 'અમારો ધર્મ સૌથી ઊંચામાં ઊંચો.' ફક્ત નીચામાં નીચો કોણ કહી શકે ? જેને વીતરાગમાર્ગ મળ્યો છે, તે કહેશે, 'અમારો ધર્મ નીચો છે, પણ તમારો ધર્મ ઊંચો છે.' કારણ કે બાળકો હંમેશાં નીચાને મોટો કહે. મોટી ઉંમરના માણસો પોતાની જાતને નાનો કહીને પેલાને મોટા કહે ! એને સંતોષ છે પોતાને.

અને આપણે કોઈના ઉપરી ઓછા છીએ ? ઊલટાં આપણે જ એમના હાથ નીચેના, ત્યારે તો એ પાંસરા હેંડે. નહીં તો પાંસરા ના હેંડે.

આપણે ઉપરી થઈએ તો એ અવળા ચાલે. આપણે કહીએ કે, 'અમે તમારા શિષ્ય.' ત્યારે એ સીધા ચાલે. નહીં તો ચાલે નહીં એ સીધા. સહુને ગુરુ થવાની બહુ મઝા આવે છે ને જગત આખું 'રિલેટિવ'માં જ ગુરુતા દેખાડવા જાય છે. એકમેકની હરીફાઈઓ હઉ ચાલે છે. પેલો કહે, 'મારે એકસો આઠ શિષ્યો.' ત્યારે બીજો કહે, 'મારા એકસો વીસ શિષ્યો.' આ બધું ગુરુતા કહેવાય. 'રિલેટિવ'માં તો લઘુતમ જોઈએ. તો પડાય નહીં, કશી ઉપાધિ નહીં, દુઃખ અડે નહીં.

નહીં તો પછી અહીંથી ભેંસ ને પાડા થવું પડે છે. અહીંથી મરીને, એને જેવાં ક્રોધ-માન-માયા-લોભ હોય ને, તે જગ્યાએ લઈ જાય. એટલે એમ ને એમ તો આ લોકોનો મતભેદ જાય એવો નથી. એ તો અવતાર બદલાય ને, તો એની મેળે જાય. નહીં તો ના જાય. એવા સરળ માણસો નથી ને ! કહેશે, 'હું કંઈક છું.' અલ્યા, શું છે તે ?

હવે આ 'રિલેટિવ'માં કોણ લઘુતમ ખોળે ? ખોળે ખરું કોઈ ? આ ગાડીમાં, ટ્રેનમાં, બધે ખોળ ખોળ કરે તો એકુંય જડે ? ત્યારે આ બાવાઓમાં કોઈ જડે ? બધા 'હમ, હમ' કર્યા કરે. 'હમ ઈતના શાસ્ત્ર જાનતા હૈ, ઈતના જાનતા હૈ, યે જાનતા હૈ' કહેશે.

પણ 'રિલેટિવ'માં જેટલું લઘુતમ થવાશે, એટલું 'રીયલ'માં ગુરુતમ પ્રાપ્ત થશે. તે અમે લઘુતમ થઈને બેઠા, તો સામે આ ગુરુતમ પદને પામ્યા. કંઈ રસ્તો અઘરો નથી. આ સમજવું અઘરું છે.

આ લઘુતમનો યોગ કરે ને, એટલે ભગવાન એની પાસે આવે જ. જગતમાં બધા લોકો ગુરુતમ યોગમાં પડ્યા છે. 'આનાં કરતાં હું મોટો ને એનાં કરતાં હું મોટો.' અલ્યા, નાનો થતો જા ને ! આમ વ્યવહારમાં નાનો થઈ જઈશ તો ત્યાં નિશ્ચયમાં મોટો, અને વ્યવહારમાં મોટા થવા ગયા એ નિશ્ચયમાં નાના રહ્યા. એટલે લઘુતમ યોગ પકડે ને, તો એ લઘુતમ જ્યારે થઈ રહે ત્યારે એ ગુરુતમ થાય આ બાજુ ! વ્યવહારમાં લઘુતમ થયો એ નિશ્ચયમાં ગુરુતમ, એટલે ભગવાનનો ઉપરી થાય. કારણ કે ભગવાન વશ થઈ જાય. તે ભગવાનને ઉપરી કોઈ ના હોય. પણ ભગવાન એમને વશ થઈ જાય. તે લઘુતમ થજો હવે.

લઘુતમ યોગ જરા છે અઘરો. પહેલું જરા અઘરો લાગે, પછી સહેલો થઈ જાય. જેને નાના થવું છે એને ભય ખરો ? એટલે અમે લઘુતમ પહેલા થયા, ત્યાર પછી આ ગુરુતમની દશા અમને પ્રાપ્ત થઈ. અમે ગુરુ થવા રહ્યા નથી. ગુરુ થયા ને, એ તો બધા ય અહીં આગળ આ ચાર ગતિના ચક્કરમાં હજુ રખડ્યા જ કરે છે. પહેલાં થોડું પુણ્ય બંધાય એટલે દેવગતિમાં જાય. અને દેવગતિમાંથી પાછો અહીં આવે ને પાપ બંધાય એટલે જાનવરમાં જાય પાછો !

પેલા યોગ કરવાના આમ, તે એ તો બધા બહુ દહાડા યોગ કર્યા. નર્યા અનંત અવતારથી યોગ જ કરે છે ને ! પછી લોક જરા 'બાપજી, બાપજી' કરે એટલે હતું ચપટીક તે ય લૂંટાઈ જાય. થોડું ઘણું 'બાપજી' કહે, ત્યારે કહે, 'યે નહીં, યે લે આના, યે લે આના, યે લે આના.' એટલે લૂંટાઈ જાય પછી પાછાં. જ્યારે લઘુતમયોગ તો સારો. એમાં તો કોઈ આવે જ નહીંને, દર્શન કરવા જ ના આવે ને !

## સાધવો યોગ લઘુતમનો

એટલે અમારો યોગ લઘુતમ ! દુનિયામાં કોઈની પાસે એવો યોગ ના હોય.

**પ્રશ્નકર્તા :** એ યોગમાં શું કરવાનું ?

**દાદાશ્રી :** દહાડે દહાડે હલકા થવાનું. ગુરુ નહીં થવાનું, લઘુ થવાનું, હલકા થતા જવાનું. બધાના શિષ્ય થતાં થતાં આખા જગતના શિષ્ય થઈ જશે. ગધેડા-કૂતરા બધાના, અને ઝાડ-પાન બધાના, એટલે લઘુતમ થાય. બધાને ગુરુતમ બનાવીએ તો લઘુતમ થાય. ગમ્યો તમને આ યોગ ? કે નહીં ગમ્યો ?

**પ્રશ્નકર્તા :** ગમ્યો.

**દાદાશ્રી :** યોગનો અર્થ જ આ થાય. કાં તો ગુરુતમનો યોગ પકડ્યો હોય કે લઘુતમનો યોગ પકડ્યો હોય, ગમે તે બેમાંથી એક યોગ પકડે એ.

ગુરુતમનો યોગ થાય ત્યારે અહીં ભારે થાય, ગુરુતમ થાય. ગુરુનો અર્થ જ ભારે અને ભારે એટલે ડૂબે. અને ડૂબે એટલે એ ડૂબે તો ડૂબે, પણ એની જોડે બેસનારા ય ડૂબે. હા, પણ ગુરુ ક્યારે ના ડૂબે ? કે એની પાસે ગુરુકિલ્લી હોય ત્યારે ના ડૂબે. લઘુ એટલે હલકો ને ગુરુ એટલે ભારે. આ લોકોને મોટા થવું છે ને, તે ગુરુતમ યોગ જ ઝાલ્યો છે બધાએ. બધાને મોટા થવું છે, તે માર ખાઈને મરી ગયા. પણ પહેલો નંબર કોઈનો લાગતો નથી. કારણ કે 'રેસકોર્સ'માં નંબર લાગે ? કેટલા ઘોડાને ઈનામ મળે ? પાંચ કરોડ ઘોડા દોડતા હોય, એમાં કેટલા ઘોડાને પહેલું ઇનામ મળે ? પહેલું ઇનામ તો પહેલા ઘોડાને જ મળે ને ?! એમ બધું હાંફી હાંફીને મરી જાય. માટે લઘુતમ યોગ પકડજો.

**પ્રશ્નકર્તા :** હા, પણ એની વિધિ શું ?

**દાદાશ્રી :** એની વિધિ તો, આ જગતમાં બધાનાં શિષ્ય થવાનું. કોઈ નાલાયક કહે તો એના શિષ્ય આપણે થવું કે, 'ભઈ, તું મારો ગુરુ. આજ તેં મને શીખવાડ્યું કે હું નાલાયક છું એ !'

## જગદ્‌ગુરુ ? નહીં, જગતને ગુરુ

અને લોકો મને કહે છે, 'તમને અમારા ગુરુપદે સ્થાપન કરવા છે.' મેં કહ્યું, 'ભઈ, ના. અહીં મને ગુરુ ના કરીશ. બહાર બધા ગુરુ બહુ હોય છે. હું તો આખા જગતને ગુરુ તરીકે સ્થાપન કરીને બેઠેલો છું. તમને બધાને ગુરુ મેં કહ્યા છે. મને શું કરવા ગુરુ કરો છો ?'

હું તો કોઈનો ગુરુ નથી. હું તો લઘુતમ પુરુષ છું. એટલે અમે કંઈ કાચી માયા નથી કે અમે ગુરુ થઈએ. હું કોઈનો ગુરુ થયો નથી. હું આખા જગતના શિષ્યરૂપે રહું છું અને બધાને હું શું કહું છું કે ભઈ, તમે લઘુતમ થાવ. જેને ગુરુ થવું હોય તેને થવા દો. પણ એ ગુરુઓ કેમ કરીને પોતે તરે અને તારે ? એ ગુરુએ ગુરુકિલ્લી સાથે રાખવી પડે, તો પોતે તરે ને બીજાને તારી શકે. જ્ઞાનીઓ એને ગુરુકિલ્લી આપે, લઘુતમ થવાની ગુરુકિલ્લી આપે, પછી ગુરુ થવાય. નહીં તો આ કાળમાં ગુરુ થવું એ અધોગતિમાં જવાની નિશાની છે. ગુરુ તો દ્વાપર-ત્રેતામાં હતા ને

અત્યારે ? અત્યારે તો આમની પાસે ગુરૂકિલ્લી જ નથી હોતી. એટલે ગુરુઓને હું શું કહું છું કે, 'ગુરુ ના થઈ બેસીશ. નહીં તો ડૂબીશ ને બીજાને ય ડૂબાડીશ. મારી પાસેથી ગુરુકિલ્લી લઈ જજે.' ગુરુકિલ્લી રાખવી પડે. તે અમે 'જ્ઞાની પુરુષ' ગુરુકિલ્લી આપીએ ત્યારે એનું કામ થાય. ગુરુ 'સર્ટિફાઈડ' હોવો જોઈએ અને જોડે જોડે એની પાસે ગુરુકિલ્લી હોવી જોઈએ.

## ગુરુકિલ્લી એટલે ?

**પ્રશ્નકર્તા :** ગુરુકિલ્લી એટલે શું ?

**દાદાશ્રી :** ગુરુએ એટલું સમજવું જોઈએ કે હું જે ગુરુ થઈ બેઠો છું આ લોકોનો, તેથી મારે કયો રસ્તો લેવો જોઈએ કે મને નુકસાન ના થાય ને આ લોકોને ફાયદો થાય ? એટલે એના ગુરુએ એને શીખવાડ્યું હોય કે તું લઘુતમ રહેજે. લઘુતમ રહીને ગુરુપણું કરજે. હા, એટલે એ ગુરુકિલ્લી છે. નહીં તો ગુરુપણામાં ગુરુતમ થઈ જઈશ તો માર્યો જઈશ. જો લઘુતમ રહે ને, અને પછી ગુરુપણું કે ગમે તે કરે, એનું ફળ ખરી રીતે એને ગુરુતમ મળે છે. પણ એ આમ અત્યારે કરે છે લઘુતમ !

**પ્રશ્નકર્તા :** પણ એ ગુરુએ લઘુતમ થવા માટે શું કરવાનું ?

**દાદાશ્રી :** એવો લઘુતમનો ભાવ જ રાખવાનો. કોઈ 'ગુરુ' કહે તો, વ્યવહારમાં બીજો શબ્દ તો ક્યાંથી લાવે ? એટલે 'ગુરુ' કહે તો આપણે કહેવું કે 'ભઈ, હા, હું એમનો ગુરુ થઉં.' પણ અંદરખાને આપણે જાણતા હોય કે હું તો લઘુ જ છું.

એટલે દરેક માણસે 'રિલેટિવ'માં લઘુથી માંડીને લઘુતમ થવા સુધી રાખવું. ત્યાં ગુરુ નહીં રાખવું.

## લઘુતમથી 'એક્ઝેક્ટનેસ'

**પ્રશ્નકર્તા :** આપ કહો છો કે હું લઘુમાં લઘુ આત્મા છું, મારો કોઈ ઉપરી નથી, હું સંપૂર્ણ સ્વતંત્ર છું. એવી રીતે બીજા પોતે સ્વતંત્ર કેમ ના રહી શકે ? ગુરુની આજ્ઞામાં રહેવાની કેમ જરૂર ?

**દાદાશ્રી :** બધા સ્વતંત્ર જ છે ને ! ગુરુની આજ્ઞામાં રહેવાની શી જરૂર છે ?! 'મહીં'વાળાની આજ્ઞામાં રહેવાનું છે. પણ આ તો એને મહીં ક્રોધ-માન-માયા-લોભ માર માર્યા જ કરે છે. એટલે સ્વતંત્ર કોણ થઈ શકે ? જેના ક્રોધ-માન-માયા-લોભ જતાં રહે, ત્યારે સ્વતંત્ર થાય. નહીં તો સ્વતંત્ર એમ ને એમ થવાય નહીંને !

અને ગુરુની આજ્ઞા તો શિષ્યને પરવડતી હોય તો પાળે ને ના પરવડતી હોય તો ના પાળે. કંઈ મારી આજ્ઞા નથી એ. એ તો એમની પોતાની આજ્ઞા છે. હું તો વઢતો જ નથી કોઈને. કોઈને આજ સુધી વઢ્યો જ નથી. આ બધાને કહી દીધેલું કે તમારો શિષ્ય હું છું. 'બાય રિલેટિવ વ્યૂપોઈન્ટ' હું બધાનો શિષ્ય છું, લઘુતમ છું. 'બાય રીયલ વ્યૂપોઈન્ટ' હું ગુરુતમ છું. એટલે વ્યાવહારિક દૃષ્ટિથી, મારાથી કોઈ નીચો નથી, મારાથી બધા મોટા છે. અને ખરી દૃષ્ટિથી, ભગવાનની દૃષ્ટિથી મારાથી કોઈ મોટો નથી. એવું હું તો કહું છું. તમને સમજ પડીને ? વાત સમજાઈ તમને ? એટલે આ બધા મારા ઉપરી જ કહેવાય ને ? ને આ બધાનો શિષ્ય હું છું.

**પ્રશ્નકર્તા :** અહીં આપની પાસે તો મેળવવા આવે છે. ગુરુ હોય એ મેળવવા શી રીતે આવે ?

**દાદાશ્રી :** અમે તો લઘુતમ થઈ ગયેલા. એ બધાય હજુ લઘુતમ થયા નથી ને !

લઘુતમ થાય તો મારા જેવા થઈ જાય. બાકી, જ્ઞાન બધું આપેલું છે. ચિંતા ના થાય, 'વરીઝ' ના થાય, ધંધો કરતાં યે રાગ-દ્વેષ ના થાય, એવું 'જ્ઞાન' ને એ બધું જ આપેલું છે. પણ લઘુતમ ના થાય ત્યાં સુધી અમારા જેવું પદ ના થાય.

**પ્રશ્નકર્તા :** બધાને તમે ગુરુ કહ્યા, એ બધા પછી શિષ્યો ક્યારે થશે ? ને કઈ રીતે થાય ?

**દાદાશ્રી :** આ તો હવે ધીમે ધીમે એ જ પ્રયત્ન માંડ્યો છે, કે 'દાદા' જેવા જ આપણે થઈ જવું છે. અમારે ફક્ત કોઈને વઢવાની શરત નથી. જુઓ ને થાવ, બસ ! લઘુતમ થાવ તો જ બરાબર 'એક્ઝેક્ટનેસ' આવી ગઈ. એટલે એટલું કામ બાકી છે.

## વર્લ્ડનો શિષ્ય જ, વર્લ્ડનો ઉપરી

આપણા 'વિજ્ઞાન'માં તો 'દાદા' તમારા શિષ્ય થાય છે. આટલા બધાને 'જ્ઞાન' આપ્યું, એ બધાયનો હું શિષ્ય છું. હું તો આખા 'વર્લ્ડ'નો શિષ્ય છું. આખા 'વર્લ્ડ'નો ઉપરી કોણ થઈ શકે ? જે આખા 'વર્લ્ડ'નો શિષ્ય થયો નથી એ આખા 'વર્લ્ડ'નો ઉપરી નથી.

**પ્રશ્નકર્તા :** દત્તાત્રય ભગવાને જ્યાં જ્યાંથી સદ્‌ગુણો મળ્યા, એ દરેક વ્યક્તિમાંથી લીધા અને કહેવાય છે કે ચોવીસ ગુરુઓ એમના જીવનમાં આવ્યા. હવે શાસ્ત્રો એમ કહે છે કે ગુરુ તો એક જ હોવા જોઈએ. તો આપ કંઈ પ્રકાશ આપો.

**દાદાશ્રી :** ગુરુ તો આખા જગતને કરવા જેવું છે. જ્યાંથી કંઈ આપણને જ્ઞાન મળે તે પ્રાપ્ત કરી લેવું. બાકી એવું છે ને, ગુરુ એક હોવા જોઈએ એનો અર્થ શો છે ? કે કિંડર ગાર્ટન, ફર્સ્ટ સ્ટાન્ડર્ડ, સેકન્ડ સ્ટાન્ડર્ડ, એ બધાને માટે એક ગુરુ જોઈએ. અને કોલેજમાં જાય ને, તેને ચોવીસ ગુરુ જોઈએ અને 'અપર કોલેજ'માં જાય ને, તો એને આખા જગતના લોકો જોડે શિષ્ય થવું પડે. એટલે અમે આખા જગતના શિષ્ય થઈને બેઠા છીએ. એ 'અપર કોલેજ'માં જાય ત્યારે. પણ પહેલા એક ગુરુ કરવાના ક્યાં સુધી ? કિન્ડરગાર્ટન, ફર્સ્ટ સ્ટાન્ડર્ડ, સેકન્ડ સ્ટાન્ડર્ડ, ત્યાં સુધી એક ગુરુ ! કારણ કે આ નીચલા સ્ટાન્ડર્ડના લોકોને શીખવાડેલું, જે હજુ બાળક અવસ્થામાં છે, કે 'ભઈ, તું અહીં આગળ આટલું જ કરજે, બીજે ડાફાં ના મારીશ.' નહીં તો પાછું બગડી જાય, ડોળિયું થઈ જાય. એટલે એને બંધારણ બાંધી આપે. પણ પછી આગળનું સ્ટાન્ડર્ડ આવે એટલે બધા આખા જગતને ગુરુ કરવા જેવું, ને નીચલા સ્ટાન્ડર્ડવાળાને એક જ ગુરુ કરવા જેવા ! કોઈ કહેશે કે, 'સાહેબ મારે એક ગુરુ કરેલો છે.' તો હું સમજી જઉં કે આ સેકન્ડ સ્ટાન્ડર્ડનો છે. તો હું કહું, 'બરોબર છે તારી વાત.' તમને ખુલાસો થયો ?

**પ્રશ્નકર્તા :** હા, થયો.

**દાદાશ્રી :** બાકી, છેલ્લા ગુરુ તો, આ જગતમાં જીવમાત્રને ગુરુ

કરવા જેવા છે. કારણ કે મહાવીર ભગવાને શું કર્યું ? કે જીવમાત્રને ગુરુ તરીકે પોતે સ્થાપ્યા અને પોતે શિષ્ય તરીકે રહ્યા. આખા જગતના જીવમાત્રને જેમણે ગુરુ કર્યા છે ! કારણ કે બધાની પાસે જાણવાનું હોય છે.

## 'જ્ઞાન', આપ્યું કે મેળવ્યું ?

આ મારું અક્રમ વિજ્ઞાન તમારા બધા પાસેથી મેં જાણ્યું છે અને તમે લોકો મને એમ કહો છો કે, 'તમે અમને જ્ઞાન આપો છો.' પણ આ અક્રમ વિજ્ઞાન તમારા બધા થકી મેં જાણ્યું છે. મહીં પુસ્તકોમાં છે નહીં આ અક્રમ વિજ્ઞાન. તો ક્યાંથી આવ્યું ? આ બધા થકી. એમનું પોતાનું જ્ઞાન એ આપતા ગયા અને બીજું જ્ઞાન લેતા ગયા. એમને જે પચતું નહોતું. એ જ્ઞાન મને આપતા ગયા અને બીજું જ્ઞાન એમને જે પચે એવું હતું એ લેતા ગયા. એટલે એમને જે પચતું નહોતું, તે જ્ઞાન મારી પાસે ભેગું થયું, તે અક્રમ તરીકે ઉઘાડું થયું.

**પ્રશ્નકર્તા :** પણ અમારા બધાં ભંગારની અંદરથી આવું અક્રમ વિજ્ઞાન નીકળ્યું ?

**દાદાશ્રી :** ના, ભંગાર નહીં. તમને જે જ્ઞાન પચ્યું નહોતું ને તમારી પાસે અજીર્ણ થયેલું હતું ને પડી રહેલું, તે અહીં મારી પાસે આવી ગયું બધું અને તમને જીર્ણ થાય એવું તમે અહીંથી લઈ ગયા. એટલે ફુલ જ્ઞાન મારી પાસે આવ્યું. ફુલ જ્ઞાન, પૂર્ણ વિરામ જ્ઞાન !

હવે આ લોકોને વાત શી રીતે સમજાય તે ? આ તો ભણેલા-ગણેલા માણસો સમજે. બીજા લોકોનું કામ નહીંને, બિચારાનું. આ તો 'સાયંટિફિક' વિજ્ઞાન છે. વિજ્ઞાન એટલે આ ફોરેનનાં સાયંટિસ્ટો બેસીને સાંભળે તો એ બધાને 'એકસેપ્ટ' કરવું પડે !!

## ઓળખવું પદ 'જ્ઞાની'નું

તેમાં આ કોઈ માણસ મને તો પગે લાગતો જ નથી, ને લોકોને એમ લાગે છે કે આ બધા મને પગે લાગે છે. પણ હું તો આ શરીરમાં એક મિનિટ પણ રહેતો નથી, પચ્ચીસ વર્ષથી એક મિનિટ પણ રહ્યો નથી.

અને લોકો તો નિરંતર તે રૂપે રહે છે કે હું જ છું આ, હાથે ય હું છું ને પગે ય હું છું ને માથું ય હું છું ને આ બધું ય હું જ છું !

એટલે આ મન-વચન-કાયાથી હું તદ્દન જુદો રહું છું. એટલે આને ગાળો ભાંડે-મારે, તો ય મને વાંધો ના આવે ને ! લોકો મને ઓળખતા જ નથી ! શી રીતે મને ગાળ દઈ શકે ? અને જે મને ઓળખે છે તે તો પરમાત્મા તરીકે ઓળખે છે. એટલે એ બધા લોકો મને ગાળ દેય નહીં ને કશું આવું તેવું એ બાજુનું વર્તન જ ના હોય ને ! અને લોકો તો 'એ.એમ.પટેલ' તરીકે ઓળખે છે અગર તો ગુરુ તરીકે ઓળખે છે. પણ હું કોઈનો ગુરુ થઈ બેઠો જ નથી. હું તો લઘુતમ પુરુષ છું. જ્ઞાની તરીકે, જ્ઞાની જે કહેવાય છે એ તરીકે હું લઘુતમ છું બિલકુલ.

અમને કોઈ પણ જાતની ભીખ ના હોય, તેથી અમને આ પદ મળ્યું છે. જે સર્વશ્રેષ્ઠ પદ, જે આખા બ્રહ્માંડમાં મોટામાં મોટું પદ, તે પ્રાપ્ત થયેલું છે. કોઈ પણ જાતની ભીખ રહી નથી માટે ! કારણ કે જે લક્ષ્મીની ભીખ છે ને, તે અમને હોય નહીં. અમને સોનાના ઢગલા પાથરે તો ય અમારે કામ ના લાગે. વિષયનો વિચાર ના આવે, ઉપરથી દેવીઓ આવે તો ય અમને વિચાર આવે નહીં. અમને માનની ભીખ ના હોય, કીર્તિની ભીખ ના હોય, શિષ્યોની ભીખ ના હોય, દેરાં બંધાવાની ભીખ ના હોય.

હવે મારું સ્વરૂપ, જ્ઞાની સમજશો તો તમે જ્ઞાની થશો. તમે આચાર્ય સ્વરૂપ મારું સમજો તો તમે આચાર્ય સ્વરૂપ થશો. મારું સ્વરૂપ આચાર્ય તમે સમજો તો મને વાંધો નથી, પણ તમે આચાર્ય સ્વરૂપ થશો. તમારે જે જરૂર હોય એ સ્વરૂપ અમારું જાણશો, તે તમે થશો. મારે કશું થવું નથી. હું તો થઈને બેઠો છું. ચાર ડિગ્રીનો નાપાસ થયેલો માણસ ! હું તો નાપાસ થઈને લઘુતમ થઈને બેઠેલો છું. એટલે અમારું પદ જેને જે સમજવું હોય એટલો એ રૂપ થશે. આ વાત સમજાય તો કામ નીકળી જાય.

## વર્તવું 'પોતે' લઘુતમ ભાવે

લઘુતમ પદ સિવાય આ જગતમાં કોઈ પદ નાનું નથી. હવે એવો

તમને ભાવ થઈ ગયો પછી તમને કશો ભો ખરો ? બાકી, મોટા થવાની ભાવનાથી મોટા થવાય નહીં. તમે લઘુતમ પદમાં રહો તો જ એનું ફળ ગુરુતમ આવે. એટલે આ વ્યવહાર લઘુતમપદમાં હોય, આ 'ચંદુભાઈ' લઘુતમ પદમાં રહે તો પેલું ગુરુતમ પદ એની મેળે પ્રાપ્ત થાય, નહીં તો ગુરુતમ પદ પ્રાપ્ત ના થાય.

**પ્રશ્નકર્તા :** આપે જે 'જ્ઞાન' આપ્યું એ લઘુતમ પદની પ્રાપ્તિ કરાવતું નથી ?

**દાદાશ્રી :** હા, એ લઘુતમ પદ આપે. પણ આ હજુ ગુરુતમ ભાવ ગયો નથી ને ! વ્યવહારમાં ગુરુતમ ગયું નથી ને ! આ ગુરુતમભાવ છૂટ્યો નથી. 'હું કંઈક છું' એવું રહે છે એ કાઢી નાખવાનું. વાતને જો સમજે તો ઉકેલ આવે. બાકી ના સમજે તો આનો ઉકેલ નથી આવે એવો.

પૂર્ણ થવા માટે લઘુતમ ભાવ જેવો બીજો કોઈ ભાવ છે નહીં ને જગતમાં અઘરામાં અઘરો ભાવ હોય તો લઘુતમભાવ. એ લઘુતમભાવ જગત કેવી રીતે પામી શકે ? વર્લ્ડનો એક પણ માણસ લઘુતમભાવ પામી શકે નહીં. જે લઘુતમભાવને તમે પામ્યા છો, એ 'વર્લ્ડ'માં કોઈ પણ માણસ પામી શકે નહીં. એ સહેલી વસ્તુ નથી, બહુ અઘરામાં અઘરી વસ્તુ છે એ. લોકો કહે, 'ભઈ, કેમનું ?' ત્યારે આપણે કહીએ, 'હાર્યા ભઈ, હાર્યા.' હવે આપણે હાર્યા કહીએ એટલે 'રિયલ'માં ગુરુતમ થયો એની મેળે કુદરતી. એટલે લઘુતમ થવાનો ભાવ હોવો જોઈએ. બાકી મોટો થયો કે ભટક્યો. મોટો થયો ને મોટું માન્યું કે ભટક્યો. પૂર્ણ પુરુષો મોટા હોતાં જ નથી. આ તો બધા અધૂરા ઘડા જ મોટા થાય છે. પૂર્ણ પુરુષનો અવાજ જ ના થાય.

કોઈને ગુરુતમ ના થવું હોય એવું છે કોઈ ? આ વ્યવહારમાં મોટા લોકો છે તે ય આમ દેખાય કે લઘુતમ થવા ફરે છે, બહાર દેખાવમાં લઘુતમ દેખાય. પણ હોય મહીં ભાવ ગુરુતમનો કે 'હું કંઈક છું' બધા કરતાં ! આમ, બહાર બહુ સારા માણસ કહેવાય વ્યવહારિક રીતે, પણ તે 'વસ્તુ' કોઈ દહાડો પામે નહીં. એ તો આ 'રિયલ' ને 'રિલેટિવ'ની ડિમાર્કેશન લાઈન રાખશે તો જ પામશે. નહીં તો આ સંસારનાં ઝઘડા

ઓછા થાય નહીં.

## ‘લાઈન ઓફ ડિમાર્કેશન’

‘ધી વર્લ્ડ ઈઝ ધી પઝલ’, ‘ઈટસેલ્ફ’ ‘પઝલ’ થયેલું છે આ. ‘ગોડ હેઝ નોટ પઝલ્ડ ધીસ વર્લ્ડ એટ ઑલ’. આ પોતે ‘ઈટસેલ્ફ’ ‘પઝલ’ થયેલું છે. કોયડો, ગહન કોયડો થઈ ગયો છે આ. ‘ધેર આર ટુ વ્યૂ પોઈન્ટ ટુ સોલ્વ ધીસ પઝલ. વન રિલેટિવ વ્યૂ પોઈન્ટ, વન રિયલ વ્યૂ પોઈન્ટ.’

તે આ ‘રિલેટિવ’ ને ‘રીયલ’, એની ‘લાઈન ઓફ ડિમાર્કેશન’ જો કોઈ ‘જ્ઞાની પુરુષ’ નાખી આપે તો ‘પઝલ’ ‘સોલ્વ’ થાય.

હવે ‘રિલેટિવ’ અને ‘રીયલ’ની ‘લાઈન ઓફ ડિમાર્કેશન’ એક તીર્થંકર ભગવાન સિવાય કોઈની પાસે હતી નહીં. ચોવીસ તીર્થંકરોએ એ ‘લાઈન’ ‘કરેક્ટ’ નાખેલી અને આ બીજા પણ કેટલાક જ્ઞાનીઓ થઈ ગયા, એમણે ‘કરેક્ટ’ નાખેલી. ને પછી આપણે આ ‘લાઈન ઓફ ડિમાર્કેશન’ ‘એક્ઝેક્ટ’ નાખેલી છે. કારણ કે જ્ઞાની કોને કહેવાય ? કે તીર્થંકર જેવાં જ્ઞાની જોઈએ. હા, કે જે થોડાક જ ફેરફારવાળા હોય. જે ‘રિલેટિવ’ અને ‘રીયલ’માં લાઈન ઓફ ડિમાર્કેશન ‘એક્ઝેક્ટ’ નાખી આપે કે ‘ધીસ ઈઝ રીયલ એન્ડ ધીસ ઈઝ રિલેટિવ’.

આ તો જગતમાં શું થયું છે ? ‘રિલેટિવ’ને જ ‘રિયલ’ માનવામાં આવ્યું છે. રિલેટિવને રીયલ માનીને જ આ લોકો ચાલ્યા છે. એ એકુંય દહાડો રીયલ થયા નહીં ને દહાડો વળે નહીં. તે અનંત અવતારથી ભટક, ભટક, ભટક કરે છે. કેટલી યે યોનિમાં ભટક, ભટક કરે છે. સાચી ‘લાઈન ઓફ ડિમાર્કેશન’ ના પડી, તેથી જ તો જગત આખું મૂંઝાયું છે અને તેથી ‘રિલેટિવ’ને જ ‘રીયલ’ માન્યું છે, અને તેને જ ગુરુતમ કરવા માગે છે. જેને લઘુતમ કરવાનું તેને જ ગુરુતમ કરે, એનું નામ ભ્રાંતિ ! અને પાછો શું કહે છે ? ‘અમે ભ્રાંતિ ખસેડી રહ્યા છીએ.’ અલ્યા, આ ભ્રાંતિ તો વધી રહી છે. તમને એવું નથી લાગતું ?

આ કોઈ પ્રયોગ હોય, અને તે કોઈ સાયન્સવાળો પ્રયોગ કરે અને

હું પ્રયોગ કરવા બેસું. હવે હું જાણતો ના હોઉં તો શું થાય આમાં ?

**પ્રશ્નકર્તા :** ભડાકો થાય.

**દાદાશ્રી :** હા, તે સામાન નકામો જાય, મહેનત નકામી જાય, ને આંગળી બળી જાય તે જુદી ! કારણ કે પાછી આંગળી ઘાલીને જોઉં, તો શું થાય ?! ને પેલો સાયંટિસ્ટ આંગળી ઘાલીને જુએ તો યે દઝાય નહીં. તમને સમજ પડીને ? એટલે આ પ્રયોગનો જાણકાર હોવો જોઈએ. આ તો મેં તમને 'રિલેટિવ-રીયલ'ની 'લાઈન ઓફ ડિમાર્કેશન' નાખી આપી છે, એટલે તમને વાંધો નહીં.

## 'રિલેટિવ'માં લઘુતમ ભાવ

હવે આપણે શું કહીએ છીએ ? કે ભઈ, તમને એ 'ડિમાર્કેશન લાઈન' 'એક્ઝેક્ટ' પડી ગઈ કે આટલું 'રિલેટિવ' ને આટલું 'રીયલ'. અને 'રીયલ'માં આવું છે, 'રીયલ'માં શુદ્ધાત્મા. અને 'રિલેટિવ'માં તમને પાંચ વાક્યો આપ્યાં તે. બીજું બધું તો નિકાલી છે.

**પ્રશ્નકર્તા :** એ નિકાલ થતો જાય છે ?

**દાદાશ્રી :** હા, એની મેળે નિકાલ થયા જ કરે છે. સંડાસના માટે રાહ જોવી પડે નહીં. અને રાહ જુએ એ મૂરખ ગણાય. એટલે આ બીજું બધું નિકાલી છે. તો હવે થવાનું શું ?

**પ્રશ્નકર્તા :** લઘુતમ !

**દાદાશ્રી :** લઘુતમ ! બસ, એટલો જ ભાવ. ને 'દાદા'ની આજ્ઞા લઘુતમભાવમાં છે. એટલે હવે તમારે 'રિલેટિવ'માં ફક્ત લઘુતમ થવાની જરૂર છે. એટલે 'રીયલ' અને 'રિલેટિવ' વચ્ચે 'લાઈન ઓફ ડિમાર્કેશન' આવે અને 'રિલેટિવ'માં પોતે લઘુતમ થાય તો અહીંના સંસારના દુઃખોમાં ય સમાધિ રહે, ને એ જ સાચી સમાધિ !

તમે કેટલા લઘુતમ થયા છો ?

**પ્રશ્નકર્તા :** 'દાદા'ને ખબર. મને એનું થર્મોમિટર બરોબર ખબર

નથી પડતી.

**દાદાશ્રી :** પણ કંઈ થયા છો લઘુતમ ? કેટલા ? બે આની ? ચાર આની ?

**પ્રશ્નકર્તા :** પણ એવું કેવી રીતે માપ કઢાય ?

**દાદાશ્રી :** એ તો કોઈની જોડે લઢતા હોય ત્યારે ખબર પડી જાય, કે તમે લઘુતમ પૂરેપૂરા થયા નથી. હજુ તો તમે આપી દો બરાબર, કે 'તું શું હિસાબમાં ?' એટલે હવે આપણે લઘુતમ ખોળવાનું. તમારે ગુરુતમ થવું છે કે લઘુતમ ?

**પ્રશ્નકર્તા :** લઘુતમ.

**દાદાશ્રી :** આમ બે હાથ જોડીએ એ તો ગમે છે અને કહો છો 'મારે લઘુતમ થવું છે.' આ બધા આમ હાથ જોડે ને, તો ખુશ. અને પાછું કહેશે, 'મારે હવે લઘુતમ થવું છે.' માલ ભરેલો બધો એવો વસમો છે, ગુરુતમનો જ માલ ભર્યો છેને બધો. તોય આપણે દૃષ્ટિ શું રાખવી ?

**પ્રશ્નકર્તા :** લઘુતમ થવાની.

**દાદાશ્રી :** તો અંદર આત્મા ગુરુતમ થતો જાય. 'અમે' લઘુતમ થઈને બેઠેલા છીએ. અમારો 'આત્મા' ગુરુતમ છે. તમારે પણ એ દૃષ્ટિ સેવન કરવાની. બીજું શું, આમાં બહુ અઘરું છે નહીં કશું.

અને પછી આપણું 'સાયન્સ' શું કહે છે ? 'અક્રમ વિજ્ઞાન' શું કહે છે ? 'રિલેટિવ'માં તમે જેટલા લઘુતમ થશો એટલું 'રીયલ'માં તમે ગુરુતમ થશો, સંપૂર્ણ થશો. હવે એ શું ખોટું કહે છે ? બાકી, 'રિલેટિવ'માં તો આ જગત આખું ગુરુતમ થવા ફરે છે. તેથી આ પાડા ને ભેંસો બધું ઊભું રહ્યું છે. તે કોને લીધે ઊભું રહ્યું છે ? આટલી ભૂલથી જ. તે આ ભૂલ ભાંગવી નહીં જોઈએ, મનુષ્યમાં આવીને ? ભાંગવી જોઈએ એવું લાગે છે ને ?

## પૂર્ણ લઘુતમ, ત્યાં પૂર્ણત્વ

જે 'રિલેટિવ'માં ડિવેલ્યુએશન થઈ ગયો, તે 'રીયલ'માં પરમાત્મા

થઈ ગયો. એટલે 'રિલેટિવ'માં ડિવેલ્યુએશન' થવાની જરૂર. ખાવ-પીવો, હરો-ફરો અને 'ડિવેલ્યુએશન' કરવાનું. બીજું કશું ય નહીં. આપણે અહીં રૂપિયાના 'ડિવેલ્યુએશન' થયા કરે છે, તેથી કરીને પબ્લીકને અસર થઈ જાય છે કશી ? ચાલ્યા જ કરે છે. એ તો 'ડિવેલ્યુએશન' થાય, ઘડીમાં 'એલીવેશન' થાય, વધે-ઘટે ! પબ્લીકને શું એમાં લેવાદેવા ? એમ આ 'રિલેટિવ'નું 'ડિવેલ્યુએશન' કરવામાં કશું નુકસાન નથી. ઊલટો નર્યો નફો છે. હેય, આનંદથી રહેવાનું. તે આ અમે જો 'ડિવેલ્યુએશન' કરીને બેઠા છીએ, એટલે જો કેવી મઝા આવે છે !

હવે હું શું કહું છું ? 'રિલેટિવ'માં તમે જેટલા 'ડિવેલ્યુએશન' થશો એટલે 'રીયલ'માં પરમાત્મા પદ ખીલશે. એટલે સહેલામાં સહેલો રસ્તો છે ને ? છે કંઈ અઘરું કશું ? બીજું કશું આમાં સમજવાનું નથી. અને લઘુતમ તમને ચિંતા નહીં કરાવે. જ્યાં 'ડિવેલ્યુએશન'માં ઊતર્યા, જુઓને હવે પૈસાની 'ડિવેલ્યુએશન' કરી નાખી તો પૈસાની છે ચિંતા અત્યારે કોઈ જાતની ? પહેલાં 'વેલ્યુએશન' હતી, તો કેટલી ચિંતા હતી ! રૂપિયા બેંકમાં લઈ જતા હોય તો 'કાપી નાખશે' એવું ભડકતા હતા. અત્યારે તો કોઈ કાપનારો નહીં ને કશું જ નહીં. કશી ભાંજગડ જ નહીં. 'ડિવેલ્યુએશન' થઈ જાય એટલે છે કશી ભાંજગડ ?

હા, પાંચ અબજ રૂપિયા આપણી પાસે હોય, પણ નીચે બેસતા આવડ્યું, બીજી રીતે લઘુતમ થતો ગયો, કે પેણે ગુરુતમ થઈ ગયો.

'રિલેટિવ'માં જે લઘુતમ થવા પ્રયત્ન કરે, તેનું સહેજે 'રીયલ'માં ગુરુતમ થાય, પરમાત્મ પદ થાય. ગુરુતમ થવા માટે કશું કરવાનું ના હોય. એટલે વ્યવહારમાં વાત કરવી હોય તો 'મારાથી કોઈ જીવ નાનો નહીં અને સહુથી નાનામાં નાનો હું' એવું ભાન રહે એટલે બહુ થઈ ગયું. હવે તમે લઘુતમ થશો તો જ તમને મૂળ પદ પ્રાપ્ત થશે અને તો જ ભગવાન પદ તમારું થશે. એટલે જેટલું લઘુતમ, 'કમ્પ્લીટ' લઘુતમ એ ભગવાન પદ ! એટલે આપણે 'રિલેટિવ'માં લઘુતમ થવાનો પ્રયત્ન કરો તો કુદરતી રીતે પેલામાં ગુરુતમ થાય અને પૂર્ણત્વ થાય. આત્માની પૂર્ણત્વ જે દશા છે એ કુદરતી રીતે જ થાય, 'એક્ઝેક્ટ' એની મેળે જ

થઈ જાય.

## ધ્યેય, લઘુતમ પદનો

તમે લઘુતમ પુરુષ જોયેલા આ જગતમાં ?

**પ્રશ્નકર્તા :** દાદા પોતે જ લઘુતમ છે ને !

**દાદાશ્રી :** હા, એટલે બસ, આ લઘુતમ પુરુષને જોવાના. ને તેવું તમારે થવાનું છે, બીજું શું ? અહીં બીજું શીખવાનું કશું નથી.

આપણા મહાત્માઓ સમજી ગયા કે લઘુતમ 'દાદા'એ શીખવાડ્યું ! હવે દાદા જ લઘુતમ થયા છે એટલે બીજાને પણ લઘુતમ થયે જ છૂટકો છે ને ! અને એવો જ ધ્યેય કરવા જેવો છે. બીજું કશું કરવા જેવું જગતમાં નથી, જો ખરું સુખ જોઈતું હોય તો. અમે આ 'રિલેટિવ'માં લઘુતમની જગ્યા ઉપર બેઠેલા છીએ, તમને બધાને એ જ કહીએ છીએ કે આમ થઈ જાવ. બીજું કશું કહેતા જ નથી ને ! મને લાગે છે તમારે વર્ષ દહાડો લાગશે લઘુતમ થતાં ?!

**પ્રશ્નકર્તા :** પણ આ લઘુતમ થવાનું, એ તો બહુ મોટી વસ્તુ છે.

**દાદાશ્રી :** ના, એવી મોટી વસ્તુ નથી. 'આપણે' નક્કી કર્યું ને, કે 'મારે લઘુતમ થવું છે' તો મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર આ બધા એ બાજુ જ જયા કરે ! એટલે ધ્યેય નક્કી કર્યો, તે બાજુ જાય. 'તમે' કહો કે મારે અત્યારે સાન્તાક્રુઝ જવું છે, તો તે બાજુ જ જાય. માટે ધ્યેય નક્કી કરો.

બાકી, દુનિયામાં ય કોઈ 'લઘુતમ થવું છે' એવું નક્કી જ ના કરે. આપણા 'જ્ઞાન' લીધેલા મહાત્માઓ જ એવું નક્કી કરે કે, 'લઘુતમ થવું છે.' કારણ કે સાચું જ્ઞાન પામેલા છે ને પેલા, એ લોકોને તો ભ્રાંતિ છે.

## લઘુતમભાવની ખુમારી

એટલે આ 'જ્ઞાન' પછી 'લાઈન ઓફ ડિમાર્કેશન' આપી,

'રિલેટિવ-રીયલ'નું 'એડજસ્ટમેન્ટ' થયું. હવે લઘુતમ પદમાં ખુમારી હોવી જોઈએ આપણને. ખુમારી શેની ? જગત આખું ગુરુતમની ખુમારી રાખે તો આપણે શેની ખુમારી રાખીએ ? લઘુતમની, એટલે આમાં બીજું કશું બહુ ઊંડું છે નહીં.

લોક કહે છે કે શું 'દાદા'ની ખુમારી છે ! હવે ખુમારી તો અજ્ઞાનતામાં હોય. પણ આ ય એક ખુમારી છે ને ! કે જે ખુમારી બદલાય જ નહીં કોઈ દહાડો ય, એક સેકન્ડે ય બદલાય નહીં. એવા ને એવા, જ્યારે જુઓ ત્યારે એવા ને એવા જ ! સંજોગો બધા બદલાય, પણ 'દાદા' બદલાય નહીં ને ! અને આપણે ય છેવટે એમના જેવા જ થવાનું છે. આપણો ધ્યેય એ જ હોવો જોઈએ.

તે આ મેં તમને 'લાઈન ઓફ ડિમાર્કેશન' નાખી આપી. હવે તમે લઘુતમની ખુમારીમાં રહો. હવે ધંધો કરો, તો એ તો ''વ્યવસ્થિત''ના તાબામાં છે. તમારે તો ફક્ત આમને કહેવાનું, ચંદુભાઈને કહેવાનું કે, 'ભઈ, કામ કર્યે જાવ. ચા પીવી હોય તો ચા પીવો, પણ કામ કરો.' આટલું જ કહેવાનું. એટલે આપણને તો લઘુતમની ખુમારી રહેવી જોઈએ. ગુરુતમની ખુમારી તો સહુ લોકોએ રાખી. પણ આપણને ખુમારી શેની રહેવી જોઈએ ?

**પ્રશ્નકર્તા :** લઘુતમની.

**દાદાશ્રી :** હા, બેંકમાં રૂપિયા છે તેની ખુમારી નહીં રાખવાની. લઘુતમની ખુમારી રાખવાની. તમને ફાવશે એ વાત ?

**પ્રશ્નકર્તા :** હા, ફાવશે.

**દાદાશ્રી :** અને આ વિજ્ઞાનમાં તો છોકરાં-છોડીઓ પૈણાવાય, પાઘડીઓ પહેરીને પૈણાવાય. કશું નડે નહીં. કારણ કે એ બધું 'રિલેટિવ' છે અને તેમાં લઘુતમ પદ પર બેઠા પછી છો ને, પાઘડીઓ બે પહેરી હોય. મને કંઈ વાંધો નથી. કારણ કે તમારી ખુમારી શેમાં છે ? લઘુતમ પદમાં ! ગુરુતમ પદની ખુમારી હોય તેને ભાંજગડ. પણ લઘુતમ પદની ખુમારી તો રહે જ ને !

## 'સ્વ'-ભાવ પામવો એ જ ગુરુતમ

'પોતે' લઘુતમ થઈ જાય એટલે આત્મા ગુરુતમ, એટલે આત્માને ગુરુતમ કરવાની જરૂર નથી. આપણે ફક્ત લઘુતમ થવાની જરૂર છે.

**પ્રશ્નકર્તા :** આપણે લઘુતમ થઈએ તો આત્મા ગુરુતમ થાય. પણ આત્મા તો અગુરુ-લઘુ સ્વભાવનો છે.

**દાદાશ્રી :** એ અગુરુ-લઘુ સ્વભાવનો છે, એ વાત એની એવી નથી. ગુરુતમનો અર્થ શું ? કે અગુરુ-લઘુ સ્વભાવ સુધી જવું, એનું નામ ગુરુતમ કહેવાય.

**પ્રશ્નકર્તા :** પણ 'રીયલ'માં તો અગુરુ-લઘુ સ્વભાવ નહીં ?

**દાદાશ્રી :** એ પાછું જુદું. આ અગુરુ-લઘુ એ મૂળ સ્વભાવ છે અને આ વ્યવહારિક જ્યાં છે ત્યાં એ લઘુતમ થયો એટલે 'રીયલ'માં ગુરુતમ થયો. હું નિરાંતે લઘુતમ રહું છું તો આત્મા મારો ગુરુતમ રહે છે ઠેઠ સુધી.

## એની 'ટેસ્ટ એકઝામિનેશન'

**પ્રશ્નકર્તા :** આપ 'રિલેટિવ'માં લઘુતમ થયા, એનો દાખલો આપો.

**દાદાશ્રી :** દાખલામાં તો અમે આ ઊઘાડું, બોલતું ઉપનિષદ જ છીએ ને ! બોલતું પુરાણ છીએ ને !!

'રિલેટિવ'માં લઘુતમ થવું એટલે તમને સમજાવું. અહીંથી તમને એક ગાડીમાં લઈ જતા હોય અને બીજાં ઓળખાણવાળા આવ્યા એટલે તમને પછી કહેશે, 'હવે ઊતરી જાવ.' એટલે કંઈ પણ 'ઈફેક્ટ' સિવાય ઉતરી જવું. ફરી પાછો થોડીવાર પછી કહેશે, 'ના, ના. તમે આવો.' ફરી પાછા તમને બેસાડ્યા તો તમે બેસી જાવ. ફરી બીજા ઓળખાણવાળા મળે ત્યારે તમને કહે, 'ઊતરી જાવ.' તો કંઈ પણ 'ઈફેક્ટ' સિવાય ઊતરી પડવું. ને કંઈ પણ 'ઈફેક્ટ' સિવાય ચઢવું. એવું આઠ-દસ વખત થાય તો

શું થાય ? આ માણસોને શું થાય ? ફાટી જાય. જેમ દૂધ ફાટી જાય એમ ફાટી જાય !

**પ્રશ્નકર્તા :** એક જ વખતમાં ફાટી જાય.

**દાદાશ્રી :** અને મને સત્યાવીસ વખત કરે તો ય એવો ને એવો ! અને પાછો જઈને પાછો હઉ આવું. એ કહેશે, 'ના, ના. તમે પાછા આવો.' તો પાછો હઉ આવું. કારણ કે અમે લઘુતમ થયા છીએ.

## 'ફાઉન્ડેશન' અક્રમ વિજ્ઞાનના

લઘુતમ એ તો આપણું કેન્દ્ર જ છે. એ કેન્દ્રમાં બેઠા બેઠા ગુરુતમ પ્રાપ્ત થાય. આપણી તો નવીન 'થિયરી'ઓ બધી, તદ્દન નવી !

લઘુતમભાવમાં રહેવું અને અભેદદૃષ્ટિ રાખવી એ આ અક્રમ વિજ્ઞાનનું 'ફાઉન્ડેશન' છે. 'આ' વિજ્ઞાનનું 'ફાઉન્ડેશન' શું ? લઘુતમભાવમાં રહેવું અને અભેદ દૃષ્ટિ રાખવી. જીવમાત્રની જોડે, આખા બ્રહ્માંડના જીવો સાથે અભેદ દૃષ્ટિ રાખવી એ જ આ વિજ્ઞાનનું 'ફાઉન્ડેશન' છે. આ વિજ્ઞાન કંઈ એમ ને એમ 'ફાઉન્ડેશન' વગર નથી.

બીજી બધી ક્રિયાઓ એની મેળે થયા જ કરે છે, 'મિકેનિકલી' થયા જ કરે છે. 'દૃષ્ટિ' અને 'મિકેનિકલ', એ બેને બહુ 'ડિફરન્સ' છે. દૃષ્ટિ જ મુખ્ય વસ્તુ છે ને 'મિકેનિકલ' એ વસ્તુ જુદી છે.

જગતના શિષ્ય થવાની દૃષ્ટિ વેદી નથી, તે જગતમાં 'મહાવીર' થઈ શકે નહીં. નાનો છોકરો હોય, બાળક હોય, મૂરખ હોય, તે બધાનાં શિષ્ય થવાની દૃષ્ટિ !

## લઘુતમ અહંકારથી મોક્ષ તરફ

**પ્રશ્નકર્તા :** એ લઘુતમનો અર્થ કેવી રીતે કર્યો ? જે આપણો અહંકાર છે એ અહંકાર ઝીરો ડિગ્રી પર આવે એ લઘુતમ છે ?

**દાદાશ્રી :** નહીં. અહંકાર તો એમનો એમ જ છે. પણ

અહંકારની માન્યતા એવી થાય છે કે હું બધાથી નાનો છું અને એ પણ એક જાતનો અહંકાર જ છે. એવું છે, આ લઘુનો અર્થ 'નાનો છું' થયું. પછી લઘુતર એટલે કે નાનાથીયે હું નાનો છું. અને લઘુતમ એટલે મારાથી બધા જ મોટા છે એવો અહંકાર. એટલે એ પણ એક જાતનો અહંકાર છે !

હવે જે ગુરુતમ અહંકાર છે, એટલે કે મોટા થવાની ભાવનાઓ, હું આ બધાથી મોટો છું એવી માન્યતાઓ છે, એનાથી આ સંસાર ઊભો થયો છે. જ્યારે લઘુતમ અહંકારથી મોક્ષ તરફ જવાય. લઘુતમ અહંકાર એટલે 'હું તો આ બધાથી નાનો છું' એમ કરીને વ્યવહાર બધો ચલાવવો. એનાથી મોક્ષ તરફ ચાલ્યો જાય. 'હું મોટો છું' એવું માને છે તેથી આ જગત 'રેસકોર્સ'માં ઊતરે છે અને એ બધા ભાન ભૂલીને અવળે રસ્તે જઈ રહ્યા છે. જો લઘુતમનો અહંકાર હોયને, તે લઘુ થતો થતો એકદમ લઘુતમ થઈ જાય. એટલે એ પરમાત્મા થઈ જાય !

## એમાં 'રેસકોર્સ' જ નહીં

અત્યાર સુધી તો ગુરુતમ થવાનો પ્રયત્ન કર્યો હતો ને ? હા, આમના કરતાં હું મોટો થઉં, આમનાં કરતા હું મોટો થઉં ! જુઓ ને, 'રેસકોર્સ' ચાલ્યો છે. તેમાં ઈનામ કોને ? પહેલા ઘોડાને જ ફક્ત. ને બીજા બધાને ? દોડે એટલું જ. એટલું જ દોડે, તો યે એમને ઇનામ નહીં.

**પ્રશ્નકર્તા :** દાદા, લઘુતમપદની અંદર 'રેસકોર્સ' ખરું ?

**દાદાશ્રી :** ના, 'રેસકોર્સ' હોય નહીં. લઘુતમ આવ્યું ત્યાં 'રેસકોર્સ' હોય નહીં. 'રેસકોર્સ' તો ગુરુતમમાં હોય બધું. એટલે મારે તો લઘુતમ પદ અને બુદ્ધિ નહીં, તેથી મારે કોઈની જોડે લેવાય નહીં ને દેવા ય નહીં ને ! બુદ્ધિનો છાંટો જ નહીં ને !

## દોડે બધા, ઈનામ એકને

**પ્રશ્નકર્તા :** દરેકની એવી ઇચ્છા હોય ને, કે હું કંઈક થઉં અને અહીં

આપની પાસે એવી ઇચ્છા થાય કે હું કાંઈ ન થઉં, વિશેષતા બિલકુલ ના જોઈએ. ત્યાં વ્યવહારની અંદર હોય કે હું કંઈક છું ને મારે કંઈક થવું છે.

**દાદાશ્રી :** કારણ કે ત્યાં 'રેસકોર્સ'માં પડે છે ને ! આટલા બધા ઘોડા દોડે એમાં એ ય દોડે. અલ્યા, તું માંદો છે, બેસી રહે ને, છાનોમાનો ! અને એ તો 'સ્ટ્રોંગ' ઘોડા. અને તેમાં ય આ બધા ઘોડાઓમાં પહેલા નંબરવાળાને જ ઈનામ મળવાનાં અને બીજા બધા તો હાંફી હાંફીને મરી જવાના.

એટલે આ હરીફાઈમાં કોઈ મૂર્ખો ય મહીં ના પડે. હા, બસ્સો-પાંચસો ઘોડાને ઈનામ આપતા હોય તો આપણો નંબરે ય લાગી જાય એમ માનીએ. પણ અલ્યા, પહેલો નંબર તો લાગવાનો નથી. તો શું કરવા અમથો આ 'રેસકોર્સ'માં પડ્યો છે ? સૂઈ જાને, ઘેર જઈને. આ 'રેસકોર્સ'માં કોણ ઊતરે ? આમના 'રેસકોર્સ'માં ક્યાં ઊતરાય તે ? કોઈ ઘોડો કેટલો જોરદાર હોય ! કોઈ ચણા ખાતું હોય, કોઈ ઘાસ ખાતું હોય !!

એટલે હું આ સંસારમાં 'રેસકોર્સ'માં પડ્યો નહીં. તેથી મને આ 'ભગવાન' જડ્યા !

ને ઈનામ તો પહેલા નંબરવાળાને જ ! બીજા બધા તો રખડી મરે. હાંફી હાંફીને મરી જાય તો ય કશું નહીં. એવા ન્યાયવાળા જગતમાં 'રેસકોર્સ'માં પડાતું હશે ? તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** અને મનુષ્યનો સ્વભાવ સ્પર્ધાવાળો જ હોય. લોકોમાં સ્પર્ધા હોય ને ?

**પ્રશ્નકર્તા :** હોય ને ! એ તો પાણી પાય.

**દાદાશ્રી :** દરેક ક્ષેત્રમાં સ્પર્ધા હોય જ. અરે, ઘરમાં ય જો ત્રીજો માણસ આવ્યો હોય, એ દલીલબાજી કરે એવો હોય, તો ધણી-ધણિયાણીમાંય સ્પર્ધા ચાલે પછી. પેલી બઈ આમ બોલે, ત્યારે આ ભાઈ કહેશે, 'બેસ, તું તો આમ કરે છે. પણ હું તો આમ કરી નાખું એવો છું.'

અલ્યા, બેઉ ઘોડા દોડ્યા ! કોણ ઈનામ આપશે તમને ? એટલે અમે તો કહી દઈએ કે 'હીરાબાને જેવું આવડે એવું અમને આવડતું નથી.' એટલે અમે દોડવા દઈએ. ખૂબ દોડો, દોડો, દોડો ! પછી હીરાબા યે કહે, 'તમે ભોળા છો.' મેં કહ્યું, 'હા, બરોબર છે.'

એટલે આ લોકો સ્પર્ધા કરે છે ને, તેથી દુઃખ આવે છે. આ તો 'રેસકોર્સ'માં ઊતરે છે. આ 'રેસકોર્સ' જે ચાલે છે એને જોયા કર, કે આ કયો ઘોડો પહેલો આવે છે ?! એ જોયા કરે તો જોનારને કંઈ દુઃખ થતું નથી. 'રેસકોર્સ'માં ઊતરે છે તેને દુઃખ થાય છે. માટે 'રેસકોર્સ'માં ઊતરવા જેવું નથી.

## ટીકા, પોતાનું જ બગાડે

અને બીજું, કોઈની યે ટીકા કરવા જેવું નથી. ટીકા કરનારનું પોતાનું બગડે છે. કોઈ પણ માણસ કશું કરે, તેમાં ટીકા કરનાર પોતાનાં કપડાં તો પહેલાં બગાડે. અને એથી વધારે ઊંડો ઊતરે તો શરીર બગાડે. અને એથી વધારે ઊંડો ઊતરે તો હૃદય બગાડે. એટલે આ ટીકા એ તો પોતાનું બગાડવાનું સાધન છે. આમાં ઊતરવું નહીં જોઈએ. એ જાણવા ખાતર જાણવું. બાકી, એમાં ઊતરવું નહીં જોઈએ. આ અવતાર ટીકા કરવા માટે નથી મળ્યો અને કોઈ આપણી ટીકા કરે તો નોંધ લેવા જેવી નથી.

**પ્રશ્નકર્તા :** ટીકા કરનાર જીવને આપણા કામમાં કંઈ રસ પડ્યો હોય ત્યારે જ ટીકા કરે.

**દાદાશ્રી :** આ ટીકા એ તો અહંકારનો મૂળ ગુણ છે. એ સ્પર્ધાનો ગુણ છે એટલે ટીકા તો રહેવાની જ. અને સ્પર્ધા વગર સંસારમાં રહેવાય નહીં. એ સ્પર્ધા જાય એટલે છૂટકારો થઈ ગયો. આ ઉપવાસ કરે છે એ ય બધું સ્પર્ધાના ગુણથી ઊભા થાય. 'પેલાએ પંદર કર્યા તો હું ત્રીસ કરું.' છતાં એ ટીકા કરવા જેવી વસ્તુ નથી.

ટીકા કરવાથી પહેલાં આપણા કપડાં બગડે છે, બીજી ટીકાથી દેહ બગડે છે અને ત્રીજી ટીકાથી હૃદય બગડે છે. બસ, એટલું જ ! માટે

કોઈનામાં ઊંડા ના ઊતરો. કારણ કે એ તો પોતે પોતાનો માલિક છે ને ?! એના માલિકી 'ટાઈટલ' એના પોતાના છે. આપણાથી એની કેમ કરીને ટીકા કરાય ? નહીં તો પછી આપણે 'ટ્રેસપાસર' કહેવાઈએ !

## આમ ઘોડદોડમાંથી છટકાય

હવે આ બધું ચાલ્યા જ કરવાનું. એમાં પોતે ચલાવતો જ નથી. આ તો જરા ગર્વરસ ચાખવાની ટેવ પડેલી ને ! એટલે બીજાનો આઠસોનો પગાર દેખે ને, એટલે મનમાં એમ થાય કે, 'આપણને તો અઢારસો મળે છે એટલે આપણને વાંધો નથી, આને તો આઠસો જ મળે છે !' એ ચાલ્યું ! જાણે અઢારસો ઉપર કોઈ ઊપરી જ ના હોયને, એવું ! જ્યાં ઉપરી હોય ને, ત્યાં સ્પર્ધા હોય જ ! ત્યાં ઊભા રહેવાનું કારણ જ શું આપણે ? આ કંઈ 'રેસકોર્સ'માં આવ્યા છીએ ?! આપણે શું 'રેસકોર્સ'ના ઘોડા છીએ ?! એના કરતાં ત્યાં કહી દે ને, હું સાવ મૂરખ છું. અમે તો કહી દઈએ છીએ ને, કે 'ભઈ, અમારામાં અક્કલ નથી, અમારામાં આ બધા વ્યવહારની સમજણ નહીં ને !' અને એ ચોખ્ખી જ વાત કરી દઈએ છીએ ને !

અને એવું છે, અમને તો દાઢી કરતાં પણ નથી આવડતી. ત્યારે આ બ્લેડથી છોલાઈ જાય છે ને ! અને જેને દાઢી કરતાં આવડે એવો માણસ પણ અમે જોયો નથી ! આ તો મનમાં શું યે 'ઈગોઈઝમ' લઈને ફર્યા કરે છે ! આવું તો મારા જેવા જ કોઈક કહે ને ? બાકી, સામે તો આખી દુનિયા છે. થોડાં ઘણાં માણસ હોય તો તો 'વોટિંગ' મળે. પણ આ તો 'વોટિંગ'માં હું એકલો જ થઉં. એટલે પછી હું બૂમ મારું નહીં. ચૂપ રહું. કારણ કે 'વોટિંગ'માં હું એકલો જ આવું. બાકી, આવી ચેતવણી કોણ આપે ? અને હું ક્યાં ચેતવણી આપવા બેસું ? એટલે કેવી દુનિયામાં આવી ફસાયા છીએ.

આ વાતો સાંભળવાની તમને ગમે છે ? કંટાળો નથી આવતો ? અને આ વાતને ચાળશો નહીં, ચાળવા ના રહેશો. એમ ને એમ મહીં નાખી દેજો. નહીં તો જોખમદારી તમારી આવશે. આ તો અહીં 'પ્યૉર' વસ્તુ છે. એને બુદ્ધિથી શું ચાળવાની ?

એટલે અમે આ ચોખ્ખું જ કહીએ છીએ ને, કે 'ભઈ, અમને આ વ્યવહારમાં આવી સમજણ પડતી નથી.' એટલે ત્યારે જ અમને એ છોડે ને ! આવું કહીએ ત્યારે ઉપાધિ મુક્ત થઈએ ને !!

## આને આવડત કેમ કહેવાય ?

બાકી, સમજણવાળા તો અહીં બધા બહુ મળી આવે ને ! એવાં હોય છે ને, તે એ કહેશે, 'સાહેબ, તમારો કેસ હું જીતી આપું. બસ, ત્રણસો રૂપિયા આપી દેજો.' એવું કહે છે ને ? ઘરનું ખાય-પીવે, બાઈડીની ગાળો ખાય અને આપણા માટે કામ કરે ! હવે તો મોંઘવારી વધી ગઈને ? તે વધારે રૂપિયા લેતા હશેને ?!

અને આ બધા હિન્દુસ્તાનના લોક છે ને, તે ય પોતાની સમજણે કરે છે. કોઈની પાસે બધું પૂછીને શીખ્યા નથી, કે ''આ 'મશીનરી'નું આ બટન દબાવવાથી શું થાય ? પેલું બટન દબાવવાથી શું થાય ? પેલું બટન દબાવવાથી શું થાય ?'' એનાં 'ટેકનિશિયન' પાસે પૂછીને કોઈ તૈયાર થતું નથી. આ તો બધું ઠોકાઠોક ચાલ્યું છે. હિન્દુસ્તાનના લોકોને તો 'રેઝર' પણ કેમ ચલાવવું તે ય તેમને નથી આવડતું. પાનાને ધાર કેટલી જોઈએ, કેટલી નહીં તે ય ના જાણે. આમ ઘસાઈ ગયું એટલે થઈ ગયું ?! અને વખતે બહુ ચીકણો હોય તો પથ્થરને ઘસઘસ કરે, તે ઊલટી ધાર હોય તે ય ઊડી જાય. બીજા ફોરેનવાળા તો કેવા છે ? વિકલ્પી નહીં ને ! ઉપર લેબલ લખ્યું હોય કે આ બ્લેડ કેવી રીતે વાપરવાની ! આ 'રેઝર' પર નંબર કેમ લખ્યા છે એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ, સાત ? એ બધું જ એનાં 'ટેકનિશિયન'ને પૂછે અને એની સલાહ પ્રમાણે કર્યા કરવાનું. અને આપણા અહીંના તો વિકલ્પી, દોઢડાહ્યા ! વહુ કહેશે કે, 'હું હમણે મંદિરે જઈને આવું છું.' ત્યારે આ કહેશે કે, 'હું કઢી કરી રાખીશ.' તે કરે ય ખરો. પણ તે શાનો ય વઘાર કરે, તે આપણું મોઢું બગડી જાય !

કોઈ અહીં રેડિયો વગાડતા હોય ને તમે બધાં અહીંથી ઊઠી જાવ તો નાનાં છોકરાં મને કહેશે કે, 'આ રેડિયાને જરા ફેરવો ને !' ત્યારે હું કહી દઉં કે મને નથી આવડતું. કારણ કે હું તો પહેલું પૂછું અને પૂછીને

પછી શીખું. હું જાતે એમ ઠોકાઠોક કરું નહીં.

આ 'રેઝર'માં હું પૂછું, પણ એમાં એને જ કોઈ 'ટેકનિશિયન' ના મળ્યો હોયને ! તે મને શીખવાડે કે આમ ફેરવવાનું ને તેમ ફેરવવાનું. આવડી ગયું મને, બધું પહોંચી ગયું મને ! તું યે ડફોળ ને હું યે ડફોળ !! ને 'ટેકનિશિયન' મળ્યા વગર હું કોને પૂછું ? આ તો જાતે કઢી બનાવીને બગાડી નાખે. આ લોકો તો ગાંયજો ના મળે તો કહેશે, 'એમાં શું કરવાનું ?' તે જાતે વાળ કાપવા બેસી જાય એવાં આ લોક ! અલ્યા, આમ આમ કર્યું તે થઈ ગયું ? એવું હોત તો એ કારીગીરી કહેવાત જ નહીં ને ! કળા જ કહેવાત નહીં ને ! આ બધા લોકો શીખેલા હોય તે કેવું ? કે ઠોકાઠોક કરીને !

આ ફોરેનવાળાઓએ મશીનરી બનાવી છે, તે જાણતા હતા કે આ હિન્દુસ્તાનનાં લોક વિકલ્પી છે, બગડી ના જવું જોઈએ એ રીતે બનાવે છે. એ લોકો 'ફેક્ટર ઓફ સેફ્ટી' મૂકી રાખે છે ! આ વિકલ્પી લોકો છે ને ! વિકલ્પી લોક ના હોતને, તો 'ફેક્ટર ઓફ સેફ્ટી'ની આટલી બધી જરૂર ના પડત. પણ આ તો શું નું શું ય દબાવી દે. આ મકાનોના કામમાં સ્લેબો ભરવાના હોય, તેમાં ય 'ફેકટર ઓફ સેફટી' એટલી બધી વધારે મૂકે છે, નહીં તો લોકો ઘરમાં ગાંડી રીતે ભરશે ને એ પડી જશે તો શું થશે ?! અરે, ગાંડુ ભરે તો ય મકાન પચાસ વર્ષ સુધી ચાલે એટલી બધી તો 'ફેકટર ઓફ સેફટી' રાખેલી હોય છે.

જે બહુ ચીકણા હોય, તે એમ સમજે કે અમને 'રેઝર' બહુ સરસ વાપરતાં આવડે છે ! તે એ પથરી પર બ્લેડ ઘસ ઘસ કરે. અલ્યા, ન્હોય આ પથરી પર ઘસવા જેવી ચીજ ! પથરીને ને એને સાઢુ-સહિયારું નથી. એ વાપરતાં આવડે તો બહુ અજાયબ ચીજ છે. મેં એક ફેરો કહ્યું કે આ બ્લેડ મને વાપરતાં નથી આવડતી, તમને ય વાપરતાં નથી આવડતી. તે આપણે હવે આ કોને પૂછવા જઈએ ? તમે તો બ્લેડ સ્ટેનલેસ સ્ટીલની લાવો છો, પણ મને વાપરતાં આવડતું નથી. તેમાં સ્ટેનલેસ સ્ટીલ શું કરે બિચારું ? એ ય ડફોળનાં હાથે પડીને ડફોળ જેવું થઈ જાય !

એટલે આ બધું વિકલ્પી છે. આ બધું જ્ઞાન જ એવું છે કે કોઈ દહાડો મોક્ષે ના જવા દે.

## ત્યાં થઈ ગયો અહંકાર શૂન્ય

મને તો ભાષણ કરતાં ય આવડતું નથી. આ 'જ્ઞાન' છે એટલું જ આવડે, બીજું કશું આવડે નહીં આ જગતમાં. અને બીજું કશું ના આવડ્યું તેથી તો આ આવડ્યું ! અને ક્યાંય શીખવા પણ નથી ગયો. નહીં તો જે ને તે ગુરુ થઈ બેસે. એના કરતાં આમાં 'એક્સ્પર્ટ' તો થઈ જઈએ, નિર્લેપ તો થઈ જઈએ !

મને તો સંસારની યે બાબત કશી આવડતી નથી અને સ્કૂલમાં ય નહોતું આવડતું. આ એકલું આવડતું હતું કે ઉપરી ના જોઈએ. એ જ ભાંજગડ બહુ લાગી. માથે ઉપરી ના જોઈએ ! પછી ગમે તે ખાવા-પીવાનું હોય, તેની હરકત નથી. પણ માથે ઉપરી ના જોઈએ. આ દેહ છે, તે દેહ એનું 'એડજસ્ટમેન્ટ' લઈને જ આવ્યો છે.

હવે આ 'જ્ઞાન' એવું છે ને, તે બધું જ કામ કરે. બાકી, અમને સંસારનું કશું જ આવડતું નથી. પણ તો ય પાછું કામ સરસ ચાલ્યા કરે, બધાં ય કરતાં સરસ ચાલ્યા કરે. બધાને તો બૂમો પાડવી પડે છે. મારે તો બૂમો ય પાડવી નથી પડતી. છતાં ય બધી આવડત કરતાં સારું કામ થાય છે. આ જેને જોડા સીવતાં આવડેને, તેને જોડા સીવસીવ કરવાનાં ! કપડાં સીવતાં આવડે, તેને એ કપડાં જ સીવ સીવ કરવાનાં ! ને જેને કંઈ ના આવડે, તેને નવરું બેસી રહેવાનું. આવડે નહીં, તેને શું કરવાનું તે ?!

કારણ કે ભગવાને શું કહ્યું છે કે જેને કંઈ પણ આવડે છે તે જ્ઞાન અહંકારના આધારે રહ્યું છે. જેને આવડતું નથી તેને અહંકાર જ નથી ને ! અહંકાર હોય તો આવડ્યા વગર રહે નહીંને ! મને તો આ એકલું જ આવડે છે. છતાં યે લોકોના મનમાં ભ્રમણા છે કે દાદા બધું જાણે ! પણ શું જાણે છે તે ? કશુંય જાણતા નથી. 'હું' તો 'આત્મા'ની વાત જાણું છું, 'આત્મા' જ્ઞાતા-દ્રષ્ટા છે તે જાણું છું, 'આત્મા' જે જે જોઈ શકે છે એ 'હું' જોઈ શકું છું પણ બીજું આવડતું નથી. અહંકાર હોય તો આવડેને ! અહંકાર બિલકુલે

ય નિર્મૂળ થઈ ગયો છે. જેનું મૂળિયું પણ નથી રહ્યું ! કે આ જગ્યાએ હતો ને, તે જગ્યાએ એની કોઈ સુગંધી યે ના આવે. એટલા બધાં મૂળિયાં નીકળી ગયાં. ત્યાર પછી એ પદ કેવું મઝાનું હશે !

આ તો અમારી કેટલાય અવતારની સાધના હશે, તે એકદમ ફળ આવીને ઊભું રહ્યું ! બાકી, આ ભવમાં તો કશું આવડ્યું જ નથી. આવડત તો મેં કોઈ માણસમાં જોઈ જ નથી.

આ મોચી છે, એને ઓછું આવડતું હોય, તે જોડા બનાવે. પણ બાર મહિને ખોટ ને ખોટ જ લાવે. તેવું આ કાળના જીવો ખોટ ને ખોટ જ લાવે. જરા આવડતવાળા હોય તે નફા કરતાં ખોટ વધારે લાવે. ચામડું બધું બગાડી નાખે. જોડા સીવે હઉ અને ચામડું પાંચસો જોડાનું બગાડે ! તેમાં શું નફો રહ્યો ? મહેનત કરી અને નકામી ખોટ ગઈ. એટલે મૂળ વેપારમાં ખોટ આવે. આ સંસારી જે નફો આવે છે, નુકસાન થાય છે, તે તો પુણ્યના આધીન છે. તેમાં આ લોકો શું કમાવાના હતાં ? એ તો પુણ્યની કમાણી છે ! તે આ અક્કલના ઈસ્કોતરા જોડા જ ઘસ્યા કરે છે ! એટલે આપણે તો શૂન્ય જ, કશું આવડતું જ નહોતું એમ માનીને ચાલોને ! છેકો મારીને નીચે નવેસરથી રકમ લખવાની. કઈ રકમ ? અમારી શુદ્ધાત્માની રકમ પાકી ! નિર્લેપ ભાવ, અસંગ ભાવ સહિત !! આ તો અહીં સંપૂર્ણ રકમ આપેલી છે. 'દાદા'એ શુદ્ધાત્મા આપ્યો ત્યારે શુદ્ધાત્મા થયા. નહીં તો કશું હતું ય નહીં, કોઈ પૈસા ભારે ય સામાન નહોતો !

## જગત જીતાય, હારીને

આ 'જ્ઞાન' પછી તમને નિરંતર શુદ્ધાત્માનું ધ્યાન રહે. એટલે રોજ સાંજે આપણે પૂછવું કે, 'ચંદુભાઈ છીએ કે શુદ્ધાત્મા ?' તો કહેશે કે, 'શુદ્ધાત્મા !' તો આખો દહાડો શુદ્ધાત્માનું ધ્યાન રહ્યું કહેવાય.

**પ્રશ્નકર્તા :** આપણે આવું કહીએ ત્યારે લોક આપણને ગાંડા કહેશે.

**દાદાશ્રી :** ગાંડા કહેશે તો 'ચંદુભાઈ'ને ગાંડા કહેશે. તમને તો કોઈ કહે જ નહીં. તમને તો ઓળખે જ નહીં ને ! 'ચંદુભાઈ'ને કહે. તો 'આપણે' કહીએ કે, 'ચંદુભાઈ, તમે હશો તો કહેશે અને તમે નહીં હો

ને કહેશે તો એની જોખમદારી. એ પછી તમારી જોખમદારી નહીં.' એવું 'આપણે' કહેવું.

**પ્રશ્નકર્તા :** આપણને કોઈ કશું કહે, ગાંડા કહે, અક્કલ વગરના કહે, તો ગમે નહીં.

**દાદાશ્રી :** એવું છેને, આપણે હસવું હોય તો લોટ ના ફકાય ને લોટ ફાકવો હોય તો હસાય નહીં. બેમાંથી એક રાખો. આપણે મોક્ષે જવું છે, તે લોક ગાંડા યે કહેશે ને મારે ય ખરા, બધું ય કરે. પણ આપણે આપણું છોડી દેવાનું. એટલે આપણે કહી દઈએ, 'ભઈ, હું તો હારીને બેઠો છું.' અમારી પાસે એક ભાઈ આવેલા. મેં એમને કહ્યું કે, ''હારીને તમારે જવું પડશે. એનાં કરતાં હું હારીને બેઠો છું. તું તારે ખઈને નિરાંતે ઓઢીને સૂઈ જા ને ! તારે જોઈતું હતું, તે તને મળી ગયું. 'દાદા'ને હરાવવાની ઇચ્છા છે ને ? તે હું પોતે કબૂલ કરું છું કે અમે હારી ગયા.''

એટલે આમને ક્યાં પહોંચી વળાય ? આ તો બધી મગજમારી કહેવાય. આ દેહને માર પડે એ સારો, પણ આ તો મગજને માર પડે. એ તો બહુ ઉપાધિ !

જગતની મીઠાશ જોઈએ છે અને આ યે જોઈએ છે, બે ના થાય. જગતમાં તો હરાવવા આવેને, તો હારીને બેસવું નિરાંતે. લોક તો એની ભાષામાં જવાબ આપશે. 'મોટા શુદ્ધાત્મા થઈ ગયા છો ?' એવી તેવી ગાળો હઉ ભાંડશે. કારણ કે લોકનો સ્વભાવ એવો છે. પોતાને મોક્ષે જવાનો માર્ગ મળ્યો નથી એટલે બીજાને ય જવા ના દે, એવો લોકનો સ્વભાવ. આ જગત મોક્ષે જવા દે એવું છે જ નહીં. માટે આમને સમજાવીને-પટાવીને છેવટે હારી જઈને ય કહેવું કે, 'અમે તો હારી ગયેલા છીએ.' તો તમને છોડી દેશે.

આ લોક તો કોઈને ય ગાંઠતા નહોતા ને ! માટે આપણે સમજી જવું કે એ હરાવવા આવ્યા છે, ત્યાંથી જ કહેવું કે 'ભઈ, હું તો હારીને બેઠો છું. તમે જીત્યા, હું તો તમારાથી હારી ગયો.' એવું કહીએ એટલે એને ઊંઘ આવે, કે મેં ચંદુભાઈને હરાવ્યા. એટલે એ સંતોષ માને !

## નહીં તો પ્રગતિ રૂંધાય

અમે અમારો 'પ્રોગ્રેસ' છોડીએ નહીં. અમે એક વખત વિનંતી કરી જોઈએ. બાકી, અમે તો વાત છોડી દઈને આગળ ચાલવા માંડીએ. અમે ક્યાં સુધી બેસી રહીએ ?! અમે તમને સમજ પાડીએ. પણ જો તમે તમારી પકડ પકડો તો અમે તરત છોડી દઈએ. અમે જાણીએ કે આમને દેખાતું નથી, તો આપણે ક્યાં સુધી બેસી રહીએ ? બેસી ના રહેવું જોઈએને ? આપણે આપણી ચાલતી પકડવી જોઈએને ? કારણ કે એને આગળ દેખાતું જ નથી ને !

અહીંથી ત્રણસો ફૂટ છેટે એક સફેદ ઘોડો લઈને કોઈ માણસ ઊભો હોય અને આપણે કોઈકને પૂછીએ કે ભઈ, પેલું શું ઊભું છે ? ત્યારે એ કહેશે કે, 'ગાય ઊભી છે.' તો આપણે પેલાને મારવો જોઈએ ? શાથી ના મારવો જ જોઈએ ? આ પેલા ઘોડાને એ ગાય કહે છે ને ? માટે એને મારવો જ જોઈએને ? ના ! એની એવી 'લોંગ સાઈટ' ના હોય, એમાં એનો બિચારાનો શો દોષ ? એ તો સારું છે ને, કે ગધેડો નથી કહેતો ! નહીં તો એ ગધેડો કહે તો ય આપણે 'એક્સેપ્ટ' કરવું પડે. એને જેવું દેખાયું તેવું એ કહે છે. એવું છે આ જગત ! સહુ સહુને, જેને જેવું દેખાયું એવું એ બોલે છે.

આ ઘોડાના દ્રષ્ટાંત પરથી વાતને તમે સમજી ગયા ને ? જેવું દેખાય એવું જ બોલેને, લોક ? એમાં એનો દોષ ખરો ? આપણે સમજી લેવું કે એને બિચારાને દેખાય છે જ આવું, માટે આ આવું બોલે છે. તો આપણે કહીએ કે હા ભઈ, તારી દ્દષ્ટિથી આ બરોબર છે. ત્યાં આપણે એમ પણ ના કહેવું જોઈએ કે ના, અમારી દ્દષ્ટિથી અમારું બરાબર છે. એટલું જ કહેવાય કે તારી દ્દષ્ટિથી બરાબર છે. નહીં તો પાછો કહેશે કે, 'ઊભા રહો, ઊભા રહો. તમારી દ્દષ્ટિથી શું છે એ મને કહો.' એમ પાછો ઊલટો બેસાડી રાખે. એનાં કરતાં તારી દ્દષ્ટિથી બરોબર છે, કહીને આપણે હેંડવા જ માંડવાનું !

અમે આમ દેખાઈએ ભોળા, પણ બહુ પાકા હોઈએ. બાળક જેવા

દેખાઈએ, પણ પાકા હોઈએ. કોઈની જોડે અમે બેસી ના રહીએ, ચાલવા જ માંડીએ. અમે અમારો 'પ્રોગ્રેસ' ક્યાં છોડીએ ?

'જ્ઞાની પુરુષ' પાસે હિતની વાત હોય. એમની પાસે બે શબ્દ સમજી લે ને, તો બહુ થઈ ગયું ! બે શબ્દ સમજવામાં આવે, ને એમાંથી એક જ શબ્દ જો કદી હૃદયમાં પહોંચી ને પચી જાય તો એ શબ્દ મોક્ષે લઈ જતાં સુધી એને છોડે નહીં. એટલું વચનબળવાળું હોય, એટલી વચનસિદ્ધિ હોય એ શબ્દની પાછળ !

## છૂટવા માટે ગજબની શોધખોળ

આ તેથી આપણે કહ્યું ને, કે ભઈ, આ તમારા બધાનું સાચું. પણ અમારું આ સ્પર્ધાવાળું નથી. આ અજોડ વસ્તુ છે. તારે હલકું કહેવું હોય તો હલકું કહે, ભારે કહેવું હોય તો ભારે કહે. પણ આ છે અજોડ ! આની સ્પર્ધામાં કોઈ નથી.

અમે કોઈની સ્પર્ધામાં નથી. અમને કોઈ પૂછે કે, 'ભઈ, આ ફલાણા લોકોનું કેવું છે ?' તો અમે તરત એમ કહીએ કે, અમને એનાં તરફ કંઈ રાગ-દ્વેષ નથી. જે છે એવું કહી દઈએ. અમારે સ્પર્ધા નથી. લેવાદેવા જ નથી ને ! ને આ સ્પર્ધામાં અમારે નંબર લાવવો નથી. મારે શું કરવાનો નંબરને ? મારે તો કામ સાથે કામ છે.

અમારી પાસે ય આડું બોલનારા આવે ત્યારે હું કહું કે, 'આ તો અમે આવું જાણતા જ નહોતા. તમે કહ્યું ત્યારે અમે જાણ્યું. અને તમે તો બધું જાણીને બેઠેલા છો.' એમ કહીને એને પાછો કાઢીએ. હા, નહીં તો એને હરાવીએ તો એને ઊંઘ ના આવે અને આપણને દોષ ચોંટે. તો એના કરતાં સૂઈ જા ને ! 'તું અમારાથી જીત્યો. માટે ઘેર જઈને રેશમી ચાદર પાથરીને તું સૂઈ જા.' અમે એવું કહીએ છીએ ઘણા લોકોને. એના મનમાં એમ કે લાવ ને, થોડુંક જીતીએ. એટલે આપણે કહીએ કે તું જીત્યો, લે ! એને જો હરાવીએ ને, તો એને ઊંઘ ના આવે. અને મને તો હારીને ય ઊંઘ આવવાની છે. જેમ હારું છું એમ વધારે ઊંઘ આવે છે.

હારવાનું શોધી કાઢો ! આ નવી શોધખોળ છે આપણી. એ જીતેલો

માણસ કોઈક દહાડો ય હારે. પણ જે હારીને બેઠા ને, તે કોઈ દહાડો ય હારે નહીં. જીતવા નીકળ્યોને, ત્યાંથી જ નાપાસ કહેવામાં આવે છે. આ લઢાઈઓ નથી. શાસ્ત્રમાં જીતવા નીકળ્યો કે ગમે તેમાં જીતવા નીકળ્યો, પણ જીતવા નીકળ્યો માટે તું નાપાસ !

આ જ્ઞાન બિનહરીફ જ્ઞાન છે. હરીફવાળું આ જ્ઞાન ન્હોય. તેથી તો દુર્લભ, દુર્લભ, દુર્લભ કહ્યું ને ! 'જ્ઞાની પુરુષ' મળવા દુર્લભ છે !

## એકમાં 'એક્સ્પર્ટ', પણ બધે...

અને અમે તો 'અબુધ' છીએ એવું પુસ્તકમાં છાપ્યું હઉ છે. હું લોકોને કહું છું કે અમે તો અબુધ છીએ ! એટલે લોકો કહે છે, 'એવું ના બોલો, ના બોલો !' અલ્યા ભઈ, તું ય બોલ. તું ય અબુધ થા, નહીં તો માર્યો જઈશ ! ને આ લોક તો તારાં ટાંટિયા ભાંગી નાખશે !

એટલે આપણે અક્કલવાળા થવાની વાત જ નહીં કરવાની. તેથી તો અમે અબુધનું કારખાનું ખોળી કાઢ્યું ને ! જુઓ ને, કેવું ખોળી કાઢ્યું ! અને આ વ્યવહારમાં જ્યારે આપણને સમજણ ના પડે તો વકીલને ખોળી કાઢીશું કે, 'લે રૂપિયા, ને કંઈક કરી આપ. આ બાઝી પડ્યો છે તે ઉકેલ લાવી આપ.' કહીએ. વળી આપણે ક્યાં અક્કલ વાપર વાપર કરીએ ! આ અક્કલવાળા લોક તો મળે છે ને ! કોઈ પચ્ચીસ રૂપિયાના મળે, કોઈ પચાસ રૂપિયાના મળે, કોઈ સો રૂપિયાના મળે. છેવટે એક દહાડાના પાંચસો રૂપિયાના ય મળે છે ને ! તૈયાર જ મળે છે, તે હવે અક્કલ શા સારું વાપરવાની ?! તમને સમજાયું ને ?

ને આ તો બહુ પુણ્યશાળી માણસ, તે લોક 'અક્કલ નથી' એવું કહે છે. એ બહુ સારું છે. આ તો ઈનામ કહેવાય. આ તો લોકોએ જ વધારે કાદવમાં ઉતરવા જ ના દીધો. 'એ ય ઊભો રહે, મહીં ના ઊતરીશ, તું ડૂબી જઈશ, કાદવમાં પગ ખૂંપી જશે !' ત્યારે કહીએ, 'સારું !' આ કિનારે ઊભા રહ્યા, તેથી તો આ 'જ્ઞાન' પામ્યા ! નહીં તો આ ખૂંપી ગયા હોય ને, તેમનાં મોઢાં તો જુઓ, બધાંના ! કેવાં દીવેલ પીધા જેવા થઈ ગયાં છે, ડાહ્યા થવા હારુ, નામ કાઢવા હારુ ગયેલા તે !

**પ્રશ્નકર્તા :** પણ બહારવાળા બધી બાબતમાં મૂરખ ઠરાવી દે, ત્યાં શું કરવું ?

**દાદાશ્રી :** હા, તે આપણે એ થવાની જ જરૂર છે. આપણી બહુ પુણ્યૈ જાગી છે ! અને ત્યાં આગળ એ લોકોમાં આપણે એકદમ હસી-ખુશીને ના રહેવું. પણ દેખાવ તો એવો રાખવો કે અમારે તમારી જોડે ઘોડદોડમાં આવવું છે, દેખાવમાં જ ફક્ત ! પણ અંદરખાને તો, ત્યાં ગયા હોય ને, તો હારી જવું પાછાં ! એટલે એમનાં મનમાં 'અમે જીત્યા છે' એવું લાગે. અમે તો આવું સામે ચાલીને કેટલાંયને કહી દીધું કે, 'ભઈ, અમારામાં બરકત નથી.' એ સારામાં સારો રસ્તો. બાકી, એ બધી ઘોડદોડો છે ! 'રેસકોર્સ' છે !! તેમાં કોની જોડે આપણે દોડીએ ? નથી આપણમાં કશી બરકત, નથી ચાલવાની શક્તિ, એમાં કોની જોડે દોડીએ ? તો ય લોક કહેશે, 'તમારી ઉંમર હજી ક્યાં વધારે છે ?' ત્યારે મેં કહ્યું, 'પણ વધારે ઉંમરવાળાની જોડે ય મારાથી ન દોડાય. આ અમને બીજું કશું તો આવડે નહીં.' આ બબૂચકની અક્કલને શું કરવાની ? જે અક્કલ તો ભાડે મળે છેને !

જુઓને, 'એકસ્પર્ટ' તો, જ્યાંથી જોઈએ ત્યાંથી ભાડે આવી જાય. શેના 'એકસ્પર્ટ' ? ત્યારે કહે, 'ઈન્કમટેક્ષ'ના. એ ય ભાડે, બીજો ભાડે, ત્રીજો ભાડે, ડૉક્ટર ભાડે, વકીલો ભાડે, બધું ય ભાડે !

અને ગમે તે માણસ, સહુ સહુની લાઈનમાં હોંશિયાર હોય ને બીજી લાઈનમાં બધાં બબૂચક છે. તેના કરતાં આપણે સારું, એક લાઈનમાં મોટા 'એક્સ્પર્ટ' કહેવડાવા કરતાં સબમેં બબૂચક ! હેય.... મોટાં દાદાચાંદજી હોય, પણ અમુક બાબત આવે ત્યારે કહે, 'આને માટે તો પેલાને ત્યાં જવું પડે.' અમારી પાસે મકાનો બંધાવવા આવે છે તે આમ મોટા ડૉક્ટર હોય, પણ એ બિચારા વિનય કર્યા કરે. કારણ કે એને આ બાજુનું ખબર જ ના હોય ને ! એવું છે આ જગત. બીજી બાજુ બબૂચક જ હોય ! સબમાં તો કોઈ તૈયાર થાય નહીં ને ! એટલે ગમે ત્યાં તો બબૂચક કહેવાઈશને ? તેનાં કરતાં સબમેં બબૂચક હો જાવ ને ! તમને ના સમજણ પડી ? એક સૂંઠનાં ગાંગડા હારુ ગાંધી કહેવડાવવું, એનાં કરતાં 'અમે ગાંધી જ નથી, ગાંધી તો તમે.' અમારી શોધખોળ સારી છે ને ?

એક માણસને પૂછયું કે, 'તમારે હવે ધણી મરી ગયા, તે કારખાનું શી રીતે ચલાવશો ?' તો મને કહે છે, 'એ તો મેનેજર રાખી લઈશું.' ત્યારે અલ્યા, એવું ભાડે મળે છે આ બધું ?! તો ધણી મરી ગયો તો રડે છે શું કામ ? જો બધું ભાડે મળતું હોય, અક્કલે ય ભાડે મળે ને બધું ભાડે મળે, તો એ ભાડે લઈ આવોને ! અને 'આ' તે કંઈ ભાડે ઓછું રાખવાનું છે ? આ તો અસલ ધન છે ! ભાડે લોક મળે છે કે નથી મળતા ? દાદાચાંદજી ભાડે મળે કે ના મળે ? એને પાંચ હજાર રૂપિયા મળતા હોય તો કહીએ, દસ હજાર આપીશ. તો તરત દાદાચાંદજી આવેને ! ભાડેથી મળે. અને 'આપણે' તો ભાડે નહીં જવાનું કોઈને ત્યાં, ને આપણું ભાડું કોઈ લેવાનું છે ? આપણું ભાડું આપી શકે ય નહીંને ! અમૂલ્યનું ભાડું શી રીતે આપી શકે ? એ બરોબર સહેલો રસ્તો છેને ?

અને આમાં શાની અક્કલ રાખવાની ? તે ત્યારથી જ અમે વાત છોડી દીધેલી, લગામ જ છોડી દીધેલીને ! અને કહી દીધેલું, 'અમને સમજણ ના પડે.' એટલે આપણે છૂટા ! અને હું તો એમે ય કહું છું, 'હવે અમારામાં કંઈ બરકત રહી નથી, તમે ખોળવા જાઓ તો !' ત્યારે એ લોકો કહેશે, 'ના, બોલશો.'

હવે આપણા હાથમાં પતંગ આવી ગઈ. લોકોની પતંગો ગુલાંટ ખાવાની હશે તો ખાશે, પણ આપણી પતંગનો દોર તો હાથમાં આવી ગયો ! આપણે આ લોકોની ઘોડદોડમાં ક્યાં પડીએ ?! 'સબ સબકી સંભાલો, મૈં મેરી ફોડતા હૂં.'

અને આ અક્કલને શું કરવું ? તમે જો આમાં ઊંડા ઊતર્યા હોતને, તો કેટલા બધા ઊંડે ગરકી ગયા હોત. પણ તે તમે અમારી પેઠ છેટે ને છેટે રહ્યા, તે સારું થયું !

અમને તો આ લોક સામા ચાલીને કહે કે, 'તમે તો આમ બહુ જાતજાતનું સારું દેખાડો છો.' ત્યારે મેં કહ્યું, 'ના.' છેવટે એમે ય કહી દઉં કે, 'હું બધું ભૂલી ગયો છું, હવે તો ભાન જ નથી રહેતું.'

'અમારામાં તો કોઈ બરકત રહી નથી હવે', કહીએ છીએ એ લોકોને બહુ ગમે છે. નહીં તો આ બરકતવાળા લોકો તો અહીં સોદો કરવા આવે.

અલ્યા, અહીં સોદા કરવાની ચીજ છે ? સબસે ઉપર છીએ ! સોદા કર તારી લાયકાત પર ! અમે તો ઉપરીના ઉપરી છીએ અને પાછાં બરકત વગરના છીએ !! એટલે કહી દઈએ, 'બરકત વગરનામાં શું ખોળો છો ?' ચોર-બહારવટિયા મળે ને, તો યે કહી દઈએ, 'અમારી પાસે, બરકત વગરના પાસે શું લેવાનું તે ? તારે જે જોઈતું હોય તે લઈ લે ગજવામાંથી ! અમને આપતાં નહીં આવડે. અમે બરકત વગરના છીએ.'

લોકો તો નાનપણમાં વઢતાં કે 'તારામાં કશી બરકત નથી.' ત્યારે હવે આપણે જ કહી દઈએ ને, વળી કોઈક કહે તેના કરતાં ! કોઈકને વખતે કહેવું પડે, કોઈ 'સર્ટિફિકેટ' આપે, એનાં કરતાં આપણે જ 'સર્ટિફાઈડ કોપી' થઈ જઈએને, તો ભાંજગડ જ મટી જાયને ! લોકોને કહેવું પડે કે, 'તારામાં બરકત નથી, તારામાં બરકત કશી નથી !' અને આપણે એ બરકત લાવવા ફરીએ, આનો સોદો ક્યારે જડે ? એના કરતાં આપણે જ 'સર્ટિફાઈડ' બરકત વગરના થઈ જઈએને ! તો ઉકેલ આવેને !

## 'રેસકોર્સ'ના સરવૈયે

અમારે કંપનીમાં પહેલો નંબર આવવા માંડ્યોને, ત્યારે મનમાં પાવર પેઠો કે આ તો ભેજું બહુ સરસ કામ કરે છે. પણ તે, એ ય અક્કલ નહોતી, કમઅક્કલપણું હતું, ઉપાધિ લાવવાનું સંગ્રહસ્થાન હતું. ઉપાધિ ઘટાડે, એનું નામ અક્કલ કહેવાય ! હા, આવતી ઉપાધિ આપણી પાસે આવે નહીં, વચ્ચે બીજો કોઈ મોડ પહેરી લે ! તે ઉપાધિ એની પાસે જાય.

આ લોકોની તો રીત જ ખોટી છે, રસમ જ આખી ખોટી છે ! તે આ લોકોની રીત ને રસમ પ્રમાણે આપણે દોડીને પહેલો નંબર લાવ્યા પછી યે પાછો છેલ્લો નંબર આવ્યો, તે હું પછી સમજી ગયો કે આ દગો છે ! હું તો એમાં યે દોડેલો, ખૂબ દોડેલો, પણ એમાં પહેલો નંબર આવ્યા પછી છેલ્લો નંબર આવેલો. ત્યારે થયું કે 'આ ચક્કર કઈ જાતનું ? આ તો ફસામણ છે !' આમાં તો કોઈ નંગોડ માણસ ગમે ત્યારે આપણને ધૂળધાણી કરી નાખે. એવું કરી નાખે કે ના કરી નાખે ? પહેલો નંબર આવ્યા પછી બીજે દહાડે જ હાંફ હાંફ કરી નાખે ! એટલે અમે સમજી

ગયા કે આમાં પહેલો નંબર આવ્યા પછી છેલ્લો નંબર આવે છે, એટલે ઘોડદોડમાં ઊતરવું નહીં.

અમે તો નિરાંતમાં ને નિરાંતમાં રહેલા. પહેલાં તો રસ્તા આમ વાંકાચૂંકાને, તે મહીં ગણતરી થાય કે આ રસ્તો આમ વળી અને પાછો પેણે જાય છે ! તે આખું કુંડાળું હોય તો એકનાં ત્રણ ગણા થાય, તો આ અડધું કુંડાળું દોઢ ગણું થાય. તે દોઢો રસ્તો ચાલવાને બદલે સીધું જ ચાલેલો. લોકોના રસ્તે ચાલેલો જ નહીં પહેલેથી, મારે લોકરસ્તો જ નહીં. લોકરસ્તે ધંધો યે નહીં. જુદો જ ધંધો ! રીતે ય જુદી ને રસમે ય જુદી. લોકો કરતાં બધું જ જુદું. અને ઘેર કોઈ દહાડો રંગ ધોળાવાનો નહીં. એની મેળે ભીંતોને ધોળાવાનું હોય તો ધોળાઈ જાય !

એટલે અમે તો આ એક જ શબ્દ કહીએ કે, 'અમારામાં બરકત નથી રહી હવે.' બરકત તો અમે જોઈ લીધી ! બહુ દોડ્યા, ખૂબ દોડ્યા ! એ તો સરવૈયું કાઢીને આ અનુભવથી કહું છું. અનંત અવતારથી દોડ્યો, તે બધું નકામું ગયું. 'ટોપ' ઉપર બેસે એવું દોડ્યો છું, પણ બધે માર ખાધો છે. એનાં કરતાં ભાગોને, અહીંથી ! આપણી અસલ જગ્યા ખોળી કાઢો, હેય....જાયજેન્ટિક !!

એટલે ઉપરથી દેવ આવીને કહે, 'તમને આ ઘોડદોડમાં પહેલો નંબર આપીએ છીએ.' તોયે કહીએ, 'ના, આ દાદા એ જગ્યાએ જઈ આવ્યા છે, તે જગ્યાની વાત એ કહે છે, ને તે અમને સાચું લાગ્યું. અમારે ઘોડદોડ જોઈતી જ નથી.'

અમારા સંબંધી સાથે પૈસા સંબંધી વાત નીકળીને, ત્યારે મને કહે છે, 'તમે તો બહુ સારું કમાયા છો.' મેં કહ્યું, 'મારે તો એવું કશું છે જ નહીં. અને કમાણીમાં તો, તમે કમાયેલા છો. હેય.... મિલો રાખી ને એ બધું રાખ્યું. ક્યાં તમે ને ક્યાં હું !? તમને નહીં જાણે શું આવડ્યું, તે આટલું બધું નાણું ભેગું થયું. મને આ બાબતમાં ના આવડ્યું. મને તો પેલી બાબતમાં જ આવડ્યું.' આવું કહ્યું એટલે આપણને અને એને સાઢું-સહિયારું જ ના રહ્યુંને ! 'રેસકોર્સ' જ ના રહ્યો ને ! હા, કંઈ લેવાદેવા જ નહીં. ક્યાં એમની જોડે સ્પર્ધામાં ઉતરવાનું હતું ?

હંમેશાં ય લોક આવી સ્પર્ધામાં હોય, પણ હું એમની જોડે ક્યાં દોડું ? એમને ઈનામ લેવા દોને ! આપણે જોયા કરો. હવે હરીફાઈમાં દોડે તો શી દશા થાય ? ઘૂંટણિયા બધું છોલાઈ જાય. એટલે આપણું તો કામ જ નહીં.

## ઈનામ 'પહેલા'ને, હાંફવાનું બધાને

તે અમારે ઓળખાણવાળાને ત્યાં લગ્નમાં જવાનું થાય, તે મને અહીં વચ્ચે બેસાડ્યો હોયને, તો કોઈ જયચંદ આવ્યા તો કહેશે, જરા ખસો, ફલાણા આવ્યા તો ખસો, કોઈ ડૉક્ટર આવ્યા કે ખસો, મોહનભાઈ આવ્યા કે ખસો. આમ ખસી ખસીને તેલ નીકળી જાય. તે ખસીને નવમે નંબરે જઉં એટલે પછી હું બેસતો જ નહોતો ! મેં કહ્યું, 'આપણને આ પોષાય નહીં, આપણે આ રેસકોર્સમાં ઊતરવું નથી. પહેલા ઘોડાને જ ઈનામ આપે છે, બીજાને આપતા જ નથી પાછા.' તો પછી એ મને કહે છે, 'તમે કાકા થાવ, તો લગનમાં તમને વચ્ચે બેસાડીએ છીએ, તો કેમ બેસતા નથી ને તે ઘડીએ આઘા-પાછા થઈ જાવ છો ને તમે છેટે ઊભા રહો છો કે ગમે ત્યાં બેસી રહો છો ? અમને અમારા વ્યવહારમાં ખોટું દેખાય ને !' મેં કહ્યું, 'ના, કશું ખોટું ના દેખાય. લોકો સમજી ગયા છે મને, કે આ ભક્ત છે અને અમને આમાં સમજણ પડે નહીં'. તો ય કહે, 'ના, પણ અમારું ખોટું દેખાય.' ત્યારે મેં એમને સમજણ પાડી. મેં કહ્યું, 'ભઈ, હું કોઈ દહાડો બોલું નહીં. પણ આ પૂછો છો તો સાચું જ બોલી દઉં છું. જો હું ત્યાં વચ્ચે બેસું, તો ત્યાર પછી ઝવેર લક્ષ્મીચંદવાળા આવ્યા, તે મારે ખસવું પડે. પછી આ મગનભાઈ શંકરભાઈ આવ્યા કે મારે ખસવું પડે. એટલે મારે આ જગ્યાઓ ફેરવવી પડે. અને એવાં અપમાન ખમવા એનાં કરતાં આ મારે માનભેર શું ખોટું છે ? હું હરીફાઈમાં પડતો નથી, આ 'રેસકોર્સમાં પડતો નથી.' એટલે મેં કહ્યું, 'મને વચ્ચે બેસાડીને મારો નવમો નંબર આવે એવું નાક કપાવીએ એના કરતાં આપણે છેટે જ સારા.' પણ એવું મોંઢે મેં ના કહ્યું. પણ આ સરવૈયું કાઢીને હું છટકી ગયેલો કે આ 'રેસકોર્સ'માં પહેલાં ઘોડાને ઈનામ મળશે. બીજા બધાને તો ઈનામ નહીં મળવાનુંને ! તે ઘોડદોડ મને પસંદ નથી. જે પહેલો આવે તેને ઈનામ

અને બીજો આવે તે એટલું હાંફે પણ તેને ઈનામ કશું યે નહીં. ત્યારે કહે, 'બહુ લુચ્ચાઈ ગણાય તમારી.' મેં કહ્યું, 'એ જે ગણો તે છે. આ અમારી કળા છે ! ને તમે એને લુચ્ચાઈ કહો કે જે કહો એ ખરું.' ત્યારે કહે, 'આ તો છટકી નાસવાની ખરી કળા, લુચ્ચાઈ ખોળી કાઢી !'

પણ આ અમારી કળા છે ! જમીએ, કરીએ, આઈસક્રીમ ખઈએ, બધું કરીએ. હું તો કયો ઘોડો પહેલો આવે છે એ સિગરેટ પીતો પીતો જોયા કરું છું. હા, આપણે સિગરેટ પીવી અને જોવું કે પેલો ઘોડો પહેલો આવ્યો. આપણે એમાં દોડવું નહીં. આપણે જ્ઞાતા-દ્રષ્ટા રહેવું. આ ઘોડા જોડે ક્યાં દોડીએ ? તો ય અમે એક ફેરો નાળ ઘાલવા ગયા હતા, તે પગમાં કણીઓ હજી પડી રહી છે !

## તો 'પર્સનાલિટી' પડે

જ્યાં જુઓ ત્યાં 'રેસકોર્સ'. કારણ કે આ લોક બધા 'રેસકોર્સ'માં ઊતરેલા છે. ઘેર 'વાઈફ' જોડે ય 'રેસકોર્સ' ઉત્પન્ન થયેલું હોય ! બે બળદ જોડે ચાલતા હોય ને એક જરા આગળ થવા જાયને, તો બીજો જોડેવાળા હોય ને, એ ય જોર કરે પછી.

**પ્રશ્નકર્તા :** એવું શાથી ?

**દાદાશ્રી :** 'રેસકોર્સ'માં ઊતર્યા હોય તેથી. આ જોડેવાળો આગળ જતો હોય તો આને ઈર્ષા આવે કે કેમ કરીને પેલો પાછળ પડે.

આ ઘોડદોડમાં કોઈનો નંબર લાગેલો નહીં. હું એ ઘોડદોડમાં ઊતરતો નથી. આ ઘોડદોડમાં તો હાંફી હાંફીને મરી જાય તો યે કોઈને નંબર લાગેલો નહીં. તે આમ હોય અક્કલનો ઈસ્કોતરો ! અને છેવટે હાંફીને મરી જાય ત્યારે 'પેલો મને છેતરી ગયો ને પેલો મને છેતરી ગયો' કહેશે. એંસી વર્ષે ય તને છેતરી ગયો ! અનંત અવતાર આ 'રેસકોર્સ'માં દોડ દોડ કરીશ તો ય છેલ્લે દહાડે તું છેતરાઈશ, એવું આ જગત છે. બધું નકામું જશે. ઉપરથી પાર વગરનો માર ખાવાનો. એનાં કરતાં ભાગો અહીંથી, આપણી અસલ જગ્યા ખોળી કાઢો, જે આપણું મૂળ સ્વરૂપ છે.

આ જગતને કોઈ જીતી શકેલો જ નહીં. તેથી અમારી બહુ ઊંડી

શોધખોળ છે કે જે આ જગતને જીતાડે. 'અમે તો હારીને બેઠા છીએ, તારે જીતવું હોય તો આવ' કહીએ. આ અમારી શોધખોળ બહુ ઊંડી છે. 'વર્લ્ડ' આખું અજાયબ પામે એવી શોધખોળ છે, ને અમે જીત્યા આ જગતને ! બાકી, આ જગતને કોઈ જીતેલો જ નહીં. અમારી એવી એક એક શોધખોળ છે કે જે જીતાડે, એવી શોધખોળ છે. હાં, એક એક શોધખોળ ! આ 'અક્રમ વિજ્ઞાન' છે ! વિજ્ઞાન જ આખું અક્રમ છે. ક્રમમાં તો આવું હોય નહીં ને ! ક્રમિકમાં તો એવું ના બોલાય કે મારામાં બરકત નથી.

આ 'અક્રમ વિજ્ઞાન' છે. તમે 'રેસકોર્સ'માંથી ખસ્યા કે તરત 'પર્સનાલિટી' પડશે. 'રેસકોર્સ'માં 'પર્સનાલિટી' ના પડે, કોઈની જ ના પડે !

## જીતાડીને જવા દો

અનંત અવતાર આનું આ જ કર્યું છે. બીજું શું કર્યું છે તે ? બીજો ધંધો શું કર્યો છે ? પણ હવે આ 'જ્ઞાન' છે તો ફરે. નહીં તો ફરે નહીં ને ! આ 'જ્ઞાન' છે તે પોતાનો દોષ દેખાડી શકે આપણને ! અને આપણને માન્યામાં ય આવે કે ના, ખરેખર આપણો જ દોષ છે. પેલું તો કોઈકને પૂછવા જવું પડે. ત્યારે એ તો શું મોટો બરકતવાળો હોય, તે આપણું કહી આપે ? આપણને પોતાને જ લાગવું જોઈએ કે આપણો દોષ છે આ. એટલે જીતવાની કંઈ જરૂર નથી. અમે કાયમને માટે એ રાખેલું. જીતવાનો તો કોઈ દહાડો 'પ્રિન્સિપલ' રાખેલો જ નહીં. એને જીતાડીને મોકલી દઉં. અને હું એ ભૂલી જ જઉં અને એ ય બીજા ધંધામાં પડી જાય. અને જો હું હરાવીને મોકલું, તે પછી તંતે ચઢે. તંતે ચઢ્યો પછી એ છોડે જ નહીં. માટે પહેલેથી જ આપણે જીતાડીને મોકલી દેવા.

**પ્રશ્નકર્તા :** કે હું હાર્યો ને તું જીત્યો, ભાઈ.

**દાદાશ્રી :** એવું મોઢે નહીં કહેવાનું. નહીં તો એના મનમાં એમ થાય કે 'ઓહોહો ! ટાઢા પડી ગયા. બરોબર છે !'

**પ્રશ્નકર્તા :** મોઢે કહીએ તો શું થાય ?

**દાદાશ્રી :** મોઢે કહીએ ત્યારે તો પાછો તંતે ચઢે કે, 'એવું અમારે જીતવું નથી.' મને એક જણે કહેલું હઉને ! મેં એવું કહેલું કે, 'ભઈ, હું તો

હારીને બેઠેલો છું. તમે જીત્યા હવે. નિરાંતે ઘેર જઈને સૂઈ જાવ, આરામથી.' ત્યારે એ કહે, 'એવું મારે જોઈતું નથી.' ત્યારે મેં કહ્યું, 'સવાદ નહીં કાઢો.' એટલે તંતે ચઢે ! આમ બોલીએ તો આમ ને આમ બોલીએ તો આમ ! વાંધા-વચકાવાળું જગત ! એને તો વાંધો-વચકો નાખવો જ છે અને આપણે તો આ વાંધા-વચકા ઊઠાવી લઈએ, ઊલટાં હોય તે.

હવે 'દાદા'નાં જ્ઞાનને તો આપણે દીપાવવાનો પ્રયત્ન કરવાનો છે. પણ છતાં ય ના દીપ્યું, તો રહ્યું. એનો કંઈ તાંતો ઓછો પકડવાનો છે ? આપણા પ્રયત્નો 'પોઝિટિવ' હોવાં જોઈએ. સંજોગો 'નેગેટિવ' કરે, તેને આપણે શું કરવાના હતા ? એવી પકડ પકડાતી હશે ? પણ ના, આ તો તાંતા જ હોય છે કે હરાવવા જ ! હાર-જીતના ખેલ ! અમે તો કોઈને હરાવવું એ ભયંકર જોખમ માનીએ છીએ. પછી પેલો તૈયારી કરે આપણને હરાવવાની, એના કરતાં એને જીતાડીને મોકલી દો ! તો ભાંજગડ નહીં. સામાને જીતાડીને મોકલી દઈએ. પછી છે કશી ભાંજગડ ? આપણા તરફની વાત જ ના રહેને ! પછી એ બીજો વેપાર ચાલુ કરી દે. એને હરાવીએ તો આપણા તરફની બધી ભાંજગડ ઊભી ને ? જીતાડીને મોકલીએ તો બીજો વેપાર ચાલુ કરી દે એ !

એટલે આ 'અક્રમ વિજ્ઞાન' બહુ સારું છેને ! આ 'દાદા'ના કહ્યા પ્રમાણે ચાલેને, તો આ બધી ભરહાડથી છૂટા થઈ જવાય, મહીં નાટકીય રહીએ આપણે, ને આ લોકો જોડેના વ્યવહારનો ઉકેલ આવે. વ્યવહાર બધો ઉકેલીએ નહીં, તો લાલ વાવટો ધરે. આ તો કોઈ લાલ વાવટો ધરે જ નહીં ને ! આ રસ્તો જ ક્લિયર રસ્તો છે, આ 'વિજ્ઞાન' જ જુદી જાતનું છે. આપણે કોઈની પાસે કશું લેવાનું કંઈ કપટ નથી, એ નિર્વિવાદ વાત છે. અને કોઈની જોડે આપણને 'આ આપણું ને આ પરભાર્યું' એવું કશું છે નહીં, એ પણ નિર્વિવાદ વાત છે. એટલે આપણે પછી શી ભાંજગડ ?

## કોર્સ, 'અક્રમ વિજ્ઞાન'નો

ને અહીં આ તો 'અક્રમ વિજ્ઞાન' છે, જુદી જાતનું, ઓર જ જાતનું વિજ્ઞાન છે. કેવું લાભકારી છેને ?

**પ્રશ્નકર્તા :** કોઈ શીખે ને કરે તો ?

**દાદાશ્રી :** હા, અમારો શબ્દ જો શીખ્યો ને એના પ્રમાણે ચાલ્યો તો તો કામ જ થઈ ગયું. 'જ્ઞાની પુરુષ'નો એક અક્ષર જ જો સમજમાં આવ્યો તો કલ્યાણ જ થઈ જાય !! બાકી, થર્ડમાંથી ફોર્થમાં ક્યારે જઈએ ? એનાં કરતાં આ 'દાદા' મેટ્રિકની બહાર 'ફર્સ્ટ ઇયર'માં બેસાડી દે ! પેલા લોકો તો 'ફીફથ'માં, 'સીકસ્થ'માં છે; ને આપણે જાતે તો થર્ડમાંથી પાસ થવાતું નથી. એનાં કરતાં 'દાદા' કહે છે તે પ્રમાણે હેંડો ને, એટલે ઉકેલ આવી ગયો. નહીં તો આ લોકો તો કર્મ બંધાવડાવવા આવે કે, 'તમે આમ કરી આપો, તેમ કરી આપો.' અમારી પાસે તો હવે ચકલું જ ફરકતું નથી ને ! આવતું ય નથી ને જતું ય નથી ! આડોશી ય ના આવે ને પાડોશી ય ના આવે !!! અને કોઈ 'ખરાબ છે' એવું ય કહે નહીં, 'બહુ સારા માણસ છે' એવું કહેશે.

એટલે રસ્તો અમારો બહુ સરસ, કીમિયાગીરી રસ્તો ને 'સેફ સાઈડ'વાળો. નહીં તો આ થર્ડમાંથી ફોર્થમાં જવું મુશ્કેલ છે. જો આ લોકોની લાઈનમાં એમનાં પ્રમાણે ચાલવા ગયા ને, તો 'થર્ડ'માંથી 'ફોર્થ'માં જવું બહુ અઘરું છે. અને આ કાળમાં એવી 'કેપેસિટી' ય ના હોય. એના કરતાં આપણે 'ફર્સ્ટ ઇયર' ઈન કોલેજ, ગ્રેજ્યુએટની મહીં, દાદાઈ કોલેજમાં હવે બેસી ગયા છીએ. તે વડાં ને બધું ખાવાનું નિરાંતે. લોક ભોક્તા નહીં ને આપણે ભોક્તા ! આમને તો ભોગવવાનું હોય જ નહીં ને ! દોડ દોડ જ કરવાનું ! ઈનામ લાવવાનું છે ને ?!

આ 'એડમિશન' લેવા જાય ને લઈ લે એટલું જ નથી અને 'એડમિશન' લઈને પછી ના આવીએ એટલું પણ નથી આ. આ તો પૂરું કરી લેવા જેવું છે. આ એક 'કોર્સ' આખો પૂરો કરી લેવા જેવો છે. અનંત અવતારમાં આ 'કોર્સ' પૂરો કર્યો નથી, ને જો કર્યો હોત તો નિર્ભયતા ! એની તો વાત જ જુદી છે ને !

❖❖❖❖❖

[૭]

# ખેંચ : કપટ : પોઈન્ટમેન

## અક્રમ વિજ્ઞાન, ઉકેલે ગૂંચો સર્વે

આ વાત બધી 'એક્સપિરિયન્સ'વાળી, અનુભવવાળી જ બતાવું છું. જો જાતે ના કર્યું હોયને, તો મારા જ્ઞાનથી દેખાયેલા ઉપાયો છે. ઉકેલ તો માણસને જોઈએ ને ! નહીં તો ઉકેલ વગર માણસ ગૂંચાયા કરે. લોકોને ઉકેલ નથી જડતો તેથી તો ગૂંચાયા કરે છે, બધાય ગૂંચાયા કરે છે. એટલે ગૂંચ આવે ત્યારે શું કરે ? અને આ જગત તો ગૂંચનું જ કારખાનું છે ! 'ધી વર્લ્ડ ઈઝ ધી પઝલ ઈટસેલ્ફ.' એટલે 'ઈટસેલ્ફ પઝલ' થયું છે આ !

તેથી જ હું કહું છું ને, કે આ 'અક્રમ વિજ્ઞાન' છે ! તૈયાર થયા વગરનાંને વિજ્ઞાન આપેલું છે, એટલે એની 'બાઉન્ડ્રી'માં આવ્યા સિવાયનાંને ! પણ એ ય પુણ્યૈ હશે ત્યારે જ પ્રાપ્તિ થાયને ? એટલા માટે અમે કહ્યું છે કે વ્યવહારમાં, ત્યાં આગળ એવી રીતે કાર્ય કરાવો કે સામા કોઈને દુઃખ ન થાય અને એવું વલણ હોવું જોઈએ આપણું.

## જીવન, ખેંચ વગરનું

**પ્રશ્નકર્તા :** દાદાનું 'જ્ઞાન' મળ્યા પછી સાધારણ રીતે જીવન કેવું હોવું જોઈએ ?

**દાદાશ્રી :** ખેંચ વગરનું જીવન જીવવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** ખેંચાતું કેવી રીતે હશે ?

**દાદાશ્રી :** તમે મારી જોડે વાત કરતા હો તો હું એનો તમને જવાબ આપું. અને તે તમારી વાત ખરી કરાવવા માટે તમે ફરી વાત કરો, એ ખેંચ કહેવાય. એવી વારે ઘડીએ ખેંચ રાખે. જો 'જ્ઞાન' લીધું હોય તો ખેંચ જ ના હોયને ! અને ખેંચ હોય તો કાઢી નાખવી. કારણ કે એ ભૂલ છે. અને કાઢી નાખીએ તો ય ના નીકળે તો વાંધો નહીં. ખેંચ હોય તો ખેંચને પણ 'તમારે' જોવી, તો 'તમે' છૂટ્યા ! ખેંચને પણ તમે જુઓ તો છૂટ્યા. તમે આપણા કાયદામાં છો !

આ ખેંચ એ જુદી વસ્તુ છે. ખેંચ એટલે, હું કહું કે, 'ભઈ, ના, આમ છે.' એટલે પછી એનું પોતાનું સત્ય કરાવવા માટે વારે ઘડીએ ખરું કર કર કરવું, એ ખેંચ કહેવાય. અને ખેંચવાળા પાસે, ખેંચ જ્યાં હોય ત્યાં સત્ય કોઈ પ્રકારનું હોતું નથી. ખેંચ એ જ મોટામાં મોટું દૂષણ છે. એટલે આ ખેંચ નથી એટલે શું કે તમે કહો કે 'નથી ગમતું' ત્યારે એ કહેશે, 'બંધ રાખીએ, લો !' બીજી ભાંજગડ નહીંને !

**પ્રશ્નકર્તા :** પોતાનું ખરું કરવા એ માણસ ખૂબ દલીલો ઉપર ચઢે અને પોતાનું ખરું કરવા પ્રયત્ન કરે, ત્યારે સમજવું કે 'બેઝ' ખોટું છે.

**દાદાશ્રી :** પણ તે ય, દલીલો ય પોતાની જાગૃતિપૂર્વક નથી કરાતી. અજાગૃતિ હોય ત્યારે જ દલીલ કરેને ! માણસ અજાગૃત હોય ત્યારે દલીલ કરે. જાગૃતિવાળા દલીલ કરતા હશે ?

**પ્રશ્નકર્તા :** દલીલ કરવી એ ખોટું છે કે સારું છે ?

**દાદાશ્રી :** એ સંસારમાં સારું છે. સંસારમાં જો તમારે કંઈક કરવું હોય તો સારું છે, પણ મોક્ષે જવું હોય તો ખોટું છે. સંસારમાં જો તમે દલીલ ના કરો તો તમારું લોક લઈ જશે. અને અહીં સત્સંગમાં દલીલ વસ્તુ જ ખોટી છે. 'જ્ઞાની પુરુષે' કહ્યું એમાં બોલવાનું ના હોય. આ સત્સંગની બાબત હોય, એમાં બોલવાનું ન હોય. વ્યવહારમાં બોલવાનું હોય. વ્યવહારમાં તમારે એમ કહેવું કે, 'દાદાજી, આ ગાડીમાં ના જશો,

આમાં જાવ.' પણ આ સત્સંગમાં ?! શું ડાહ્યા, દોઢ ડાહ્યા !! 'ઓવરવાઈઝ' કહેવું પડે અમારે !

આ તો 'સાયન્ટિફિક' વિજ્ઞાન છે. કેટલાક તો મને કહે છે, 'કાયદા કરો, આમ કરો, તેમ કરો.' અલ્યા, કઈ જાતના માણસ છો, તે તમને આવું વિજ્ઞાન મળ્યું તોય તમે ડાહ્યા ના થયા ? કેવું વિજ્ઞાન ! સહેજે ય અથડામણ ના થાય એવું.

**પ્રશ્નકર્તા :** કાયદાઓ કરીને જ અત્યાર સુધી લોકોને ડાહ્યા કરવાનો રસ્તો હતો.

**દાદાશ્રી :** હા, લોકોને માટે બરોબર છે. પણ આપણે તો મોક્ષમાર્ગે જવું છે. લોકોને તો સંસારમાં ભટકવું છે, એમને કાયદો જોઈએ. બાકી, કાયદાથી તો અથડામણ થાય ને અથડામણથી પાછો સંસાર ઊભો થાય.

**પ્રશ્નકર્તા :** મોક્ષમાર્ગે જવામાં ય કાયદા બતાવ્યા છે ?

**દાદાશ્રી :** મોક્ષમાર્ગે જવામાં કાયદો ના હોય. અને અહીં તો કાયદો કે કશુંય નહીં, સહેજાસહેજ ! સહેજ પ્રમાણે જે બને એ ખરું.

**પ્રશ્નકર્તા :** આપે કહ્યુંને, કે 'મોક્ષ છે ત્યાં કાયદો નથી, કાયદો છે ત્યાં મોક્ષ નથી, પરમ વિનયથી મોક્ષ છે.' તો પરમ વિનયમાં બધું આવી ગયું પાછું ?

**દાદાશ્રી :** હા, પરમ વિનયમાં બધું આવી ગયું. કાયદો કરવા જશે એટલે પછી, આ તુલસી રોપી એટલે ઊંદરડો તુલસી કાપી ગયો, માટે બિલાડીને રાખે. બિલાડીએ દૂધ બગાડ્યું માટે કૂતરાને રાખો. આનો પાર આવે ખરો ? એટલે આ 'નો લૉ લૉ'નો કાયદો છે. અને આ તો 'વિજ્ઞાન' મૂકેલું છે. આમાં આઘુંપાછું કરવા જાય, ડખો કરવા જાય, એ જ એનું ગાંડપણ છે. એ તો 'ઓવરવાઈઝ'પણું છે !

અમે તો બધું કહી દઈએ, જેમ છે તેમ. પછી જક્કે ચઢે ત્યારે અમે જાણીએ કે બહુ ભયંકર અજ્ઞાનતા છે, એ પોતાનું અહિત જ કરી રહ્યો છે. એટલે બોલીએ નહીં પછી. અમે મૌન રહીએ. જક્કે ચઢે એટલે એને

દેખાતી જ નથી ને, મારી વાત ? દેખાય તો જક્કે ચઢે ?

એટલે અહીં આગળ તો કેવું છે ? બહુ ડાહ્યા રહેવાનું. પરમ વિનય શબ્દ કહ્યો એનો અર્થ એટલો સમજી જવાનો કે વગર કામનું કશું બોલવા-ચાલવાનું નહીં. કામનું હોય તો બોલવું. પોતાનું ડહાપણ કે પોતાની અક્કલ અહીં ઉઘાડી કરવાની નહીં. તમારી અક્કલો બધી નકલ કરેલી છે, દરઅસલ નથી. એટલે લોકોનું જોઈને શીખ્યા, ચોપડીઓનું શીખ્યા ! અને પાછાં ચડસે ચઢે તે અટકતાં ય નથી. અલ્યા, ચડસે ચઢે ત્યારે તમને ખબર નથી કે આ ચડસે ચઢી રહ્યું છે ? ચડસે ચઢવું એટલે પોતાનું સ્થાન છોડીને નીચે પડવું !

**પ્રશ્નકર્તા :** પહેલાં તો આપ તરત ટકોર કરો કે એ પડ્યો, પડ્યો, પડ્યો !

**દાદાશ્રી :** તે તો અત્યારે ય કહું છું ને. પણ તે ય કોને કહેવાય પાછું ? તે અમુક જ માણસને 'પડ્યો, પડ્યો' કહેવાય. બીજાને તો આપણે ચલાવી લેવું પડે. હજુ એનામાં શક્તિ જ આવી નથી, કશું કહે તો બિચારો જતો રહે પાછો. જેણે મારું 'હિત-અહિત' છે એવું જાણી લીધું હોય, એને એવું કહીએ. એટલે મજબૂત થયા પછી કહીએ. બધાને એવું ના કહેવાય. નહીં તો તરત જતાં રહે એ તો !! 'આ હેંડ્યા. અમારે ઘેર વહુ છે, બા છે, બધાય છે. કંઈ કુંવારા છીએ ?' એમ કહેશે. 'ના ભાઈ, તું પૈણેલો છે, તું બધી રીતે બરાબર છે. પણ આ અહીંથી ભટક્યો તો આ સ્ટેશન ફરી નહીં મળે, લાખો અવતાર જતાં ય.' એટલે બાળકની પેઠ સમજાવીને બેસાડવા પડે. પાછાં ગોળીઓ આપી આપીને. મેં બધાને કહ્યું છેને, કે કોણે આ સમજીને જ્ઞાન લીધું છે ? આ બધા પટાવી પટાવીને 'આવ, આવ, આ તો આમ છે, તેમ છે !' પટાવી પટાવીને જ્ઞાન આપ્યું છે.

## એની પકડ ના હોય

હવે બહાર બીજો કોઈ વાત કરતો હોય, તો 'આપણું સાચું છે, આ અમે પકડ્યું છે એ સાચું છે' એટલું માણસમાં રહે. આ 'જ્ઞાન' મળ્યા પછી યે એવું રહે તો એને ભગવાને અહંકાર કહ્યો. આ અહંકાર કાઢવો પડશે.

બહારનો કોઈ માણસ ઉતારી પાડે, ઉતારી પાડવા જાય, તો ઝાલી પાડે, ને જક્કે ચઢાવે તો જક્કે હઉ ચઢી જાય. જક્કે ચઢયો, ચડસે ચઢ્યો કે મિથ્યાત્વ ફરી વળે. ઉપયોગ ખલાસ થઈ ગયો પછી. એ બધું મિથ્યાત્વ ફેલાવે. ભયંકર રોગ કહેવાય આ તો !

આ દુનિયામાં સત્ય વસ્તુ હોતી જ નથી. સત્ અવિનાશી છે. બીજું સત્ હોતું જ નથી. બીજું સાપેક્ષભાવ છે બધો. અને એની પકડ પકડે, જુઓ ને !

અને ભગવાનને ત્યાં સત્ય ને અસત્ય કશું છે નહીં. આ બધું તો સમાજના આધીન છે. સમાજમાં કોઈ પણ જાતના મનુષ્ય હોય જ, એટલે સમાજ-આધીન છે આખું આ બધું. પણ ભગવાનને ત્યાં દ્વંદ્વ જ નથી ને ! નફો-ખોટે ય નથી. ભગવાનને સગાઈ-બગાઈઓ કશું છે નહીં. અને તે સગાઈ વગરનું મને દેખાય છે ય ખરું પાછું. હું જોઈ શકું છું, શી રીતે સગાઈ નથી તે બધું દેખાય છે ય ખરું પાછું મને. બિલકુલે ય સગાઈ નથી, નામે ય સગાઈ નથી. આ તો એક ઝાડ ઉપર પંદર-વીસ પંખીઓ આવે, તે પેલાં આમથી આવ્યાં, બીજાં આમથી આવ્યાં, ને રાતે મુકામ થઈ ગયો, બધાં ભેગાં થઈ ગયા. એટલે પછી બધાં એમ કહે કે આપણે કંઈ સગાઈ છે આ બધી ! તે સગાઈનાં નામે ચાલ્યું છે આ. પણ સવારમાં પાછાં ઊડી જાય છે પછી. એટલે સગાઈ જેવું કશું છે નહીં.

**પ્રશ્નકર્તા :** એનાં કરતાં ટ્રેનનો દાખલો સારો પડે. લાંબી મુસાફરીમાં ભેગા થાય છે ને ?

**દાદાશ્રી :** ગાડીમાં તો એટલો ય વિચાર કરે કે, 'આવું બધું દુઃખ છે ભલા આદમીને, તે હેલ્પ કરું.' સગાઈ ના માનેને ! અને પાછો પોતે સ્ટેશન આવે, તે ઊતરી પડે.

હવે સાચી વાત પકડી રાખવી એ જૂઠ છે. સત્યનું પૂછડું પકડે એ અસત્ય જ છે અને અસત્ય યે છોડી દે તે સત્ય છે. પકડી રાખ્યું કે બધું બગડ્યું. તે આ લોકો સત્યનાં પૂછડાં પકડી રાખી અને માર ખા ખા કરે છે. જેમ ગધેડાનું પૂછડું પકડી રાખેને ? તે લાતો ખા ખા કરે, પણ 'નહીં છોડું હું' કહે !

જ્યારે અમને સહેજે ય ગ્રહ કે આગ્રહ નહીં. કોઈ પણ બાબતમાં સહેજ પણ ગ્રહ નહીં કે આગ્રહ નહીં, કે આમ જ ! એક સેકન્ડે ય નહીંને ! આ ખરું છે, આ સત્ય છે, એવું યે અમારો આગ્રહ ના હોય. આ જ્ઞાન થયું છે, એ ય આગ્રહ ના હોય. તમે કહો કે, 'પેલું ખોટું છે' તો ય આગ્રહ ના હોય. તે તમારી દૃષ્ટિથી આવ્યું એ સાચું.

આપણને મતભેદ કોઈ જગ્યાએ ના પડતો હોય, તો આપણે 'કરેક્ટ' રસ્તા ઉપર છીએ એ વાત નક્કી માની લેવી. અને મતભેદ પડે ત્યાં આગળ જાણવું કે હજુ આ રસ્તો 'ક્લિયર' નથી થયો. હજુ ઉપર ડુંગર તોડવાનાં છે, મોટા મોટા પથ્થર આવે તે કાઢવાનાં છે. નહીં તો રોડ ઉપર પથરો હોય તો અથડાય જ ને ?!

## સરળ થઈ ઉકેલ લાવવો

સરળ એટલે સાચી વાત હોય ત્યાં તરત વળી જાય. આપણો આત્મા કબૂલ કરે એવી વાત હોય ત્યાં ય તરત ફરી જાય, ત્યાં પકડી ના રાખે. જ્યારે પકડી રાખે એને સરળ ના કહ્યું.

એટલે પકડ પણ નહીં રાખવી જોઈએ ને ! પકડી રાખવાનો બહુ મોટો ગુનો, વધારે ગુનેગાર છે.

**પ્રશ્નકર્તા :** બે વ્યક્તિઓને અણસમજણ ઉત્પન્ન થાય, ગેરસમજ ઉત્પન્ન થાય તો વાદવિવાદ થયા વગર રહે જ નહીં.

**દાદાશ્રી :** એટલે ત્યાં બંધ કરી દેવું.

**પ્રશ્નકર્તા :** એટલે કોઈ પણ 'પોઈન્ટ' પર ગેરસમજ ઉત્પન્ન થાય, અને સામો માણસ કહે, 'તમે કરેક્ટ છો નહીં', તો એ વાત છોડી જ દેવી જોઈએ ને ?

**દાદાશ્રી :** હા, છોડી દેવી. વાંધો શું છે ? ના છોડી દઈએ તો સામાના મનમાં રહ્યા કરે ને ! કહેશે, 'આ આવું કેમ બોલ્યા ?' ત્યારે મેં કહ્યું, "શું બોલવું એ 'વ્યવસ્થિત' નથી ? એણે પૂછ્યું તે વ્યવસ્થિત નથી ?" અમારી પાસે ઉકેલ હોય. નહીં તો આનો ક્યારે પાર આવે ?

પણ અમે ઉકેલ લાવી નાખીએ.

'આ ખરો છે અને આ ભૂલ્યા છે' એ કહેવું એ ભૂલ છે આપણી. આપણે તરત જ એમ માનવું કે, 'ભઈ, એમનું સાચું ને આપણું ખોટું.' એમ કરીને હેંડવા માંડ્યા એટલે એમને ય ડખલ ના રહીને ! કોઈનો 'ક્લેઈમ' રહે નહીં પછી. કોઈનો 'ક્લેઈમ' રાખી અને આપણે છૂટીએ, એવું બને નહીં ને !

## ભરેલા માલનો પક્ષ ના લઈએ

જ્યાં અહંકાર હજુ ભરેલો છે મહીં, એટલે ચઢે ખરો ને હજુ. છતાં એ નિકાલી અહંકાર છે, એ સાચો અહંકાર નથી. તો પણ 'પોતે' 'એનો' પક્ષ લે. ખરાખરી કરાવનારા નીકળ્યા ! એ ના હોવું જોઈએ.

જક્કે ચઢે ને, તો આત્માને આવરણ વધારે ચઢે. જો કે આ 'જ્ઞાન' પછી આ બધો હવે વ્યવહાર માત્ર રહ્યો છે. નિશ્ચયથી જક પણ ગઈ, દ્વેષે ય ગયો, રાગે ય ગયો, ને બધું જ ગયું. હવે વ્યવહાર સચેતન નથી, એ અચેતન છે. અચેતન એટલે આપણે એને ફરી સળી કરીએ તો કામ થાય. નહીં તો આમ ફૂટી ફૂટીને પછી પડી જાય. અવળી હોય તો આમ કૂદે ! કોઠી ફૂટે, ને ફૂટીને એનાં લક્ષણ બતાવીને જતું રહે, બીજું કશું નહીં. આપને સમજાયું ને ? એનાં લક્ષણ બતાવે કે એ કોઠી હતી કે શું હતું ? ફૂલઝરી હતી કે તારામંડળ હતું એમ આપણને લક્ષણ માલમ પડી જાય બધાં ! શું ફૂટે છે ? કોઠી ફૂટે છે કે હવઈ ફૂટે છે કે ધડાકિયો ?

પણ આપણા અક્રમ જ્ઞાનનાં આધારે મડદાલ અહંકાર છે. એટલે જ્યારે ત્યારે નીકળી જ જવાનો. ક્રમિકમાં તો જીવતો અહંકાર હોય અને અહીં અક્રમમાં મડદાલ અહંકાર, ડ્રામેટિક બધું રહ્યું. ક્રોધ-માન-માયા- લોભ બધું ડ્રામેટિક રહ્યું. એ કષાય રહ્યા, એનો હવે નિકાલ લાવવાનો છે.

## કપટ-ચતુરાઈ, બાધક મોક્ષમાર્ગમાં

કોઈ માણસે ગાળ ભાંડી હોયને, તો એમાં ય એને કષાયો તે ઘડીએ ફરી વળે.

**પ્રશ્નકર્તા :** કષાયો કેવી રીતે ફરી વળે છે ?

**દાદાશ્રી :** બેભાન કરી દે. બેભાન કરે માણસને, ભાનમાં જ ના રહે !

**પ્રશ્નકર્તા :** કષાય જાગૃત થયા છે એ કેવી રીતે ખબર પડે ? કયા લક્ષણથી ?

**દાદાશ્રી :** કેમ ? અહંકાર દુભાયો એ ખબર ના પડે ? આ કપટ મૂળ ગુણ એમાં. કપટ એટલે અંધારું ઘોર ! કષાયોમાં થોડું ઘણું અજવાળું હોય.

**પ્રશ્નકર્તા :** આ બધું વિસ્તારથી ફોડ પાડો. આ કપટ, કષાય, અહંકાર....

**દાદાશ્રી :** એ બધા રસ્તામાં રોકનાર છે.

**પ્રશ્નકર્તા :** આમાં કપટ કેવી રીતે મૂંઝવતું હોય છે ?

**દાદાશ્રી :** કપટ બધું મીઠું લગાડે, જ્યાં ને ત્યાં ભટકાવે.

**પ્રશ્નકર્તા :** એમાં કપટ પાછું કેવી રીતે આવ્યું ?

**દાદાશ્રી :** ક્રોધ-માન-માયા-લોભ તો ઓછું કરે. કપટ બહુ કરે. કપટ એટલે સંસારી દશા યે નહીં, સંસારીથી હીન દશા ! કપટ વગરનાં માણસો હોય, તે સરળ હોય. કપટવાળી પ્રકૃતિ મહામુશ્કેલી ઊભી કરે.

**પ્રશ્નકર્તા :** એક માણસે ગાળ ભાંડી, એમાં કપટનું ક્યાં આવ્યું ?

**દાદાશ્રી :** એમાં કપટ ના હોય. કપટ તો પોતાનો લાભ ઊઠાવે. ત્યારે ક્રોધ-માન-માયા-લોભ જે છે એમાં માયા એટલે કપટ. એકદમ જથ્થાબંધ થઈ ગયેલું છે કપટ. પણ હિસાબ તો બંધાયો કપટનો. બધી જગ્યાએ કપટ હિસાબ જ બંધાવે. નહીં તો કોઈ નામ ના લે.

આ 'જ્ઞાન' આપ્યું છે એટલે કષાયો થાય જ નહીં. આ તો પહેલાંની ટેવ છે ને, ચાખવાની, એટલે એ બાજુ જાય છે. ના કહું તોય

ખાઈ આવે. આ 'જ્ઞાન' જ એવું છે કે કપટ રહે જ નહીં, કોઈ પણ માણસને.

**પ્રશ્નકર્તા :** આ કપટ જાગૃતિ નથી રહેવા દેતું ?

**દાદાશ્રી :** જાગૃતિ તો ક્રોધ-માન-માયા-લોભેય ના રહેવા દે. કપટ તો બેભાન કરી નાખે. પોતાને ય ખબર ના પડે કે શું કપટ થયું છે. પોતાને ખબર ના પડવા દે કે હું કપટ કરી રહ્યો છું !! ક્રોધ-માન-માયા-લોભની વખતે તો ભાન આવે ય ખરું. આ કપટ તો બહુ ગૂઢ હોય. એમાં કરનારને ય ખબર ના પડે.

**પ્રશ્નકર્તા :** એમાં કરનારને ખબર ના પડે, તો એ ઓળખે શી રીતે ? કપટ કરનારને પોતાને જ ખબર ના પડે એ દોષ કાઢે કઈ રીતે ?

**દાદાશ્રી :** એને પોતાને નહીં, બધાને ! કપટ થાય તેની ખબર જ ના પડે.

**પ્રશ્નકર્તા :** એ કપટવાળા દોષો કાઢે શી રીતે ?

**દાદાશ્રી :** મુશ્કેલી છે.

**પ્રશ્નકર્તા :** એ કપટનું સ્વરૂપ ઓળખવું કઈ રીતે ?

**દાદાશ્રી :** કપટનું સ્વરૂપ તો સંસારના પોતાના લાભો ઊઠાવવા માટે બીજાઓને પોતાના અભિપ્રાયે ખેંચવા, બીજાને પોતાના અભિપ્રાયમાં લઈ લેવા, વિશ્વાસમાં લેવા ! એ કરનારને ય ખબર ના હોય કે આ હું ખોટું કરી રહ્યો છું. એવી ખબર જ ના હોય.

**પ્રશ્નકર્તા :** સંસારી લાભમાં શું સમાય ? એટલે મુખ્યપણે મોક્ષનો ધ્યેય હોય એ સિવાયનું ગણાયને ?

**દાદાશ્રી :** મોક્ષનો ધ્યેય તો આ 'જ્ઞાન' પછી હોય જ. પણ આ લત પડેલી જાય નહીં, આદત પડેલી જાય જ નહીં. પોતાને ખબર જ ના પડે ને ! પોતાને ખબર જ ના હોય. લોભે ય ખબર ના પડે. કોઈ લોભિયાને 'પોતે લોભી છે' એવી ખબર ના પડે. ફક્ત માન અને ક્રોધ,

બે ભોળા એટલે ખબર પડી જાય. માયાની કંઈ ખબર પડે નહીં, લોભની ખબર પડે નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે કપટ ઘણું કરીને આ સંસારી લાભ માટે....

**દાદાશ્રી :** કપટ તો બહુ વસમું. મોટામાં મોટી કડાકૂટ હોય તો આ કપટ. હવે એ એમ ને એમ છૂટે ક્યારે ? કે સંસારી લાભ ઉઠાવવાનો છૂટેને, તો ! એને તો તો મોક્ષ જ છે ને !

**પ્રશ્નકર્તા :** જાગૃતિ એને જ કીધીને ?

**દાદાશ્રી :** જાગૃતિ નહીં, આ ઉપાય બતાવ્યો.

**પ્રશ્નકર્તા :** આ સાંસારિક હિત છે ને આ આત્મિક હિત છે એવું રહે એને જાગૃતિ કીધીને ?

**દાદાશ્રી :** એ તો જાગૃતિ કહેવાય. પણ જાગૃતિ જ ના રહે, બિલકુલ જાગૃતિ ના રહેને ! જાગૃતિ ના હોય તો જ કપટ ફરી વળે ને ! નહીં તો ય પેલી લત તો છૂટવી જોઈએ ને ! લત ! સાંસારિક સુખો ભોગવવાની જે લત પડી ને !

**પ્રશ્નકર્તા :** લત આખી ફેરવવી પડેને ? એ લત પાછી ફરે કઈ રીતે ?

**દાદાશ્રી :** લત પડેલી જ છે. અત્યારે નિવેડો લાવવાનો છે.

**પ્રશ્નકર્તા :** કેવી રીતે ?

**દાદાશ્રી :** એ લત તો, આપણે 'કંઈ જ જોઈતું નથી, મને સુખ મળે છે' કહ્યું કે તે લત તરત છૂટવા માંડે. 'કંઈ જ જોઈતું નથી' નક્કી કરેને, ત્યારથી લત ફરશે.

**પ્રશ્નકર્તા :** સાંસારિક લાભમાં શું શું વસ્તુ સમાય છે ?

**દાદાશ્રી :** બધી વસ્તુઓ ! એ ગાડીમાં બેસતો હોય તો યે ડખો કરે, બસમાં બેઠો હોય ત્યાં ય ડખો, જ્યાં જુઓ ત્યાં ડખો કરે.

**પ્રશ્નકર્તા :** આમાં મહાત્માઓને 'જ્ઞાન' લીધા પછી કઈ કઈ બાબતો હોય છે ?

**દાદાશ્રી :** બધી બાબતો ....! એમાંથી તો આવેલો છે. બધું જામી ગયેલું છે તે અત્યારે ફળ આપે છે. તે જાગૃતિમાં રહીને આ ફળ ના ચાખીએ અને ચાખીએ તોય પણ જુદા રહીએ તો ફળે. એ મીઠાં ફળ હોય છેને ! એટલે જુદું રહી શકે નહીંને, માણસ. ચાખે જ ને ! કપટમાંથી નીકળવું મુશ્કેલ છે. કપટ એકલું જ જોખમવાળું છે. ક્રોધ-માન-માયા-લોભ તો નીકળી જાય.

**પ્રશ્નકર્તા :** તો આ સાંસારિક લાભ, મીઠાશ, કપટ તો કાયમ જોડે ને જોડે જ રહ્યું. તો પછી નીકળવું મુશ્કેલી જ રહી.

**દાદાશ્રી :** જાગૃતિ 'હેલ્પ' કરશે. જાગૃતિ અને 'આ કશું જોઈતું નથી' એવું નક્કી કરે, એવો નિશ્ચય કરે !

**પ્રશ્નકર્તા :** એટલે 'મોક્ષ સિવાય કશું જોઈતું નથી' એવો નિશ્ચય કરેને ?

**દાદાશ્રી :** હા, કંઈ જ જોઈતું નથી. ગમે તેવું આવે પણ 'કંઈ જ જોઈતું નથી' એવો નિશ્ચય જોઈશે.

**પ્રશ્નકર્તા :** એટલે મુખ્ય વસ્તુ મોક્ષનું 'ડિસીઝન' આવે તો પછી ગાડી પાટા ઉપર ચઢે.

**દાદાશ્રી :** 'ડિસીઝન' તો આવેલું છે મોક્ષનું. પણ 'આ નથી જોઈતું' એવું 'ડિસીઝન' આવે તો ને !

તેથી અમે બધાને કહીએ છીએ ને, કે 'આ દુનિયામાં કોઈ ચીજ મને ખપતી નથી' એવું સવારમાં પાંચ વખત બોલવું, ઊઠતાંની સાથે. તો એવી એની અસર રહે.

**પ્રશ્નકર્તા :** પ્રસંગે પ્રસંગે 'શું જોઈએ છે હજુ ? એવું ક્યાં વર્તે છે ?' એનું પૃથક્કરણ કરે તો છૂટતું જાય ને, જલ્દી ?

**દાદાશ્રી :** હા, પણ કપટમાં પૃથક્કરણ કરવાથી શી રીતે જાય ? ચતુરાઈ હોય ને, મહીં !

**પ્રશ્નકર્તા :** એ કેવા પ્રકારની ? ચતુરાઈનો પાછો જરા ફોડ પાડો.

**દાદાશ્રી :** કપટમાં ચતુરાઈ હોય. જેની જોડે કપટ કરવાનું છેને, તો ચતુરાઈથી એને વશ કરી લે. ચતુરાઈથી માણસોને વશ કરી લે. ''જ્ઞાની'' એકલાને વશ ના કરે, માણસોને તો વશ કરી નાખે. બધાની જોડે ચતુરાઈ કરે, એ આવડતી જ હોય બધી.

**પ્રશ્નકર્તા :** એવી વ્યક્તિઓ જે ચતુરાઈ કરતી હોય, તેણે છૂટવું હોય તો શું કરવું જોઈએ ?

**દાદાશ્રી :** પોતાને શી રીતે ખબર પડે ? પોતાને ખબર પડે નહીંને ! ચતુરાઈથી પોતે છૂટી શકે જ નહીં. આપણે એ ચતુરાઈમાં ના આવવું.

**પ્રશ્નકર્તા :** ચતુરાઈ પ્રકૃતિ કરતી હોય છે, એવું થયું ?

**દાદાશ્રી :** સામા માણસની પ્રકૃતિ ચતુરાઈ કરે છે કપટને લઈને, એનો કપટનો ખેલ ખેલવા માટે, તો આપણે એમાં ના આવવું હોય તો આપણે ચેતવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** કઈ રીતે ?

**દાદાશ્રી :** એક તો પોતાને 'મારા હિતનું છે કે અહિતનું છે' એવું સાંભળતાં આવડવું જોઈએ. આ તો મીઠું બોલે ને અહિતનું હોય તો એને ચલાવી લે છે અને કડવું બોલે ને હિતનું હોય તો ના ચલાવી લે.

**પ્રશ્નકર્તા :** પણ એ હિતને માટે છે કે અહિતને માટે મને કહી રહ્યો છે....

**દાદાશ્રી :** એવું સમજે તો બહુ થઈ ગયું ! એ 'લેવલ' આવી ગયું તો બહુ થઈ ગયું !

**પ્રશ્નકર્તા :** પણ એ હિતાહિત તો સંસારનું જ ને ? આત્મિક કે

સાંસારિક એવો ફોડ પડવો જોઈએ ને ?

**દાદાશ્રી :** એ સંસારી જ હોય. આત્મિક તો હોય જ નહીં ને ! પુદ્‌ગલનું જ હોય. આ ખસે તો પેલો આત્મા પ્રાપ્ત થાય.

**પ્રશ્નકર્તા :** એ આપણા હિતને માટે છે કે અહિતને માટે છે એ સમજીએ તો એની ચતુરાઈમાં ના ફસાય.

**દાદાશ્રી :** હિતને અને અહિતને તો પોતે સમજે છે. પણ પેલું 'ચતુરાઈ છે કે કેમ ?' તે સમજણ ના પડે. કારણ કે એક તો મીઠું ખાવાની આદત છે એને. 'આવો પધારો' કહ્યું કે ભાન ગયું. તમે ગમે એવું 'પધારો' કહો, પણ અમે એમાં ના આવીએ.

**પ્રશ્નકર્તા :** મોક્ષનો નિશ્ચય હોય તો પછી શું ? પછી આપણને એના શબ્દો સ્પર્શે નહીં ને !

**દાદાશ્રી :** નિશ્ચય તો મોક્ષનો છે જ, પણ વચ્ચે ડખલો છે ને ! 'કેવળ નિજ સ્વભાવનું અખંડ વર્તે જ્ઞાન.' નિશ્ચય તો છે જ, પણ એ નિરંતર હોવો જોઈશેને ? મોક્ષ તો વર્તે છે, પણ અખંડ રહેવું જોઈશેને ? ખંડિત ચાલે નહીંને ?

**પ્રશ્નકર્તા :** પણ આ હિત કે અહિત, એ બેઉ 'આફટર ઑલ' સાંસારિક 'ડિપાર્ટમેન્ટ'નું થયું ને ?

**દાદાશ્રી :** હા, પણ એ સંસારી જ છોડવાનું છે. મોક્ષમાર્ગમાં તો એવું છે જ નહીંને ! બીજું શું ? સંસારી અહિતને તો છોડી દેવાનું.

માણસ જો સમજવા બેસે ને અને મીઠાઈ ખાવાની ટેવ ના હોય, તો આ સમજણ પડે એવું છે.

**પ્રશ્નકર્તા :** હવે પોતે ચતુરાઈ કરે છે, એ પોતાની ચતુરાઈ પોતે છોડવાની શી રીતે ?

**દાદાશ્રી :** એ પોતાને ખબર ના હોય. આપણે કહીએ કે, 'તમે ચતુરાઈ કરો છો' તો ય એ ના માને.

**પ્રશ્નકર્તા :** મોક્ષમાર્ગે ચાલવું અને આ દોષોથી છૂટવું બહુ મુશ્કેલ થઈ પડે એવું છે.

**દાદાશ્રી :** મુશ્કેલ નથી. આમ ભાવના કરતાં કરતાં પહોંચાશે. જેને આ દોષો કાઢવા છે, તેને નહીં વાર લાગે. મુશ્કેલ તો હોય જ નહીંને ! દરેક જણને એવું કપટ હોય. આ કળિયુગમાં કપટ ક્યાં ના હોય ?

**પ્રશ્નકર્તા :** આ તો સામી વ્યક્તિ જોડેના વ્યવહારમાં કપટ આવ્યું પણ હવે પોતાની પ્રકૃતિ અને આત્મા, ત્યાં પણ કપટ કામ કરતું હોય ને ?

**દાદાશ્રી :** ના, એમાં નહીં.

**પ્રશ્નકર્તા :** સામી વ્યક્તિ તો ચતુરાઈ કરે, પણ એમાં પોતાને મીઠાશ લાગે છે તો ત્યાં કપટ આવ્યું કે નહીં ?

**દાદાશ્રી :** ના. એ કપટ ના કહેવાય. એ તો ભમી જાય બિચારો. મીઠાશ ખાવાની ટેવ છે, એટલે ભમી જાય !

**પ્રશ્નકર્તા :** જાગૃતિ રહે નહીંને, ત્યારે ?

**દાદાશ્રી :** તે વખતે જાગૃતિ રહે નહીં. તમને 'આવો, આવો ચંદુભાઈ' કહે, હવે શબ્દ નાદ એવો હોય છે ! 'ચંદુભાઈ તમારામાં અક્કલ નથી.' તો એ શબ્દની શું અસર રહે ?

**પ્રશ્નકર્તા :** આ 'અક્રમ વિજ્ઞાન' એવું છે કે પેલું એક વખત તો મહીં અડવા જ ના દે 'પોતાને.' 'અક્કલ વગરનો' કોને કહે છે, એ પહેલી જાગૃતિ ઊભી થાય !

**દાદાશ્રી :** હા. પહેલી જાગૃતિ ઊભી થાય. એ જાગૃતિ હોય પછી એને અડવાનું નહીં. 'આવો, આવો' કહે છે તે કોને કહે છે, એ જાગૃતિ હોય તેને કશું અડવાનું નહીં. તમારે આવા સૂક્ષ્મ ફોડ પાડી લેવા.

**પ્રશ્નકર્તા :** એ બહુ જરુર છે. આ જાગૃતિનું અવિરતપણું જે ખંડિત થાય છેને, એટલે આવા બધા દોષો કામ કરી જાય છે વચ્ચે ?

**દાદાશ્રી :** આ દોષો છે, તે વચ્ચે એને 'બ્રેકડાઉન' કરી નાખે છે. તેથી ભગવાને કહ્યું ને, કે 'કેવળ નિજ સ્વભાવનું અખંડ વર્તે જ્ઞાન' પણ પેલું ખંડિત થઈ જાય છે. એટલે મીઠાશની ટેવ છોડી દો અને 'કડવા' તો કોઈ કહે નહીં બનતાં સુધી. કારણ કે વ્યવહાર એવો કે કડવાટ કોઈ કહે નહીં. છતાં કડવા કહે તો જાણવું કે આ તો આપણું 'વ્યવસ્થિત' છે. ભોગવે એની ભૂલ !

**પ્રશ્નકર્તા :** કડવાશમાં તો વધારે જાગૃતિ રહે.

**દાદાશ્રી :** એટલે મીઠાશમાં જ ભમી જાય !

હવે કોઈ પણ જાતનો વાંધો-વચકો ના હોય ત્યારે અખંડ જ્ઞાન વર્તે. આ તો અખંડ જાગૃતિનો માર્ગ છે.

## 'પોઈન્ટમેન', મોક્ષમાર્ગમાં...

અહીં તો એવું છેને, 'પોઈન્ટમેન' ઘણા હોય. તો આપણે ગાડી દિલ્હી લઈ જવાની હોય તો કયે ગામ જતી રહે ! એટલે આપણા 'પોઈન્ટ'થી જ વાત કર્યા કરજો. અહીં તો 'પોઈન્ટમેન' કેટલા બધા હોય !

'મેઈન લાઈન' ઉપર ગાડી જાય તો લૂંટાય નહીં. પાટો બદલાય કે લૂંટાઈ જાય. લૂંટાય ને પાછો કયે ગામ લઈ જાય તેનું ઠેકાણું નહીં. એટલે 'પોઈન્ટમેન' ઉપર જરાય વિશ્વાસ ન કરવો જોઈએ. એની જોડે ચા-પાણી શરૂ કરીએ તો પછી આવી ગાડી પાટો બદલી નાખે ને !

**પ્રશ્નકર્તા :** આ મોક્ષમાર્ગમાં 'પોઈન્ટમેન' કોને કહેવાય ?

**દાદાશ્રી :** આપણને ગમતું બોલે તે 'પોઈન્ટમેન'. આપણને બોલે અને આપણને ફેર ચઢે તો જાણવું કે આ 'પોઈન્ટમેન' આવ્યા ! ગમતું બોલે એટલે ફરી મન ભમી જાય. એટલે 'પોઈન્ટમેન' છે, તે બીજે પાટે ચઢાવી દે ગાડી, એટલી જ 'સ્પીડ'થી ! છતાં બીજે પાટે જાય તે ખબરે ય ના પડે કે હું બીજે પાટે છું. પછી કોઈ કહે, ''અરે, આ 'રોંગ વે' પર ક્યાં આવ્યા ?'' ત્યારે કહેશે, ''અમારું 'રોંગ વે' હોય નહીં કોઈ

દહાડો !'' એવું કહે.

**પ્રશ્નકર્તા :** એથી સતત જ્ઞાનીનો આશરો રાખવાનું કહ્યું ને ?

**દાદાશ્રી :** ત્યારે તેથી જ કહ્યુંને, નહીં તો વાત વાતમાં 'પોઈન્ટમેન' મળી આવશે અને ગાડીનો પાટો ફેરવી નાખે, હડહડાટ ! ત્યારે આ પાછા કહે શું ? 'અમારી તો રાજધાની એકસપ્રેસ !' અરે, પણ પાટો બદલાયો ! રાજધાની, તને કોણ ના પાડે છે ? 'મેઈન લાઈન' પર હોય તો રાજધાની એકસપ્રેસ, પાટો બદલાયો તો કયે ગામ જતી રહે ? દિલ્હી આવે નહીં પછી.

આપણી 'મેઈન લાઈન' ખસી ના જાય તેનો ખ્યાલ રાખવો. આ બધી પાછલી આદતોને ? એ આદતો કાઢી નથી ફક્ત. આપણી સમજમાં આવવી જોઈએ કે આ આદતો પાછલી છે.

**પ્રશ્નકર્તા :** નિશ્ચયમાં જો બળવાન હોય, સ્થિર હોય, તો વ્યવહાર સુંદર થાય જ ને ?

**દાદાશ્રી :** વ્યવહાર સુંદર થવો જોઈએ અને ના થાય તો નિશ્ચય કાચો પડી જશે.

**પ્રશ્નકર્તા :** એનું હોકાયંત્ર શું હોય ? 'અવળે પાટે, સવળે પાટે' એનું પ્રમાણ શું છે ?

**દાદાશ્રી :** એક તો અહંકારની મીઠાશ આવે અને અવળે પાટે ચઢ્યાની મીઠાશ આવે અને 'ઈમોશનલ' થતો જાય. જ્યારે 'મેઈન લાઈન' પર હોય તો નિરાકુળતા હોય જ. અને પેલું તો નિરાકુળતા ખસી જાય, મોઢું વ્યાકુળ લાગે, આ બધા વિચારો, બધું વ્યાકુળ લાગે. અવળે પાટે ચાલે એટલે પોતાનું સુખ ખોઈ નાખે.

**પ્રશ્નકર્તા :** એ ભૂલ ભાંગી ક્યારે કહેવાય ?

**દાદાશ્રી :** તમે ફોડવાર સમજી જાવ તો એ ભૂલ ભાંગી કહેવાય કે 'કેવી રીતે બન્યું ? શરૂઆત શું ? શું થયું ને શાથી બીજે પાટે ચઢાયું ?'

આ બધા આધાર ખોળી કાઢો તો જાણવું કે ભૂલ ભાંગી. શરૂઆતથી જ કે પહેલે દહાડે ''શું થયું ને શા આધારે, આનો આધાર ક્યાંથી મળી ગયો અને ક્યાંથી 'ઈમોશનલ' થયા, ક્યાંથી નિરાકુળતા ગઈ'' એ ખબર પડે.

**પ્રશ્નકર્તા :** આ વ્યવહાર જે બને છે, એમાં તો કોઈ ધારણા જ હોતી નથી કે આમ જવું કે આમ જવું. જે વ્યવહાર બને છે એમાં કોઈ જાતની પકડ હોતી નથી કે આમ જઈએ છીએ કે આમ જઈએ છીએ. બાકી, જે નિશ્ચય છે એમાં ખસતું નથી.

**દાદાશ્રી :** વ્યવહાર ખસી જાય તો નિશ્ચય ખસી જ જાય હમેશાં. એ તો તમને લાગે એવું બધું. બાકી, વ્યવહાર ખસ્યો કે નિશ્ચય ખસી જાય. મનમાં એમ ભાસ્યા કરે કે, 'ના, નિશ્ચયમાં કશું ખસ્યું નથી.' પણ વ્યવહાર ડગ્યો ત્યાંથી સમજી લો કે નિશ્ચય ડગી જ ગયેલો છે. આ એક ચેતવા જેવું !

બાકી, પાટો ના બદલાય ત્યારે ખરું. કોઈ ફેરવી ના શકે, આપણો કાન કાચો પડે નહીં, ત્યારે ખરું. આ તો સાંભળ્યું કે ફેરફાર. આટલા બધા અમને કહે છે, પણ અમે કોઈનું માનીએ નહીં.

**પ્રશ્નકર્તા :** આપ મુખ્યપણે કઈ બાબતમાં માનવાની વાત કહો છો ?

**દાદાશ્રી :** સમ્યક્. અમે શોધખોળ કરીએ કે આમાં સમ્યક્ શું છે. અને પછી એને શેરો મારીએ. પછી કોઈ અમારા કાન ખોતરે તો ય કશું વળે નહીં. ઘણાં ય લોક કહે, 'દાદા ભોળા છે.' પણ તે માપી તો જોજો. 'દાદા' તો દરઅસલ સ્વરૂપ છે. ભોળા-બોળા ના હોય એ તો. ભોળા હોતા હશે ? 'જ્ઞાની પુરુષ' ભોળા હોય, તો પછી મૂરખમાં ને એમાં શું ફેર ?!

વાત તો ગાળવાની શક્તિ ખરી ? કેમ આ વાત કરો છો એને ગાળતાં આવડે ?

**પ્રશ્નકર્તા :** ઘણા પરિચયે ખબર પડે.

**દાદાશ્રી :** કહેનારને ય પ્રપંચ ના હોય. કહેનારે ય મૂર્ખાઈથી કહેતો

હોય. અમારે એવું થાય તો તો પછી આ સત્સંગમાં ભાંજગડ જ થઈ જાય ને ! તમે કહ્યું, 'આમ થઈ ગયું, દાદા' ને દાદાએ માની લીધું. એ વાતમાં શો માલ છે ?

**પ્રશ્નકર્તા :** એ કયા 'એડજસ્ટમેન્ટ'થી આપ એ વસ્તુનો સ્વીકાર નથી કરતા ?

**દાદાશ્રી :** હું તરત જ સમજી જાઉં. એનો તોલ, બધું મને માલમ પડી જાય. એ કહેતાંની સાથે જ સમજી જાઉં કે આ ઢળેલા છે અને મને પાછો ક્યાં ઢળાવડાવે છે ?! 'જ્ઞાની પુરુષ'માં ભોળપણ આવે તો પછી રહ્યું જ શું ? ભોળા જેવા દેખાય ખરા. જેનામાં કપટ નથી એ ભોળપણ કેવું ? જ્યાં ભોળપણ ત્યાં કપટ હોય જ. હંમેશાં ભોળપણ આવ્યું તો આ બાજુ કપટ હોય જ. જ્યાં કપટ નથી ત્યાં ભોળપણ એનામાં 'સેન્ટ પરસેન્ટ' નથી.

**પ્રશ્નકર્તા :** એટલે કપટના આધારે ભોળપણ રહેલું છે ?

**દાદાશ્રી :** એ તો 'ફૂલિશનેશ' રહેલી હોય, કપટના આધારે ! કપટ જતુ રહે તો 'ફૂલિશનેશ' નહીં રહે.

**પ્રશ્નકર્તા :** એ કપટ કેવું ? એ કયા પ્રકારનું કપટ ?

**દાદાશ્રી :** બધી પ્રકારનાં ! કપટ એટલે પોતાથી બધું ગુપ્ત રાખવું, હરેક બાબતો ગુપ્ત રાખવી. બધી જ પ્રકારનાં કપટ ! કોઈનો લાભ લેવાનું કપટ, કોઈને પોતાથી ગુપ્ત રાખવું, એ ય કપટ !

**પ્રશ્નકર્તા :** એટલે શેનાથી ગુપ્ત રાખવાની વાત છે ?

**દાદાશ્રી :** પોતાની વાત જાણી ના જાય એટલા સારુ. પોતે ખાનગી વાત કરતા હોય કોઈ જોડે, તો બીજો કોઈક આવે તો બંધ કરી દે કે ના કરી દે ?

**પ્રશ્નકર્તા :** એવું બને.

**દાદાશ્રી :** એનું શું કારણ હોય ?

**પ્રશ્નકર્તા :** એ કપટ કહેવાય ?

**દાદાશ્રી :** ત્યારે બીજું શું કહેવાય તે ?

**પ્રશ્નકર્તા :** તો ભોળપણ ક્યાં આવ્યું એમાં ?

**દાદાશ્રી :** કપટ છે એટલે ભોળપણ સામું હોય જ. એટલી 'ફુલિશનેસ' ના હોય તો કપટ બને જ નહીં. કપટ એ તો 'ફુલિશનેસ'ની નિશાની. કપટ હોય ત્યાં ભોળપણ હોય જ. અને ભોળપણ છે ત્યાં કપટ છે એવું માની લેવું.

**પ્રશ્નકર્તા :** જે પાટો કીધો આપે, તે પાટો બદલાઈ જવો ના જોઈએ. તો હવે પાટો બદલાયો નથી તો તે પાટાનો ધ્યેય કયો ગણવો ?

**દાદાશ્રી :** મોક્ષનો જ ધ્યેય ! બીજો શું ધ્યેય ?! એ જ 'મેઈન લાઈન' !

**પ્રશ્નકર્તા :** અને ધ્યેય બદલાય તો ધ્યેય કઈ બાબતનો ઊભો થાય ?

**દાદાશ્રી :** મોક્ષની વિરુદ્ધ જતો રહે ઝપાટાબંધ, વાર ના લાગે. પણ પોતાને તો એમ જ લાગે કે હું મોક્ષના માર્ગ ઉપર છું.

**પ્રશ્નકર્તા :** તે ત્યાં કંઈ ભૂલ રહી જાય છે ?

**દાદાશ્રી :** એ જ બધું કપટ, ને આ 'ફુલિશનેસ' બધું. લોકોનું સાંભળીને પછી ભેદ ના પડે કે આ ખરું કે ખોટું ? 'વોટ ઈઝ કરેક્ટ એન્ડ વોટ ઈઝ રોંગ ?'

**પ્રશ્નકર્તા :** એ 'કરેક્ટ' અને 'રોંગ'ની સમજણ કેવી રીતે ઊભી થાય ?

**દાદાશ્રી :** કપટ ના જાય ત્યાં સુધી સમજણ ના પડે. અમે જેટલું બોલીએ એટલું 'ફીટ' કરે ત્યારે રાગે પડે. રાગે પડી ગયું એટલે આપણે જાણીએ કે પહોંચશે હવે.

**પ્રશ્નકર્તા :** એ રાગે પડ્યું, એનાં લક્ષણો કેવાં હોય ?

**દાદાશ્રી :** કપટ જવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** એ કપટનો જ જરા ફોડ પાડો ને !

**દાદાશ્રી :** દરેકને પોતાને ખબર જ હોય કે અહીં કપટ છે, બીજે અહીં કપટ છે. ત્યાં સુધી ભોળપણ હોય. ને ભોળપણ હોય ત્યાં કોઈકે કાનમાં કશું રેડ્યું કે તરત સાચું માનીને હેંડ્યા. 'ફલાણાભાઈ મરી ગયા' સાંભળ્યું એટલે રડવા માંડે ! પણ એમ ના પૂછે કે, 'અલ્યા, કયા ભાઈ મરી ગયા ને કયા નહીં ?!' 'ફલાણા ભાઈ મરી ગયા' કહે એટલું સાચું જ માની લે. સગા બાપનું ય સાચું માનીએ નહીં, કારણ કે એ એમની સમજણથી કહેતા હોય. એ કપટ નથી એની પાછળ, પણ અણસમજણથી કહેતા હોય.

**પ્રશ્નકર્તા :** 'જ્ઞાની' સિવાય આખા જગતના લોકોની વાતો પોતાના 'વ્યૂ પોઈન્ટ'ની જ હોય છે ને ?

**દાદાશ્રી :** પોતાના 'વ્યૂ પોઈન્ટ'ની જ હોય. અને તે 'વ્યૂ પોઈન્ટે' ય સાચો હોય તો બરોબર છે. એ ય પાછું એની સમજણથી સાચું હોય. હવે ત્યાં આગળ દહાડા કાઢવા, સાંભળવું, હા પાડવી અને પછી દહાડા કાઢવા. અને નહીં તો ય વળે કશું ય નહીં. જેટલું સાચું હોય એટલું વળે.

**પ્રશ્નકર્તા :** આ સમજાયું નહીં કે એ જે કહે એ સાંભળવું પડે, હા પાડવી પડે અને દહાડા કાઢવા પડે ?

**દાદાશ્રી :** એ કહેને, તો 'ઓબ્સ્ટ્રક્ટ' નહીં કરવું આપણે. જાણે સાચું માનીને બેઠા હોય, એવું સાંભળવું પડે આપણે. અને બીજું બધું આપણા હાથમાં જ હોય ને ? આપણે તો સમ્યક્ ઉપર આધાર રાખવો. સમ્યક્ કાંટો ક્યાં જાય છે ! 'સિન્સિયર' તો, એમનું સાંભળીએ એટલા પૂરતા 'સિન્સિયર'. એમનું સાંભળીએ, 'ઓબ્સ્ટ્રક્ટ' ના કરીએ.

સહુ પોતપોતાની ભાષાની વાત કરે ને ! અને હું ય એવું કહું કે એની ભાષામાં એ જે કહે છે 'એ કરેક્ટ છે.' પણ મારી ભાષામાં મેળ જ ના પડે ને !

**પ્રશ્નકર્તા :** આપની ભાષાનું કેવું હોય ? એ શુદ્ધ ઉપયોગ નિરંતરનો કેવો હોય ?

**દાદાશ્રી :** એ તો તમે જોયો ય નથી, સાંભળ્યો ય નથીને !

**પ્રશ્નકર્તા :** એ થોડુંક કહો ને !

**દાદાશ્રી :** ના, એ મોંઢે ના કહેવાય. એ તો અનુભવની વસ્તુ છે. એ તો એની મેળે આવીને ઊભું રહે. અત્યારે તો સ્થૂળ આ સૂઝ ઊભી હોય, સ્થૂળ ! પેલું સૂક્ષ્મતમ હોય ! હવે સહુ સહુની ભાષાની જ વાત કરેને ? તમે સૂક્ષ્મતમને સમજતા હો, પેલો સ્થૂળ કહેતો હોય. હવે પેલો થોડો સૂક્ષ્મતમ સમજવાનો હતો ? પેલો તો સ્થૂળ જ કહે ને !

આ અમારી પાસે જ્ઞાન જે સાંભળ્યું છે ને, તે આ જ્ઞાન જ કામ કર્યા કરે. અમે જે રસ્તે ગયા તે રસ્તાનું જ્ઞાન તમે સાંભળો છો, તે રસ્તો જ તમારું કામ કાઢી નાખશે. આપણે તો કહીએ, 'દાદા, તમારી પાછળ પાછળ આવવું છે.' એટલે પછી અમે અમારો રસ્તો તમને દેખાડી દઈએ.

'મેઈન લાઈન' પર ચઢી ગયા એટલે વાંધો નહીંને ! ગાડી બીજે પાટે ચઢી હતી એવું જાણેને, તો ય ઉકેલ આવે. જાણ્યા વગર પડી રહે તો મુશ્કેલી. એ તો એમ જ જાણે કે આપણી ભૂલ નથી.

**પ્રશ્નકર્તા :** એવું પાછું માને ?!

**દાદાશ્રી :** હા, પાછું ઉપરથી પાછો રક્ષણ કરે. પણ કોઈની યે ભૂલ દેખાય તો એ જ આપણી ભૂલ છે. એની ભૂલ એણે જોવાની છે. બીજાને એની ભૂલ જોવાનો શું અધિકાર ? આ તો વગર કામના ન્યાયાધીશ થાય છે. કંઈ ભૂલ છે કે નહીં, તે ખાતરી યે નથી તો શાના બોલો છો ? આ તો પોતાના સ્વાર્થથી બોલો છો. સામાની ભૂલ છે કે નહીં એની ખાતરી શું ?

એટલે આ વિજ્ઞાન જ બધા દોષ કાઢશે. નહીં તો બીજા કોઈ વિજ્ઞાન દોષ કાઢે નહીં. પછી કંઈ એવો તાલ ફરી બેસે નહીં. માટે ચેતી જઈને કામ કરવું સારું.

મનમાં 'લેવલ' પોતાની મેળે કાઢવું નહીં, નહીં તો માણસ અટકી

જાય. પોતાની મેળે 'લેવલ' કાઢવું નહીં, બીજા કાઢી આપે તો જ કામનું.

**પ્રશ્નકર્તા :** એ મનમાં 'લેવલ' કઈ બાબતનું ?

**દાદાશ્રી :** આ આમાં જ, આ મોક્ષમાર્ગમાં દરેક પોતે પોતાનું 'લેવલ' કાઢીને બેઠો હોય. અને તે સાવ ખોટું હોય, એમાં અક્ષરે ય સાચો ના હોય. અને 'લેવલ' માનીને બેસે તો અટકી જાય ત્યાં માણસ. હજી તો ગાડીઓ પાટા પરથી ખસી જતાં વાર નહીં લાગે. આટલી બધી નબળાઈઓમાં આ પૂર્ણતાએ લાવવું, એટલે બધું સમજવું પડશે. પહેલું તો કપટ જ જવું જોઈએ.

આ તો જે આપણું નહીં, ત્યાં જ બધી શક્તિ વપરાઈ જાય છે.

**પ્રશ્નકર્તા :** અને કપટથી એને જ પાછું ઢાંકવાનું !

**દાદાશ્રી :** હા, એને જ ઢાંકવાનું. અપના કુછ નહીં, તો ય એનો પક્ષ કરે. અલ્યા, નક્કી કર્યું કે અપના કુછ નહીં, તો ય એનો પક્ષ કર્યો ? ત્યારે એ કહે છે, 'ભૂલી ગયો.'

**પ્રશ્નકર્તા :** એ ભૂલી જાય છે કે પક્ષ હજુ એટલો છૂટ્યો નથી ?

**દાદાશ્રી :** પક્ષ છૂટ્યો નથી. એ તો ભૂલી ગયો એમ બોલે, તત્પૂરતું પણ પક્ષ છૂટે નહીં ને !

એટલે ચેતો, બધી રીતે ચેતો, બહુ ચેતવાનું છે.

**પ્રશ્નકર્તા :** એ ખરી વસ્તુ છે. આજે મોક્ષમાર્ગનો ધ્યેય નક્કી થયો છે, પણ એનાં જે બાધક અથવા અનુમોદક કારણોનું સ્પષ્ટ વિભાજન ના થાય ત્યાં સુધી 'આ' પાટે ગાડી સ્થિર રહેવી અને પૂર્ણાહુતિ થવી એમાં બહુ બહુ મુશ્કેલી દેખાય છે !

**દાદાશ્રી :** મુશ્કેલી બોલે તો પછી કામ જ નહીં થાય. માટે એવું કહીએ કે આ વિજ્ઞાન તમે એવું આપ્યું છે કે કોઈ મુશ્કેલી છે જ નહીં !

## 'મારે શું ?'

મારા 'જ્ઞાન' આપ્યા પછી તમારો આત્મા જતો રહ્યો ? કોઈ દહાડો

જતો રહેતો નથી ને ? તે આત્મા કેવો ?! બાકી, સંસારમાં આત્મા છે નહીં. કારણ કે આત્માને વાગે નહીં. અને આ લોકોને તો વાગે છે, એટલે એ આત્મા ન્હોય. આત્માને અપમાન લાગે નહીં. અને અપમાન લાગે, માટે એ આત્મા ન્હોય. 'ફાઈલ'ના હિસાબ ચૂકતે તો કરવા પડશે ને ? 'મારે શું ?' કરીને આવતા રહો, તેથી કંઈ છૂટી ગયા ? પેલા લોકો મનમાં અંટાયા કરે. 'જવા દો ને, છે જ એવો.' 'મારે શું ?' કહીએ એટલે લોક છોડી દે ? માટે મિલનસાર થાવ.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, આ જમાનામાં બધાં એમ જ સમજે છે કે 'મારે શું ?'

**દાદાશ્રી :** 'મારે શું ?' એવું માણસ બોલે ને, તો બહુ જોખમ કહેવાય. 'મારે શું ?' એ બોલાય જ કેમ કરીને ? એ તો થબોકા પાડવા જેવો શબ્દ કહેવાય. 'મારે શું ?' કહે છે, તો તું કેવો છે તે ?! 'મારે શું' એ શબ્દ જ ના હોવો જોઈએ.

તે અમે ય બોલ્યા નથી કે 'મારે શું ?' કારણ કે અમે 'જ્ઞાની પુરુષ' તો ય 'મારે શું ?' નહીં બોલવાનું. હમણાં કોઈ ગમે તેવી પરિસ્થિતિમાં આવ્યો હોય તો યે 'મારે શું ?' નહીં બોલવાનું. અમારા કુટુંબમાં એક બઈ 'ઓફ' થઈ ગઈ, તે એનો છોકરો કહેવા આવ્યો. મને કહે છે, 'દાદાજી, તમને જણાવવા માટે જ આવ્યો છું.' અને મેં કહ્યું, 'ભઈ, જો અત્યારે કહે છે, પણ મોડું થઈ ગયું છે ને !' ત્યારે એ કહે, 'ના, તમારે આવવાની જરૂર નથી.' છતાં ય હું ત્યાં પાંચ મિનિટ જઈ આવ્યો, ને આવીને નહાયો હઉ પાછો. એટલે વ્યવહારમાં 'મારે શું' એવું ના ચાલે. વ્યવહાર વ્યવહારની રીતે હોવો જોઈએ ને ! કંઈ આત્મા જતો રહેતો નથી ને !

'મારે શું ?' બોલવું એ તો મોટો ગુનો કહેવાય. 'મારે શું !' એ શબ્દ હોય જ નહીં અમારી ડિક્ષનરીમાં. 'મારે શું ?' એ શબ્દ તો ઘેરે ય ના બોલાય, બહારે ય ના બોલાય, અહીં સત્સંગમાં ય ના બોલાય. 'મારે શું ?' બોલાતું હશે ? પછી એ અહંકાર જાય જ નહીં. એ અહંકાર તો નિબિડ થઈ ગયો. પછી એ ખસે નહીં, તૂટે નહીં કોઈ દહાડો ય.

બેન હોય કે ભાઈ હોય કે મા હોય, પણ આ તો કહેશે, 'મારે શું ?'

**પ્રશ્નકર્તા :** કોઈ પણ વ્યક્તિ પ્રત્યે આ 'મારે શું ?' એ ભાવ જે છે, એ શું સૂચવે છે ?

**દાદાશ્રી :** નાલાયકી ! 'મારે શું ?' એવું કહેવાય જ શી રીતે ? આપણે એમને ત્યાં જન્મ્યા તો 'મારે શું ?' એવું કહેવાતું હશે ?! એ તો ગુનો છે. 'મારે શું ?' એવું બોલાય નહીં. ઘરમાં તો ના રખાય એવું, પણ બહારે ય ના રખાય. એ તો ગુના છે બધા.

**પ્રશ્નકર્તા :** એ કઈ પ્રકારનો ગુનો કહેવાય ?

**દાદાશ્રી :** સાચું પેપર જ નથી, પછી ભૂલ ખોળવાની જ ક્યાં રહી ?! ભૂલ તો, પેપર સાચું હોય ત્યારે ભૂલ ગણાય. 'મારે શું ?' બોલે છે ત્યાં આગળ સાચું પેપર જ નથી, પેપર જ 'રોંગ' છે. હંડ્રેડ પરસેન્ટ રોંગ !

**પ્રશ્નકર્તા :** આપનું વાક્ય છે કે 'મારે શું ?' કહે છે એ ભગવાનનો ય ગુનેગાર છે અને કુદરતનો ય ગુનેગાર છે.

**દાદાશ્રી :** આખો ય ગુનેગાર છે. એને તો પછી રહ્યું જ નહીં ને, ગુનામાં તો. પેપર જ વાંચવા જેવું રહ્યું નહીં. પછી ભૂલ ક્યાં રહી ? ભૂલ ક્યારે જોવાની ? પેપર જોવા જેવું હોય તો. પણ આ તો પેપર જોવા જેવું જ નથી, પછી ભૂલ જ ક્યાં રહી ? આ 'મારે શું ?' બોલે એટલે જ મોટામાં મોટું જોખમ વહોર્યું.

**પ્રશ્નકર્તા :** 'મારે શું ?' એવું જે મહીં બંધાઈ ગયું છે, એમાંથી પાછું ફરવું હોય તો કેવી રીતે ફરી શકાય ?

**દાદાશ્રી :** 'મારે શું ?' એ તો છેલ્લી ડિગ્રી કહેવાય. એમાંથી પાછું ફરવાનો રસ્તો, એ તો જે રસ્તે ઊંધા આવ્યા હતા, તે રસ્તે પાછા પાછું નીકળવાનું.

**પ્રશ્નકર્તા :** એટલે પાછા ફરવાના રસ્તામાં શું કરવાનું કહ્યું આપે ?

**દાદાશ્રી :** જે રસ્તે તમે આવ્યા હોય, તે રસ્તે નીકળવાનો રસ્તો હોય. મને શું ખબર પડે તમે કયે રસ્તે ગયા હો ? તમે જાણો કે કયે રસ્તે તમે પેઠા હતા. તમે પેઠા હતા, તે રસ્તે પાછા નીકળો એટલે એ ઊડી જાય.

**પ્રશ્નકર્તા :** એટલે કેવી રીતે કરવાનું એમાં ?

**દાદાશ્રી :** પ્રતિક્રમણ કરી કરીને !

**પ્રશ્નકર્તા :** 'મારે શું ?' કહેવાથી આસક્તિભાવ ઓછો ના થઈ જાય ? વધુ પડતી જે આસક્તિ હોય એ ઓછી થઈ જાય નહીં એનાથી ?

**દાદાશ્રી :** અરે, આસક્તિ ઓછી થવાની વાત ક્યાં ગઈ, પણ ઊલટો આસક્તિને આખું ઓળંગીને ખલાસ થઈ જાય માણસ. તે આ બાવા બધા બહુ થઈ ગયેલા કે 'હમકુ ક્યા ? હમકુ ક્યા ? હમકુ ક્યા ?' બધા બાવા ખલાસ થઈ ગયા. કોઈ દહાડો ય ના બોલાય 'મારે શું ?'

'મારે શું ?' એટલે નિસ્પૃહ ! કાં તો સ્પૃહી થા કે કાં તો 'જ્ઞાની પુરુષ'ની પેઠ દેહ માટે નિસ્પૃહી અને આત્મા માટે સ્પૃહી, એટલે સસ્પૃહી-નિસ્પૃહી થા. આ બેમાંથી એક રહે. બાકી, નિસ્પૃહી બિલકુલ ના થઈ જઈશ. નહીં તો પથરો જ થઈ જઈશ. 'મારે શું ?' બોલાય નહીં.

'મારે શું ?' કહેવું એ બધી બુદ્ધિની ફસામણ. બુદ્ધિ શું ના ફસાવે ? અને એ જે એવું બોલે છે ને, એ બુદ્ધિ જ એને ફસાવે છે. છતાં કો'કને આ સાહજિક થઈ ગયેલું હોય, એટલે બુદ્ધિ વાપરવી નથી પડતી, એમ ને એમ અબુદ્ધિપૂર્વક બોલે છે. બુદ્ધિપૂર્વક બોલે તો તો એવું સાહજિક ના બોલે. અબુદ્ધિપૂર્વક એટલે એમ ને એમ સાહજિક આવું જ બોલી જવાય. 'મારે શું ?' કહેશે.

કો'કને સાહજિક થઈ ગયું, એ શું કરે હવે ? તો ય સુધારવાનું છે હવે. એટલા માટે તો અમે 'મેઈન લાઈન' બદલી આપીએ, કઈ 'લાઈન' પર રહેવું એ 'લાઈન' દોરી આપીએ. પેલી એ લાઈન તો 'યુઝલેસ લાઈન.' એ 'લાઈન' સાવ ખોટી હતી, ઊડાડી મેલો. બીજી 'રેલવે લાઈન' નાખી આપીએ, એટલે એના ઉપર આ ગાડી ચલાવવાની.

**પ્રશ્નકર્તા :** આપણું અંદરથી ચોક્કસ રાખવું, પોતાનો માર્ગ ચૂકવો નહીં.

**દાદાશ્રી :** માર્ગ ચૂકવો નહીં. અને જાણી-જોઈને ચૂકે, એ બને ય નહીં. એ તો અજાણથી જ ચૂકાય છે. મોક્ષનો માર્ગ કોઈ જાણી-જોઈને ચૂકે નહીં.

## કાન દઈને સાંભળવું...

કોઈ માણસ જોડે કંઈ ભાંજગડ થઈ હોય, ત્યાં કોઈ બેઠું હોય, ને તે પછી ભેગો થાય તો તેને પૂછે ને, કે મારા ગયા પછી એ શું બોલતા હતા ? એવું બને કે ના બને ?

**પ્રશ્નકર્તા :** હા, એવું બને. એ શું કહેવાય ?

**દાદાશ્રી :** એ વસ્તુ આખો ય મોક્ષમાર્ગ જ ઉડાડી દે. 'મારા સારુ શું બોલતા હતા ?' એવું જે રહે, તો આખો મોક્ષમાર્ગ ઊડી જાય.

**પ્રશ્નકર્તા :** એવું શાથી ?

**દાદાશ્રી :** ભયંકર અવળો માર્ગ કહેવાય એ.

**પ્રશ્નકર્તા :** પણ એમાં કયું તત્વ, શું કામ કરી રહ્યું છે ?

**દાદાશ્રી :** શા માટે એમ પૂછવું પડે છે ? પોતે કંઈ ચોર છે, તે પૂછવું પડે કે મારે માટે શું બોલતા હતા એ ? પોતાની જાત ઉપર વિશ્વાસ નથી, એટલે જ સામાને પૂછવું પડે છે કે 'મારી પાછળ શું બોલતા હતા એ ?'

હું કોઈ દહાડો મારી પાછળ તપાસ રાખું છું કે 'મારી પાછળ શું બોલે છે' ? એ ગમે તે બોલતો હોય, મારા મોંઢે બોલતો હોય તો ય મને વાંધો નહીંને ! અને આ તો પોતાને મહીં કપટ છે તેથી પૂછે છે.

**પ્રશ્નકર્તા :** એને ય કપટ કહેવાય ?

**દાદાશ્રી :** હા. તેથી તો 'એ શું બોલતા હતા ?' એવું પેલાને પૂછે છે પાછો !

**પ્રશ્નકર્તા :** કે એ અહંકાર કહેવાય ?

**દાદાશ્રી :** અહંકાર શાનો બળ્યો ? આ પોતાનું છૂપાવવા માટે બધું. જેને પોતાનું છૂપાવવાનું નથી, તેને છોને બોલે દુનિયા ! એ વળી આવી તપાસ કરતો હશે કે 'મારી પાછળ શું બોલતા હતા' તે ? ગમે તેવું ગાવું હોય તો ગાને, તારી મેળે. અલ્યા, મારી રૂબરૂ ગા. હોય તો ને, મારે ભાંજગડ છે ? હું દારૂ પીતો હોઉં તો ભાંજગડ છે ને ?

મારી રૂબરૂ ગા ને ! એટલે હું કંઈ તપાસ ના કરું કે 'મારી પાછળ શું બોલશે, શું કહેતા હતા ?' જેને જે પડઘા પાડવા હોય તે પાડે. એની સમજણ પ્રમાણે બિચારા કરે. એને કંઈ સમજણ છે આ બધી ? એ તો ખાતાં આવડે એટલી જ છે. તે ય એંઠવાડો પાડે, બળ્યો !

**પ્રશ્નકર્તા :** પણ આવું જ્યારે આપ ફોડ પાડો કે આ બાધક વસ્તુ છે, ત્યારે સમજાય.

**દાદાશ્રી :** પાછળ ગમે તે બોલે તો ય મહીં કશું થાય નહીં, એવી આપણી જાત કરી નાખવી.

અરે, કાન દઈને હઉ સાંભળે ! અરેરે, કાન દઈને સાંભળતા હોય !! કઈ જાતના નાલાયક માણસો ? આપણે માટે બોલતા હોય, તો આપણામાં કંઈ પણ ગુનો હશે ને ? નહીં તો કોણ નામ દેનારું છે ? વળી કાન દઈને સાંભળવું એ કેટલી બધી નાલાયકી છે ! જોનારાને કેવું ખરાબ લાગે ? એ ભયંકર ગુનો છે.

છો ને દુનિયા આખી બોલે. ઘણા ય લોકો કહે છે, 'દાદા, તમારા માટે આમ બોલે છે !' મેં કહ્યું, 'હા બરોબર છે. સારું બોલે છે.' પછી કહેશે, 'પેપરમાં હઉ છપાવે છે.' 'પેપરમાં છપાવે તો સારું. ઉલ્ટું આ દાદાને ઓળખ્યા ને !' મને ભડક ક્યારે કે દોષ મારામાં હોય તો ! નહીં તો આખી દુનિયા છે તે ભૂંક્યા કરે, પણ 'સ્ટ્રોંગ' હોય તેને શું ?!

**પ્રશ્નકર્તા :** જેને આ દિશા ચૂકવી નથી, એ જ નિશ્ચય હોય તો ?

**દાદાશ્રી :** એ નિશ્ચય તો હોય જ. પણ જોડે જોડે પાછું પેલું આરાધવું છે, એ ય નક્કી રાખે છે ને ? એ તો એક દોષ થયો, હજું તો

આવાં કેટલાંય દોષો છે. એ બધા કાઢવા પડશેને !

માટે પાછળ ગમે તે બોલે, એની આપણને પરવા ના હોવી જોઈએ. નહીં તો આપણે ખોટા જ છીએ, એની ખાતરી થઈ ગઈ. હાસ્તો ને, શા માટે સાંભળવાની નાલાયકી કરી ? માટે ગુનેગાર છે તો ને ? સમજવું તો પડશે ને ? આમ કંઈ ચાલશે ? વાત કેમ લાગે છે ? આ તો સંસારમાં હતું તેનો તે સ્વભાવ રહ્યો અને મોક્ષમાં જવું છે ! બે સાથે ના બને ને !

એટલે આ યે સમજવા જેવો 'પોઈન્ટ' છે ને ? ક્યારે શું આવીને ઊભું રહે એ શું કહેવાય ? બધી રીતે નબળાઈ તૂટવી જોઈએ ને ?

ધ્યેય તોડી નાખે એવું બધું હોય, ત્યાં શું થાય ? નાની અમથી ભૂલ દેખાય નહીં તો શું કામ કરે એ જાણો છો ? ભમાવી દે માણસને ! ભમી ગયા પછી કેવડી મોટી ભૂલ કરે ? વિફર્યો પછી અહંકાર !

માટે 'પ્રાઈવસી' સાંભળવાનો પ્રયત્ન ના કરવો કે, 'આપણા માટે શું બોલે છે.' અને આમાં 'ઈન્ટરેસ્ટ' શાથી હોય છે ? પોતાનું કપટ હોય છે એટલે. કપટ નહીં કામ લાગે, સહેજે ય ! અને કોઈ માણસ વાત આપણી સાંભળીને આવ્યો હોય ને, તે માણસ આપણને પાછો મીઠો લાગે.

**પ્રશ્નકર્તા :** એ લાવનાર માણસને શું કહેવાય ?

**દાદાશ્રી :** લાવનાર માણસને અડવા જ ના દેવો.

**પ્રશ્નકર્તા :** એમ નહીં. લાવનાર માણસની સ્થિતિ શું કહેવાય, જેમ સાંભળનારને કપટ કહેવાય તેમ ?

**દાદાશ્રી :** લાવનારને તો વચ્ચે આ 'ઈન્ટરેસ્ટ' આવે, આ બેની ભાંજગડ જામે એવા એના રસમાં હોય, તરબોળ હોય.

**પ્રશ્નકર્તા :** એનું ય એ કપટ જ કહેવાય ને ?

**દાદાશ્રી :** હા, એ બધું કપટ જ ને ! એક જાતનો સ્વાદ ખોળે છે, 'ઈન્ટરેસ્ટ' છે.

**પ્રશ્નકર્તા :** એક જાતનો સ્વાદ ખોળે છે, ત્યાં બધું કપટ જ હોય ?

**દાદાશ્રી :** ત્યારે બીજું શું હોય ? સુગંધ આવવી જોઈએ, સુગંધ ! 'કહેવું પડે, ફલાણા ભાઈની વાત કહેવી પડે !' કહેશે. એવી સુગંધ આવે.

**પ્રશ્નકર્તા :** એ મોક્ષના માર્ગે ચાલનારાની દૃષ્ટિ કેવી હોય ? એની સમજ કેવી હોય નિરંતર ?

**દાદાશ્રી :** એ બધું કહ્યાથી નહીં વળે એવું. કપટભાવ ને બધું છૂટે તો, પોતાનામાં જે કપટ હોય તે છૂટે તો, જેટલી ખબર હોય એટલું નીકળી જાય. બાકી, બીજું તો ખબર વગરનું બહુ પડેલું હોય. કપટભાવ એટલે શું ? પોતાના ધણીને જો એની ખબર પડતી હોય તો એને ક્યારનો ય કાઢી મેલે ! માટે ચેતો. બીવેર, બીવેર, બીવેર !

કોઈની વાત સાંભળીએ, તે તો આપણું મગજ હઉ ખરાબ કરી નાખે. આપણી વાત બીજા પાસેથી સાંભળીને આપણને કહે, તે ઘડીએ આપણને મીઠું લાગે પાછું. બધાનામાં હોય આ રોગ. પણ કેટલાંકને આ જાણવાની બહુ ઈચ્છાઓ ના હોય. કો'ક દહાડો કોઈ આવીને કહે ને, તો જરા સાંભળે ખરોને, તો એ ય એને પાછું મીઠું લાગે. પોતાની ઈચ્છા પૂરી થઈને ! સાંભળીને લાવ્યા ! હવે આ કહેનારો જે હોય ને, તેને ખબર ના હોય કે આ હું શું કરી રહ્યો છું. એ એના તાનમાં હોય. વાત ના સમજવી પડે આ બધી ? અને વચલો માણસ શું કરે ? કો'ક ફેરો ઊંધું બાફે, તે ઘડીએ આપણું મન કેવું થઈ જાય ? મન બગડી જાય, વિખવાદ ઊભા થાય અને આપણને ય નિરંતર નુકસાન કરે. એના કરતાં આ 'સિસ્ટમ' જ ના રાખી હોય તો ? જડમૂળથી ઉખાડી દીધી હોય તો ? 'બિઝનેસ' જ નહીં, એ 'આઈટમ' જ નહીં તો શું ખોટું ?

ધણી પૂછે કે 'બૈરી શું બોલતી હતી ?' ને બૈરી પૂછે, 'ધણી શું બોલતા હતા ?' શા સારુ બધું જાણવાની ઈચ્છાઓ ? પોતે ઊંધા તેથી ને ! અને પોતાનું છતું હોય તો કંઈ જાણવાની ઈચ્છા થાય ?

એની સ્પૃહા શી ? દુનિયાનો તો આ ખોરાક છે, મોટામાં મોટો ! આ તો 'હોલિડે' કહેવાય ! એ ટેવ અહીં નહીં રહેવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, કોઈના ડરથી એને કપટ કરવું પડે, ત્યાં શું કરવું ?

**દાદાશ્રી :** ડરથી કપટ કરવાનું હોય જ નહીં. પણ ડર જ શાનો આપણને ? ચોર હોય, તેને ડર હોય ને ડર વળી આપણને ક્યાં ? ગુનેગારને ડર કે બિનગુનેગારને ? પોતે ગુનેગાર તેથી ડર લાગે. પણ ગુનેગાર બંધ થઈ જાવને.

**પ્રશ્નકર્તા :** એક ધ્યેય પકડાય કે મોક્ષે જવું છે અને એ સિવાય કંઈ ખપતું નથી અને મોક્ષમાર્ગનાં બાધક કારણો કયાં ? આટલું જો સ્પષ્ટ થઈ જાય તો બધી ભાંજગડો ઊડી જાય ને બહુ સહેલું થઈ જાય.

**દાદાશ્રી :** બળ્યું, એવું જ નક્કી થાય કે 'મોક્ષને માટે જ જોઈએ છે, બીજું નથી જોઈતું.' તો બહુ થઈ ગયું. એવું થઈ જાય તો કામ જ નીકળી જાય ને ! આ હજી તો પોતાને એમે ય મનમાં થઈ જાય કે 'ફલાણા ભાઈ મારે માટે સારું બોલે તો સારું.' અને પેલા મોક્ષમાર્ગી તો સાચું જાણવાના કામી જેવા હોય, મોક્ષના કામી હોય, બીજો ડખો જ નહીં.

## 'હું જાણું છું' - આપઘાતી કારણ

**પ્રશ્નકર્તા :** આ મોક્ષમાર્ગમાં મોટામાં મોટું બાધક કારણ 'હું જાણું છું, હું સમજું છું' એ કહી શકાય ?

**દાદાશ્રી :** હા, એ આપઘાતી કારણ છે.

**પ્રશ્નકર્તા :** એનો જરા વધારે ફોડ પાડો. એ છૂટે તો કેવાં લક્ષણો હોય ? એ દોષ વર્તતો હોય તો કેવાં લક્ષણો હોય ? અને એની સામે કેવી રીતે જાગૃતિ રહી શકે ?

**દાદાશ્રી :** આ નાનાં છોકરાં મોટી ઉંમરના માણસોથી ભડકે છે. કારણ કે એની અક્કલનો તાપ એ છોકરાં ઉપર પડે છે, એટલે છોકરું ભડકે પછી. એટલે શું કરવું પડે ? બાળક જેવું થઈ જવું પડે. એનાં જેવાં જ અણસમજણવાળા બાળક ! 'ડિલિંગ' જ બાળક જેવું કરવું પડે, ત્યારે એ સામા છોકરાં રમે આપણી જોડે. મારી જોડે બધાં, આવડું દોઢ વર્ષનું

છોકરું હઉ રમે, આમ સરખે સરખા જ હોઈએ એવું રમે. એવું કંઈ પરિણામ તો આવવું જોઈએ ને ? આને વિચારજો ને તો એક દહાડો સમજાશે. જાણ્યું એટલે જડે અને નિષ્પક્ષપાતી વલણ હોવું જોઈએ. છતાં મહીં અજાગૃતિને લીધે ના યે જડે, તો પછી ધીમે રહીને કો'ક દહાડો જડે.

બધા અવળા વ્યવહાર 'આ' દોષથી જ બને. અવળા જેને કહેવામાં આવે, તે બધા 'આ' દોષના કારણથી જ બને. મુખ્ય આ દોષ કે 'હું જાણું છું'! બીજા બધા દોષ પછીના. આ દોષમાંથી બધું ઊગેલું. ખેંચ રહે તે આ દોષથી જ. નહીં તો સરળતા હોય. જેટલો અમારી જોડે મેળ પડે છે, એવો લોકોની જોડે મેળ પડી જવો જોઈએ. મારી જોડે કેમ મેળ પડી જાય છે ? જ્યાં કુદરતી રીતે મેળ પડી જાય એ તો સહજ વસ્તુ છે. તેમાં પુરુષાર્થ શો આપણો ? જ્યાં મેળ ના પડતો હોય, ત્યાં મેળ પાડવો એ પુરુષાર્થ.

એ રોગ બધાને મહીં હોય. 'હું કંઈક જાણું છું' એ કેફ સાથે જ્ઞાન વધતું જાય. આ કેફનો અંતરાય ના હોય તો તો 'જ્ઞાન' બહુ સુંદર વધી જાય, 'ફીટ' થઈ જાય.

**પ્રશ્નકર્તા :** એ કેફ ન લાવવો હોય તો ય ઘણીવાર આવી જાય.

**દાદાશ્રી :** હા, એ તો થઈ જાય, સ્વાભાવિક રીતે.

**પ્રશ્નકર્તા :** એ કેફ ખલાસ કઈ રીતે થાય ?

**દાદાશ્રી :** એ ઉત્પન્ન જ નહીં થવા દેવાનો. નહીં તો ઉત્પન્ન થયા પછી કેફ બંધ ના થાય, પછી એ ઊડે કરે નહીં. એટલે એ ઉત્પન્ન જ નહીં થવા દેવાનો.

**પ્રશ્નકર્તા :** પણ દાદાજી, આ તો સૂક્ષ્મ કેફની વાત. આમ તો કેફ દેખાતો ન હોય.

**દાદાશ્રી :** બધું સૂક્ષ્મ જ હોય, ધણીને ય એની ખબર ના હોય.

**પ્રશ્નકર્તા :** એને ઉત્પન્ન ન થવા દેવો, એ કેવી રીતે બની શકે ?

**દાદાશ્રી :** આ કષાય ઉત્પન્ન ન થવા દેવા માટે શું શું કરીએ છીએ ! એવું એ ઉત્પન્ન ના થાય એવી જાગૃતિ રાખવાની.

**પ્રશ્નકર્તા :** એ કેફ નથી ઉત્પન્ન થયો, એની ખબર પડે પોતાને ?

**દાદાશ્રી :** મોઢું રૂપાળું દેખાય. એકદમ રૂપાળો દેખાય, કાળો હોય તોય એકદમ રૂપાળો દેખાય. આ તો બધા કદરૂપા દેખાય ! ખબર ના પડે એવું હોતું હશે બળ્યું ?! આ તાજી ભાજી છે કે બે દહાડાની છે, એવું ના ખબર પડે ? એના જેવી આ વાત. આ કંઈ ઝીણી વાત ઓછી છે ? આ તો ઉપરથી માલૂમ પડી જાય. બધાનેય કેફ ઓછો-વત્તો હોય. અમુક જ માણસો એનાથી નિવૃત્ત થઈ જાય, સમજી ગયા હોય તે. કેફ હોય ત્યાં લાવણ્ય ના દેખાય. અજાગૃતિથી આ બધું થાય. જાગૃતિ હોય તો કશું ય થાય નહીં. અજાગૃતિમાં એવી ખોટી વસ્તુ ઉત્પાદન થઈ જાય, જાગૃતિમાં ના થાય.

**પ્રશ્નકર્તા :** દાદા, એવો દોષ ઊભો થતો હોય, તો જાગૃતિ કેવી રાખવી જોઈએ ?

**દાદાશ્રી :** એ તો જબરજસ્ત જાગૃતિ હોય તો ઉત્પન્ન ના થાય. આ તો જાગૃતિ જ ના કહેવાય ને ! જાગૃતિ હોય તો પેલો છોડવો ઊભો થાય નહીં ને ! આ કેફનો છોડવો તો 'જ્ઞાન' થયા પછી ઊગેલો છે, આ છોડ જ પછી ઊગેલો છે. 'જ્ઞાન' આપ્યું તે ઘડીએ પેલા બધા જૂના છોડ તો ઊડી ગયા, પણ પછી આ નવો છોડ ઊભો થયો. એ છે તે જાગૃતિ હોય તો ના થાય. બધું અજાગૃતિથી જ છે, આ જે છે એ. અને ગાડાં ભરીને અજાગૃતિ હોય છે. એકાદ-બે ગુણો જેટલી અજાગૃતિ નહીં. કેટલી બધી સ્થૂળ અજાગૃતિ હોય ત્યારે આ ઊભું થાય. નહીં તો ઊભું જ ના થાય ને !

**પ્રશ્નકર્તા :** આમાં શી બાબતની જાગૃતિ રહેવી જોઈએ ?

**દાદાશ્રી :** બધી બાબતની. ઊગે નહીં એવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** એટલે શું શું હોય એમાં ?

**દાદાશ્રી :** એટલે એ ઊભું કેમ થાય ? ઊભું થાય છે એ જ

અજાગૃતિ. જાગૃતિ એટલી ઓછી કહેવાય. ઊભું કેમ થાય ? કષાય થાય તે ઘડીએ કેમ જાગૃતિ થઈ જાય છે ?! સામો માણસ કષાય કરતો હોય, તોય જાગૃત થઈ જાય છે. પોતાને કષાય થાય તો ય જાગૃત ! આ કષાય કરતાં ય ભૂંડું, આપઘાતી તત્ત્વ આ ! આપણો ઘાત કરે. કહેશે, 'જાણીએ છીએ અને કંઈ થતું નથી,' જાણ્યાનો પાછો કેફ ! પણ ત્યાં એમને તો અજ્ઞાનતાથી તો હમેશાં કેફ જ હોય. પણ અહીં આ 'જ્ઞાન' પછી જો કદી કેફ ચઢે તો કેટલી ઊંધી સમજ કહેવાય ? જ્ઞાન જાણેલાનો કેફ ? અજ્ઞાનતાનો તો કેફ હોય !

**પ્રશ્નકર્તા :** કષાય તો દાદાજી, સંયોગથી ઊભો થાય છે. સંયોગ આવે ત્યારે જાગૃતિ રહી શકે, એ નિરંતર જેવી વસ્તુ નથી. જ્યારે આ કેફ છે, એ અંદર નિરંતર પડ્યો હોય ?

**દાદાશ્રી :** આ તો ઊગ્યા જ કરતો હોય, પાણી યે છાંટતા હોય, પાણી યે છંટાયા કરતું હોય. રાત-દહાડાની અજાગૃતિ. એ જ આપઘાતી કહું ને ! જાણ્યું એનું નામ કહેવાય કે સર્વસ્વ પ્રકારના કેફ ઉતરી જાય.

**પ્રશ્નકર્તા :** અત્યારે કોઈની સાથે દાદાજીના 'જ્ઞાન' વિશે વાત કરતા હોઈએ, તો પહેલાં મનમાં એમ હોય કે 'હું જાણું છું.'

**દાદાશ્રી :** હા, બસ એ આ રોગને !

**પ્રશ્નકર્તા :** તો વાત કેવી રીતે કરવી, દાદાજી ?

**દાદાશ્રી :** પણ એ વાત તો, એમાં બરકત ના આવે, મેળ પડે નહીં ને ! સામાને 'ફીટ' જ કેમ થાય ? 'હું જાણું છું' એ મોટો રોગ !

તેથી અમે કહીએ ને, સામા જોડે અમે પેલા 'એ' ગોઠવીએ. અમને પેલો રોગ ના હોય, એટલે ગોઠવાઈ જાય. અમારે બિલકુલે ય એ રોગ ના હોય. આ આવાં કોઈ રોગ અમને ના હોય. અમારી પાસે બેસવાથી સર્વ રોગ જતા રહે. પૂછી પૂછીને કરી લેવું. એમ ને એમ બેસી રહીએ તે ય કામનું નહીં. નહીં તો એમ ને એમ તો '(ટ્યૂબ)લાઈટે' ય બેસી રહે છે મારી જોડે ! નથી બેસી રહેતી ?

કો'કની જોડે ભાંજગડ પડી હોય તો 'હું જાણું છું' એ એના મનમાં

લક્ષમાં હોય ને વાતચીત કરવા જાય, તે કેસ આખો બફાઈ જાય. 'લેવલ' ના મળે ને ! 'લેવલ' આવે ય નહીં ને !

**પ્રશ્નકર્તા :** દાદાજી, જાગૃતિ એવી રહેવી જોઈએ ને, કે જરાક ખોટો વિચાર આવે કે તરત, સેકન્ડે સેકન્ડે પકડાય.

**દાદાશ્રી :** હા, એ પકડાય તો બહુ થઈ ગયું. ઊગતાં જ પકડાવું જોઈએ. તેથી અમે કહીએ છીએ ને, નીંદી નાખજો ઊગતાં જ, બીજો ભાગ દેખાય કે નીંદી નાખજો. પણ એ જાગૃતિ વગર શી રીતે બને ? અને જાગૃતિ બહુ મોટી જોઈશે. આપણે આશા યે શી રીતે રાખીએ ? એટલે બધી આશા રાખી શકાય નહીં ને !

માટે ઉપાય કરવાનો. કોઈ આવીને કહે, 'તમારું જ્ઞાન બહુ ઊંચું છે.' તે ઘડીયે સમજવું કે અહીં રોગ ઊભો થઈ જશે હવે. રોગ ઊભા થવાનું પ્રત્યક્ષ કારણ ! આપણે ત્યાં ચેતી જવું.

પહેલાં કોઈ વખત આમાં મીઠાશ વર્તેલી ? જે દહાડે મીઠાશ વર્તે, તે દહાડે એ ઊગે. અને ફરી મીઠાશ વર્તે તે આવડી મોટી કૂંપળો કાઢે. જેમ આંબો કૂંપળ કાઢે છે ને ! બે પાંદડે આવડો, બીજા બે પાંદડે આટલો ઊંચો થઈ જાય, એમ વધતું જાય. મીઠાશનું પાણી આપણે પી ગયાં કે વધ્યું. 'શું ચંદુભાઈ, તમે તો ઓહોહો, જ્ઞાની જ થઈ ગયા.' તે એ સાંભળીને જો મીઠાશ આવી, કે ઊગ્યું મહીં !!!

હવે એવું થાય ને, તો ત્યાં આગળ બીજો ઉપાય કરવો, તરત ભૂંસી નાખવું. આપણે ત્યાં ઉપાય છે. રોગ તો સ્વાભાવિક ઉત્પન્ન થાય. જે બીજ પડ્યું હોય, એનો રોગ તો ઉત્પન્ન થાય. પણ ઉપાય છે આપણે ત્યાં. આપણે ત્યાં આ 'વિજ્ઞાન' ઉપાય વગરનું નથી ને ?!

**પ્રશ્નકર્તા :** ના, અહીંના એક એક વાક્ય બધા રોગને ઊડાડે એવા છે.

**દાદાશ્રી :** હા, ઉપાય છે આપણે ત્યાં આનું મૂળ આમાંથી થયું છે કે 'ઘણું સરસ થઈ ગયું છે' એની મીઠાશ વર્તી કે ફૂટ્યું !! અને આ વસ્તુ મીઠી ને ? મોક્ષ બાજુનું ભૂલાડી દે એવું.

**પ્રશ્નકર્તા :** પણ એ જોખમ, જબરજસ્ત જોખમ છે, મોક્ષમાર્ગને માટે.

**દાદાશ્રી :** જોખમ, આત્મઘાતી !! કોઈ એવું કહે ત્યારે કહેવું, 'ભઈ, મારી વાત તો હું જ જાણું છું, તમને શું ખબર પડે ?' એટલે પછી એ ટાઢો થઈ જાય. આપણે કંઈ ગુરુ થઈ બેસવું છે ?

**પ્રશ્નકર્તા :** દાદા, છૂટવા જેવું છે આમાંથી.

**દાદાશ્રી :** બહુ મોટી ફસામણ ! અને છતાંય પેલું ઉદય આવે તો લોકોને 'હેલ્પ' કરવી, એ તો આપણું કામ છે. પણ ઉદય આવેલું હોવું જોઈએ. ગુરુ થઈ બેસવામાં ફાયદો નહીં, ઉદય આવેલું હોવું જોઈએ. એની મેળે જ ઉદય આવે. જે 'સીટ' ના જોઈતી હોય તે 'સીટ' પર જ બેસવું પડે, તો વાત જુદી છે. એટલે એને માટે આકાંક્ષા નહીં રાખવી !

પોતાના પેપરમાં પોતે જ માર્ક મૂકે, તો કોઈ નાપાસ થાય ?

**પ્રશ્નકર્તા :** કોઈ ના થાય.

**દાદાશ્રી :** પોતે પેપર તપાસે, પોતે માર્ક મૂકે ને પોતે નાપાસ થાય તો હું જાણું કે 'જજમેન્ટ' છે. પણ એવું હોય નહીં ને ?

**પ્રશ્નકર્તા :** આ તો પાછો પોતે બહાર નમ્ર દેખાવાની પણ મહેનત કરતો હોય.

**દાદાશ્રી :** તેથી આપઘાત કહ્યું ને ! એ આપઘાત લાવે. આપણે તો એટલું જોવાનું કે લોકો આકર્ષાય છે ? ના, નથી આકર્ષાતા. તો ઘણો રોગ છે હજુ. આકર્ષણ એટલે ચોખ્ખું જ ! ચોખ્ખું થવા માંડ્યું કે આકર્ષાય.

**પ્રશ્નકર્તા :** નહીં દાદાજી, લોકો તો આકર્ષાય. થોડા વખત માટે તો આકર્ષાય ને ?

**દાદાશ્રી :** ના. એ જરાય નહીં ને ! ઊભું જ ના રહે ને કોઈ ! પહેલે જ દહાડે ઊડી જાય બલ્બ ! એક-બે દહાડા માટે નભાવી લે લોકો, પછી નભાવે નહીં. આ તો 'જ્ઞાની પુરુષ' છે, તો આપણને દોષની ખબર

પડે. નહીં તો એને પોતાને ખબર જ શું પડે ? ચાલી સ્ટીમર કોચીન ભણી ! હોકાયંત્ર બગડી ગયું છે, એટલે કોચીન ચાલી ! દક્ષિણને જ એ હોકાયંત્ર ઉત્તર દેખાડે ! નહીં તો હોકાયંત્ર હંમેશા ઉત્તરમાં જ લઈ જાય, એ એનો સ્વભાવ ! હોકાયંત્ર બગડી જાય પછી ક્યા કરે ? અને પોતાને ધ્રુવના તારા જોતાં આવડતા નથી !

આ બધાં ભય સિગ્નલો જાણવા જ પડશે ને ? એમ ને એમ તે કંઈ ચાલતું હશે ?

**પ્રશ્નકર્તા :** ના, મોટામાં મોટાં જોખમ છે આ તો.

**દાદાશ્રી :** આપઘાતી તત્ત્વ કહેવાય.

**પ્રશ્નકર્તા :** અને પાછું એ આગળ વધવા પણ ના દે, બીજું નવું જ્ઞાન ઉત્પન્ન થવા પણ ના દે.

**દાદાશ્રી :** થવા જ ના દે ને ! બધું આપઘાત કરી નાખે ને ! જે છે ને, તેને પાછું પાડ પાડ કરે.

**પ્રશ્નકર્તા :** ખૂબી એ છે કે આપના શબ્દો જે નીકળે છે, તે 'એક્ઝેક્ટ' 'એને' મહીં અડે છે, એ રોગ ઉખડે છે, દૃષ્ટિ ફેરવે છે, ને અંદર 'એક્ઝેક્ટ' ક્રિયાકારી થતું દેખાય, બહુ વૈજ્ઞાનિક લાગે બધું !

**દાદાશ્રી :** વાત બધી વૈજ્ઞાનિક હોય તો જ લોકોને નિવેડો આવે ને, નહીં તો નિવેડો જ ના આવે ને !

*''મારગ સાચા મિલ ગયા, છૂટ ગયા સંદેહ.''*

સંદેહ છૂટી ગયા, સાચો માર્ગ તો મળી ગયો. ભૂલા પડ્યા હશે તો ફરી એક માઈલ ચાલવું પડશે. બીજું શું કરવું પડશે ? પણ જેને જવું છે તેને જડી આવશે. 'દાદા'ને પૂછવું કે ભૂલા પડ્યા છે કે સાચે રસ્તે છે ? એટલું પૂછવું. 'મારું જ્ઞાન કેવું છે' એવું ના પૂછવું. 'ભૂલો પડેલો છું કે સાચા રસ્તે છું ?' એટલું જ પૂછવું. દાદા કહે. 'બરોબર છે રસ્તો' ત્યારે પછી ચાલ્યા જવું.

❖❖❖❖❖

## [૮]

# જાગૃતિ : પૂજાવાની કામના

### 'જ્ઞાની'ની સમજણે સમજણ

'જ્ઞાની પુરુષ'ની સમજણથી સમજણ મેળવવાની છે, 'પેરેલલ ટુ પેરેલલ'. નહીં તો 'રેલવે લાઈન' ઊડી જશે. 'પોતાની' સમજણ તો નાખવાની જ નથી. મહીં સમજણ છે જ નહીં ને ! એક આંકડાની યે સમજણ નથી. પોતાની સમજણ તો આમાં ચલાવવાની છે જ નહીં. પોતાનામાં સમજણ જ નથી ને ! કશું જ સમજણ નથી. જો સમજણ હોત ને, તો ભગવાન થઈ જાત !

**પ્રશ્નકર્તા :** લોક પ્રશ્ન પૂછે અને એના ખુલાસા આપે તો એમાં વાંધો શો છે ?

**દાદાશ્રી :** પ્રશ્નોના ખુલાસા એ વસ્તુ જુદી છે. હજુ તો જાગૃતિ આવવી જોઈએ, હજુ જાગૃતિ પરિણામ પામવી જોઈએ. પરિણામ પામે ત્યાર પછી, ઘણા ટાઈમ પછી ખુલાસા આપેલા કામના. નહીં તો ખુલાસો એ બે-ખુલાસા થાય ને આપણું જ્ઞાન 'ડાઉન' ઊતરી જાય, બુદ્ધિગમ્ય થઈ જાય.

પ્રશ્નોના જવાબ આપતાં પહેલાં તો બધું 'ઈગોઈઝમ' ઉતરી જવું જોઈએ. બધું એટલે નાટકીય 'ઈગોઈઝમ' પણ ઊતરી જવું જોઈએ. આ તો બધાં 'ફંકશન' હજુ કાચાં છે. એ 'ફંકશન' પૂરાં થયા સિવાય સ્યાદ્વાદ

વાણી નીકળે નહીં. એના કરતાં બોલીએ જ નહીં. કારણ કે દોષ બેસે. એ તો જેમ જેમ આ બધાં પાસાં દબાતાં જાય, બુદ્ધિ દબાતી જાય, 'ઇગોઈઝમ' ખલાસ થતો જાય, તેમ તેમ એ સ્યાદ્વાદ વાણી નીકળે. પ્રશ્નોની બાબતમાં અત્યારે પડવું નહીં. નહીં તો કાચું કપાશે. પછી પાછું પાકું કરવું હોય તો નહીં થાય. કારણ કે એક ફેરો કેસ ગૂંચાઈ ગયો એટલે !

એટલે 'ઇગોઈઝમ'નો મહીં રસ ના પડવો જોઈએ, બુદ્ધિનો રસ ના પડવો જોઈએ. એમાં પછી બુદ્ધિનો અભાવ થવો જોઈએ, 'ઇગોઈઝમ'નો અભાવ થવો જોઈએ. અને તે પણ અભ્યાસ થવો જોઈએ ત્યારે કામનું ! ત્યાં સુધી ધીરજ પકડવી સારી !!

## પૂર્ણાહુતિ કરવી હોય, તો....

કોઈ જગ્યાએ કશી વાત કરો છો ? વાતચીતમાં કોઈ જગ્યાએ પડશો નહીં. કારણ કે લોક તો સાંભળે, પણ પોતાની દશા શી થાય ? લોકને તો કાને સાંભળીને કાઢી નાખવાનું છે અને પોતાને પણ 'ઇન્ટરેસ્ટ' પડે એમાં. કારણ કે હજુ 'ઇગોઈઝમ' છે ને, તે બધાં મહીં લઉં-ખઉં કરતાં તૈયાર બેસી જ રહ્યા હોય. તે ધીમે ધીમે એને ખોરાક મળી જાય.

હજુ મહીં આ અહંકાર ને બધું ઓછું થયા સિવાય શું કરવા ગા ગા કરો છો ? કોઈને ચાર આનાનો ફાયદો થાય નહીં, ને અમથા ગા ગા કર્યાનો અર્થ નહીં ને ! તે ઘડીએ શબ્દ તે બધાને સારા લાગે. લોક કહે ય ખરા કે, 'બહુ સારી વાત છે, બહુ સારી વાત છે.' પણ ત્યાં તો પોતાને 'ઇગોઈઝમ' વધી જાય અને પેલા લોકોને તો કામ કશું ય લાગ્યું ના હોય. ખાલી ઉપર સુગંધી આવી પડે એટલું જ ! મોઢામાં જલેબી પેઠીયે નહીં ને સુગંધી આવી એટલું જ !

કાચું રાખવું હોય તો પેલો રસ્તો સરળ છે, મીઠાશે ય સારી પડશે. પણ પોતે જો સહેજ કાચો પડેને, તો એ અહંકાર ને બધા મહીં બેસી જ રહ્યા હોય તરાપ મારીને, કે ક્યારે ખોરાક મળી જાય. મહીં અહંકાર ખોરાક ખોળતો જ હોય. એ તો દરેકને ય પેલો અહંકાર તો બેસી રહેલો

જ હોય. અહંકાર ચઢી બેસેને, તો પછી તો દલાલી એકલી ના ખોળે. અત્યારે તો દલાલી ખોળે છે, પણ પછી તો આખી મૂડી અને તમને પોતાને હઉ ખાઈ જાય ! એ તો એની મેળે મહીં છે જ. એટલે જાણ્યા કરવું કે એ અહંકારની હાજરી છે, ત્યાં સુધી બીજા કશા ભાગમાં પડશો નહીં. અહંકારને 'સ્કોપ' મળે એવો રસ્તો આપશો નહીં.

આપણા જ્ઞાનનો એક વાળ જેટલું કહેવા જાય તો લોકો તૂટી પડે. લોકોએ આવી શાંતિ જોઈ નથી, આવું સાંભળ્યું નથી, એટલે તૂટી પડે ને ! અને પેલો અહંકાર મહીં બેઠો બેઠો હસ્યા કરે, 'હા, ચાલો, આપણો ખોરાક મળ્યો !' અનાદિથી ખોળતો હોય ! પૂર્ણાહુતિ કરવી છે કે અધૂરું રાખવું છે ? કાચું રાખવું છે ? પૂરું કરવું હોય તો કોઈ જગ્યાએ કાચા ના પડશો. કોઈ પૂછે ને, તો યે કાચા ના પડશો.

## ઉપશમ, એ ભારેલો અગ્નિ જ

પહેલું બુદ્ધિગમ્ય આવશે અને તે ય 'જ્ઞાની પુરુષ' પાસે બહુ સાંભળ સાંભળ કરીએ ત્યારે આવે. એ પણ ધીમે ધીમે 'સ્ટડી' કરતો જાય ત્યારે આવે, તો કામનું.

જેને જાગૃતિ વધી જાય, તેને અમારે બહુ ચેતવવો પડે. પણ જો કદી હવે આજ્ઞામાં રહેને, તો એની 'સેફ સાઈડ' ઊતરી જાય. પણ 'સેફ સાઈડ' ઊતરવું બહુ અઘરી છે વસ્તુ.

હવે પોતાને અહંકાર દેખાય, તે જ આટલી વળી સારી એ જાગૃતિ. નહીં તો અહંકાર એકલો જ ના દેખાય, બીજું બધું જ દેખાય. જે ચઢી બેસવાનો એ એકલો જ ના દેખાય.

બુદ્ધિ ક્ષય થવી જોઈએ. પછી અહંકાર ક્ષય થવો જોઈએ. પછી બીજી બધી પૌદ્ગલિક ઈચ્છાઓ ક્ષય થવી જોઈએ. અત્યારે તો મહીં એ ઈચ્છાઓ ના દેખાય, પણ મહીં ઉપશમ થયેલી હોય. જે મહીં અંદરખાને દબાઈ રહેલી છે, એ બધી ક્ષય થવી જોઈએ. અત્યારે એ બધી ઈચ્છાઓની પોતાને ખબર ના પડે. પણ જ્યાં સુધી વિષયનો વિચાર આવે છે ત્યાં સુધી પૌદ્ગલિક ઈચ્છા છે, એમ ખાતરી થઈ ગઈ. મહીં વિષયનો વિચાર પણ

ઉત્પન્ન થાય છે ત્યાં સુધી પૌદ્‌ગલિક ઈચ્છાઓ સાચી છે અને ત્યાં સુધી બધો ભારેલો અગ્નિ છે.

માટે ચેતતા રહેજો. આ તો બહુ ભારે, ગાડું ઊંધું નાખી દે, ને ક્યાંનું ક્યાંય જતું રહે. આ જાગૃતિ જતી રહે, પણ આ સમકિત હઉ જતું રહે. એ અહંકાર પછી ચઢી બેસે, ને બધા ય ચઢી બેસે. તેથી ભગવાને કહેલું કે ઉપશમ થયેલા ગુણ, માટે અવશ્ય પડે.

**પ્રશ્નકર્તા :** આપે બારમા ગુણ સ્થાનકમાં બેસાડ્યા પછી પડે નહીં ને ?

**દાદાશ્રી :** ના, પડે નહીં. એટલે પડવાનું શું છે ? વ્યવહારમાં પડવાનું હોય ને ! બારમું તો નિશ્ચયનું છે અને વ્યવહાર હજુ અગિયારમામાં આવતાં જ પડી જાય પછી. વ્યવહાર એકદમ અગિયારમામાં આવે, ને ફરી પડી જાય. એટલે અગિયારમું ગુંઠાણું વ્યવહારનું છે, ઉપશમ !!

એટલે ક્ષય નથી થયું ત્યાં સુધી ચાલે નહીં. બધો વ્યવહાર ક્ષય થયા વગર કશું ચાલશે નહીં. અરે, નવમું જ ના ઓળંગે ને ! જ્યાં સુધી વિષયનો વિચાર આવે છે ને, ત્યાં સુધી નવમું ગુંઠાણું આઘું થાય નહીં. એટલે જો કદી બોલવા જાય તો દશા બેસી જાય. જોખમદારી છે, મહાન જોખમદારી ! કારણ કે રોગ બધા ઊભા છે, હજુ ઉપશમ થયેલા છે, એ ક્ષય નથી થયેલા. એ ક્ષય થવાં પડશે. ઉપશમ થયેલા એટલે ભારેલો અગ્નિ કહેવાય. ક્યારે ભડકો કરી નાખે એ કહેવાય નહીં.

## 'પોતા' પર પક્ષપાત, સ્વસત્તા આવરાય

હજુ તો પોતાની પર પોતાને પક્ષપાત છે, આખો ય પક્ષપાત છે. પોતાની પર પક્ષપાત ના રહે તો પોતાની ભૂલ જડે ! પક્ષપાત સમજાયું ? હવે 'હું ચંદુભાઈ છું' એ ભાન તો નથી રહેતું, પણ જ્યારે કર્મના ઉદય આવે ત્યારે 'પોતે' ઉદય સ્વરૂપ થઈ જાય છે ! અને ઉદય સ્વરૂપ થયો કે જાગૃતિ પર આવરણ આવે ને પોતાની ભૂલ ના દેખાય. પણ સત્સંગમાં આવ આવ કરે એટલે ભૂમિકા ઢીલી થાય ને ઉપયોગ ખૂંપે. સત્સંગ ઓછો

હોય તો ઉપયોગ આવરાયા કરે.

ઘરમાં ચોર પેસે ને, તો મહીં આત્મા છે તો તરત જ સમજાય એવું છે. પણ કેમ નથી સમજાતું ? 'આપણે ત્યાં તો કશું થાય નહીં' એવો પક્ષપાત છે, તેથી એ બાજુનું આવરણ છે અને તેથી આ બધું જાણવા ના દે. નહીં તો તરત સમજાય એવું છે.

'કોની વીંટી સરસ છે ?' પૂછે તો તરત આંગળી ઊંચી કરશે. કારણ કે 'પોતાની વીંટી સારી છે' એવો પક્ષપાત છે !

એવો આ પોતા પર પોતાને પક્ષપાત છે, એટલે મૂર્ચ્છિત કર્યા વગર રહે નહીં. અને એની પોતાને ખબર જ ના પડવા દે ને ! 'હું ચંદુભાઈ છું' એ ભાન તો અમે તોડી આપ્યું છે, ને આપેલો આત્માય પોતાને રહે છે. પણ જ્યારે ઉદયના ફેર ચઢે છે ત્યારે ખબર ના પડે કે 'મારી શી ભૂલ થાય છે ? ક્યાં ભૂલ થાય છે ?!'

નર્યું આખું યે ભૂલનું જ તંત્ર છે ને ! તેને લઈને તો પોતાની સત્તા આવરાયેલી પડી છે. આત્મા તો આપ્યો છે, પણ સત્તા આખીયે આવરાયેલી પડી છે ! ને તેને લઈને વચનબળ-મનોબળ પણ ખીલતું નથી. નહીં તો વચનબળ તે કેવું ખીલે !! હજી તો વિષય પર પક્ષપાત છે, કપટ પર પક્ષપાત છે, અહંકાર પર પક્ષપાત છે. માટે ઉપયોગ જાગૃતિ રાખો, સત્સંગનો ધક્કો રાખો. તો એ બધી વ્યવહારની ભૂલો દેખાય, ને ઉપયોગ બધે ફરે. આ સત્સંગમાં ના આવે તો શું થાય ? ઉપયોગ અટકી જાય. એનું શું કારણ ? પક્ષપાત ! ને તે પોતાને ય ખબર ના પડે.

જાગૃતિ એ વસ્તુ 'જ્ઞાન' નથી. જાગૃતિ તો, એ જાગૃતિ છે. 'જ્ઞાન' વસ્તુ જુદી છે. જાગૃતિ તો, ઊંઘમાંથી જાગવું, એનું નામ જાગૃતિ. હવે ઊંઘ ના રહી કહેવાય ! 'જ્ઞાન' તો બહુ મોટી વસ્તુ છે. આ બીજે બધે ઉપશમ થયેલું હોય ને, તે ક્ષય થાય ત્યાર પછી 'જ્ઞાન' ઉત્પન્ન થાય. ક્ષયોપશમ થયેલું એટલે અહંકાર છે ખરો, પણ અત્યારે દેખાતો નથી. અગ્નિ છે પણ ઉપર ભારેલો છે. એટલે આપણને ઉપર દેખાય નહીં. આપણે એમ જ જાણીએ કે રાખોડી છે. પણ જરાક હવા આવશે કે ખબર પડી જશે, ભડકો થશે.

## ત્યારે 'જાગૃતિ' પરિણમે 'જ્ઞાન'માં

જાગૃતિ વધાર્યા કરજો તો લાભદાયી થશે. જાગૃતિ વધેલી હોય ને, તો બીજાં કર્મ બંધાય નહીં. જાગૃતિને કર્મ બંધન ના હોય, એટલે મહીં એકદમ ચોખ્ખું થઈ જાય. ત્યાં સુધીમાં પેલો 'ઈગોઈઝમ' ઓગળ્યા કરે.

માનમાં કપટ નથી. માનમાં કપટ હોત તો જાગૃતિ જ ઉત્પન્ન ના થાય. કપટ એટલે પડદો ! જેમાં પડદો એ ન દેખાય, તેમાં એ અંધ હોય.

**પ્રશ્નકર્તા :** કપટ એટલે શું ?

**દાદાશ્રી :** વસ્તુને ઢાંકવા ફરે. આ બધું કપટ જ કહેવાય ને ! મહીં ઊંધું આ કપટે જ કરાવડાવ્યું ને બધે. અહંકાર ને કપટ બેઉ ભેગું થાય ત્યારે થાય ને આવું ! ઊંધે રસ્તે કોણ લઈ જાય ? ક્રોધ-માન-માયા-લોભ. એ બધાં ચારેવ ભેગા થાય ત્યારે ઊંધે રસ્તે લઈ જાય. મૂળ બધું અહંકારનું. અને મહીં લોભ શેનો ? મહીં એને સ્વાદ હોય.

જાગૃતિ જ્ઞાનમાં પરિણામ પામે, તે પહેલાં તો કપટનો એક અંશ ના રહેવો જોઈએ. કોઈ પણ પ્રકારના કપટનો અંશ ના રહેવો જોઈએ, વિષયનો અંશ ના રહેવો જોઈએ. એટલે વિષયનો વિચાર પણ ના આવવો જોઈએ.

એટલે કોણ કોણ જવું જોઈએ ? અહંકાર ક્ષય થવો જોઈએ. બુદ્ધિ ક્ષય થવી જોઈએ, એ ઉપશમ થયેલી ના ચાલે. બધા કર્મો ક્ષય થાય ત્યારે ક્રોધ-માન-માયા-લોભ ક્ષય થાય. આ તો બધા ગુણો ક્ષાયક થશે ત્યારે સ્યાદ્‌વાદ વાણી નીકળે. ત્યાં સુધી તો જોખમદારી છે. બહુ જ જોખમદારી, અત્યંત જોખમદારી !!

## 'જાગૃતિ', ત્યાં કષાયો 'જમે' નહીં

આ ક્રોધ-માન-માયા-લોભની શક્તિઓ મહીં બેસી રહેલી હોય. તે 'ક્યારે દાદાને છોડે અને વળગી પડું' કહેશે. એ ગમે તે રસ્તે આડું-અવળું દેખાડીને પણ આ છોડાવવા તૈયાર થાય. કારણ કે એ જ્યાં સુધી ઊભા રહેલા છે, હજુ સાબૂત છે ત્યાં સુધી નિર્વંશ થાય નહીં. ત્યાં સુધી બોલવા

જેવું નથી. એ વાણી તો વા-પાણી થઈ જશે. માટે એ બોલવા જેવું નથી.

જે દોષ ઉદયમાં આવે ને તેમાં મીઠાશ મળે, એ ખોરાક મળ્યો કહેવાય. ક્રોધ-માન-માયા-લોભને ખોરાક મળે. પછી તો પેલી બાજુ જોસબંધ શક્તિ વાપરે ! આ તો ખોરાક નહીં આપેલો, તે થોડા દહાડા ભૂખ્યા રહ્યા હતા ને, તેને લીધે નિર્બળ થઈ ગયેલા. ત્રણ વર્ષ સુધી ખોરાકના આપ્યો હોય અને એ ભૂખ્યા રહે તો ત્રણ વર્ષ પછી જતા રહે. પણ આપણા લોકો મહીં થોડુંક થોડુંક આપે છે. બહુ દયાળુ છે ને, લાગણીવાળા બહુ ને ! કહેશે, 'લ્યો, દાળ-ભાત ને આ થોડું લ્યો. અરે, દાદાની પ્રસાદી તો લો.' એટલે થોડો થોડો ખોરાક આપે છે. જો બિલકુલ ભૂખ્યા રાખવામાં આવે તો ત્રણ વર્ષથી આગળ ટકે નહીં. એ ગયા એટલે સર્વસ્વ બધું સામ્રાજ્ય આપણા હાથમાં આવ્યું.

એવી ખબર પડે છે કે પેલા કષાયો જમી જાય છે એવું ? ખબર પડે કે આ કોણ જમી ગયું ? કષાયો આવું બધું જમી જાય. મહિનામાં બે વખત જ ખાવાનું મળ્યું, તો પાછાં હતા તેવાં ને તેવાં મજબૂત થઈ જાય.

અમારી પાસે તો કોઈ દહાડો ય જમી નથી ગયું. ત્યાર પછી જતા રહેલા ને ! ફરી અમે નક્કી કર્યું હોય કે 'એમને જમાડવા નથી' એટલે જમે નહીં. જાગૃતિ જોઈએ.

હજુ પેલા કષાય બધા બેસી રહ્યા છે, જતા રહ્યા નથી. ત્યારે મેં માર્યા ય નથી. હું કંઈ હિંસક છું જ નહીં. એટલે એ જતા રહ્યા યે નથી. તેમ આપણે ભૂખે મારવા છે, એવું છે ય નહીં. એ 'જ્ઞાની પુરુષ'ના તાપથી છેટા જતાં રહે, તેમાં આપણે શું કરીએ ? આપણે જાણી-જોઈને ના બોલાવીએ પછી. તમારી પાસે કોઈ દહાડો જમવા આવે છે ?

**પ્રશ્નકર્તા :** આવે, દાદા.

**દાદાશ્રી :** આજે કાચું ખવડાવો, તો કાલે પાકું ખાઈ જાય. માટે એમની પાસે ખવડાવવાનો વ્યવહાર જ ના રાખવો, જમાડવાનો વ્યવહાર જ નહીં. બાકી લોક બધાય જમાડે, ક્રોધને જમાડે, માનને જમાડે.

**પ્રશ્નકર્તા :** આ બધો ખોરાક કષાયો જ ખઈ જાય, તો શું કરવું ?

**દાદાશ્રી :** એ તો જમી જાય. છતાં 'દાદાજી' માથે છે, કૃપાથી બધું ચોખ્ખું થાય એવું છે. જાતે આ સત્સંગમાંથી આઘાપાછા થાવ તો તરત ચોંટી પડશે બધું. આપણે તો 'દાદાજી'નો આશરો છોડવો નહીં, પગ છોડવા નહીં !

આ તો ક્રોધ-માન-માયા-લોભ બધાંય દબાયેલાં છે. એ ય હજુ બરોબર લાગમાં આવે ને, તો ભભૂકી ઊઠે. માટે પૂરું કરવું હોય તો આ રસ્તો કે બધા ક્ષય થવાં જોઈએ. ઉપશમ અને ક્ષાયક, આ બે શબ્દો સમજી લેજો.

આ બધી વંશાવળી ઓછી થઈ જશે ત્યારે કામ થશે. આ વંશાવળી તો ઓછી કરવી એ વિકટ કામ છે. અનંત અવતારનો માલ બધો ! આ બધા ગુણો ઉપશમ થઈ ગયેલા છે. હવે એમાંથી કેટલાક ફૂટી નીકળે. અને કેટલાક આવતે ભવ ફૂટશે, તેનો વાંધો નથી. આવતો ભવ તો આપણે જાણે કે પદ્ધતિસરનો ભવ છે, પણ અહીં ફૂટી નીકળે તો વેષ થઈ પડે. અહીં તો પછી, અહીંથી ખસવા જ ના દે !

## 'ક્ષાયક', પછી સેફસાઈડ

પૂર્ણાહુતિ સિવાય આ વાત હાથમાં લેશો નહીં. કારણ કે મહીં બધા દોષો ઉપશમ થઈને બેસી રહેલા હોય અને શી રીતે બોલાય ? હજુ 'સર્ટિફાઈડ' થયા નથી તમે. આ તો હજુ, ફક્ત તમને ચિંતા ના થાય ને તમારો ધીમે ધીમે મોક્ષમાર્ગ કપાય છે. પણ બોલવા માટે તો 'જ્ઞાની પુરુષ' 'સર્ટિફાઈડ' કહેતા હોય, તો બોલવું.

મહીં બધા દોષો તૈયાર જ છે, નહીં તો અમે જ ના કહીએ, પહેલે દહાડે જ, કે 'હવે તમે વાત કરો, સત્સંગ કરો, અમે નિરાંતે બેસી રહીએ.' અમે તો એવું ખોળીએ જ છીએ. બાકી બધા ગુણ ક્ષાયક થશે, ત્યારે એની મેળે બધું ઉત્પન્ન થશે. આપણે ત્યાં સુધી કશી ઉતાવળ ના કરવી.

## મીઠું લાગ્યું, ત્યાં પડે માર

જાગૃતિ કોને કહેવાય કે ઊંઘતો નથી, એને જાગૃતિ કહેવાય.

જાગૃતિ હોય તો ચોર પેસી ના જાય.

**પ્રશ્નકર્તા :** તો આ બધા દોષો પણ પોતાના દેખાવા જોઈએ ને ?

**દાદાશ્રી :** દેખાય ને !

**પ્રશ્નકર્તા :** અહંકાર પણ દેખાવો જોઈએ ને ?

**દાદાશ્રી :** એ ય દેખાય છે ને !

**પ્રશ્નકર્તા :** તો પછી એને પડી જવાનું શું કારણ હોય ?

**દાદાશ્રી :** એ અહંકાર જ ખોરાક લઈ જાય આ બધો. આ ગર્વરસ કરાવે છે ને, તે અહંકાર જ આ બધું કરાવડાવે આપણી પાસે, કે 'આ તો બહુ સારું છે, બહુ સારું છે, લોકોને ગમ્યું.'

**પ્રશ્નકર્તા :** આ અહંકારનો રસ જે વધારે ચાખી જાય, એને લીધે પાછું આવું પડવાનું થાય ને ?

**દાદાશ્રી :** હાસ્તો ને ! આ તો બધી મીઠાશ આવે. જેમ આ લોક કહે છે ને, 'આ મેં કર્યું'. તે કર્યાનો ગર્વ ઉત્પન્ન થાય છે. કમાયો ત્યાં સુધી ગર્વરસ ઉત્પન્ન થાય છે અને ખોટ જાય ત્યારે શું કહે છે ? 'ભગવાને કર્યું'. મેર ગાંડિયા, કમાવવાનો થયો ત્યારે 'મેં કર્યું' કહેતો હતો. આ ગર્વરસ ઉત્પન્ન થાય, તે ઘડીએ મીઠાશ લાગે. જ્યાં મીઠું લાગે ને, ત્યાં જાણવું કે આ માર પડવાનો થયો.

ખારા-મીઠાનો ભેદ ના હોય ત્યારે જાણવું કે જ્ઞાન છે. ખારા-મીઠાનો ભેદ જેને નહીં હોય ત્યારે જાણવું કે જ્ઞાન છે !

## 'વિશેષતા', ત્યાં વિષ

પ્રશ્નોના ખુલાસા બોલાય નહીં, એક અક્ષરે ય બોલાય નહીં. ફક્ત સહેજાસહેજ વાતચીત થાય. બાકી, બીજામાં ને આપણામાં ફેર ના માનવો. આ તો વિશેષતા દેખાડવા માટે બોલે. અને એ જ પેલા કષાય બધા કરાવે છે ને !! અમારું એકુંય વાક્ય વિશેષ ભાવવાળું ના હોય. કુદરતી રીતે જ નીકળ્યા કરે. કારણ કે અમારી 'રેકર્ડ' હોય ને ! તમારી

વાણી 'રેકર્ડ' થાય પછી વાંધો નહીં. 'રેકર્ડ' થાય એટલે પછી થઈ રહ્યું. હજી 'રેકર્ડ' થતી નથી, નહીં ?!

કોઈ બે જણ વાત કરતા હોય ને, તો ડહાપણ કરવાનું મન થાય. અને 'જ્ઞાન' તેનું નામ ના કહેવાય. આ ચડસવાળી વસ્તુ નથી. ચડસ ના હોવી જોઈએ. ચડસવાળી બધી સંસારી વસ્તુઓ !

## સમકિત થકી ક્ષાયક ભણી

જેમ જેમ જાગૃતિ વધતી જાય, તેમ તેમ ઉપશમ થયેલા ગુણો ક્ષય થતાં જાય. એ જાગૃતિનો ફાયદો ઉઠાવવાનો છે. આ બહારના કર્મો ઉપશમ થયેલાં હોય, એને સામાયિકો કરીને ક્ષય થાય. પણ તો ય 'ટેસ્ટેડ' ના થાય ત્યાં સુધી વળે નહીં. સંસારમાં 'ટેસ્ટિંગ એક્ઝામિનેશન' આવવી જોઈએ.

બાકી, જાગૃતિ તો એનું નામ કહેવાય કે આ દેખાય, તે દેખાય, બધું દેખાય. આ 'દાદા' જ આખો દહાડો યાદ રહ્યા કરે. અને 'હું શુદ્ધાત્મા છું' - એ બધું 'દાદા'ને લીધે જ છે, એ કૃપા ફળ કહેવાય. જ્યારે આ જાગૃતિ વસ્તુ એ જુદી કહેવાય.

બાકી, આમાં ઉતાવળ કરવા જેવી વસ્તુ નથી. જે જ્ઞાન તમે પામ્યા ને, તે લાખ અવતારે ય કોઈ ના પામે. આ તો ઊતાવળિયું મળે છે, તે રઘવાયો થઈ જાય. આ રઘવાયા થવાની 'લાઈન' જ ન્હોય. આ તો સ્થિરતાની 'લાઈન' છે !

'હું શુદ્ધાત્મા છું' લક્ષ બેસે, એને બહુ મોટામાં મોટી વસ્તુ ભગવાને કહી છે. ત્યાં ક્રમિક માર્ગમાં તો શબ્દની પ્રતીતિ હોય, તેની બહુ કિંમત છે. શુદ્ધાત્માના જે ગુણ છે એ ગુણ ઉપર પ્રતીતિ બેસે કે 'આ હું છું.' એની બહુ મોટી કિંમત ગણી છે, એને સમકિત કહ્યું છે, તે ય પાછી શબ્દની પ્રતીતિ. અને તમારે તો 'વસ્તુ'ની પ્રતીતિ થઈ, સ્વાભાવિક પ્રતીતિ છે એટલે ક્ષાયક પ્રતીતિ કહેવાય ! આ જ્ઞાન બહુ કામ કરનારું છે.

## ત્યાં ખૂબ ખૂબ ચેતીને ચાલવું

એટલે પૂર્ણ કામ કરી લેવું હોય તો ચેતતા રહેજો. કોઈ જગ્યાએ

વાતચીત બનતાં સુધી કરવી નહીં. લોકોને આ જ્ઞાન સમજાવવા ના જશો. નહીં તો ઓળનું થઈ જશે ડોળ ! એક શબ્દ વીતરાગની વાણી બોલવી ને, એ તો બહુ મોટામાં મોટી મુશ્કેલી !

લોક તો ચોંટી પડે, લોકને શું ? લોક તો જાણે કે આપણને કંઈક માલ મળશે. કંઈક મળે એટલા માટે લોક ચોંટી પડે કે ના ચોંટી પડે ? પણ લોકોને કહી દેવું કે, 'મારું આમાં કામ નહીં.' અક્ષરે ય બોલાય નહીં. નહીં તો એમાં પોતાને ઓળનું થઈ જાય ડોળ !

**પ્રશ્નકર્તા :** પણ જે અનુભવ થયા હોય, એ કહેવાય ને ?

**દાદાશ્રી :** અનુભવ હોય નહીં. આ તો વાત બધી નીકળે, એ શબ્દો અમારા કહેલા નીકળે. તે શબ્દો ઊગી નીકળે બધા. બાકી, અનુભવ વસ્તુ તો ધીમે ધીમે થાય.

એટલે આખું વીતરાગ વિજ્ઞાન હાજર થવું જોઈએ. વિજ્ઞાનનો અંશ કોઈને ખબર છે નહીં. આ તો અમારી વાણી પેઠેલી એ નીકળે છે. અને કોઈક મોટો તીસ્મારખાં આવે ને, તો તોડી જ પાડે, ત્રણ જ શબ્દમાં તોડી પાડે. બુદ્ધિગમ્ય ચાલે નહીં ને ! બુદ્ધિગમ્ય તો જગતની પાસે નથી ? અરે, મોટાં મોટાં શાસ્ત્રોના શાસ્ત્રો મુખપાઠવાળા છે. એ એક શબ્દ બોલે તો ગૂંચાઈ જશો.

આ તો અમારું આપેલું 'જ્ઞાન' પરિણામ પામ્યું, તો પરિણામ પામીને એને ફરી ઉગે પાછું આ. અમારું આપેલું બીજ રૂપે પડ્યું હોય, તે ફરી ઊગે. ત્યારે 'દાદાજી એમ કહેતા હતા' એમ વાત કરો. પણ જે આમ વાણી સ્ફૂરે, તે થોડા દહાડા તો એમ લાગશે કે આ 'દાદાજી' જેવું જ બોલી રહ્યા છે. પછી કયે ગામ લઈ જશે ! થોડા દહાડા પછી પછાડે, એ તો છોડે નહીં ને !!

## બાળક બનવું, 'જ્ઞાની'નાં

બીજા કોઈક આમ સુંવાળું બતાડે ને, કે 'તમે બહુ સરસ બોલ્યા, તમે તો બહુ સરસ બોલ્યા.' ત્યારે કહેવું કે, 'હું તો બાળક છું દાદાનો.'

એટલું જ ચેતવાનું. બીજી ભાંજગડમાં નહીં ઊતરવાનું.

એ અમારા શબ્દો પચી ને ઊગે ત્યારે વાણી નીકળશે. એ વાત જુદી છે. પણ એ શબ્દે શબ્દ હોવો જોઈએ. બાકી, કપોળ કલ્પિત ના બોલાય. અત્યારે આપણે ઉતાવળે શું છે ? 'દાદા'ના બાળક રહેવું છે કે મોટા થવું છે ?

**પ્રશ્નકર્તા :** દાદાના બાળક રહેવું છે.

**દાદાશ્રી :** બસ. એ બાળક રહેવામાં મઝા છે. 'સેફસાઈડ' ખરી ને જોખમદારી નહીં. 'દાદા'ને ઊંચકવો પડે. અને એ કહેશે, 'હું મોટો થયો.' ત્યારે કહીએ, 'હા, તો ફરવા જા બહાર.' અમે કહીએ કે 'મોટો ના થઈશ.' એવી પહેલી સમજણ પાડીએ. છતાં ય એ કહે કે, 'ના, મારે મોટા થવું છે.' તો થવા દઈએ. 'થા ત્યારે. ટપલાં વાગશે એટલે પાછો આવશે.' આપણું જ્ઞાન એવું છે કે ટપલું માર્યા વગર રહે નહીં. 'આપણે' તો એમ કહેવું કે 'હે ચંદુભાઈ, અમે તમને જાણીએ છીએ કે તમે કેવા છો. માટે અમને ફસાવશો નહીં.' એવી 'આપણે' વાતચીત કરીએ. 'તમને આવડત આવે તો અમે તમારી જોડે છીએ, પણ અમને ફસાવ્યા તો આવી બન્યું જાણજો', કહીએ.

આમ કરતાં કરતાં જ મોટા થયેલાં ને ! બાબો ચઢે, પડે, ઊભો થાય એમ કરતાં કરતાં પહેલું ગાડી ધકેલે, એમ કરતો કરતો ચાલતો થાય ને ! એટલે એ રીતે ચલાય ને !! રસ્તો જ એ છે ને !!!

માટે જો પૂર્ણ કામ કરવું હોય ને, તો એક જ વાત યાદ રાખવી કે કોઈ પૂછે તો કહીએ, 'હું ના જાણું, દાદાજી પાસે જાવ.'

## પૂર્ણતા વિના પછાડે 'ઉપદેશ'

જ્યાં સુધી પૂર્ણાહુતિ ના થાય ત્યાં સુધી બોલવાની વાતમાં પડશો નહીં. એ પડવા જેવી વસ્તુ નથી. હા, આપણે કોઈને એટલું કહી શકીએ કે, 'ત્યાં આગળ સત્સંગ સારો છે. આમ છે, તેમ છે, ત્યાં આગળ જાવ.' આટલી વાતચીત કરવી. ઉપદેશ તરીકે ના અપાય. એ ઉપદેશ આપવા જેવી વસ્તુ ન્હોય. આ 'અક્રમ વિજ્ઞાન' છે.

આ 'દાદા'નું જ્ઞાન જે પામ્યા છે, એ જ્ઞાનથી માલ નીકળે ને, એ સાંભળીને તો જગત બધું ધરી દે. અને ધરી દે એટલે શું થાય ? લપટાયો પછી ! બધા પેલાં ઉપશમ થયેલાં ને, તે ફટાફટ જાગી ઉઠે. આકર્ષણવાળી વાણી છે આ. આ જ્ઞાન આકર્ષક છે. માટે મૌન રહેવું. જો પૂરું હિત કરવું હોય તો મૌન રહેવું. અને દુકાન કાઢવી હોય તો બોલવાની છૂટ છે અને દુકાન ચાલવાની યે નથી. દુકાન કાઢશો તો યે નહીં ચાલે, ઊડી જશે. કારણ કે 'આપેલું જ્ઞાન' છે ને, તે ઊડી જતાં વાર નહીં લાગે. દુકાન તો પેલા ક્રમિક માર્ગમાં ચાલે. બે અવતાર, પાંચ અવતાર કે દસ અવતાર ચાલે ને પછી એ ય ઊડી જાય. દુકાન કાઢવી એટલે સિદ્ધિ વેચવી. આવેલી સિદ્ધિને વેચવા માંડી, દુરુપયોગ કર્યો !

ગોશાળો જે હતો ને, એ તો પહેલાં મહાવીર ભગવાનનો શિષ્ય હતો, ખાસ, 'સ્પેશિયલ' શિષ્ય. પણ છેવટે એ સામો થઈને ઊભો રહ્યો. ગોશાળો મહાવીર ભગવાન પાસે બહુ વખત રહ્યો. પછી એને એમ લાગ્યું કે મને આ બધું જ્ઞાન સમજાઈ ગયું, એટલે ભગવાનથી છૂટો પડીને કહે છે કે 'હું તીર્થંકર છું, એ તીર્થંકર નથી.' અને કેટલીક વખત એવું યે બોલતો હતો કે, 'એ ય તીર્થંકર છે ને હું ય તીર્થંકર છું.' હવે એ રોગ પેઠો, પછી શી દશા થાય એની ?!

હવે મહાવીર ભગવાન પાસે હતો, તો ય ત્યાં પાંસરો ના રહ્યો. તો અમારી પાસે બેઠેલો શી રીતે પાંસરો રહે ? જો કાચું કપાય તો શી દશા થાય ? અને તે તો ચોથા આરાની વાત હતી. આ તો પાંચમો આરો, અનંત અવતાર ખરાબ કરી નાખે.

અનાદિથી આવાં જ માર ખાધા છે ને, લોકોએ ! આના આ જ માર ખા ખા કર્યા છે. જરાક સ્વાદ મળી ગયો કે, ચઢ્યો જ છે ઉપર (!)

## અપૂજ્યના પૂજાપામાં પતન

પૂજાવાની કામના ઊભી થાય છે ખરી ? કહેજો, હું દબાવી આપીશ. હા, એ મૂળિયું કાપી નાખીએ એટલે પછી બંધ થઈ જાય. એ કામના બહુ જોખમ છે. કામના ઊભી થતી નથી ને ? કો'ક દહાડો ઊભી થવા ફરશે, હં કે ! માટે જોખમ છે એવું માનીને ચાલજો. કારણ કે લોકો

જે' જે' કરે ને, એટલે ચાની પેઠ ટેવ પડી જાય. પછી જ્યારે ના મળે ને, ત્યારે મૂંઝાય. ત્યાર પછી બનાવટ કરીને ય પણ જે' જે' કરાવડાવે. એટલે જોખમ છે, ચેતતા રહેજો.

શેની ભીખ છે ? પૂજાવાની ભીખ. અને આમ જે' જે' કરે એટલે ખુશ. અલ્યા, આ તો નર્કે જવાની નિશાનીઓ ! આ તો બહુ જ જોખમદારી. એવી ટેવ પડેલી હોય, તે જાય નહીં.

**પ્રશ્નકર્તા :** પોતાને પૂજાવાની કામના છે કે નહીં, એની પોતાને કેવી રીતે ખબર પડે ?

**દાદાશ્રી :** બધું ય પોતાને ખબર પડે. એને શું ભાવે છે તે ખબર પડે. આઈસક્રીમ ભાવે છે એ નથી ખબર પડતી ? મહીં થર્મોમિટર છે આત્મા, તે બધું ખબર પડે.

આજના જીવો લાલચુ બહુ છે. તે પોતાનું જ ઊભું કરે છે બધે ઠેર ઠેર, પૂજાવાનું બધું ઊભું કરે છે. અને પૂજાવાવાળા પછી નવું ધારણ કરી શકતા નથી સાચી વાત. જ્યાં ને ત્યાં લોકો દુકાન માંડીને બેસી ગયા. અને પૂજાવાની કામના અંદર ભરાઈ રહેલી હોય કે કેમ કરીને મને જે' જે' કરે. તો એને ગલગલિયાં થાય. જે' જે' કરે એટલે ગલગલિયાં થાય, એવી મઝા (!) આવે ખરેખરી !!

ઊંધો રસ્તો છે એ બધો. પૂજાવાની કામના, એના જેવો ભયંકર કોઈ રોગ નથી. મોટામાં મોટો રોગ હોય તો પૂજાવાની કામના ! કોને પૂજવાનો હોય ? આત્મા તો પૂજ્ય જ હોય. દેહને પૂજવાનો રહ્યો જ ક્યાં પછી ?! પણ પૂજાવાની ઈચ્છાઓ-લાલચો છે આ બધી. દેહને પૂજાવીને શું કાઢવાનું ? જે દેહને બાળી મેલવાનો, એને પૂજાવીને શું કાઢવાનું ? પણ એ લાલચ એવી કે 'મને પૂજે'. એટલે આ પૂજાવાની લાલસાઓ છે. નહીં તો મોક્ષ કંઈ અઘરો નથી. આ દાનતો હોય છે ને, તે અઘરી છે.

એવી ઈચ્છા થાય તો ય ભયંકર ગુનો છે. એવી ઈચ્છા કોઈ દહાડો થયેલી ? થોડી મહીં ગલીપચી થાય ? આ તો અમે ચેતવીએ. ના ચેતવીએ તો પછી પડી જાય ને ! સારી જગ્યા પર આવ્યા પછી પડી જાય

તો પછી નકામો થાય, 'યુઝલેસ' થાય અને વાગે ય બહુ. નીચે હોય ને પડે તો વાગે નહીં બહુ. બહુ ઊંચે દોડ્યો હોય ઉપર, તે પડે તો વાગે બહુ. એટલે જ્યાં છો ત્યાં રહેજો, નીચે ના ઉતરશો પાછાં.

ને સ્વતંત્ર શબ્દ કશું લાવશો નહીં. અહીંથી લઈ જઈને તે જ શબ્દ વાપરજો; સ્વતંત્ર નવો મૂકશો નહીં. નવું સ્ટેશને ય બાંધશો નહીં. કે બાંધ્યું છે ? પાયા ખોદયા નથી ? નથી બાંધ્યું ? ચેતવણી તો હોવી જોઈએ ને ! નહીં તો ક્યાંય જઈને ઊભાં રહેશો ! હજુ તો માર્ગ બહુ જુદી જાતનો છે આ. અને કેટલી બધી આમ લોભામણી જગ્યાઓ આવે છે ! કોઈ દહાડો જોઈ ના હોય એવી લોભામણી જગ્યાઓ આવે છે. તે મોટા મોટા છેતરાયા ત્યાં તમારું શું ગજું ? એટલે આ 'દાદા ભગવાન'ના માર્ગથી ચાલો બરાબર. હેય ! 'ક્લિયર રોડ ફર્સ્ટ કલાસ' !! જોખમ નહીં, કશું નહીં !

## મોક્ષમાર્ગના ભયસ્થાનો

માટે મોક્ષમાર્ગને બાધક આવ્યું એટલે છોડી દેવાનું અને ચાલો પાછા. એ ધ્યેય પર કહેવાય ને ! પોતાનો ધ્યેય ચૂકે નહીં, ગમે તેવાં કઠણ પ્રસંગોમાં પણ પોતાનો ધ્યેય ચૂકે નહીં એવું હોવું જોઈએ.

તમારે ધ્યેય પ્રમાણે કોઈ દહાડો ચાલે કે ? અવળું નહીં કશું ? એ તો સહજ થઈ ગયેલું, નહીં ?

**પ્રશ્નકર્તા :** એટલે મહીં 'હેન્ડલ' મારવાનું ચાલુ રાખવું પડે.

**દાદાશ્રી :** ચાલુ રાખવું પડે ? પણ એ મહીંવાળા માને ખરાં ? તરત જ ?

**પ્રશ્નકર્તા :** તરત જ.

**દાદાશ્રી :** તરત ? વાર જ નહીં ? એ સારું. જેટલું માને એટલું છૂટા થયાની નિશાની. એટલા એનાથી આપણે છૂટા જ છીએ એ નિશાની. પોતાને લાંચ કશી છે નહીં. લાંચ હોય ત્યારે એ વાત માને નહીં. એની પાસે 'પોતે' લાંચ ખાતો હોય તો એ આપણી વાત માને નહીં પછી. 'પોતે' સ્વાદ લઈ આવે, પછી 'પેલા' ના માને.

આ વ્યવહાર તો પેલી બાજુ જ લઈ જાય ને ! અનાદિથી એક આરાધેલો માર્ગ એ જ ને !! વ્યવહાર તો હંમેશાં એ બાજુનું ટેવાયેલો જ હોય ને ! એટલે એ બાજુ જાય તોય આપણે આપણા ધ્યેય પ્રમાણે હાંકવાનું. બળદ તો જૂનો રસ્તો દેખે તો એ રસ્તે જ ચાલ્યા કરે. આપણે હવે આપણા રસ્તે ધ્યેય પ્રમાણે જવાનું. આ રસ્તે નહીં, આ બીજે રસ્તે જવાનું. 'આમ હેંડ' કહીએ.

એટલે પોતે લાંચ ના લે તો પેલાં કહ્યા પ્રમાણે તરત જ ફરે. પણ લાંચ લે તો એ પછી માર ખવડાવે, બધી બાબતમાં માર ખવડાવે. એટલે ધ્યેયમાં પાછું નહીં પડવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** એ લાંચ કેવી હોય ?

**દાદાશ્રી :** ચાખી આવે. અને ચાખતી વખતે પાછું મીઠું લાગ્યું હોય ને, તે બેસે ત્યાં આગળ. 'ટેસ્ટ' કરી આવ્યો એટલે પછી ફરી થોડુંક એકાદ-બે બોટલ પી આવે.

આ બધી ચોર દાનત કહેવાય. ધ્યેય પર જવું છે એ અને ચોર દાનત, એ બે સાથે કેમ કરીને રહી શકે ? દાનત ચોક્કસ રાખવી જોઈએ, કોઈ પણ લાંચ-રુશ્વત સિવાય. આ તો એ મસ્તી ચાખવાની ટેવ હોય છે, એટલે આમ ત્યાં બેસીને જરા એ મસ્તીના આનંદમાં રહે.

**પ્રશ્નકર્તા :** એટલે પ્રકૃતિની મસ્તી ?

**દાદાશ્રી :** ત્યારે બીજી શી ? એ એમાં જ ટેવાયેલો છે ને ! એટલે 'આપણે' કહીએ કે, 'ના, અમારે તો હવે આમ જવાનું છે. મારે મસ્તી નથી જોઈતી. અમારા ધ્યેય પ્રમાણે ચાલવાનું છે.' આ પ્રકૃતિની મસ્તીઓ તો ભૂલભૂલામણીમાં લઈ જાય.

ધ્યેય તોડાવડાવે એ આપણા દુશ્મન. આપણો ધ્યેય નુકસાન કરાવે એ કેમ પોષાય ?! નહીં તો બ્રહ્મચર્ય પાળવું હોય અને અબ્રહ્મચર્યનાં વિચાર કરવા, એના જેવું થાય. વિચારમાં મીઠાશ તો આવે, પણ શું થાય ? એ ભયંકર ગુનો છે ને ! પછી પોતાનાં ધ્યેયમાં 'ટી.બી.' જ થાય ને ! સડો જ પેસવા માંડે ને !!

અહીં તો પોતાનું મન એટલું મજબૂત કરી લેવાનું છે ને, કે આ ભવમાં જે થાય, ભલે દેહ જાય, પણ આ ભવમાં કંઈક 'કામ' કરી લઉં એવું નક્કી કરી રાખવું જોઈએ. એટલે એની મેળે કામ થશે જ. આપણે આપણું નક્કી કરી રાખવું જોઈએ. આપણી ઢીલાશ ના રાખવી. આવું પ્રાપ્ત હોય ત્યારે ઢીલાશ ના રાખવી. પછી જે થાય તે ખરું. એની એવી ભાંજગડ નહીં રાખવાની ને ના થયું એની યે બહુ ભાંજગડ નહીં રાખવાની. એ તો બધું મળી આવે.

પોતાની પાસે અધિકાર શો છે ? ભાવ. કે આટલું મારે કરી લેવું છે. નિશ્ચય, એ પોતાનો અધિકાર વાપરવો. અને બીજો બહારનો રોગ પેસી ના જાય કે 'લાવ, હું પાંચ જણને સત્સંગ સંભળાવું કે એવું તેવું.' એની કાળજી રાખવાની. નહીં તો એ ય પાછા બીજા નવી જાતના રોગ પેસી જાય અને કંઈનું કંઈ રસ્તે ચઢી જાય, તો પછી શું થાય ? કોઈ બચાવનાર મળે નહીં. માટે આપણે મોક્ષે જવું હોય તો આ 'વાત કરવા'માં પડશો નહીં. કશું પૂછે તો કહેવું કે 'હું ના જાણું.'

આ તો અમે આ ભયસ્થાનો બધાં બતાડી દઈએ. ભયસ્થાનો ના બતાવીએ ને, તો ઊંધું થઈ જાય. આ બધા પુણ્યશાળી હોય છે ને, વાતે ય પ્રગટ થઈ ને ! નહીં તો વાત શી રીતે ખબર પડે ? ને હું આમાં ક્યાં ઊંડો ઊતરવા જાઉં ?! આ તો વાત નીકળી ત્યારે નીકળી, નહીં તો કોણ જાણતું હતું કે આવું બધું ચાલતું હશે !

## ગુપ્ત વેશે ચાલી જવું

જેવું બન્યું હોય તે બધું અમને કહી દે, ત્યાંથી આલોચના કહેવાય. જે બન્યું, એનો વાંધો નથી. એ તો બધું ક્ષમા જ હોય. પણ જેવું બન્યું એવું કહી દે, ત્યારથી આલોચના કહેવાય. એટલે એ રસ્તેથી પાછો ફરી ગયો. પછી અમે વાળી લઈએ. આ તો જોખમદારીવાળો રસ્તો છે, માટે ચેતજો. બહુ જોખમ છે. એક અક્ષરે ય બોલશો નહીં. અને બોલવું હોય તો ય અમને કહેજો, હું કહીશ કે 'બોલો હવે તમે.' બાકી બહુ જોખમ, એક અક્ષરે ય ય બોલવું હોય તો બહુ જોખમ કહેવાય.

જગતનું કલ્યાણ થવાનું હશે ત્યારે થશે, તમને એની મેળે કુદરત

નિમિત્ત તૈયાર કરે ત્યાર પછી કરજો ને ! તમે તૈયાર થવા જશો નહીં. તૈયાર થવા જેવી ચીજ નથી એ !! તમારી જો સિદ્ધિઓ વેચવા માંડશો, તો જગત શું નહીં આપે ? પણ તમારી મનુષ્યરૂપી મૂડી ખલાસ ! અરે, ખલાસ નહીં, ઊલટી મનુષ્યરૂપી મૂડી જતી રહેશે ને નર્કના અધિકારી થઈ જાય.

આપણો તો મોક્ષમાર્ગ છે, ત્યાં તો ગુપ્ત વેશે ચાલી જવાનું છે.

## 'જ્ઞાની' સંગાથે પાંસરા ચાલીએ

આપણો આ સત્સંગ છોડશો નહીં. લોકો આમ શીખવાડે, તેમ શીખવાડે તો ય આ સત્સંગ છોડશો નહીં. અહીં આવો એટલે ભગવાનની કૃપા ઉતરી એટલે પાછું રાગે પડી જશે. એને કંઈ વાર લાગતી નથી. એટલે આવી બધી તો મુશ્કેલીઓ આવવાની. તેથી તો આપણે કહીએ છીએ ને, 'મોક્ષે જતાં વિઘ્નો અનેક પ્રકારનાં હોવાથી તેની સામે હું અનંત શક્તિવાળો છું.' પણ સામો એ ય એની અનંત શક્તિવાળો છે ને, કે એ મોક્ષે જવા જ ના દે !

એટલે ભગવાને કહ્યું કે, 'જ્ઞાની પુરુષ'ને આધીન થઈને ચાલવું, એમના કહેવા પ્રમાણે ચાલવું. એ ગાંડુ-ઘેલું કહે તો પણ ચાલ્યા જજો. કારણ કે વીતરાગતા છે. પોતાની બુદ્ધિથી ના સમજાય તો નક્કી કરવું કે એમના નવ 'ઈકવેશન' સમજાય અને એક ના સમજાયો તો એમની ભૂલ ના કાઢશો અને 'મારી ભૂલથી નથી સમજાયો' એવું જાણજો. કારણ કે નવ સમજાયા તો દસમો કેમ નથી સમજાતો ? એટલે એમની ભૂલ ના કાઢશો. એ ભૂલ ભાંગીને બેઠા છે. બુદ્ધિ તો ભૂલ દેખાડે, 'જ્ઞાની પુરુષ'ની યે ભૂલ ખોળી કાઢે.

એક અવતારનું મરણ હોય તો ચલાવી લેવાય, પણ 'જ્ઞાની પુરુષ'ની વિરાધના કરે તો લાખો અવતારનું મરણ થાય છે. કોની વિરાધના, વીતરાગની ?! આ 'અંબાલાલ મૂળજીભાઈ'ને ગાળો ભાંડવી હોય તો સો ભાંડજો, તમને ના ફાવતું હોય તો ભાંડ ને ! બાકી, સમજ્યા વગર જ લોક ગુનો કરી બેસે. માટે તો આપણે ગુપ્ત રાખવું પડ્યું, ગુપ્ત જ રાખ્યું છે !

મેં કહ્યું છે કે આ બહુ ઊંચી જગ્યા ઉપર તમને તેડી જઉં છું. ત્યાંથી ગબડ્યા કે હાડકાનો ટુકડો ય જડશે નહીં. માટે કાં તો મારી જોડે ઉપર આવશો નહીં અને આવવું હોય તો ચેતીને ચાલજો. મોક્ષ સરળ છે, એક જ અવતારી વિજ્ઞાન છે આ. પણ જો આડું-અવળું કરવું હોય તો ઉપર ચઢશો નહીં, અમારી જોડે આવશો નહીં. એવું બધાને કહેલું જ છે. બહુ ઊંચો રસ્તો છે, ઉપરથી પડ્યા પછી હાડકું ય નહીં જડે. છતાં યે ઉપર આવેલા પાછા મને કહે છે કે 'આ હજુ સળી કરશે, આમ કરશે.' પણ અમે તેને બંધન એવું રાખી મૂક્યું હોય કે એ પડે નહીં. જેમ સરકાર રેલિંગો કરે છે ને, એવું અમે સાધન રાખીએ. અત્યાર સુધી કોઈને પડવા દીધો નથી.

## અહો ! કારુણ્યતા 'જ્ઞાની' તણી

જે રોગ હોય એ 'જ્ઞાની પુરુષ' દેખાડે, બીજો કોઈ દોષ ના દેખાડે. કારણ કે એમને પેલાનો રોગ મટાડવો છે. ડૉક્ટર દર્દીનો રોગ વધારે કે મટાડે ? અને અમે આ ક્યાં અમારા સારુ કહીએ છીએ ? આ તો તમારા માટે 'સ્પેશિયલી' અને તે ય વીતરાગતાથી કહીએ છીએ. શબ્દ કઠણ ના હોય તો રોગ નીકળે નહીં. કઠણ શબ્દ વગર રોગ નીકળે નહીં. રોગ શેનાથી નીકળે ? કઠણ શબ્દો અને વીતરાગતા ! શબ્દો કઠણ કેવાં, તે આમ સાંધા તોડી નાખે એવા કઠણ અને છતાં સંપૂર્ણ વીતરાગતા !!

આ 'દાદા' બેઠા બેઠા નિરાંતે લોકોને પાંસરા કરે, ધો ધો કર્યા કરે. પણ તો ય બધાને ક્યાં ધોવા જઉં ? મારું મગજ જ ના રહે પછી. આ તો કંઈ ઓછું કામ હશે, સવારથી સાંજ સુધીમાં ? કેટલી 'ફાઈલો' આવતી હશે ? કેટલાંક કહે, 'મારા ધણીએ મને આવું કર્યું !' હવે આ નિશાળે ય અમારે શીખવવાની ?

**પ્રશ્નકર્તા :** આ દુનિયામાં કોઈ એવો કેસ નહીં હોય કે એ તમારી પાસે નહીં આવ્યો હોય, બધી જાતના કેસ આવ્યા છે.

**દાદાશ્રી :** શું કરે તે પછી ? એક-બે જણને 'મેં' ના પાડેલી ત્યારે 'મહીં'થી બોલ્યા, 'તે કયા દવાખાનામાં જશે આ બિચારો ? અહીંથી જ તમે કાઢી મૂકશો તો એ કયા દવાખાનામાં દાખલ થશે ? બહાર કોઈ દવાખાનામાં ફીટ છે જ નહીં.' એટલે પછી મેં ચાલુ કર્યું પાછું !! પણ

મનમાં તો એમ થાય કે આ શી ઝંઝટ ? એટલે એને ખસેડી મૂકવાનું મન થાય. પણ પાછું મહીંથી આવે કે 'પણ એ જશે ક્યાં બિચારો ? બીજા કયા દવાખાનામાં જશે ? ભલે ગાંડો-ઘેલો હશે, બોલતાં જ આવડે નહીં, વિવેકે ય નહીં, કશું જ નહીં, એવો ભલે હશે તો ય ચાલવા દો !'

**પ્રશ્નકર્તા :** આ પેલું કહે છે કે 'જતા રહે તો સારું' એ કયો ભાગ બોલે છે ? ને પેલું કહે છે કે 'આ બિચારાં ક્યાં જશે ?' એ કયો ભાગ બોલે છે ?

**દાદાશ્રી :** એ ભાગ પરમાત્મભાગ છે !!! 'ક્યાં જશે એ ?' પરમાત્મભાગ બોલે છે ! 'ભલે ગાંડો-ઘેલો છે, આપણી જોડે અવિનયમાં બોલે છે, પણ તે હવે ક્યાં જશે ?!' એ પરમાત્મભાગ બોલે છે ને !! બીજું કોઈ દવાખાનું નથી કે સંઘરે આવો માલ. સારાને જ નથી સંઘરતા તો પછી ! અને સંઘરીને ય એની પાસે દવાઓ નથી. એની પાસે ખાંડેલા ચૂર્ણ છે. તે અહીં ખાંડેલા ચૂર્ણ ના ચાલે. અહીં તો લહી જોઈએ, તે આમ ચોંટી જાય ચોપડતાંની સાથે જ !!

બાકી આ કાદવમાં, પાછો ગંધાતા કાદવમાં કોણ હાથ ઘાલે ? પણ એ એક જીવ તરે ને, તો બીજા કેટલાય જીવો બધાનું રાગે પડી જાય, બિચારાં ! અને એનું કલ્યાણ થાય એવાં ભાવ હોય, તે કલ્યાણ કરવા માટે જ અમે વઢીએ. નહીં તો આવું કોણ વઢે ? મગજ કોણ ખરાબ કરે ! આ તો સામાના કલ્યાણ માટે વઢવાનું. નહીં તો બાપ તો બાપ થવા સારુ વઢે. સામાના હિત કરતાં બાપ થવાની બહુ ભીખ હોય. બૈરીને ધણી ટૈડકાવતો હોય તો તે ધણીપણા માટે કરે ! અને 'જ્ઞાની પુરુષ' સામાના કલ્યાણ માટે વઢે.

કારણ કે જગત આખું શક્કરીયાં ભરહાડમાં મૂકે તેમ બફાઈ રહ્યું છે. ફોરેનવાળાઓ હઉ બફાઈ રહ્યા છે ને અહીંવાળા યે બફાઈ રહ્યા છે. 'શક્કરીયાં બફાઈ રહ્યા છે' એવું એક જણને કહ્યું ત્યારે એ કહે છે, 'દાદા, શક્કરીયાં બફાઈ રહ્યા છે કહો છો, પણ હવે તો સળગવા હઉ માંડ્યા છે. જે પાણી હતું, તે ખલાસ થઈ ગયું ને શક્કરીયાં સળગવા માંડ્યાં છે.' એટલે આ દશા છે ! આપણા સત્સંગનો હેતુ શો છે ? જગત કલ્યાણ

કરવાનો હેતુ છે. એ ભાવના કંઈ નકામી જતી નથી.

આપણે શું કહીએ છીએ કે સર્વ દુ:ખોના ક્ષય કરો. આ દુ:ખો અમારાથી જોવાતાં નથી. છતાં અમને 'ઈમોશનલ'પણું થતું નથી. એટલા જોડે જોડે વીતરાગ છીએ. છતાં સામાના દુ:ખ અમારાથી સહન ના થઈ શકે. કારણ કે અમે અમારી સહનશક્તિ જાણીએ છીએ. અમારાથી દુ:ખ સહન કેવું થતું હતું તે જાણીએ ને, તો એવું આ લોકો કેવી રીતે સહન કરી શકતા હશે એ અમને ખ્યાલ છે એનો અને એ જ કારુણ્યતા છે અમારી !

❖❖❖❖❖

## [૯]

# પોતાપણું : પરમાત્મા

## અભેદતા, આખા વિશ્વ સંગે

અહીં તો અભેદભાવ છે. તમે ને હું બધા એક જ છીએ આપણે. મને તમારા કોઈથી જુદાઈ લાગતી જ નથી. અને આ આટલા પચાસ હજાર માણસો છે છતાં તેમની જોડે ય મને જુદાઈ નથી ને આ દુનિયા જોડે ય મને જુદાઈ લાગતી નથી. આ તો તમને જુદાઈ લાગે છે.

એટલે હું એક તો, આ પચાસ હજાર માણસો છે તેમાં અભેદ રહું છું અને 'સેકન્ડરી', આખા જગત જોડે અભેદ રહું છું. મારે બીજી કોઈ જગ્યાએ ભેદ નથી, કોઈ જોડે. એટલે પેલું 'સેકન્ડરી' અભેદ છું અને આ 'ફર્સ્ટ' અભેદ આટલો છું. મારે બીજું કશું જોઈતું નથી. મારે બુદ્ધિ જ નથી. એટલે અમને અભેદ લાગે, બધું પોતાનું જ લાગે. બુદ્ધિ હોય ત્યાં સુધી જ ભેદ પડે. બાકી બુદ્ધિ નહીં, ત્યાં ભેદ શો ? બુદ્ધિ તો ભેદ પાડે, દેખાડે જુદાઈ કે 'આ મારું ને આ તારું.' જ્યાં બુદ્ધિ જ નથી, ત્યાં 'મારું-તારું' રહ્યું જ ક્યાં તે ? આ તો ભેદબુદ્ધિ ઉત્પન્ન થઈ છે - 'હું જુદો ને આ જુદો.'

**પ્રશ્નકર્તા :** અલગ થયો એટલી જ વાર. તો જ જુદાઈ લાગે ને !

**દાદાશ્રી :** અને અલગ થયો એટલે ઊંધો થયો. અમારે તમારી જોડે

અલગતા નથી, પણ તમને મારી જોડે અલગતા છે.

**પ્રશ્નકર્તા :** આપણે બધા એક જ છીએ, એવું કેટલાક બોલે છે ને !

**દાદાશ્રી :** એ તો લાગે એવું, પણ આમ અલગતા રહેવાની. જ્યાં સુધી એ ગેડમાં બેસે નહીં ત્યાં સુધી અલગ જ લાગે. મોઢે બોલીએ ખરાં કે આપણે એક જ છીએ, પણ ગેડમાં બેસે નહીં ત્યાં સુધી અલગ જ લાગ્યા કરે. એ ગેડમાં બેસવું જોઈએ. એટલે મને આખા જગતમાં જુદો કોઈ લાગતો જ નથી. અહીં આવ્યા છે એટલાં જ મારાં છે, એવું નહીં. આ બધાં જ મારાં છે અને હું બધાંનો છું !

જેટલી અભેદતા રહે એટલી પોતાના આત્માની પુષ્ટિ થાય છે. હા, બધું આ જુદાઈ માને છે તેથી તો પોતાના આત્માની શક્તિ બધી છિન્ન-ભિન્ન થઈ ગઈ ને ! જુદાઈ માનવાથી જ આ ભાંજગડ ઊભી થઈ ને ! તમારે હવે જુદાઈ રહે છે કોઈની જોડે ?

**પ્રશ્નકર્તા :** પણ એ જુદાઈ બધી કાઢવી છે.

**દાદાશ્રી :** શું વાત કરો છો ? જુદાઈ કાઢ્યા વગર તો છૂટકો જ નથી ને ! અભેદ થવું પડશે ને ?! પોતાપણું ગયું એનો અર્થ જ જુદાઈ જતી રહી. હવે, જ્યાં સુધી બુદ્ધિ હોય ત્યાં સુધી પોતાપણું છોડે નહીં ને ! ને બુદ્ધિ હોય ત્યાં સુધી બુદ્ધિ ભેદ પાડે છે ને ! એ પોતાપણું જાય તો અભેદ થવાય.

## આપાપણું સોંપી દીધું

જુઓ, હું તમને કહી દઉં. આમ કરતાં કરતાં ઘણો કાળ અમારો ગયો. તેથી તમને તો હું સહેલો રસ્તો બતાડું છું. મારે તો રસ્તા ખોળવા પડેલા. તમને તો હું જે રસ્તે ગયેલો એ રસ્તો દેખાડી દઉં છું, તાળાં ઊઘાડવાની ચાવી આપી દઉં છું.

આ 'અંબાલાલ મૂળજીભાઈ પટેલ' છે ને, એમણે પોતાનું આપાપણું છોડીને ભગવાનને જ સોંપી દીધું છે. તે ભગવાન એમનું બધું સંભાળી લે છે. અને એવું સંભાળે છે ને, ખરેખરું ! પણ પોતાનું આપાપણું છૂટી ગયું, અહંકાર ગયો ત્યાર પછી. બાકી, અહંકાર જાય

એવો નથી.

એ પોતાપણું છે ત્યાં સુધી જ ભેદ છે અને ત્યાં સુધી જ ભગવાન છેટા છે. પોતાપણું છોડ્યું કે ભગવાન તમારી પાસે જ છે. છોડી દો ને, તદ્દન સહેલું ! પોતાપણું છોડ્યું તો ભગવાન જ ચલાવી લેશે તમારું. તમારે કશું કરવાનું ના હોય, તમે પોતાપણું છોડી દો તો.

'દાદા ભગવાન' કોને જાણો છો તમે આમાં ? આ જે દેખાય છે ને, એ તો 'પબ્લીક ટ્રસ્ટ' છે, 'એ.એમ.પટેલ' નામનું. અને એમને જેને ત્યાં સત્સંગ માટે લઈ જવાના હોય તો લઈ જાય, જેવા સંજોગ બાઝે તેવું લઈ જાય. કારણ કે આમાં 'અમારું' પોતાપણું નથી.

શ્રીમદ્ રાજચંદ્રે શું કહ્યું ? કે 'જ્ઞાની પુરુષ' કોણ ? જેને કિંચિત્‌માત્ર કોઈ પણ પ્રકારની સ્પૃહા નથી, દુનિયામાં કોઈ પ્રકારની ભીખ જેને નથી, ઉપદેશ આપવાની યે જેને ભીખ નથી કે શિષ્યોની યે ભીખ નથી, કોઈને સુધારવાની યે ભીખ નથી, કોઈ પણ જાતનો ગર્વ નથી, ગારવતા નથી, પોતાપણું નથી એ. એ પોતાપણામાં બધું આવી જાય છે.

આ 'વર્લ્ડ'માં કોઈ માણસ એવો ના હોય કે જેને પોતાપણું ના હોય, આપણી આ દુનિયામાં. બ્રહ્માંડમાં બધું જુદી વાત છે. ત્યાં તો બધા તીર્થંકરો છે, બધુંય છે. જ્યારે આપણી દુનિયામાં પોતાપણું ના હોય એવો કોઈ માણસ હોય નહીં. પોતાપણું ના હોય એવા તો ફક્ત તીર્થંકર ગોત્રમાં નાપાસ થયેલા હોય એટલાં જ હોય.

## 'જ્ઞાની'ને પોતાપણું નથી

પોતાપણું રહિતનાં શું લક્ષણ હોય ? પોતાપણું ના હોય એટલે શું ? કે સત્ પુરુષને એમ કહો કે 'આજે મુંબઈ ચાલો.' ત્યારે 'ના' એવું એ ના બોલે. લોકો એમને મુંબઈ લઈ જાય તો એ પોટલાની પેઠ જાય, અને પોટલાની પેઠ અમદાવાદ આવે. એટલે પોતાપણું નથી. અમને પૂછે કે, 'દાદાજી, ક્યારે આપણે જઈશું ?' અમે કહીએ, 'તમને ઠીક લાગે તેમ.' અમારે બીજું કશું બોલવાનું નહીં. એટલે એ લોકો પોટલાને લઈ જાય, તે ગુનો નથી. અમે જ એવું કહીએ કે, 'ભઈ, તમને ઠીક લાગે ત્યારે લઈ

જજો.' કારણ કે પોતાપણું ના હોય. અને જેને પોતાપણું હોય એ પોટલાની પેઠ જાય કે ? એ તો કહેશે, 'આજ નથી આવવાના.' અને મારું તો પોતાપણું જ નથી જ્યાં આગળ ! પોટલું થવા કોઈ તૈયાર હોય ? હવે એવું એક પણ માણસ બોલે ?!

એટલે અમને તો ત્યાં મુંબઈ કે વડોદરા કેટલાંક પૂછે કે કે, 'દાદા તમે વહેલા આવ્યા હોત તો સારું.' આમતેમ બોલે. ત્યારે મેં કહ્યું, 'પોટલાની પેઠ મને તેડી લાવે છે ત્યારે અહીં આવું છું ને પોટલાની પેઠ લઈ જાય છે ત્યારે જાઉં છું.' ત્યાર પછી એ સમજી જાય. તો કહે કે, 'આ પોટલાની પેઠ કહો છો ?' અરે, આ પોટલું જ છે ને, ત્યારે બીજું શું છે તે ? મહીં ભગવાન છે આખા, પણ બહાર તો પોટલું જ છે ને ! એટલે પોતાપણું રહ્યું નહીં ને !!

મને જ્યાં ઊંચકીને લઈ જાય ત્યાં જઈએ અમે. ઘણી ચીજો અમારે ના ખાવી હોય તો યે ખાઈએ છીએ, ના પીવી હોય તો યે પીએ છીએ, ના જોઈતું હોય તે ય બધું કરવામાં આવે છે અમારે. અને એમાં ચાલે નહીં. ફરજિયાત છે ને ! સામાના 'એન્કરેજમેન્ટ' માટે અમે તમારી ચા પીએ. એ ચા બહુ કડક હોય, પ્રકૃતિને ના ફાવે એવી હોય, તો ય તમને આનંદ થાય ને, કે 'દાદા'એ મારી ચા પીધી. તે એટલા માટે અમે એ પી જઈએ.

આ આટલા દહાડાની મુસાફરી કરી, તેમાં ય બધાનાં કહેવા પ્રમાણે જ રહેવાનું. એ કહે કે 'અહીં રહેવાનું.' ત્યારે હું કહું કે 'હા, રહેવાનું.' એ કહે કે 'અહીંથી ઊઠો હવે' તો એવું. અમારે 'અમારાપણું' ના હોય, 'અમારાપણા'નું ઉન્મૂલન થઈ ગયું. આ તો બહુ દહાડા 'અમારાપણા' કર્યા. અમારે તો પહેલેથી મમતા બહુ જૂજ હતી, એટલે ભાંજગડ જ નહીં કશી.

એવું છે ને, હું તો બધાને આધીન રહું છું, એનું શું કારણ ? મારે પોતાપણું નથી. એટલે હું તો બિલકુલ સંજોગોનાં આધીન રહું છું. હું તો તમારે આધીન પણ રહું છું, તો વળી સંજોગોના આધીન તો રહું જ ને ! આધીનતા એટલે સંપૂર્ણ નિર્અહંકારતા !! આધીનતા તો બહુ સારી વસ્તુ

છે. અમારી જોડે જે છે એ કહે એવું અમારે કરવાનું. અમારો કોઈ અભિપ્રાય નહીં. અમને એમ લાગે કે હજુ એમની વાતમાં કચાશ છે ત્યારે અમે એમને કહીએ કે, 'ભાઈ, આમ કરો.' પછી અમે આધીન જ રહેવાના નિરંતર.

## 'જ્ઞાની' અસહજ નથી

અમારી આ સાહજિકતા કહેવાય. સાહજિકતામાં બધો વાંધો નહીં. ડખલ જ નહીં ને, કોઈ જાતની. તમે આમ કહો તો આમ ને તેમ કહો તો તેમ. પોતાપણું નહીં ને ! અને તમે કંઈ ઓછું પોતાપણું છોડી દો એવા છો ?! અમને તો 'ગાડીમાં જવાનું છે' કહે તો તેમ. એ પાછાં કાલે કહેશે કે 'આમ જવાનું છે' તો તેમ. 'ના' એમ નહીં. અમારે કંઈ વાંધો જ નહીં. અમારે પોતાનો મત ના હોય. એનું નામ સાહજિકપણું. પારકાના મતે ચાલવું એ સાહજિકપણું.

અમારે સાહજિકતા જ હોય, નિરંતર સાહજિકતા જ રહે. એક ક્ષણવાર સાહજિકતાની બહાર નહીં જાય. એમાં અમારે પોતાપણું હોય નહીં, તેથી કુદરત જેમ રાખે તેમ રહે. પોતાપણું છૂટે નહીં ત્યાં સુધી ક્યાંથી સહજ થવાય ? પોતાપણું હોય ત્યાં સુધી સહજ શી રીતે થાય પણ ? પોતાપણું મૂકી દે તો સહજ થાય. સહજ થાય એટલે ઉપયોગમાં રહેવાય.

## પછી જ ડ્રામેટિક રહેવાય

'પોતાપણું' તો બહુ મોટો શબ્દ છે. એક સહેજ પણ પોતાપણું, કોઈ પણ જાતનું પોતાપણું અમારામાં ના હોય. અને છતાં ય હીરાબાને જોડે બેસાડીએ, કરીએ. લોક કહેશે, 'આ કોણ ?' ત્યારે અમે કહીએ, 'અમારા ધણિયાણી થાય.' બધું ય કહીએ અમે. અને એમે ય કહીએ કે, 'તમારા વગર મને ગમતું નથી.' એવું કહું એટલે એમને કેટલો આનંદ થાય !

પણ અમારું આ બધું 'ડ્રામેટિક' હોય. એક ભાઈ મને કહે છે, 'મારી જમીન પર પગલા મૂકશો ?' મેં કહ્યું, 'મારે શું વાંધો છે !' અને અમે તો બધું ય પૂછીએ, કે જમીનના સોદા ક્યારે કર્યા, શું ભાવે લીધું, શું દેવાનું. અને કોઈક તો એમ જાણે ત્યારે કે આ દાદા તો જમીનના દલાલ થઈ ગયા !

અને શરીર કશું ધોળો ડાઘ કોઈને થયો હોય અમથો, કશું થવાનું ના હોય ને, તો ય તે મને દેખાડ દેખાડ કરે. એટલે હું અમથો હાથ ફેરવી આપું આમ, એનાં મનમાં સમાધાન માટે.

**પ્રશ્નકર્તા :** આયે નાટક જ ને ?

**દાદાશ્રી :** નાટક જ ! અને નહીં તો યે આખો દહાડો અમારું નાટક જ હોય છે. આખો દહાડો નાટક જ કરું છું ! તમારે ત્યાં દર્શન કરવા તેડી ગયા ને ત્યાં પધરામણી કરી તે ય નાટક. અને નાટક ના હોત તો તો મારું પોતાપણું હોત અહીં. પોતાપણું નથી માટે નાટક થાય છે. નહીં તો 'મારે પધરામણી માટે જવું પડશે. મારે પધરામણી કરવાની છે' એ બધું હોત. પણ એવું કશું નથી.

એટલે આ 'ડ્રામા' જ છે. આખો દહાડો હું 'ડ્રામા' જ કરું છું. ત્યાં આગળ સત્સંગમાં બેસું, આ જવાબ આપું, તે ય 'ડ્રામા' જ છે. આખો દહાડો 'ડ્રામા' જ છે. પણ પોતાપણું ઓછું થઈ જાય ત્યાર પછી જ ડ્રામા શરૂ થાય. એમ ને એમ થાય નહીં.

## છતાં રહ્યું પોતાપણું

કેટલાંક તો એમ જ જાણે કે 'આપણને પોતાપણું છે જ નહીં ને, આપણને મારાપણું છે જ નહીં ને, હવે.' અને આમ કષાયમાં વર્તતો હોય. લે !! વર્તતો હોય કષાયમાં અને કહે છે 'મારે પોતાપણું નથી રહ્યું હવે.' પોતાપણા ઉપર તો જીવે છે એ. એ જીવે છે જ પોતાપણા ઉપર. એ પોતાપણું તો એમનું જાય નહીં. પોતાપણું જવું એ તો મહા મહા મુશ્કેલ.

પોતાપણું જવું એટલે શું ? આપણો અવાજ ના હોય એમાં. ને તમે, બધા કહે એમ જ કરો કે તમારી મહીં અવાજ તમારો જુદો રાખો ?

**પ્રશ્નકર્તા :** જુદો રહે.

**દાદાશ્રી :** એ જ પોતાપણું. અને અમારો તો અવાજ જ નહીં કોઈ જાતનો. અમને કહેશે 'દાદા, પેણે બેસો.' તો અમે ત્યાં બેસીએ. અમને ના ગમતું હોય તો ય બેસીએ.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિની સાથે પણ પોતાપણાનો સંબંધ ખરો ને ?

**દાદાશ્રી :** બુદ્ધિ એ પોતાપણું સૂચવે છે. પોતાપણું જેમ જેમ જાય, જેમ જેમ ઓછું થતું જાય તેમ બુદ્ધિ કમી થાય.

**પ્રશ્નકર્તા :** મારાપણું અને પોતાપણું એ બેમાં ફેર શું હશે ?

**દાદાશ્રી :** મારાપણું છે તે મમત્વ સૂચવે છે અને પોતાપણું જે છે ને, તે ઊંચો અહંકાર છે, મોટો અહંકાર છે. એ કંઈ નોમિનલ અહંકાર નથી.

આ 'જ્ઞાન' લીધા પછી 'હું' ને 'મમતા' 'તમે' છોડી દીધાં. પણ પોતાપણું નથી છોડ્યું. તમારે 'હું' ને 'મમતા' છૂટી ગયાં એમાં બે મત નહીં. કારણ કે ખોવાઈ ગયા પછી ચિંતા નથી કરતો. મમતા કોનું નામ કહેવાય ? ખોવાઈ ગયા પછી ચિંતા કરે, એનું નામ મમતા. એટલે તમને 'હું' ને 'મારું' ગયું છે, છતાં ય પોતાપણું રહ્યું.

**પ્રશ્નકર્તા :** પોતાપણું એટલે ઈન્ડિવિજ્યુઆલિટી ? હું બીજાથી કંઈક જુદો છું એ ?

**દાદાશ્રી :** 'ઈન્ડિવિજ્યુઆલિટી' તો ગઈ. 'હું' ને 'મારું' બેઉ ગયું, પણ પોતાપણું રહ્યું છે. કારણ કે કોઈ ગમે એટલો ક્રોધ કરે, ગમે એટલું અપમાન કરે, તો સામસામી બાઝાબાઝ કરીને છેવટે એ એનો રાત્રે નિકાલ લાવીને સૂઈ જાય. છેવટે તો એનો નિકાલ લાવે. એટલે અહંકાર ગયો છે એ ખાતરી. નહીં તો અહંકાર આખી રાત ચલાવ્યા કરે. અને આ તો થોડો બાઝાબાઝ કરે વખતે, પણ નિકાલ લાવે ને ? પેલો અહંકારવાળો નિકાલ ના લાવે. એ આગળ વેર વધાર્યે જ જાય. અને મમતાવાળો તો ગજવું કપાયું તેના ત્રણ દહાડા પછી યે બૂમાબૂમ કરતો હોય. કોઈક સંભારે ને, ત્યારે તરત 'અરેરે, શું કરું ?!' એમ કરે. અને આ તમને તો ગયું એ ગયું. એટલે અહંકાર ને મમતા, બે ગયાં છે, પોતાપણું રહ્યું છે. એ જુઓ ને !

તેથી કૃપાળુદેવે કહ્યું ને, કે 'જ્ઞાની પુરુષ'માં પોતાપણું ના હોય. કૃપાળુદેવે 'પોતાપણું'નો શબ્દ લખ્યો છે, કંઈક ભારે લખ્યું છે ! તમને કેમ

લાગે છે ? કૃપાળુદેવે આ શબ્દ સરસ લખ્યો છે ને ? હવે આ કોણ સમજાવે ? જે ભાષામાં કહેવા માગે છે એ ભાષા કોણ સમજાવી શકે અહીં આગળ ?

**પ્રશ્નકર્તા :** 'જ્ઞાની પુરુષ' સમજાવી શકે ને !

**દાદાશ્રી :** હા. કારણ કે બીજા કોઈનું કામ જ નહીં ને !

## સત્તા ગઈ, પોતાપણું રહ્યું

**પ્રશ્નકર્તા :** આપ્તસૂત્રમાં વાક્ય છે.

*''જ્ઞાનીનું અંતઃકરણ કેવી રીતે કામ કરતું હશે ?! 'પોતે' ખસી જાય તો અંતઃકરણથી આત્મા જુદો જ છે.''* એ સમજાવો.

**દાદાશ્રી :** એ અંતઃકરણ એક બાજુ સંસાર કાર્ય કરે અને એક બાજુ આત્મા આત્માનું કાર્ય કરે. 'જ્ઞાની'ને ડખોડખલ હોય નહીં.

અંતઃકરણ કોને કહેવાય ? કે જેમાંથી કર્તાભાવ ઉત્પન્ન થાય છે, 'હું કંઈક કરું છું' એ ભાવ ઉત્પન્ન થાય છે. એ અંતઃકરણથી 'જ્ઞાની' જુદા હોય. આ 'જ્ઞાન' આપ્યું એટલે તમારે 'રિયલી' કર્તાભાવ રહ્યો નથી, પણ 'રિલેટિવલી' કર્તાભાવ રહ્યો છે. એટલે કે 'ડિસ્ચાર્જ' કર્તાભાવ રહ્યો છે. પણ તમારે હજુ મહીં સહેજ ડખલ રહે છે અને 'જ્ઞાની પુરુષ'ને પેલી ડખલ ના રહે. 'પોતે' ખસી જાય તો 'અંતઃકરણ'થી 'આત્મા' જુદો જ છે. આ 'અંતઃકરણ'માં 'પોતે' રહેલો છે. એ 'પોતે' ખસી જાય.

**પ્રશ્નકર્તા :** 'પોતે' કોણ ? એ 'પોતા'ની 'ડેફિનેશન' આપોને !

**દાદાશ્રી :** એ જ પોતાપણું છે. અમે કહીએ 'હેંડો બગીચામાં.' તો તમે ના પાડો કે 'ના. મને નહીં ફાવે ત્યાં આગળ, હું નહીં આવું.' એ જ પોતાપણું. અને 'જ્ઞાની પુરુષ'ને પોતાપણું ના હોય. તે આપણે જેમ કહીએ ત્યાં આવે.

**પ્રશ્નકર્તા :** એ પોતાપણું કોણ બજાવે છે ?

**દાદાશ્રી :** એ જ. એ જ, મૂળ હતો તેનો તે જ. હજુ એ 'સીટ' છોડતો નથી. સત્તા ઊડી ગઈ, પણ 'એ' 'સીટ' છોડતો નથી. એટલે ધીમે ધીમે એ 'આપણે' છોડાવી દેવાની. 'એને' સત્તા ઊડી ગયેલી છે, એટલે વાંધો નહીં. પણ આ 'સીટ' છોડવી સહેલી નથી. પોતાપણું છૂટવું સહેલું નથી. પોતાપણું તમને સમજાયું કે ના સમજાયું ? જે 'ડિસ્ચાર્જ' થયેલો છે, પણ એમાં પોતાપણાના મહીં એવા ભાવ વર્ત્યા કરે છે. નરી 'ઈફેક્ટ' જ છે. સત્તા ગઈ છે, સત્તા તો આખી ચાલી ગઈ છે. પણ પેલું મૂળ સ્વરૂપ જતું નથી. એ ધીમે ધીમે મૂળ જાય, તદ્દન જાય નહીં ને !

અમને પોતાપણું ના હોય. એટલે એવું થવાનું છે. તમારે ય આ 'જ્ઞાન' પછી 'એની' સત્તા જતી રહી છે, એટલે જ્યારે ત્યારે એવું જ થશે. પણ આ શું થયાં છે એ જાણવું જોઈએ. 'હું'પણું ગયું છે, સત્તા ગઈ છે. સત્તા ગઈ એટલે ખલાસ થઈ ગયું. પણ 'પોતે' રહ્યો છે.

## હું, વકીલ, મંગળદાસ

આ 'પોતે' એટલે તમને સમજાવું. એક વકીલ આવ્યા હતા. મેં કહ્યું, 'શું નામ ?' ત્યારે એ કહે છે, 'મંગળદાસ.' 'ધંધો શો ?' ત્યારે એ કહે છે, 'વકીલનો.' 'એટલે હું વકીલ છું બોલો છો કે ?' ત્યારે એ કહે છે, 'એ તો હું જ વકીલ છું ને.' 'અને મંગળદાસ કોણ ?' ત્યારે એ કહે છે, 'હું.' 'અને વકીલ કોણ ?' ત્યારે એ કહે છે, 'હું.' ત્યારે મેં કહ્યું, 'હું વકીલ મંગળદાસ, એવું બોલવાનું ને, તમારે ?'

એવું એક જણ બોલતો હતો. રાતે ઘરનાં બધાં સૂઈ ગયા હતા ને, તો બહાર સાંકળ ખખડાવી. 'અલ્યા, અત્યારે રાત્રે બે વાગે કોણ ખખડાવે છે ?' ત્યારે એ કહે છે, 'હું.' 'અલ્યા, પણ હું કોણ ? ઓળખાણ પાડો. તો બારણું ઊઘાડીએ, નહીં તો બારણું નહીં ઊઘાડું.' ત્યારે એ કહે છે, 'હું બાવો.' 'અલ્યા, પણ કયો બાવો ? બોલ ને.' ત્યારે એ કહે છે, 'હું બાવો મંગળદાસ.' ત્યારે પેલાએ બારણું ઊઘાડ્યું.

એવું આ 'હું વકીલ મંગળદાસ' છે. તમે આ 'જ્ઞાન' લીધું એટલે એ 'વકીલ' ને 'મંગળદાસ' જતું રહ્યું, પણ 'પોતે' રહ્યું. તે હજી તમને પોતાપણું છે. કોર્ટમાં કોઈ વકીલ ઊંધું બોલે ને, તે ઘડીએ પોતાપણું ઊભું

થઈ જાય.

અત્યારે મારી જોડે આપણા સત્સંગ સંબંધી કે બીજાં કોઈ સંબંધી મહીં મોટી લાંબી વાત લઈને આવ્યો હોય તો દોઢ કલાક ભલે ચાલે. પણ ડખોડખલ અમારે ના હોય ને ! અને બીજે તો એવું થાય તો મતભેદ હઉ થઈ જાય. અમારે ડખોડખલ ના હોય. સો કલાકનું કામ એક કલાકમાં કરી આપીએ, હંડ્રેડ અવર્સનું કામ. પણ ડખોડખલ નહીં ને ! કારણ કે અમારે પોતાપણું જ નથી ને !

## રક્ષણ, તે લક્ષણ પોતાપણાનાં

પોતાપણું છે કે નથી ?

**પ્રશ્નકર્તા :** કોઈ વાર ઊભું થઈ જાય.

**દાદાશ્રી :** નહી તો શું રહે ? આત્મા તરીકે રહે ?! પોતાપણું ના રહે એ નિરંતર જાગૃત હોય. જેટલી જાગૃતિ નથી એટલું બધું ય પોતાપણું જ છે. કોઈ તમને કહે કે 'તમે ખરાબ છો.' તો તરત પોતાપણું ઊભું થાય ને ?

**પ્રશ્નકર્તા :** કોઈક વાર થઈ જાય.

**દાદાશ્રી :** કોઈક વાર થાય કે રોજેરોજ થાય ? ક્યારે ના થયું એ કહો ને ! આ તો બધું પોતાપણું જ છે ને ! જે પોતે રક્ષણ કરે ત્યાંથી પોતાપણું, પોતાનું રક્ષણ કરે ત્યાંથી પોતાપણું. આ પ્રકૃતિનું રક્ષણ કરે એ બધું પોતાપણું. પ્રકૃતિનું એ માલિકીપણું આમ શ્રદ્ધાએ તૂટ્યું છે, પણ તે હજુ પોતાપણું જતું નથી ને !

**પ્રશ્નકર્તા :** 'મારું ખરું છે' એ જ્યાં સુધી છે ત્યાં સુધી પોતાપણું જ રહે ને ?

**દાદાશ્રી :** ખરું-ખોટું હોતું જ નથી. એ પોતાપણાનો વાંધો નહીં. બીજાં બધાં બહુ પોતાપણાં હોય ને ! સહેજ કહેતાં પહેલાં તો ફાટી જાય. પ્રકૃતિનું રક્ષણ કરે, તે રક્ષણ તો કરે પણ કપટ કરીને અવળું હઉ ફેરવી નાખે. ત્યાં આગળ પોતાપણું ડબલ થઈ ગયું. પોતાની તનતોડ રક્ષા કરવી, એનું નામ પોતાપણું. અત્યારે તો પોતાપણું સાચવે, પણ પાછાં કળા કરીને

ય ખસી જવા માગે એવું હઉ કરે. એટલે ઉપરથી કળા હઉ કરે. કળા એટલે કપટ.

પોતાપણાનો અર્થ સમજી ગયાં ને ? હજુ પોતાની જાતની રક્ષા કરે છે અને તે કપટ કરીને, કળા કરીને ય રક્ષા કરે છે.

**પ્રશ્નકર્તા :** પોતાની પ્રકૃતિનું રક્ષણ કરે એ પોતાપણું કહ્યું, તો પછી એ ભાગ કપટમાં ક્યારે જાય ?

**દાદાશ્રી :** બધું પોતાપણું પ્રકૃતિનાં રક્ષણમાં જ જાય પણ અમુક કપટપણું ના હોય એ પોતાપણું સારું કહેવાય, સુંવાળું કહેવાય ને પેલું કપટવાળું એ ખરાબ કહેવાય.

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું કે પ્રકૃતિનું રક્ષણ કરવું એ પોતાપણું. કળા કરીને ય રક્ષણ કરે, કપટ કરીને ય રક્ષણ કરે, એ ડબલ પોતાપણું.

**દાદાશ્રી :** હા, એ ડબલ પોતાપણું. છોકરાઓ પણ રક્ષણ કરે છે, પણ કળા કરીને ના કરે.

**પ્રશ્નકર્તા :** પોતાને ખબર પડે કે આ કપટ કર્યું, કળા કરીનેય પોતાની પ્રકૃતિનું રક્ષણ કર્યું. તો એ શું કહેવાય ?

**દાદાશ્રી :** તે એટલું પાતળું કપટ હોય તો ખબર પડે. કપટીને ય ખબર પડે, જાડું કપટ હોય તો ખબરે ય ના પડે.

## ત્યાં ગાઢ પોતાપણું

પોતાપણું છોડવાની ઈચ્છા છે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** પણ પહેલું તો આપણાથી કોઈકને દુઃખ થતું અટકશે ત્યાર પછી પેલાં પડળ જાય.

**પ્રશ્નકર્તા :** કયાં પડળ ?

**દાદાશ્રી :** પોતાપણાનાં ને બીજાં બધાં પડળો. અને આ તો

પોતાપણું કરે છે ખરું, પણ પાછું 'એટેક'વાળું પોતાપણું. રક્ષણવાળું પોતાપણું જુદું ને 'એટેક'વાળું પોતાપણું જુદું.

**પ્રશ્નકર્તા :** આ મોટી વાત નીકળી. એક રક્ષણવાળું ને બીજું 'એટેક'વાળું.

**દાદાશ્રી :** હા, એટલે 'એટેક'વાળું જાય તો પછી રક્ષણવાળું આવે. ત્યારે પોતાપણું ખરું કહેવાય. નહીં તો ત્યાં સુધી એને હિંસકભાવ જ કહેવાય. અને 'એટેક'વાળું પોતાપણું છૂટે ત્યાર પછી પેલું રક્ષણવાળું પોતાપણું છૂટવાની શરૂઆત થાય.

**પ્રશ્નકર્તા :** 'એટેક'વાળું પોતાપણું એ જરા વધારે સમજાવો ને !

**દાદાશ્રી :** કોઈકને દુઃખ થાય એવું પોતાપણું શું કામનું ? પોતાપણું આપણી પ્રકૃતિના રક્ષણ કરવામાં હોત તો વાત જુદી છે. એને પોતાપણું કહેવાય. નહીં તો પેલું તો પોતાપણું યે ના કહેવાય.

લોકોનું તો હજુ પોતાપણું કેવું છે ? પ્રકૃતિનું રક્ષણ કરવાની તો વાત છે જ, પણ ઊલટું 'એટેક' હઉ કરે છે, સામા ઉપર પ્રહાર હઉ કરે છે. એટલે આ મોટું પોતાપણું કાઢવાનું છે ને ? પ્રકૃતિનું રક્ષણ કરવું એ પોતાપણું. કરતા હશે ખરા આપણા મહાત્માઓ ? તેથી જ સહજ થતું નથી, બળ્યું. આ તો જરાક અપમાન કરે તે પહેલાં રક્ષણ કરે, જરાક બીજું કંઈ કરે ત્યાં રક્ષણ કરે. એ બધું સહજપણું થવા જ ના દે ને !

પ્રકૃતિનું રક્ષણ અમુક રીતે રહે, પણ બીજું બધું પોતાપણું જવું જોઈએ. 'તમારામાં અક્કલ નથી' કહ્યું ત્યાં રક્ષણ નહીં કરવાનું. આનો સ્વામી કોણ છે ? અહંકાર. પ્રતિકાર કરે તે અહંકાર. આનો પ્રતિકાર કોણ કરે છે ? અહંકાર. પણ અહંકાર તો ગયો છે, ને ખાલી ખોટું રક્ષણ કરે છે ને !

એ તો જેટલું થાય એટલું સાચું. પણ આવી વાત શાસ્ત્રમાં હોય નહીં, પ્રકૃતિનું રક્ષણ કરવાની વાત હોય નહીં. કારણ કે પ્રકૃતિનું રક્ષણ કોણ ના કરે ? ભગવાન સિવાય બીજાં બધા ય પ્રકૃતિનું રક્ષણ કરે. અને તમે પ્રકૃતિ પારકી છે છતાંય રક્ષણ કરો છો. પારકી છે એવું જાણો છો, છતાંય પારકી જણેલીને પૈણવાની તૈયારી કરો છો એય અજાયબી છે ને !

અહંકાર ને મમતા ગયાં છે, પણ પોતાપણું રહ્યું છે. જુઓ ને, આ અજાયબી જ છે ને !

## 'જોનારા'ને નથી પોતાપણું

પોતાપણાને અમે શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિનું રક્ષણ કરે એ જ પોતાપણું.

**દાદાશ્રી :** તો પ્રકૃતિનું રક્ષણ કરવું જોઈએ ?

**પ્રશ્નકર્તા :** આપણે તો જોનારા છીએ, કરવાનું શું ને ન કરવાનું શું ?

**દાદાશ્રી :** હા, 'જોનારા'ને તો પોતાપણું હોતું જ નથી ને ! 'જોનારા'ને પોતાપણું હોય જ નહીં ને ! પણ આ તો જ્યાં હજુ પ્રકૃતિનું રક્ષણ કરે છે, તેને માટે વાત છે.

તમે આમ રહીને જતાં હોય અને પેણે સુધી ગયા ત્યાર પછી કોઈ કહે, 'ના, આમ રહીને જવાનું.' તે ઘડીએ જરા મહીં આંચકો લાગે છે ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એ જ પ્રકૃતિનું રક્ષણ ! નહીં તો એટલી જ 'સ્પીડ'થી પાછું આ બાજુ વળી જાય. એવી 'સ્પીડ'થી અને એવા જ 'ટોન'થી અને એવા જ 'મુડ'થી. જે 'મુડ' હતો ને, તેનો તે જ 'મુડ'. આ તો છેલ્લી દશાની વાત કરી !

## 'ટેસ્ટ', પોતાપણાનો

અગર તો હમણે કશે ગાડીમાં જવાનું હોય ને તમને કહ્યું 'આવો.' ને બેસાડ્યા પછી બીજા એક જણે કહ્યું કે 'ઉતરો અહીંથી. હમણે એક જણ બીજા આવવાના છે.' તે વખતે શું કરો ? બેસી રહો ને ? 'નહીં ઊતરું' એવું કહો ને ?

**પ્રશ્નકર્તા :** પોતે ઊતરી જાય.

**દાદાશ્રી :** તરત ?

**પ્રશ્નકર્તા :** તરત જ. ઊતરી જ જાય ને !

**દાદાશ્રી :** 'નહીં ઊતરું' એવું ના કહે ? પણ પછી આગળથી થોડેક છેટે જઈએ, ને પછી બોલાવે 'આવો'. તો આવે ને ? મોઢા પર ફેરફાર કશો ના થાય ને ?

એટલે મેં શું કહ્યું છે ? આવું નવ વખત રહે તો હું કહું કે તું 'દાદો' થઈ ગયો જા. આવું નવ વખત કરે ને નવ વખત ઊતરી જાય અને નવેય વખત ઉતારનારને તું કર્તા ના માને, બોલાવનારને ય કર્તા ના માને, 'વ્યવસ્થિત'ને જ કર્તા માને. અને પાછા બોલાવે તો ય મનમાં કશું યે નહીં, પણ હસતાં હસતાં પાછાં આવવાનું ને હસતાં હસતાં ઊતરવાનું, જો મઝા આવે, જો મઝા આવે ! ત્યારે શું કહેવાય એ ? કે આ ભઈ પ્રકૃતિનું રક્ષણ કરતો નથી અને એટલે આનું પોતાપણું ગયું.

પોતે પ્રકૃતિનું રક્ષણ કરવું એ પોતાપણું. આ તો જે પ્રકૃતિથી છૂટવું છે તેનું જ રક્ષણ કરે છે.

## ત્યારે જશે પોતાપણું

હવે હું એવું નથી કહેતો કે તમારે તમારી પ્રકૃતિનું રક્ષણ ના કરવું. પણ એટલું આપણા મનમાં એમ લાગવું જોઈએ કે આ જ્ઞાન તમને આવું હોવું જોઈએ. વર્તન હું નથી માગતો. વર્તન તો ક્યારે આવે ? એ શ્રદ્ધા પ્રતીતિ ફીટ થઈ જાય, પછી એ જ્ઞાન પરિણામ પામે. જ્ઞાન એને અનુભવમાં આવતું જાય દહાડે દહાડે, ત્યારે વર્તનમાં આવે.

એક ફેરો ઉતારી પાડ્યા હોય તો અસર થઈ જાય, તે વળી પાછું મહીં જરા ટાઢું પડ્યું ત્યારે જ્ઞાન યાદ આવે. એમ કરતું કરતું ફીટ થઈ જાય. પહેલું પ્રતીતિમાં આવે, પછી અનુભવમાં આવતાં આવતાં તો પહેલાં થોડીવાર જ્ઞાનમાં ગોથાં ખાયાં કરે ને પછી વર્તનમાં આવે. પણ થોડું ઘણું અનુભવમાં આવ્યું તો ય બહુ થઈ ગયું ને ?!

એકાદ-બે ફેરા ય જો ગાડીમાંથી ઊતરીને પાછો બેસવા આવે, મોઢું

ઉતર્યા સિવાય તો ય ઘણું સારું કહેવાય. હા, નહીં તો મોઢું કઢી ઊતરી ગયા જેવું થઈ જાય ને ?! તમને એવું ના થાય મને લાગે છે, નહીં ? એક ફેરો ઊતરી જો જો. એવો વખત આવે તો ઊતરી જો જો ને ફરી મોઢું બગાડ્યા સિવાય બેસવાનું.

**પ્રશ્નકર્તા :** આપ કહો છો એવું સહેલું નથી.

**દાદાશ્રી :** હોય નહીં સહેલું. પણ આ શું છે ? આ વાત શા સારુ કરીએ ? કે આ વાત એને શ્રદ્ધામાં બેસી જાય ને, તો ધીમે ધીમે અનુભવ થતાં જાય.

આ કરવાનું અમે નથી કહેતા. આ જાણી રાખવાનું છે કે આવી રીતે આપણે પ્રકૃતિનું રક્ષણ કરતું બંધ થવું પડશે. જેટલું પ્રકૃતિનું રક્ષણ કરીએ એટલું ખોટું ને ! પાડોશી તરીકે એની ફરજ બજાવવાની. પણ કંઈ આવું રક્ષણ ઓછું કરાય ? કોઈ ઉતારી પાડે તો ઉતરી જવાનું કહીએ ને ફરી બોલાવે તો બેસવાનું કહીએ.

**પ્રશ્નકર્તા :** દરેક પ્રસંગોએ આ પ્રકૃતિ છે એ ખ્યાલ નથી રહેતો ઘણી વખત.

**દાદાશ્રી :** એ જાગૃતિ એટલી બધી ના રહે ને ! એટલા માટે તો આ અમે હલાવ હલાવ કરીએ આવું કે જેથી જાગતાં રહે. પણ આ તો આપણે ઊઠાવીએ ત્યારે એ 'હા ઊઠ્યો, હા ઊઠ્યો' કહીને પાછું પાસું ફેરવીને સૂઈ જાય.

આપણી પાસે 'વ્યવસ્થિત'નું આટલું સરસ જ્ઞાન છે ને ! સાધન નથી 'વ્યવસ્થિત'નું ?

**પ્રશ્નકર્તા :** છે સાધન. બહુ સરસ છે.

**દાદાશ્રી :** નિવેડો આવશે ને ? નિવેડો આવશે એ ખાતરી થઈ ગઈ ને ?

**પ્રશ્નકર્તા :** પણ આપણા જ્ઞાનમાં 'વ્યવસ્થિત'ની બરોબર સમજણ પડે તો પોતાપણું છૂટી જાય ?

**દાદાશ્રી :** છૂટી જાય ને ! 'વ્યવસ્થિત' એ પોતાપણું છોડવા માટે જ મેં આપેલું છે, ને એક્ઝેક્ટ' છે એ. 'વ્યવસ્થિત' એટલે 'સાયન્ટિફિક' વસ્તુ છે. એ કંઈ તમને અડસટ્ટે આપેલી વસ્તુ નથી. અવલંબન ખોટું આપ્યું નથી, 'એક્ઝેક્ટ' છે.

**પ્રશ્નકર્તા :** આ તો પોતાપણું છોડવું નથી અને પોતાપણું છોડ્યા વગર વસ્તુ પ્રાપ્ત કરવાની જે વાત રાખે છે, એ કેવું ?

**દાદાશ્રી :** હા, એટલે અમે શું કહીએ છીએ કે પોતાપણું છૂટી જાય તો એની મેળે ચાલ્યા કરે એવું છે. વગર કામનો શું કરવા પકડી રાખે છે ! છોડી દે ને, અહીંથી. પણ તે છોડે નહીં ને ! કહેશે, 'આમ થઈ જશે ને આમ થઈ જશે.'

આ 'જ્ઞાન' લીધું એટલે 'પોતે' આત્મા થઈ ગયો. 'પ્રકૃતિ મારી ન્હોય' એમ કહે છે, પણ પછી પાછો શું કરે ? પ્રકૃતિનું રક્ષણ કરે. પ્રકૃતિનું રક્ષણ કરવામાં શૂરો. કરે કે ? કોઈ ના કરે ? કોઈ રક્ષણ કરતાં હશે ખરાં ?

**પ્રશ્નકર્તા :** એ જ કરે છે ને !

**દાદાશ્રી :** શું વાત કરો છો ?! રક્ષણ કરે ! આ રક્ષણ થઈ જાય એ જ જાણવાનું છે. આ જાણે એટલે એની મેળે ધીમે ધીમે બધું છૂટ્યા કરે. એકદમ છૂટે એવું કરવાની જરૂર નથી. એકદમ કશું થાય નહીં. નહીં તો તાવ ચઢી જાય. એ તો આ જાણવાથી ધીમે ધીમે છૂટ્યા કરે.

## છોડવો શોખ પોતાપણાનો જ

**પ્રશ્નકર્તા :** પોતાપણું સામાન્ય રીતે બીજી કઈ કઈ બાબતોમાં કહેવાય, એ દાખલો આપીને સમજાવો ને !

**દાદાશ્રી :** તમારે આઈસક્રીમ ખાવો હોય અને આઈસક્રીમ આપ્યા પછી એ લઈ લે તો તમારું પોતાપણું દેખાય તમને. તમારું ઘડિયાળ પડાવી લે ને, તો તે ઘડીએ પોતાપણું તમારું દેખાય. એવું બધું દરેક વસ્તુમાં તમારું પોતાપણું તમને ઊઘાડું દેખાય.

આ પોતાપણાના શોખ છૂટી જાય એટલે પોતાપણું છૂટી જાય. જ્યાં સુધી શોખ હોય ત્યાં સુધી છૂટે કે ?

**પ્રશ્નકર્તા :** આ ના સમજાયું. બધા શોખ છૂટે ત્યારે કે પોતાપણાનો શોખ છૂટે ત્યારે ?

**દાદાશ્રી :** એકલો પોતાપણાનો જ શોખ છૂટે ત્યારે. બીજા બધા શોખ ના છૂટે તો વાંધો નહીં. પોતાપણાનો શોખ બહુ ભારે હોય છે. 'મારું કહેલું જ કરવું પડશે' કહેશે. એટલે બીજાં બધા શોખ ના છૂટે તો કશો વાંધો નહીં.

**પ્રશ્નકર્તા :** પોતાપણાનો શોખ એટલે એમાં પોતાનું ધાર્યું કરાવવું એ ?

**દાદાશ્રી :** એવું નહીં. પાછું ધાર્યું કરાવવા ઉપરેય શોખ, એવું નહીં.

**પ્રશ્નકર્તા :** તો ?

**દાદાશ્રી :** પોતાપણું ! આખા જગતમાં બધાને હોય. એ પોતાપણું જાય એટલે ભગવાન થઈ ગયા કહેવાય. જેને પોતાપણું નહીં, એ ભગવાન ! આ તમને બધાને 'જ્ઞાન' આપ્યું છે, પણ તમારી પાસે પોતાપણું છે જ. જ્યારે તમારું પોતાપણું નહીં હોય તે દહાડે તમે ભગવાન જ થઈ ગયા. અત્યારે ય ભગવાન જ છો, પણ થઈ ગયા નથી. કારણ કે તમને પોતાપણું છે. પણ જ્યારે પોતાપણું નહીં રહે ત્યારે તમે ભગવાન થઈ ગયા હશો.

## 'ભાવ' થકી આદરવો પુરુષાર્થ

'જ્ઞાન' હોય તો પોતાપણું જાય. નહીં તો પોતાપણું જાય નહીં.

**પ્રશ્નકર્તા :** પણ અમે બધાએ જ્ઞાન મેળવ્યું તો પછી જ્ઞાનથી એ આપોપું વધતું જાય. કારણ કે પછી આપણને ભાન આવે કે આ તો આપોપું ઘટવાને બદલે વધવા માંડ્યું.

**દાદાશ્રી :** એ આપોપું નથી. આપોપું તો જ્યારે જવાનું થાય છે

ને, ત્યારે એ આપોપું ગણાય છે. જ્યારે 'પ્યૉર' થઈ જાય છે ત્યારે આપોપું ગણાય છે, પોતાપણું ગણાય છે.

**પ્રશ્નકર્તા :** આ પોતાપણું ગયેલું હોય, પણ છતાં ય ઘણી વખત પાછો ડખો થઈ જાય છે.

**દાદાશ્રી :** પણ ગયું જ ક્યાં છે, તે ડખો થાય છે તમે કહો છો ?! કોઈનું ય ગયેલું દેખાતું નથી. એ ગયા પછી તો ફરી ડખો કરે નહીં. એક ફેરો પોતાપણું ગયા પછી એ આમ ડખો નહીં કરવાના. એ ચઢતી ઉતરતી વસ્તુ નથી. એ તો યથાર્થ વસ્તુ છે. એ ગયું એટલે ગયું, ફરી પાછું ના દેખાય. આ અરધું તમને થઈ ગયું ને અરધું ના થઈ ગયું; એવું તમને લાગ્યું ? ના. એમ નથી. આ પોતાપણું એવી વસ્તુ નથી કે જે એક ફેરો ગયા પછી ફરી એ પાછું આવે. પહેલું તો, પોતાપણું જાય એવું જ નથી ને ! આ 'પોતાપણું જવું' એ વાત પહેલી વખત જ નીકળે છે. અમારે પોતાપણું ના હોય.

**પ્રશ્નકર્તા :** આપને પોતાપણું લાવવું હોય તો શું થાય ?

**દાદાશ્રી :** આવે નહીં ને ! એક ફેરો નીકળી ગયા પછી શી રીતે આવે ?!

**પ્રશ્નકર્તા :** આ પોતાપણું આપના 'જ્ઞાન'થી જવાનું તો ખરું જ. એ નિશ્ચિત વાત છે. પણ એ ઝડપથી કેવી રીતે જાય ?

**દાદાશ્રી :** ઝડપ તો, આ ટ્રેનની 'સ્પીડ' વધારીએ, એ તો એનાં સાધન મંગાવીએ ત્યારે થાય. પણ આમાં ના ઢીલ ખોળવી, ના ઝડપ ખોળવી. કારણ કે એ બધું વિકલ્પ છે. હા, આપણે ભાવ કરવો કે પોતાપણું કાઢવું છે, બસ. એ ભાવ એટલું બધું કામ કરે છે કે પોતાપણું નીકળ્યા જ કરે નિરંતર. અને તમે ભાવ કરો કે 'ના, હજુ આ સંસાર છે ત્યાં સુધી પોતાપણું કાઢવાની જરૂર નથી' ત્યારે એવું. આ 'જ્ઞાન' આપ્યા પછી 'તમારું' ચલણ છે આ બધાં ભાવ ઉપર. અને આ 'નિકાલી બાબત'માં 'તમારું' ચલણ નથી. ત્યાં તો તમારે નિકાલ કરી નાખવાનું.

તમારું ક્યાં ક્યાં ચલણ છે એ સમજાયું ? ભાવ ઉપર તમારું ચલણ

છે, કે 'હવે પોતાપણું કાઢવું છે, પોતાપણું ના જોઈએ હવે' તો, તેવું ! કારણ કે જે પોતાનું નથી તેનું પોતાપણું કરીએ, ક્યાં સુધી એવું રહીએ ?! આપણને 'જ્ઞાન'થી સમજાઈ ગયું કે આ પોતાનું નથી. હવે ત્યાં પોતાપણું કરીએ, એ ભૂલ જ છે ને ! અમારે એવું પોતાપણું જ ના હોય.

## 'ઉદય'માં વર્તતું પોતાપણું

'જ્ઞાની પુરુષ' પોતાનાં ઉદય આધીન જ વર્ત્યા કરવાના. એમાં પોતાપણું ના રાખે. આજુબાજુના સંજોગો બધું શું કામ કરે છે, તે ઉદયના આધીન બધા સંજોગો ભેગા થાય, 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ' ભેગા થાય, ને તે આધારે બધું વિચરે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાનીઓ જ ઉદય આધીન વર્તે, તો બીજા બધાંને કેવું હોય ?

**દાદાશ્રી :** બીજાને ય ઉદય આધીન હોય. પણ પેલું પોતાપણું મહીં રહે એમને.

**પ્રશ્નકર્તા :** પણ આપ કહો છો કે દરેક માણસ ઉદયાધીન વર્તે છે. તો એમાં એણે પોતાપણું રાખવું હોય તો રાખી શકે ખરો ?

**દાદાશ્રી :** પોતાપણું જ રાખે છે.

**પ્રશ્નકર્તા :** આ 'જ્ઞાન' લીધેલા મહાત્માઓ માટે ?

**દાદાશ્રી :** મહાત્માઓ હઉ પોતાપણું રાખે છે.

**પ્રશ્નકર્તા :** તો પછી અમે પોતાપણું કેવી રીતે રાખીએ છીએ ?

**દાદાશ્રી :** રહે જ ! રાખતા નથી, રહે જ ! પણ હવે ધીમે ધીમે ઓગળતું જાય. જેટલા આપણા હિસાબ બધા ચૂકવાય ને, એટલું પોતાપણું ઓગળતું જાય. એ જેટલું ઓગળ્યું એટલું પછી પોતાપણું ના રહે. એટલે આ બધાને પોતાપણું જ છે ને ! પોતાપણું રહે જ. પણ આ 'જ્ઞાન' લીધું છે એટલે એમનું પોતાપણું હજુ ઓગળે છે.

**પ્રશ્નકર્તા :** પોતાપણું રહે તો પછી 'ચાર્જ' થાય ને, એવું થયું ને ?

**દાદાશ્રી :** ના. 'ચાર્જ' ના થાય. આ પોતાપણું 'ચાર્જ' થાય એવું નથી. આ પોતાપણું 'ડિસ્ચાર્જ' છે, ઓગળી જાય એવું છે.

## 'ડિસ્ચાર્જ' અહંકાર એ પોતાપણું

અહંકાર તો જતો રહ્યો તમારો. અમે 'જ્ઞાન' આપીએ છીએ ત્યારે અહંકાર ને મમતા બધું જતું રહે છે. પણ હજુ પોતાપણું રહ્યું છે, એટલે શું ? કે જે અહંકાર જીવતો નથી તે. એવું છે, એની એ જ વસ્તુનો લાડવો વાળો તો લાડવા કહેવાય અને ચકતાં પાડ્યાં તો બરફી ચૂરમું કહેવાય, અને ચકતાંયે ના પાડ્યાં ને લાડવાય ના વાળ્યા ને એમ ને એમ ચોળ્યું તો ચૂરમું કહેવાય. એની એ જ વસ્તુ. વસ્તુ એકની એક જ છે આ. અહંકાર ને મમતા જતાં રહ્યાં એ ભાગને અત્યારે પોતાપણું કહીએ છીએ આપણે. અહંકાર જેવું દેખાય છે.

**પ્રશ્નકર્તા :** તો પછી અહંકાર અને પોતાપણામાં શું ફરક ?

**દાદાશ્રી :** અહંકાર તો ખસે નહીં, ઓછો થાય નહીં.

**પ્રશ્નકર્તા :** તો આ પોતાપણું ખસી જાય ?

**દાદાશ્રી :** પોતાપણું તો ઓછું થતું જ જાય. પોતાપણું એટલે ભરેલો માલ, ભરેલો અહંકાર, એ નીકળ્યા કરે. અને આ અહંકાર તો કેવો છે ? ભરેલો છે અને નવો ભરાતો ય જાય છે, બેઉ ભેગાં છે. અને પેલો ભરાતો અહંકાર 'આપણા'માં નીકળી ગયો અને ભરેલો રહ્યો. ભરેલો અહંકાર તો પેલાં લોકોને ય ખાલી થાય, પણ નવો ભરાતો ય જાય છે. અને આપણે અહીંયે ખાલી થઈ જાય, પણ અહીં હવે નવો નથી ભરાતો. એટલે 'ચાર્જ' અહંકાર તો જતો રહ્યો. પણ 'ડિસ્ચાર્જ' અહંકાર છે, એ પોતાપણું કહેવાય.

## પ્રમાણ 'જાગૃતિ'નું 'ડિસ્ચાર્જ' પોતાપણું

**પ્રશ્નકર્તા :** એટલે આ 'જ્ઞાન' લીધા પછી પોતાપણું એ 'ડિસ્ચાર્જ' ભાવ કહેવાય !

**દાદાશ્રી :** એ 'ડિસ્ચાર્જ' ભાવ છે, ભરેલો માલ છે. એ માલ નીકળી

જશે એમ પોતાપણું ખલાસ થતું જશે, પોતાપણું ઊઠી જશે.

**પ્રશ્નકર્તા :** એટલે પોતાપણું આ માલના આધારે ટક્યું છે ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** ને માલ ખાલી થશે તેમ પોતાપણું ખલાસ થશે ?

**દાદાશ્રી :** હા, માલ ખાલી થશે તેમ પોતાપણું ખૂટતું જશે. પોતાપણું એમ ને એમ નથી ખૂટે એવું. ટાંકીમાંથી માલ ખાલી થઈ ગયો એટલે પોતાપણું ખલાસ થયું.

પોતાપણું નીકળ્યું એટલું જતું જ જાય. પણ ઓછું નીકળ્યું હોય તો એટલું વધારે રહ્યું ને વધારે નીકળ્યું હોય તો એટલું ઓછું થઈ ગયું. ત્યાં જેટલી જાગૃતિ એ પ્રમાણે પોતાપણું નીકળી જાય. જાગૃતિનું પ્રમાણ હોય, એટલા પ્રમાણમાં પોતાપણું નીકળી જાય. જાગૃતિ વધારે હોય તો પોતાપણું વધારે પ્રમાણમાં નીકળી જાય ને જલદી નીકળી જાય. જાગૃતિ ઓછી હોય તો પોતાપણું ધીમે રહીને નીકળે.

પણ આ 'જ્ઞાન' પછી પોતાપણું અત્યારે તમને સો એ સો ટકા છે. તેમાંથી જાગૃતિ વધારે હોય તો એકદમ દસ ટકા પોતાપણું નીકળી જાય, ને જાગૃતિ ઓછી હોય તો બે ટકા જ નીકળે.

**પ્રશ્નકર્તા :** પછી બાકીના નેવું ટકા પોતાપણાનાં તો રહે જ ને ?

**દાદાશ્રી :** હા. વધારે જાગૃતિવાળાને નેવું ટકા રહે ને પેલાં ઓછી જાગૃતિવાળાને અઠ્ઠાણું ટકા રહે.

**પ્રશ્નકર્તા :** હવે બાકીનું રહ્યું એ પાછું કઈ રીતે ખાલી થતું જાય ?

**દાદાશ્રી :** પછી ફરી વખતે પાછું નીકળે એ તો.

**પ્રશ્નકર્તા :** એટલે જેમ જેમ ઉદય આવે તેમ તેમ પોતાપણું નીકળે ?

**દાદાશ્રી :** હા, પણ એમાં જેટલું જાગૃતિનું પ્રમાણ હોય એટલું

'સ્પીડી' પોતાપણું નીકળી જાય. અને જેટલા ટકા પોતાપણું ખલાસ થાય એટલા પ્રમાણમાં જાગૃતિ વધતી જાય.

## યથાર્થ જાગૃતિ, જુદાપણાની

**પ્રશ્નકર્તા :** ઉદય આવે, એમાં જાગૃતિ વર્તે, તો દસ ટકા અગર તો બે ટકા પોતાપણું ખલાસ થયું. તો એ જાગૃતિ કેવી હોય ? એ જાગૃતિ કઈ રીતે વર્તતી હોય તો પોતાપણું ખલાસ થાય ?

**દાદાશ્રી :** 'હું શુદ્ધાત્મા છું' એ, પછી આ આજ્ઞાઓની એ બધી જાગૃતિ રહે. 'આ કોણ, હું કોણ' એ બધી જાગૃતિ રહે. મારનાર એ મારનાર નથી, એ શુદ્ધાત્મા છે એવી બધી જાગૃતિ રહે.

'આ હું ન્હોય, આ હું' એ જે જાણે છે તે આત્મા ! 'આ હું અને આ ન્હોય' એવી બધી જાગૃતિ રહેવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** કઈ કઈ બાબત પોતે ન્હોય અને કઈ કઈ બાબત પોતે છે ? એમાં શું શું જુએ ?

**દાદાશ્રી :** બધી ય બાબત. એ તો અમે 'જ્ઞાન' આપીએ છીએ ને ! 'જ્ઞાન' આપતી વખતે અમે આપીએ છીએ ને, કે આ તું ન્હોય.

**પ્રશ્નકર્તા :** એ જુદું પાડ્યા કર્યું એ આત્મા કહ્યો !

**દાદાશ્રી :** બસ, એ જ આત્મા !

**પ્રશ્નકર્તા :** હવે એવું નિરંતર રહેવું જોઈએ ને !

**દાદાશ્રી :** લક્ષમાં ભૂલાય જ નહીં એ જુદું પાડવાનું. પછી જ્યારે હોય ત્યારે જુદું પાડવાનું, એનું એ. પછી એ આત્મા જ થઈ ગયો. ખમીસને બટન વાસે તેથી કરીને ખમીસ કાઢી શકે એમ છે, એવું જાણે છે ને, કે આ ભાગ ખમીસ છે ને આ હું. કે ના જાણે ? કે ત્યાં બધું સરખો જ ભાગ જાણે ?

**પ્રશ્નકર્તા :** ના, એ જુદું સરસ રીતે જાણે. પણ હવે આ મન-વચન-

કાયાની અવસ્થા નિરંતર ઉત્પન્ન થયા કરવાની ને ? તો ત્યાં જ જાગૃતિ અવિરતપણે માગે છે ને, કે આ હું ન્હોય અને આ હું ?

**દાદાશ્રી :** આ બધું આટલું હોતું જ નથી. પણ આમાં ક્યાંક રહી ગયું હોય કે આપણે મહીં 'ઈન્ટરેસ્ટ' લઈએ, ત્યારે આપણે કહીએ, 'ભઈ, આપણું ન્હોય આ.' બાકી, 'જ્ઞાન' આપ્યા પછી છૂટો જ રહે છે. પણ પછી મહીં ભેળસેળ થઈ જાય થોડોઘણો.

**પ્રશ્નકર્તા :** એટલે ગમે તેવાં પરિણામ આવે એ આપણા ન્હોય, એવું મહીં લક્ષમાં રાખવાનું.

**દાદાશ્રી :** હા, કે આ હું ને આ હું ન્હોય !

**પ્રશ્નકર્તા :** પણ આમાં આ ખમીસ જુદું અને હું જુદો, એવું પેલામાં એને શું દેખાય છે ?

**દાદાશ્રી :** એવું આ મહીં હઉ એવું જુદું દેખાય ને !

**પ્રશ્નકર્તા :** આમ દર્શનમાં શું આવે એને ? એક દાખલા તરીકે કહો કશું.

**દાદાશ્રી :** આ પથરો જુદો ને મારો હાથ જુદો, એમ ખબર ના પડે આપણને ? પછી, આ પથરાનો ગુણ છે ને આ મારો ગુણ છે એવું ?

**પ્રશ્નકર્તા :** હા. પથરાના ગુણને બધી રીતે જાણે કે આ વજનવાળો છે, ઠંડો છે, ચોરસ છે...

**દાદાશ્રી :** સુંવાળો છે.

**પ્રશ્નકર્તા :** તો આ ગુણધર્મ ન્હોય મારા અને મારા આ ગુણધર્મ, એમાં એને કેવી રીતે રહેવાનું ?

**દાદાશ્રી :** કે આ ઠંડું મારું ન્હોય, આ સુંવાળું મારું ન્હોય, આ ગુસ્સો થયો તે મારો ન્હોય, કપટ કર્યું તે મારું ન્હોય, દયા કરી તે મારું ન્હોય !

આપણે પથારીમાં સૂઈ જઈએ, તો હું જુદો છું એ ના ખબર પડે ?

ખબર પડે ?

**પ્રશ્નકર્તા :** ત્યાં તો સમજાય કે પથારી અને સૂનાર ખરેખર જુદાં જ છે. પણ એને આ આત્મા અને આ પૌદ્ગલિક અવસ્થા એ જુદાં છે, એ જે લક્ષમાં રહેવું જોઈએ અથવા જે ઉપયોગ જાગૃતિ રહેવી જોઈએ, ત્યાં વાંધો છે ને ?

**દાદાશ્રી :** પથારીની બાબતમાં કંઈક જાગૃતિ છે. પણ આત્માની બાબતમાં તો જાગૃતિ ઊડી જ ગયેલી છેને ! પથારીની વાત એના ખ્યાલમાં રહે છે.

**પ્રશ્નકર્તા :** એ પણ એને નોંધ કરાવીએ ત્યારે કહેશે, 'હા, બે જુદાં છે.'

**દાદાશ્રી :** એ તો પુરાવા સાથે આપું ત્યારે એ માને.

**પ્રશ્નકર્તા :** તો એવું અંદરની વસ્તુઓમાં બધાં 'ફેઝિઝ'ને 'ન્હોય મારા અને હું શુદ્ધાત્મા' એવું સમજવા માટે અથવા એવું યથાર્થ જાગૃતિમાં રહેવા માટે આ બધા પુરાવાની જરૂર પડે ને ?

**દાદાશ્રી :** પુરાવા તો મુખ્ય વસ્તુ છે.

**પ્રશ્નકર્તા :** એ પુરાવા કયા કયા હોય અંદરનું સમજવા માટે ?

**દાદાશ્રી :** જેમાં અનેક વસ્તુ ભેગી થઈને કાર્ય થાય એ બધું આપણું ન્હોય. ત્રણ જ વસ્તુ ભેગી થઈ અને કાર્ય થયું તો ય આપણું ન્હોય. બે વસ્તુ ભેગી થઈને કાર્ય થયું તોય આપણું ન્હોય. કેરી ચપ્પાથી ના કાપી અને દાંતથી કાપી. હા, એ બધું ભેગું થઈને થયું માટે એ આપણું ન્હોય ! ઝીણું સમજવું પડશે ને ? ચાલે ખરું જાડું ?

**પ્રશ્નકર્તા :** મૂળ વસ્તુ તો સૂક્ષ્મતમ છે.

**દાદાશ્રી :** હા, મૂળ વસ્તુ સૂક્ષ્મતમ છે અને વાત જાડી કાંતે તો શું થાય ?!

**પ્રશ્નકર્તા :** પણ આ વાત નવી જ કહી.

**દાદાશ્રી :** નવી નહીં, છે જ પહેલેથી આ ! આ તો તીર્થંકરોની પાસે હતું પહેલેથી જ હતું અને આજે ય છે. તમે તમારી મેળે તમારી લૉ બુકથી 'નવું' કહો, તેનું હું શું કરું તે ?!

## અનુભવ પ્રમાણ, ઓગાળે પોતાપણું

આ કોઈ એમની લૉ બુકથી માને કે 'આપણે સંપૂર્ણ થઈ ગયા.' ત્યારે મેં એમને કહ્યું, 'કશું ય થયા નથી, ફાંફા ના મારશો. હજુ તો બધું બહુ થવાનું બાકી છે. સંપૂર્ણ થવું એ કંઈ લાડવા ખાવાના ખેલ છે ?' પછી મને કહે છે, 'પણ અહંકાર તો જતો જ રહ્યો છે.' મેં કહ્યું, 'ન્હોય ગયેલો. બધું પૂરેપૂરું જ છે. હજી તપાસ નથી કરી.'

પણ ધીમે ધીમે જાય એ તો. જેમ જેમ અનુભવના ખત્તા ખાઈએ, જેટલું અનુભવનું પ્રમાણ એટલું પોતાપણું તૂટ્યું. અહંકાર જવો એટલે તો પોતાપણું ખલાસ થઈ જાય ને ! હજુ તો કેટલા બધા અનુભવ થશે ત્યારે પોતાપણું છૂટવાનો અંશ આવશે.

મૂળ અહંકાર જતો રહ્યો, 'ચાર્જ' અહંકાર જતો રહ્યો. એને જ અહંકાર કહેવામાં આવે છે. પણ પેલો 'ડિસ્ચાર્જ' અહંકાર જવો એ લાડવા ખાવાના ખેલ નથી. અહંકાર જતો રહ્યો, એને શું કહેવાય ? ગર્વ નહીં, ગારવતા નહીં, પોતાપણું નહીં. એ બધું ના જવું જોઈએ ? આ 'જ્ઞાન' પછી અહંકાર તો જતો જ રહ્યો છે, તે 'ચાર્જ' અહંકાર તો જતો રહ્યો. પછી રહ્યો કયો અહંકાર ? 'ડિસ્ચાર્જ'. એ જેટલા અનુભવ પ્રમાણ થાય એટલો 'ડિસ્ચાર્જ' અહંકાર ઓછો થાય, ને ત્યાર પછી પોતાપણું ધીમે ધીમે ઘટે. એમ ને એમ ઘટે નહીં. આ લાડવા ખાવાના ખેલ નથી. ત્યારે એ કહે છે, 'એવું આખી જિંદગીમાં ના થાય ?' મેં કહ્યું, 'એક-બે અવતારમાં મોક્ષે જવાશે. બીજી ખોટી આશાઓ રાખવાનો શો અર્થ ?' ખોટી આશાઓ રાખીએ એમાં ફાયદો થાય ?

## આ બધું ય પોતાપણું

પોતાપણું ઓગળ્યા પછી તો ગારવતા-ગર્વ કશું રહે નહીં ને ! આ તો ગર્વ-ગારવતા બધું ય રહે છે. પોતાપણું રહિતનાં શું લક્ષણ હોય ?

કોઈ ગાળો દે તોય સ્વીકાર કરી લે, કોઈ માર મારે તો યે સ્વીકાર કરી લે. અહંકારનાં પક્ષમાં બેસવું એ પોતાપણું કહેવાય. અજ્ઞાનતાનાં પક્ષમાં બેસવું એ પોતાપણું કહેવાય. ઉપયોગ ચૂક્યા એ પોતાપણું કહેવાય.

તમે ય થોડી વાર ઉપયોગ ચૂકી જાવ એ પોતાપણું કહેવાય. તમે કહો છો કે 'મહીં જે આવે છે તેમાં ભળી જવાય છે, તન્મયાકાર થઈ જવાય છે, ને પછી ખબર પડે છે.' એ પોતાપણાને લીધે ભળી જવાય છે.

## રહ્યો આ જ પુરુષાર્થ

**પ્રશ્નકર્તા :** આ ઉદયમાં તન્મયાકાર રહેવું એવું 'વ્યવસ્થિત' ઘડાયેલું હોય છે ?

**દાદાશ્રી :** એવું 'વ્યવસ્થિત' હોય જ, એનું નામ જ ઉદય ! ઉદયમાં તન્મયાકાર એવું 'વ્યવસ્થિત' હોય જ અને એમાંથી પુરુષાર્થ કરવો. તે ઘડીએ તપ થયા વગર રહે નહીં.

આ બધી ઝીણી વાતો ક્યારે એ કાંતે ?! એ તો જેમ કાંતે ત્યારે ખબર પડે.

**પ્રશ્નકર્તા :** હવે અજ્ઞાનતા હતી ત્યારે પોતે પ્રકૃતિમાં તન્મયાકાર થતો હતો.

**દાદાશ્રી :** થતો હતો જ નિયમથી અને રાજીખુશી થઈને થતો હતો. એને ગમે પાછું. દારૂ પીવાનો વિચાર આવ્યો કે તરત તન્મયાકાર થઈ જવાનો. એ ગમે એને. અને હવે 'જ્ઞાન' પછી શું થાય ? મહીં પોતે છૂટો રહે. એટલે ના ગમતું થાય. આ ના ગમતું થાય એનું આ તપ ઊભું થાય.

**પ્રશ્નકર્તા :** એટલે પહેલાં ગમતું હતું, તે જ હવે ના ગમતું થયું ?

**દાદાશ્રી :** હા. ગમતું પ્રકૃતિને બાંધે અને ના ગમતું પ્રકૃતિને છોડે.

ઉદયકર્મો 'વ્યવસ્થિત' પ્રમાણે કરવા પડે, તે બહુ નુકસાન કરનારાં છે. આમ બધું છે નિકાલી, પણ 'મૂળ જ્ઞાન'ને પ્રગટ કરવામાં બહુ નુકસાન કરનારું છે.

**પ્રશ્નકર્તા :** એ બરોબર ના સમજાયું.

**દાદાશ્રી :** 'વ્યવસ્થિત' એવું હોવું જોઈએ કે પુરુષાર્થને અનુકૂળ થાય એવું. પુરુષાર્થના વિરૂદ્ધ થાય એ બધું 'વ્યવસ્થિત' ઊંધું કહેવાય. ભલે ના ગમતું છે. ના ગમતું છે એટલે એ આત્મા છે એ વાત નક્કી થઈ ગઈ. 'નથી ગમતું' ત્યાં એ તો આત્મા તરીકે છે.

**પ્રશ્નકર્તા :** પણ 'વ્યવસ્થિત' તો જે આવી ગયું એ આવી ગયું. પણ હવે ત્યાં આગળ શું કરવાનું ?

**દાદાશ્રી :** જે છે એમાં પુરુષાર્થ કરવો પડે.

## ત્યાં બળ પ્રજ્ઞાતણું

**પ્રશ્નકર્તા :** એટલે જ્યારે 'વ્યવસ્થિત'ને આધીન તન્મયાકાર થાય ત્યારે એને તન્મયાકાર ના થવા દેવું. હવે આ જુદું રાખવાનું.....

**દાદાશ્રી :** એ જે પ્રક્રિયા છે એ જ પુરુષાર્થ છે.

**પ્રશ્નકર્તા :** એ જુદું રાખવાનું એ કોણ રાખે ?

**દાદાશ્રી :** એ આપણે રાખવાનું. કોણે રાખવાનું એટલે ?! જે રાખતું હશે એ રાખશે. પણ આપણે નક્કી કરવું કે મારે રાખવું છે. એથી આપણે જો પ્રજ્ઞા હોઈશું તો આ બાજુ કરશે ને અજ્ઞા હોઈશું તો પેલી બાજુ કરીશું. પણ આપણે નક્કી કરવું. આ બાજુ થયું એટલે જાણવું કે પ્રજ્ઞાએ કર્યું અને પેલી બાજુ થયું તો અજ્ઞાએ કર્યું. આપણે તો નક્કી જ કે 'મારે પુરુષાર્થ જ કરવો છે. હું પુરુષ થયો. દાદાએ મને પુરુષ કર્યો છે. પુરુષ અને પ્રકૃતિ બેઉ જુદાં પાડ્યાં છે. હું પુરુષ થયો છું. માટે પુરુષાર્થ કરવો છે.' એવું નક્કી કરવું.

આ તો આખો દહાડો પ્રકૃતિમાં જતું રહે ઘણુંખરું તો, એમ ને એમ વહ્યું જ જાય છે પાણી !

## એમ અનુભવ વધતો જાય

**પ્રશ્નકર્તા :** એટલે ઉદય આવે છે એટલાં વખત સુધી તો આ

પોતાપણું ટકવાનું જ છે ને, એની જોડે ?

**દાદાશ્રી :** પોતાપણું ખલાસ થયા પછી પણ ઉદય તો આવે જ ને ! પણ એ ઉદયમાં પોતાપણું ના હોય.

**પ્રશ્નકર્તા :** હા, પણ એ તો પોતાપણું ખલાસ થાય ત્યારે ને ?

**દાદાશ્રી :** ત્યાર પછી યે ઉદય તો આવ્યા જ કરવાના ને ! પણ એમાં પોતાપણું ના હોય. ઉદય તો મારે ય હોય ને ! પણ ઉદયમાં પોતાપણું અમને ના હોય. ઉદયમાં પોતાપણું બધાને વર્તે જ. પણ 'જ્ઞાન' પછી એ પોતાપણું ઓછું થતું જાય, વધે નહીં. ઓછું થતું થતું ખલાસ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** અને એ પોતાપણું તો ઉદય આવશે ત્યારે દેખાશે ?

**દાદાશ્રી :** હા. તેથી કહ્યું ને, જેમ જેમ ઉદય આવતા જાય, તેમ આત્માનો અનુભવ આવતો જાય, તેમ તેમ અહંકાર ઓછો થતો જાય. એવી રીતે આ બધું 'રેગ્યુલર' થયા કરે. એને અનુભવ પછી વધતો જાય.

## સમજવી જ્ઞાન ભાષાની ઝીણી વાતો

**પ્રશ્નકર્તા :** તો પછી અહંકાર ખલાસ કરવાની માથાકૂટ કરવાની જરૂર નથી. એની મેળે જ ક્રમ પ્રમાણે ઉદયમાં આવશે ને એને આપણે જોયા કરવાનું.

**દાદાશ્રી :** નહીં. આપણે પુરુષાર્થ કરવાનો રહ્યો. 'કશું કરવા જેવું નથી' એવું નહીં. ખરો પુરુષાર્થ જ હવે કરવાનો રહ્યો.

**પ્રશ્નકર્તા :** પણ એ 'જોયા' કરવા સિવાય બીજો શો પુરુષાર્થ ?

**દાદાશ્રી :** એ જોયા કરવાનું, પણ એ જોવાતું નથી એવું. જોવા ય એવું સહેલું નથી એ. પુરુષાર્થ કરવાનો આપણે. પુરુષાર્થ કરીએ તો જોવાય.

**પ્રશ્નકર્તા :** એટલે કેવો પુરુષાર્થ કરવાનો ?

**દાદાશ્રી :** એ જ પુરુષાર્થ કરવાનો કે આ શું મહીં બળી રહ્યું છે

ને કેવી રીતે થઈ રહ્યું છે.

**પ્રશ્નકર્તા :** એ જોવાનું થયું ને ?

**દાદાશ્રી :** પણ જોવાનું સહેલું નથી. જોવાય નહીં માણસથી. માણસ જોઈ શકે નહીં. પુરુષાર્થ કરે તો જોવાય. પુરુષ થઈને પુરુષાર્થ કરે તો જ જોવાય, તન્મયાકાર થવા ના દે. આ તો તન્મયાકાર થઈને એને જુએ, એનો અર્થ જ નહીં ને ! 'મિનિંગલેસ' વાત ને !

**પ્રશ્નકર્તા :** ઓહો, તન્મયાકાર થઈને જ જોવાનો પ્રયત્ન કરે !

**દાદાશ્રી :** હા, એટલે 'મિનિંગલેસ' વાત ને !

**પ્રશ્નકર્તા :** તો કઈ રીતે જુદું પડીને જોવાનું ?

**દાદાશ્રી :** પુરુષાર્થ કરીને ! એમાં કંઈ 'વ્યવસ્થિત'ના આધારે પેલામાં તન્મયાકાર થાય, તો તન્મયાકાર નહીં થવા દેવું અને પોતે પોતાનામાં રહેવું, પેલાને જુદું રાખવું અને તે જુદું જોવું એ પુરુષાર્થ ! હવે એવું જાણવા-જોવાનું તો રહે નહીં ને !

'મહાત્માઓ' બોલે એટલું જ કે 'અમે જોઈએ-જાણીએ છીએ.' બધા ય આપણા 'મહાત્માઓ' બોલે છે કે 'આપણે તો બધું જોવાનું ને જાણવાનું.' મેં કહ્યું, 'બહુ સારું.' પણ કેમનું જોવા-જાણવાનું તે ?! આ તો બધા જ બોલે તો યે હું 'લેટ ગો' કરું. હું જાણું કે 'ફર્સ્ટ સ્ટાન્ડર્ડ' આવો જ હોય.

**પ્રશ્નકર્તા :** પણ ઉદય તો, ચોવીસેય કલાક ઉદય તો રહેવાના જ ને !

**દાદાશ્રી :** એ ઉદય જ છે આખો દહાડો ય. હા, પછી ઉદયમાં તન્મયાકારપણું તે ય છે એની જોડે ને જોડે. અને તન્મયાકાર નથી થવા દેવું એ પુરુષાર્થ, તે પુરુષાર્થે ય કામ કરે છે. પણ ઘણી જગ્યાએ એ પુરુષાર્થ ઓછો હોય છે. કેટલુંક તો એમ ને એમ તન્મયાકાર રહ્યા જ કરે છે. ખબર પડ્યા વગર એમ ને એમ જતું રહે છે આખો દહાડો ય ! અને પછી કહેશે 'આપણે જોયું-જાણ્યું !' અલ્યા, શું જોયું-જાણ્યું ? એ શાને કહે

છે ? આ ભૂતાં જોયાં તેં ?

જોવાનું તે શું છે ? કે 'વ્યવસ્થિત' તન્મયાકાર થવા દેતું હોય, તે જાણવું કે 'વ્યવસ્થિત' આ બાજુ લઈ જઈ રહ્યું છે, તેને આપણે આમ ખેંચી લાવવું અને પોતાના 'એમાં' રાખી અને ત્યાંથી પછી જોવું અને શું બળતરા થવા માંડી તે જોવી. એવો કંઈ પુરુષાર્થ હોય, તે પુરુષાર્થ એટલે પુરુષના આધારે કંઈક હોય.

આવું કંઈ સહેલું છે 'જોવું-જાણવું' ? પણ બધા ય 'મહાત્માઓ' બોલે છે એવું 'આપણે દાદા, જોઈએ ને જાણીએ, આખો દહાડો એ જ.' મેં કહ્યું, 'બહુ સારું.' કારણ કે ઝીણી વાત એમને ખબર પડે નહીં, ને મારે માથાકૂટ પડે. આ તો તમારા લીધે આવી ઝીણી વાત કરું છું. નહીં તો ઝીણી વાત કરાય નહીં.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, આની જરૂર છે.

**દાદાશ્રી :** પણ કોને કરું ? એ તો અમુક જ હોય, તેને કરાય આ વાત.

## 'અક્રમ વિજ્ઞાન'ની લબ્ધિ

આ 'જ્ઞાન' લીધું એટલે પોતે આત્મા છે. પણ તે સર્વસ્વ આત્મા નથી એ. એ પ્રતીતિ આત્મા છે. ત્યારે પ્રકૃતિ ઉપશમ થયેલી હોય, તોય એ પ્રતીતિ આત્મા છે. આપણા બધા 'મહાત્માઓ'ને પ્રતીતિ આત્મા છે.

**પ્રશ્નકર્તા :** એટલે આ 'જ્ઞાન' પછી આખી પ્રકૃતિ હજુ ઉપશમ ભાવને પામેલી છે.

**દાદાશ્રી :** હા, પણ ઉપશમ ભાવને પામેલી એટલે બહુ થઈ ગયું. એટલું આવ્યુંને, ઉપશમ ભાવને પામી એ જ મોટામાં મોટો પુરુષાર્થ. એ જ મોટી આ લબ્ધિ કહેવાય એને ! બાકી, બીજી બધી લબ્ધિઓ નથી.

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિ ઉપશમ છે એમાં શો પુરુષાર્થ ?

**દાદાશ્રી :** એને પુરુષાર્થ કહેવાય ને ! પ્રકૃતિ ઉપશમ થઈ એટલે પ્રકૃતિ તમને 'હેલ્પફુલ' થઈ. એટલે પુરુષાર્થ કરો તો તમારો ફળે. પ્રકૃતિ

ઉપશમ ના થાય ત્યાં સુધી પુરુષાર્થ ફળે જ નહીં.

**પ્રશ્નકર્તા :** પણ એ પ્રકૃતિ તો પાછી ઉભરાવાની તો ખરી જ ને ?

**દાદાશ્રી :** ઉભરાય. તોય પણ જ્યારે ત્યારે પુરુષાર્થ એનો ફળે, વહેલો-મોડો પણ પુરુષાર્થ ફળે. પણ પ્રકૃતિ ઉપશમ થયેલી હોય તો. અને એક ફેરો ઉપશમ થયા પછી ઉભરાય નહીં ફરી, ઉપશમ થયા પછી જાય નહીં.

## આધીનતા વિના મોક્ષમાર્ગ નથી

**પ્રશ્નકર્તા :** ઉપશમ એટલે શું હોય એમાં ?

**દાદાશ્રી :** ઉપશમ એટલે ગમે એટલું એમની પર અવળું જોર કરો તોય જાય જ નહીં. થોડીવાર અવળું થઈને પછી પાછાં આવતાં રહે. અહીંથી છૂટો ના પડે. બીજાં બધાં છૂટાં પડી જાય. બહુ તોફાન માંડોને, તો ભાગી જાય. અને ઉપશમવાળો તો મરી જાય તોય ના છોડે.

**પ્રશ્નકર્તા :** ક્યાં ભાગી જાય ?

**દાદાશ્રી :** ગમે ત્યાં આગળ, જ્યાં એને 'સેફ સાઈડ' હોય ત્યાં.

**પ્રશ્નકર્તા :** એટલે આપની પાસેથી ભાગી જાય, એમ ?

**દાદાશ્રી :** હા. અને હું ના હોઉં ને કોઈકની પાસે બેઠો હોય તો એ ત્યાંથી યે ભાગી જાય. ઉપશમ હોય તે ના ભાગે, મારી નાખે તો યે ના ભાગે.

અને પેલો તો જુદું લઈને બેસે. આ તમારું રહ્યું, અમારું જુદું. જુદો ગચ્છ લઈ બેસે. ત્રણ જણ ભેગા થાય, એનું નામ ગચ્છ કહેવાય. ત્રણ સાધુઓ કે ત્રણ ભેગા થઈને આરાધના કરવા બેસે, એનું નામ ગચ્છ કહેવાય. ભગવાને એનું નામ ગચ્છ આપ્યું. ગચ્છ કાઢીએ તો શું ખોટું ? ત્રણ જણ તો મળી આવે !

**પ્રશ્નકર્તા :** પણ ગચ્છ હોય ત્યાં મોક્ષમાર્ગ ના રહ્યો ને, પછી ?

**દાદાશ્રી :** હા, અને ગચ્છ હોય એટલે ખલાસ. પણ એવું ગચ્છ લે

ને ! આ મારું જુદું અને આ એમનું જુદું.

**પ્રશ્નકર્તા :** એ તો પછી પડે.

**દાદાશ્રી :** પડેલા જ છે ને ! છૂટો પડે ત્યાંથી જ પડેલો હોય.

## જ્ઞાની દશાનું પ્રમાણ

એવું છે, આ 'જ્ઞાન' લીધું એટલે જે આખું પોતાપણું હતું, તે ધીમે ધીમે ઓગળતું ઓગળતું પછી ધીમે ધીમે ઝીરો થાય. 'ઝીરો' થાય એટલે એ 'જ્ઞાની' કહેવાય. પછી એની વાણીમાં બધો ફેર પડી જાય. પોતાપણું જાય ત્યાર પછી વાણી નીકળે. જેટલું પોતાપણું ઘટે એટલી વાણી ઉત્પન્ન થઈ જાય અને તે વાણી સાચી હોય ! બાકી, ત્યાં સુધી બધી વાણી ખોટી. આ બહાર તો, આપણા 'જ્ઞાન' લીધેલા સિવાય બીજે બધે તો પોતાપણું હોય અને વાણી બોલે છે. પણ એ વાણી તો વા-પાણી જેવી, વાણી જ નહીં. એ લૌકિક બધું કહેવાય. ને આપણા 'જ્ઞાન' લીધેલા હોય એમને પોતાપણું જાય પછી જ બોલાય, નહીં તો બોલાય નહીં.

અને આપણા 'જ્ઞાન' લીધેલા મહાત્માઓમાં કોઈ એકુંય માણસ પોતાનું સ્વતંત્ર એક વાક્ય બોલી શકે છે ? નહીં. ત્યાં સુધી કોઈ 'મૂળ વસ્તુ'ને પામ્યો નથી. એક વાક્ય ના બોલાય. અને એક વાક્ય બોલે તો હું સજ્જડ થઈ જાઉં. બસ, થઈ ગયું ! એટલે હું કહું કે બસ થઈ ગયું !! એક જ વાક્ય મારા સાંભળવામાં આવેને, તો હું સમજી જઉં કે કહેવું પડે આ ! પણ એવું હોય નહીં ને ! વાક્ય શી રીતે નીકળે ? વાણી એની નીકળે શી રીતે ?

**પ્રશ્નકર્તા :** આપનું કહેલું પણ જો પદ્ધતિસર કહેતા હોય તોય બહુ થઈ ગયું.

**દાદાશ્રી :** અહીં પદ્ધતિસર કહેતા હોય તો તો સોનું કહેવાય.

## 'વિજ્ઞાન'માં વાત જ સમજવી રહી

**પ્રશ્નકર્તા :** આ પુરુષાર્થની વાત બહુ મોટી વસ્તુ છે. 'જ્ઞાન' પછી

રહ્યું આ જ વસ્તુ !

**દાદાશ્રી :** આ ઝીણી વાત બધાએ સમજેલી ના હોય ને ! આ તો બધું ઠોકાઠોક ચાલ્યા કરે. કેટલી બધી વાત ઝીણી હોય, પણ તે જાણેલું જ ના હોય ને ! સાંભળેલું જ ના હોય ને !

**પ્રશ્નકર્તા :** હજુ તો 'મૂળ આત્મા' આકાશ જેવો સૂક્ષ્મ, ત્યાં સુધી એવી સૂક્ષ્મ વાતને પકડવાની છે ને ?

**દાદાશ્રી :** હા, એવી ચીજને પકડવાની છે. પણ બહુ દોડવાની જરૂર નહીં. પેટ દુઃખે એવું દોડવાનું નહીં. વાત જ સમજવાની છે. 'ઈઝીલી' સહજ રીતે કરવાનું છે. એટલે વાત જ સમજવાની છે, કરવાનું કશું નથી.

આવું ઝીણું કાંતવાની દરેકની ઈચ્છા હોય જ ને ! ધનવાન થવાની કોને ઇચ્છા ના હોય ? આ લોક આટલા વર્ષ બજારમાં શા હારું દોડધામ કરે છે ? આ લક્ષ્મી માટે જ દોડધામ છે ને, જગતની ?!

**પ્રશ્નકર્તા :** પણ આપની પાસે શબ્દાવલંબનથી પછી પ્રગતિમાં ચઢાય ને ? આ શબ્દો પકડી પકડીને ધીમે ધીમે 'મૂળ વસ્તુ' સુધી ચલાય ને ?

**દાદાશ્રી :** હા. એટલે પહેલું આમાંથી ઘૂસે ધીમે ધીમે ! આ દરવાજામાંથી ઘૂસે, પછી બીજા દરવાજા સુધી જવાય. પણ પહેલા દરવાજામાં ઘૂસ્યો જ ના હોય, તેને શું થાય ?

## ઓળખનારો જ પામે

**પ્રશ્નકર્તા :** આવી ઝીણી વાત નીકળે ને, ત્યારે આપની ઓળખાણ બહુ ઊંચી પડે છે તે વખતે, આપની દશાની બહુ અદ્‌ભુતતા લાગે, 'અક્રમ વિજ્ઞાન'ની અજાયબી લાગે.

**દાદાશ્રી :** બધાને ઓળખાણ સમજાય નહીં. ઓળખાણ સમજવું એ સહેલી વાત છે ? ઓળખાણ સમજણ પડી ને, તેને તે રૂપ થઈ જાય. ઓળખાણ પડવું સહેલી વાત નથી ને ! હા, અમારું આપોપું ગયેલું જેને દેખાય છે તેને બહુ મોટી વાત સમજાઈ. એ 'આપોપું' સમજી ગયો.

## આપોપું ગયું, થયો પરમાત્મા

હવે એ આપોપું જાય કેવી રીતે ? કે એ આપોપું જેનું ગયું હોય તેનાં દર્શન કરાવી દઈએ ને, એ જ એની 'ફીટનેસ'. બીજું કશું નહીં.

**પ્રશ્નકર્તા :** દર્શન કરવાથી જ પતે છે ?

**દાદાશ્રી :** દર્શન કરવાથી બધું જ થાય. આજે જ વાત નીકળી. આપોપું શબ્દ નીકળ્યો છે કંઈ ? એ તો જ્યારે કંઈ પ્રકરણ ખુલ્લું થાય ત્યારે 'ઓપન' થાય.

અને આ આપોપું જાય, તેનું ભગવત્ ચલાવી લે. પોતાપણું જાય તો ભગવત્ ચલાવી લે. પછી શી ભાંજગડ છે, બોલો. અમારું આપોપું ચાલ્યું ગયું, પછી બીજું બધું ભગવત્ ચલાવી લે. મારે ક્યાં આ બધી ભાંજગડ છે ? હેય, કૃષ્ણ ભગવાન ઘોડાં હાંક્યા કરે છે. આપણે તો અંદર બેઠા બેઠા જોયા કરવાનું. એટલે ભગવાન ક્યારે સંભાળી લેશે ? એ તો આપોપું છોડશે ત્યારે. તેથી કૃપાળુદેવે કહ્યું ને, કે ભગવત્ ભગવત્નું સંભાળી લેશે પણ આપોપું છોડશે તો.

આપોપું હોય ત્યાં સુધી ભગવાનની જવાબદારી નહીં. પોતાપણું ના હોય ત્યારે ભગવાનની જવાબદારી. હા, 'ફુલ' જવાબદારી એમની !

આપોપું તો જતાં ઘણો ટાઈમ લેશે. આ તો બીજાં બધાં બહારનાં પાડોશીઓ જોડે હજુ નિકાલ તો કરો. બાકી, આપોપું જવું અને ભગવાન થવું એમાં ફેર નથી. છેવટે 'અમારું' આપોપું ગયું એટલે 'ભગવાને' માથે ભાર લીધો. હવે અમને ભાર નથી. અમારું આપોપું ગયું ત્યારથી ભાર એમણે માથે લીધો. ત્યારે જ તો અમે આ લહેર કરીએ છીએ ને ! અને આ તો એવું છે ને, મેં તો ઘણા કાળનું કર્યું હતું ને તમને સહેજમાં થાય છે, એટલે લાભ ઉઠાવી લેવાનો. છેવટે આપોપું જશે ત્યારે કામ થશે.

'પરમાત્મા' થવું અને 'આપોપું જવું' એ બેમાં ફેર નથી. જો આપોપું ગયું ત્યાં પરમાત્મા સિવાય બીજું કશું છે નહીં.

**- જય સચ્ચિદાનંદ**

